

## આ અંકમાં



### સામયિક દોહન

# પુસ્તકાલય માટે ગૃહઉપયોગી ૪૦ પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| ઘરની રાણી | રૂ ૬-૧૨-૦ | મહેલુ પારણું | રૂા ૬-૧૨ |
| જીવન મણી | " ૪-૨-૦ | દાદીમાનુ વૈદુ | " ૬-૧૨ |
| આણો ઘરસંસાર | " ૨-૦-૦ | રાસ રજની | " ૩-૮- |
| ગૃહિણી મિત્ર | " ૫-૦-૦ | રાસ મંગલા | " ૧-૮- |
| ભાત ભાતનુ ભરત ને ગુંથણકામ | " ૧-૦-૦ | મામાનુ ઘર કેટલે | " ૨-૦- |
| | | વિસમી સદીનુ પાકશાસ્ત્ર | " ૩-૦- |
| વિજયાલક્ષ્મી પંડિત | " ૩-૦-૦ | રાસ કોકિલા | " ૦-૭- |
| અરૂણા અસફઅલી | " ૨-૦-૦ | અમારા ગીત | " ૦-૬- |
| રણચંડી કૅપ્ટન લક્ષ્મી | " ૨-૦-૦ | પાયલ બાજે | " ૦-૭- |
| જનક દુલારી | " ૨-૦-૦ | અન્નપૂર્ણાનુ મંદિર | " ૨-૦- |
| દક્ષકન્યા | " ૨-૦-૦ | શુભદા | " ૨-૮- |
| ભાઇબહેન | " ૩-૮-૦ | જ્ઞાનંદા | " ૩-૮- |
| ભાભી | " ૩-૮-૦ | નગરલક્ષ્મી | " ૩-૮- |
| બડીદીદી | " ૨-૦-૦ | આનંદી | " ૩-૮- |
| અનુરાધા | " ૨-૦-૦ | વિભાવરી | " ૩-૮- |
| ગૃહદાહ | " ૫-૦-૦ | સાવકી મા | " ૩-૧૨ |
| પથેરદાબી ભાગ ૧-૨ | " ૬-૦-૦ | વિપ્રદાસ | " ૪-૮- |
| બુદ્ધિ વિલાસ | " ૫-૦-૦ | શરદચંદના | " ૩-૦- |
| નર ને નારી | " ૨-૦-૦ | દાદાજીનું ડહાપણ | " ૨-૦- |
| લગ્નનો આનંદ | " ૩-૧૨-૦ | દંપતીસુખ | " ૫-૦- |

## સંસ્કાર લક્ષ્મી . રૂા. ૬-૦-૦

દરેક પુસ્તકનું વી પી ખર્ચ અલગ સમજવું માત્ર ગણત્રીની જ નકલો સ્ટોકમાં હોવાથી ખલાસ થાય તે પહેલા વી પી થી મંગાવવા માટે આજેજ લખો

## એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ પબ્લીશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ ૨.

આ માસિક વડોદરામાં 'ધી લુહાણામિત્ર પ્રિ. પ્રેસ' માં અંબાલાલ ત્રિ ઠક્કરે પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું તા ૨૪-૧-

* નેપાલી સાહિત્ય પરિષદની સ્થાપના તાજેતરમાં જ થઇ છે તેની પહેલી સભામાં ગદ્ય તથા પદ્યના ઘણા લેખકોને ઉત્તેજન આપવામાં આવ્યું હતું તે સભામાં શ્રેષ્ઠ નેપાલી પુસ્તકના લેખકને રૂ. ૬૦૦) નું પદ્મ પુરસ્કાર આપવાનું નક્કી કરવામાં આવ્યું છે. 'સાહિત્ય સ્રોત' નામે નવું માસિક પણ તેણે શરૂ કર્યું છે. તથા કેટલાક ઉપયોગી પુસ્તકો પણ પ્રગટ કરનાર છે.



* શ્રી રવીન્દ્રનાથ ટાગોરનું સ્મરણ ચિરસ્થાયી રાખવા માટે ભાગલપુરના લોકોએ ટાગોર સોસાયટીની સ્થાપના કરી છે તેનો ઉદ્દેશ હિંદી તથા બંગાળી પુસ્તકોનું પુસ્તકાલય સ્થાપવાનો અને કવિતાં પુસ્તકો હિંદીમાં પ્રગટ કરવાનો છે



* શ્રી. નૃસિંહ ચિંતામણ કેલકરે રચેલ 'તિલકનું જીવનવૃત્તાંત' મરાઠી જીવન ચરિત્ર સાહિત્યમાં અગ્રસ્થાને છે. તેમનું આત્મવૃત્તાંત 'ગતગોષ્ઠિ' ના મથાળા હેઠળ ૧૯૩૯ માં છપાયું હતું.



* શ્રી કેલકરનાં બધાં પુસ્તકો તેમના જીવનકાળ દરમિયાન છપાઈ ગયાં હતાં મરાઠી સાહિત્યના ઇતિહાસમાં આ પ્રકારનો બનાવ પહેલવહેલો જ છે.



* ઇચલકરંજીના રાજા શ્રી વિનાયકરાવ ઘોરપડેએ મુંબઈના પ્રાધ્યાપક કે. પી. ... તેમનાં પુસ્તક 'મરાઠી વ્યુત્પતિકોશ' માટે રૂ. ૩૫૦) નું પારિતોષિક આપ્યું છે.



* અડ્યાર પુસ્તકાલય (અડ્યાર, મદ્રાસ) નો હીરક મહોત્સવ બીજી ડિસેમ્બરે ઉજવવામાં આવ્યો હતો. ડૉ. મેધ વરદાચારીઅરે આ હીરક મહોત્સવ વ્યાખ્યાનમાં, હિંદની પ્રાચીન સંસ્કૃતિ ગ્રંથમાળાના ત્રીસ ગ્રંથો પ્રગટ કરવાની યોજના દર્શાવી હતી. આ માળામાં પ્રાચીન હિંદના ઇતિહાસ તથા સંસ્કૃતિનું સમગ્ર ક્ષેત્ર આવરી લેવામાં આવશે. આ યોજના તાત્કાલિક શરૂ કરવાની તેમણે ભલામણ કરી હતી.

મોટા પંડિતોને સુંદર પુસ્તકાલયનાં પ્રકાશનો ભેટ આપવામાં આવ્યાં હતાં. નાના પંડિતો તથા વિદ્યાર્થીઓને નાનાં પુસ્તકો તથા રોકડ ઈનામનાં પરિતોષક આપવામાં આવ્યાં હતાં. આ વિશિષ્ટ પ્રસંગ માટે પુસ્તકોની ખાસ રેશમી બાંધણી કરવામાં આવી હતી.



* મુંબઇ યુનિવર્સિટી તરફથી અપાતું રૂ. ૪૦૦) નું શ્રી ગોકુળજી ઝાલા વેદાંત પારિતોષિક ચાલુ વર્ષે વડોદરાના પ્રખ્યાત વિદ્વાન પ્રાધ્યાપક શ્રી એસ એસ ભાવેને આપવામાં આવ્યું છે



* નેવું વર્ષ પહેલાં સીલોનમાં એક ખ્રિસ્તી મિશનરી ડૉ. વિન્સ્લોએ નીચેના શબ્દો ઉચ્ચાર્યા હતા.

'તામિલ ભાષાનું પદ્ય ગ્રીકના કરતાં વધારે ચોક્કસ તથા સંસ્કૃત છે તેમ કહેવામાં અતિશયોક્તિ નથી!

આ વિદ્વાન અંગ્રેજી, ફ્રેન્ચ, ઇટાલિયન, જર્મન, લેટિન તથા ગ્રીક ભાષાઓથી પરિચિત હતા. હિંદમાં આવ્યા પછી તેણે સંસ્કૃત તથા હિંદની બીજી જીવંત ભાષાઓનો અભ્યાસ કર્યો હતો. તેનો તામિલ ભાષાનો કોશ બીજા કોશો માટે આધારભૂત ગણાય છે આવા વિદ્વાન ડૉક્ટરના ઉપરના શબ્દો છે. બે વર્ષ પહેલાં એવી સૂચના થઈ હતી કવિ સુબ્રહ્મણ્ય ભારતીનો જે ઘરમાં જન્મ થયો હતો તે ઘર ખરીદી લઇ તેના સ્મારક તરીકે જાળવવું (કવિ ૧૯૨૧ માં સ્વર્ગસ્થ થયા હતા તે સમયે એવો અડસટ્ટો કરવામાં આવ્યો હતો કે આ કાર્ય માટે લગભગ ૫ હજાર રૂપિયાની જરૂર પડશે. 'કલ્કી'ના તંત્રીએ ફાળા માટે પોતાના પત્રની કટારો ખુલ્લી મૂકી શરૂઆતમાં નાની નાની રકમો ભરાવા લાગી પછી તો સોની તથા હજારની રકમ આવવા લાગી. કવિના સ્મારકના ઉપયોગ માટે પચાસ હજાર રૂપિયાની રકમ ભેગી થઇ ગઇ. આટલી રકમ પૂરતી હોઇ ફાળો બંધ કરવામાં આવ્યો, નહિતર ઓછામાં ઓછા એક લાખ રૂપિયાની રકમ થઇ હોત.

* અત્યારે મકાન તૈયાર થઇ ગયેલ છે અને પશ્ચિમ બંગાળના ગવર્નર શ્રી. રાજગોપાલાચારીએ તા. ૧૩ મી ઑક્ટોબરે તે ખુલ્લું મૂક્યું હતું.



* દક્ષિણ હિંદમાં એક સમય એવો હતો કે આધુનિક તામિલમાં લખનાર સ્રીલેખિકાની સંખ્યા જૂજ હતી પરંતુ તો વિશાલાક્ષી અમ્મલ એકલાં જ હતાં, પછીથી એકાદ બે સ્ત્રીઓએ થોડાં પુસ્તકો લખ્યાં હતાં અને સામયિકો ચલાવ્યાં હતાં, પણ અત્યારે નવા તામિલની વૃદ્ધિમાં ફાળો આપનાર લેખિકાઓની સંખ્યા મોટી છે તેમાં ગુહપ્રિયા શ્રીમતી સ્વર્ણઅલ-પોતાનાં લખાણોથી તામિલ જગતમાં બહુ જાણીતાં છે તે "નૂતન સ્રી" નામના સાહિત્યના નવા સામયિકનાં તંત્રી છે, પહેલા અંકમાં દક્ષિણ હિંદની સ્રીઓના હાર્દ દર્શાવતા લેખ છે



* હેલ્સિન્કી વિશ્વવિદ્યાલયના પ્રાધ્યાપક ડૉ. હર્ન ત્યાંના વિશ્વવિદ્યાલયના પુસ્તકાલય માટે યુરોપિયન ભાષાઓમાં લખાયેલાં હિંદી લેખકોનાં પુસ્તકો મોકલવાની વિનંતિ કરતાં જણાવે છે, કે હિંદી લેખકોનાં પુસ્તકો ફિન્લૅન્ડમાં માત્ર ઉત્સુકતાથી વંચાશે એટલું જ નહિ પણ તેમાંનાં ઘણાખરાં ટૂંક સમયમાં ફિનિશ ભાષામાં ઉતરાવવામાં આવશે, કેમકે ફિન્લૅન્ડના લોકોને પુસ્તકો બહુ ગમે છે.



* અમેરિકામાં અત્યારે લુઇ ફિશરકૃત 'ગાંધી અને સ્ટૅલિન'નું ખૂબ વેચાણ થઈ રહેલ છે 'સેટર્ડે રિવ્યુ' સુદ્ધાં અમેરિકન વર્તમાનપત્રોએ તેને શાંતિચાહક દરેક શહેરીએ વાંચવા યોગ્ય પુસ્તક' તરીકે ગણ્યું છે

* અલબત્ત ભાર ગાંધી ઉપર છે, નહિ કે 'સ્ટૅલિન' પર

છોટાલાલ : માનસિંગ કામદાર

સ્થાન મળ્યું છે. એ નવલકથાનું નામ છે. So Many Hungry ('કરોડો ભૂખ્યા') ને લેખક છે બંગાળી લેખક ડૉ. ભવાની ભટ્ટાચાર્ય અગાઉ આ ગ્રન્થમાળાની આવી માસિક કિતાબોની પસંદગીમાં હેરોલ્ડ લાસ્કી, એડગર સ્નો વગેરે ખ્યાતનામ લેખકોની કિતાબોને સ્થાન સ્થાન મળ્યું હતું.



## અબ્રહામ લિંકન વિશે એક વધુ ગ્રન્થ

મહાન અમેરિકન પ્રમુખ અબ્રહામ લિંકન વિશે ઘણાં પુસ્તકો લખાયાં છે તેમાં એક પુસ્તકનો ઉમેરો થયો છે 'How to Influence Me & People' એ પુસ્તક વડે પ્રતિષ્ઠિત લેખક ડેલ કાર્નેગિએ "Lincoln the Unknown" એ નામનું જીવનચરિત્ર બહાર પાડયું છે આ અગાઉ એણે "Biographical Round up" અને "Five Minutes Biography" નામનાં જીવનચરિત્રોના પુસ્તકો બહાર પાડ્યા હતા.



## "શેણી અને વિજાણંદ" નો કિસ્સો અંગ્રેજીમાં

'શેણી અને વિજાણંદ'નું સૌરાષ્ટ્રનું સુપ્રસિદ્ધ સંગીત પ્રધાન પ્રેમકાવ્ય અંગ્રેજીમાં અને તે પણ પદ્યમાં— 'તક્ષશિલાની ગજમાતા'ના જાણીતા લેખક શ્રી ઉચ્છરંગરાય ઓઝાએ બહાર પાડયું છે. આ અંગ્રેજી પ્રેમકાવ્યની પ્રસ્તાવના મશહૂર ફ્રેન્ચ લેખક સ્વ૦ રોમાં રોલાંએ લખી છે, એ આ પુસ્તકનું સદ્ભાગ્ય ગણાવું જોઈએ કેમકે, સ્વ૦ રોમાં રોલાંનો સંગીતશાસ્ત્રનો અભ્યાસ ખૂબ જ ઉચ્ચ કોટિનો હતો રોમાં રોલાં આ ણ એ સંગીતપ્રધાન પ્રેમકાવ્યને વખાણતાં આ પુસ્તકની પ્રસ્તાવનામાં લખે છે 'સમગ્ર કાવ્યમાં સંગીત પ્રત્યેનો ઊંડો પ્રેમ વ્યાપી રહેલો છે ......આ પ્રેમ શ્રીકૃષ્ણના બંસરીના લોકપ્રિય સૂરથી જુદો જ છે અને સંગીતને સૃષ્ટિની વિશ્વવ્યાપી શક્તિને પ્રેરે છે'



## શ્રી. મિનૂ મસાણીનું નવું પુસ્તક

'આપણું હિંદુસ્તાન', 'આપણો ખોરાક' વગેરે લોકપ્રિય અર્થશાસ્ત્રના પુસ્તકો લખીને જાણીતા થયેલા લેખક શ્રી. મિનૂ મસાણીનું નવું પુસ્તક બહાર પડ્યું છે એનું નામ છે, "A plea for Mixed Economics" ('મિશ્ર અર્થકારણની તરફેણમાં') કિંમત બાર આના.

—"શિવ સુન્દરમ્"

---

## કલા અને પરિશ્રમ

* 'કલા એટલે ૯૯ ટકા પરસેવો અને ૧ % ટકો પ્રેરણા' —લિયોનાર્ડો ડી વિન્સી
* 'અતિશય કાળજીપૂર્વકના અભ્યાસની ખાતરી બજા ચકાયથી થાય એવી નથ ખરું રહસ્ય જ ને જીવનના પણ ઘણા રહસ્યો પરિશ્રમથી જ મેળવાય છે'—રોડિન
* 'મારી પાસે કલાનાં બીજાં કશાંય રહસ્યો નથી, સતત પરિશ્રમ છે'—ટર્નર

—શિવમ્ સુંદરમ્

# પાટણની પ્રાચીન અને અર્વાચીન ઐતિહાસિકતા

વડોદરા રાજ્ય ઐતિહાસિક દસ્તાવેજ સંશોધન સમિતિના સભ્યો, ઐતિહાસિક સંશોધનના કામે એક વાર પાટણ આવ્યા હતા

તેમણે લાકડા ઉપરનુ પ્રાચીન કોતરકામ, પ્રાચીન શિલ્પકામમાં આલેખેલી પ્રતિમાઓ તથા દેવમંદિરોના ઘુમ્મટોમા આલેખેલી ચિત્રાવળીઓ રસપૂર્વક તપાસી કેટલાકના ફોટા લીધા હતા આવા ચિત્રકામો સચવાય તો સુંદર સંગ્રહ થાય તે માટે ઉપર્યુક્ત પરિષદમાં આવા ચિત્ર સમૂહ એકત્ર કરવાનો ઠરાવ લાવવા નોંધ લીધી હતી

તેમણે જુદા જુદા સદ્‌ગૃહસ્થોને મળી પ્રાચીન દસ્તાવેજો, પત્રવ્યવહાર વગેરે મેળવવા યત્ન કર્યો હતો તે સદ્‌ગૃહસ્થો પૈકી પાટણના હાલના નગરશેઠ શ્રી અમરચંદે એક પત્રવ્યવહાર બતાવવાની ઇચ્છા જાહેર કરી એ સંશોધકોને તેમના મુકામે તેડી ગયા હતા

તેમણે વાતચિતમા જણાવ્યુ હતુ કે તેનું કુટુંબ ભિન્નમાળમાથી સં. ૮૦૨ ની સાલમાં પાટણ આવ્યુ હતુ અને તે વખતથી, પાટણનું નગરશેઠપણું અખંડિત રીતે તેમના વંશમાં પેઢી દરપેઢી ચાલ્યુ આવે છે તેમના કુટુંબમાં કેટલાક પ્રાચીન દસ્તાવેજો તથા લખાણો, પાટણમાં ચાલ્યા આવતા વારસાઇના રિવાજથી, કૌટુંબિક પરંપરથી નાના છોકરાને વારસામાં જવાના નાશ પામ્યા હતા આમ છતાં સનંદી દસ્તાવજો તથા કિંમતી પત્રવ્યવહાર કાળજીપૂર્વક સાચવી રાખવામા આવ્યો છે

તેમણે રજુ કરેલાં લખાણો, ફરમાનો, પત્રવ્યવહાર અને મોગલઘાના દાખલાઓ ત્રણ વિભાગમાં વહેચી શકાય, (૧) મોગલાઇ રાજ્યકાળના, (૨) બાબી નવાબના કાળના અને (૩) ગાયકવાડી શાસન સમયના

પહેલા વિભાગ અને બીજા વિભાગના એક સિવાયે બીજા લખાણો ફારસી ભાષામાં હોવાથી, ભાષાના અપરિચયને કારણે વાચી શકાયા ન હતા

ત્રીજા વિભાગના દસ્તાવેજોના બે ભાગ કે પ્રકાર (૧) છત્રપતિના અમલ દરમ્યાનના ગાયકવાડી અમલના ફરમાનો (૨) તે પછીના ગાયકવાડી અમલનાં ફરમાનો અને પત્રવ્યવહાર.

પહેલા વિભાગના લખાણમાં શરૂઆતમાં 'શ્રી રાજારામ છત્રપતિ' લખ્યા પછી શાસનકર્તા ગાયકવાડનરેશનુ નામ તથા તેમના અધિકારી, જેના તરફ પત્ર લખાતો હોય તે અધિકારી અથવા નગરશેઠ ઉપરે દામાજી યચમાત્ એ શબ્દે શ્રીમંત કે દામાજીરાવ બીજાનાં વખતના લખાણમા છે દરેકમાં સાનમાં સવત અને શાકે ૯ પેની ૪ શ્રીમંત ગોવિંદરાવ ગાયકવાડ સુધી ફીજરી સાલ લખેલી છે કેટલેક ઠેકાણે ફારસી વાગે ફારસી ભાષામાં પણ છે ફરમાન લખેલ કાગળો અમદાવાદી ચોપડાના અષ્ટમાશ કાગળ છે છેલ મહોર છાપ' વકસ્તે" એ અર્થસૂચક ફારસી શબ્દ હોય છે. કેટલાક લખાણમાં શાખ તથા ... ની સહીઓ પણ છે.

બીજો વિભાગ શ્રી કૈ. આણદરાવ ગાયકવાડના રાજ્યઅમલથી શરૂ થાય છે. તેમાં 'શ્રી રાજારામ છત્રપતિ' એ શરૂઆતમાં લખાતુ બધ થાય છે. ફજરી સાલ પણ લખાતી નથી. ફરમાન ઘણાં 'સ્વહસ્તેજ' છે.

આ લખાણો એક સ્નેહી તરફ લખતાં હોય તેવી રીતનાં છે કેટલાક પત્રોમાં નગરશેઠના સંબંધીઓનાં નામ પણ આપ્યાં છે. એટલે રાજ્યકુટુંબનો તેમના કુટુંબ સાથેનો નિકટ સંબંધ બતાવે છે. નગરશેઠને પાટણનો વેપાર વધારનાર તથા આબાદ કરનાર ગણી, તેમનાં વખાણ કર્યા છે, તેમજ ગક્ષણની ખાતરી આપી તે નિર્ભયપણે વેપાર ખીલવવાની પરવાનગી આપી છે અને ઉત્સાહ વધાર્યો છે વેપારીઓ [illegible] તમાં તેમનો નિર્ણય કેવટનો ગણવા.તેમના અધિકારી તરફ ફરમાન કરે [illegible] છે, તે [illegible] વિરુદ્ધ જનારાઓને શાસન કરવા તાકીદ કરેલી છે

વેપાર બદલ [illegible] નગરશેઠ તરફથી [illegible] કરને આવકવેરામાં રૂ ૧૨૦૦) ની રકમ દર વર્ષે આપવા ઠરાવેલું [illegible] તે બ [illegible] વેપારી રકમ [illegible] ચાર આની વેરો સરકાર તરફથી લેવાનો હક આપેલો છે અત્યારે સુધારાથી [illegible] સત્યા થવા [illegible] આ હક્કશાહી બંધ થઇ, હાલના નગરશેઠ [illegible] સુધી રૂ ૯૨) આવવા [illegible] બંધ થએલો છે

શ્રીમંત સરકાર તરફથી તેમની માનપ્રતિષ્ઠા વધારવા માટે તેમને રૂ ૧૫૦૦) ની ઉપજનું સાગોડીઆ ગામ ઇનામમાં આપેલું છે દરેક નગરશેઠ તરફે આવતા જે તે વખતના શાસનકર્તા નરેશ પાસે [illegible] અત્યાર સુધી [illegible] સણદનો મેળવલો કરાવેલો છે ઉપરાંત તેમને 'મશાલ' નું સવિશેષ માન પણ આપ્યાનો બે લખાણમાં ખાસ નિર્દેશ કરેલો છે.

બધા દસ્તાવેજો તપાસવા માટે વિશેષ વખત તથા મોડી અને ફારસી ભાષાના જાણકાર માણસોની પણ જરૂર હોવાથી આ કામ બીજી કોઈ વાત પર મુલતવી રાખવામાં આવેલું.

—મહેન્દ્રરાય ક. વકીલ
( પાટણ મહાલ શાળાધિકારી )

---

# એવું થાય ?

સરસ્વતી દેવીને તમે પૂજો છો વિદ્યાધનને મોટું માનો છો ? રામાયણ,મહાભારત, કુરાન કે બાઈબલને તમે પવિત્ર માનો છો ? પુસ્તકો એ તો સ્વર્ગમા જવાનાં વિમાન છે.

પહેલાંના વખતમાં પુસ્તકો ખૂબ કાળજીથી જળવાતા અત્યારે છાપખાના થયાં છે એટલે પુસ્તકો સસ્તાં થયા છે, જ્યાં જોઈએ ત્યાં પુસ્તકો મળી શકે છે. ઠેરઠેર પુસ્તકાલયો છે, પણ એટલું ન ભૂલશો • આપણે વારે ઘડીએ પુસ્તકો ખરીદીએ એટલા શ્રીમંત નથી; આપણે તો ગરીબ છીએ પૈસા પેટે પુસ્તકોનો પણ કરકસરથી ઉપયોગ કરવો જોઈએ.

પુસ્તક વહેલું મટી કેમ જાય છે, એ તમે જાણો છો ? એમાં શું થઈ જવાનું છે, એમ તમે માનો છો, નહિ ?

છોકરાને રમવા આપવાથી, પુસ્તક બેવડ વાળવાથી,પછાડવાથી, જ્યાં ત્યાં ફેંકવાથી, એંધાણી રાખવા પાન વાળવાથી કે દિવાસળી લાકડાના ટુકડા પાનો વચ્ચે રાખવાથી, ભેજવાળી જગ્યાએ કે વરસાદ લાગે તેમ રાખવાથી, ચિત્રો ને પાનો ફાડવાથી, મનગમતા ભાગ પર લીટા દોરવાથી, કે પોતાનો અભિપ્રાય લખવાથી પુસ્તકો બગડે છે

જોજો, પુસ્તક બગાડનાર તરીકે તમારો નંબર તો લાગતો નથી ને ?

# ગામડાનું પુસ્તકાલય

શંકરભાઇ સોમાભાઇ તડવી (મુ શિ પોઇચા સ. ગ્રુ શાળા)

ધૂળ પુસ્તકો પર પડી પાવન કરી રહી હોય, ઉધઈ-દેવી પુસ્તકોના કાળા જેવા કાળા અક્ષરોનો નાશ કરતી હોય, ફીના ને સતકર્મ કાંઇક કરી છૂટવાની આશાએ ઉંદરભાઇઓ કામ કરતા હોય, એવાં આ પુસ્તકાલયો છે ખરાં, અને કેટલાંયે સુંદર છે એ વાતેય ખરી.

આ પુસ્તકાલયે જ મારું જીવનઘડતર કર્યું હોવાથી મારાથી વધારે પડતું લખી જવાય છે ગ્રંથપાલમિત્રો નીચે જ રજૂ કરેલા એવા દાખલાથી પોતાના આ પુસ્તકાલયને પર રાખે એવી આશાથી આ લખું છું

'માસ્તર સાહેબ! ગીતાજી આપોને?' એક પછાત કોમના વાચકે માગણી કરી

ગ્રંથપાલ બ્રાહ્મણ હતા, રૂઢિચુસ્ત પણ ખરા તે કહે 'તારાથી ન વંચાય.'

'કેમ સાહેબ?'

'કારણ કે તું નીચલી જાતિનો છુ, શૂદ્ર ગીતા વાંચે તો અનર્થ થાય વાણિક તારા કરતાં ઊંચા છે છતાં તેમનાથી પણ ગીતા ન વંચાય, કોઇ વાંચે તો તમે અભિશાપ થશો ખરા'

'પણ સાહેબ! આપ તેને કોણ વાંચી સંભળાવે?'

મૂંગા રહેલા મંત્રીએ ચશ્માંમાંથી ડોળા ફેરવ્યા



બપોરના બે વાગ્યા શાળા છૂટતાં બાળકો ઘેર ગયા પુસ્તકાલયની આપ-લે બપોરે થતી હોવાથી બાળકો આવ્યાં, ટેક-વાચકો પણ હતા હું પુસ્તકાલયને ઓટલે જઇ બેઠો.

"સાહેબ, અમર ચરિત્ર ભાગ ૧ લો આપો" અંત્યજ વાચકે માગણી કરી.

મંત્રીના પહેલાં એક ઉદ્ધત શ્રીમંત વાચકે સૂર કાઢ્યો 'તમારા માટે આ પુસ્તક નથી જાણ્યો, સાધાને પૈસા કે છ દિવસ આપવા નહિ ને પુસ્તકો વાંચવાં છે!'

એક ભલા વાચકે કહ્યું "નાગજીભાઇ આ પુસ્તકાલય એ સાર્વજનિક સંસ્થા છે ઘણે ભાગે તે ગરીબ માણસો માટે જ કાઢવામાં આવેલી હોય છે"

નાગજીભાઇ ચૂપ રહ્યા, પણ ગ્રંથપાલ સાહેબ (?)નો પુણ્યપ્રકોપ ભભૂકી ઊઠ્યો........ ને, મફત પાનાં ફાડવાં છે, એક દહાડે ચાર-આઠ આનાય આપવાના નહિ? ને તેમણે ઉપરથી પુસ્તકો નીચે ફેંક્યાં એક પુસ્તક તો ફાટીયે ગયું

હું આશ્ચર્ય પામ્યો, એક સુધરેલા ગણાતા ગ્રંથપાલ અને પુસ્તકાલયના માનદ-પ્રધાનની મનોભૂમિ ખેડતો હું વિચારમાં પડી ગયો



'મોડા કેમ આવો છો? તમે પુસ્તકો લઇ જઇ ખાલી મૂકો તો દરકારી વાચકોનું શું?'

'સાહેબ! હું ગરીબ માણસ દીવો મળે ત્યારે વાંચું ને? મજૂરી કરવા જવું પડે. વખત

બહુ થોડા મળે એટલે મોડું થાય છે.' વાચકે આજીજી કરી.

'પણ બીજા વાચકોનું શું ? .........'

'પેલા પ્રમુખ સાહેબ પાસે તો પચાસ પુસ્તકો ચાર મહિનાથી પડી રહ્યાં છે, તેનું કંઈ નહિ !'

'જા, તને પુસ્તક નહિ મળે..........'

બીજી ગાળો લખવા જેવી હોય ખરી ?

---

# સુવિચાર કણિકાઓ

'વિશ્વભરમાં જે જે ઉત્તમ કથન, મનન ને ચિંતન થયાં હોય તેને જાણવું એનું નામ જ 'સંસ્કારની દીક્ષા' —મેથ્યૂ આર્નોલ્ડ

'ખરું પૂછો તો ધોરી માર્ગ એટલે કે સુવર્ણ માર્ગ જેવું કંઈ છે જ નહિ. સુવર્ણમાર્ગ એ કે સુવર્ણમાર્ગ જેવું કંઈ છે નહિ, એ જાણવું.' —બર્નાર્ડ શો

'છેવટે ઇતિહાસ એ છે શું? ઇતિહાસ એટલે બધાએ કબૂલેલી એક વાર્તા'—નેપોલિયન

'આદર્શવાદી ને વ્યવહારુ એ બે વચ્ચે તફાવત શો ? આદર્શ એટલે વ્યવહારુ માણસોને—અથવા બીજા માણસોને—સમૃદ્ધ થવામાં સહાય આપે તે.' —હેન્રિ ફોર્ડ

"જો મારો 'સાપેક્ષવાદનો સિદ્ધાંત' સાચો ઠરશે તો જર્મની હું જર્મન છું એ રીતે હક કરશે, ને ફ્રાન્સ કહેશે, 'ના, એ તો વિશ્વનો નાગરિક છે.' જો મારો સિદ્ધાંત ખોટો ઠરશે તો ફ્રાન્સ કહેશે, 'એ તો જર્મન છે,' ને જર્મની કહેશે, "ના, એ તો જ્યૂ છે, જ્યૂ"

—આલ્બર્ટ આઇન્સ્ટાઇન

દુનિયામાં ચાર પ્રકારના માણસો હોય છે

(૧) જે જાણતો નથી, ને એ જાણતો નથી એની એને જાણ નથી, આ મૂર્ખનો પ્રકાર છે; એનાથી દૂર રહો.

(૨) જે જાણતો નથી, પણ એને એ જાણતો નથી એ વાતને જાણે છે, એ સરળ માણસ છે, એને શીખવાડો.

(૩) જે જાણે છે, છતાં એ જાણે છે એ વાતની એને જાણ નથી, એ તન્દ્રાવસ્થામાં છે, એને જગાડો, જાગ્રત કરો. જે જાણે છે, ને પોતે જાણે છે એ વાતનું એને પૂરેપૂરું જ્ઞાન છે, એ સાચો માણસ છે, એને અનુસરો. — એક અરબી કહેવત

The great of the earth may not be known to us in person, but in the company or the great, through our minds, through reading, through our aspirations and ideals, through our hero-worship, and through our attempt-to emulated the noblest we know

—Anonymous

—અર્થાત્, વિશ્વના મહાન પુરુષોના સીધા સંપર્કમાં હોવાનું સદ્ભાગ્ય આપણને ન સાંપડે

એમ બને, પણ મનન દ્વારા, વાચન દ્વારા, આપણી આકાંક્ષાઓ અને આપણા આદર્શો દ્વારા, એ વીર પુરુષો પ્રત્યેના આપણા ભક્તિભાવ દ્વારા ને જેને ઉમદામાં ઉમદા વસ્તુઓ આપણે જાણીએ છીએ તે મેળવવાના આપણા પ્રયત્નો દ્વારા આપણે એ મહા પુરુષોના સાનિધ્યમાં જરૂર જઈ શકીએ —'અજ્ઞાત'

I expect to pass through this world but once Any go, therefore, that I can do, of any kindness that I can show to any fellow creature let me do it now Let me not defer or neglect it, for I shall not pass this way again

અર્થાત્ આ દુનિયામાંથી માત્ર એક વાર પસાર થવાનું સદ્ભાગ્ય મને સાંપડયું છે એટલે જે કંઈ ભલું હું કરી શકું, અરે કાંઈ પણ પ્રાણી માટે જે કંઈ દયા માયા દાખવી શકું, તે વસ્તુ મને અત્યારે ને અત્યારે કરી લેવા દો. આ વાતમાં મારે વિલંબ કરવાની કે બેદરકારી બતાવવાની નથી, કારણ, આ માર્ગે મારે ફરીથી પસાર થવાનું નથી —સ્ટીફન ગ્રેલેટ

---

## કલા વિશે સુવાક્યો

'કલા કશું નથી, પણ કુદરતની અનુકૃતિ માત્ર છે.(All art is but imitation of Nature )' —સેનેકા

'કલાને છુપાવવામાં જ કલા રહેલી છે —ઓવિડ

'યાદ રાખજો કે, જગતમાં જે સૌથી વધુ રૂપાળી વસ્તુઓ છે તે જ સૌથી વધુ નિરુપયોગી છે. દા. ત. મોર અને કમળ.' —જોન રસ્કીન

'જે સુંદર છે તે મંગલ છે, ને જે મંગલ છે તે રૂપ વ્યક્ત કરવાની તૈયારીમાં જ છે' —સાક્રેટિ

કલાના મૂળમાં જઈએ તો કલા એ એવી પ્રવૃત્તિ છે, જેની પાછળ બહુ ધીરજથી અતિશય મહેનત કરીને માણસો પોતાની વિશિષ્ટ બુદ્ધિ શક્તિ અને ચતુરાઈ ખીલવે છે એ વિશિષ્ટ બુદ્ધિશક્તિ કે ચતુરાઈને પ્રતાપે સમાજની મનોવૃત્તિ ઉચ્ચ થાય છે, નીતિ સુધરે છે કે કંઈ વધારે ઉપયોગી સાધન સમાજના હાથમાં આવે છે.

કલાઓનો મહાન હેતુ આપણા આત્માનું દર્શન કરવાનો છે, અને આત્માના મહાન ગુણો આપણને પ્રાપ્ત કરાવવાનો છે, જેથી આપણે મનુષ્યો પણ ભગવાન જેવા ઉચ્ચ, શક્તિમાન, જ્ઞાની, આનંદી ને કલ્યાણકારી થઈ શકીએ

કલાના સેવનથી આપણી ઇંદ્રિયો બળવાન બને છે, બુદ્ધિ ને વ્યવહારનો મેળ મેળવાય છે, લાગણીઓ શુદ્ધ થાય છે, અને છિન્નભિન્ન થતુ જીવન પાછું નીરોગી ને સૌંદર્ય ગ્રહણ કરી શકે એવું તેજસ્વી બને છે

દરેક પ્રજાનું કંઈ ખાસ વ્યક્તિત્વ હોય છે, અને એને કંઈ ગૂઢ સંદેશો આપવાનો હોય છે. આપણું ખાસ વ્યક્તિત્વ અને ખાસ સંદેશા શા છે તે આપણી કલાનું અવલોકન આપણને જરૂર સમજાવી શકે એમ છે

*કોઈ કલાને પ્રેરણા કહે છે, સાંતાન કલાને આનંદની મૂર્તિ કહે છે, ટૉલ્સ્ટૉય કહે છે, હૃદયક્ષોભ કલાને માટે આવશ્યક છે.




(૧) પરિશેષ (૨) આકાશદીપ—બંનેના લેખક શ્રી ધૂમકેતુ, પ્રકાશક ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો અમદાવાદ. પૃષ્ઠ ૨૩૦, અને ૨૧૬, સચિત્ર કવર જેકેટ સહિત પાકાં પૂઠાં, મૂલ્ય દરેકના રૂ ૩–૦–૦

સંસ્કૃત સાહિત્યમાં જેમ ઉપમા કાલિદાસની, તેમ આજે આપણા ગુજરાતી સાહિત્યમાં 'ટૂંકી વાર્તા તો ધૂમકેતુની' એ સૂત્ર સર્વસ્વીકૃત થઇ ચૂકેલું છે એમની લખેલી તણખામાંની ટૂંકી વાર્તાઓ તેમ જ અવશેષમાંની લઘુકથાઓ આપણા વાર્તાસાહિત્યના ભૂષણરૂપ છે અવારનવાર સામયિકોમાં છપાતી એમની વાર્તાઓ વાચક માટે હંમેશા પ્રથમ આકર્ષણરૂપ જ રહી છે એવી નવી જૂની કુલ્લે ગણીને પહેલીમાં ૨૨ વાર્તાઓ અને બીજીમાં ૧૮ વાર્તાઓ છે

અવશેષ પછીના "આકાશદીપ" અને "પરિશેષ" ના સંગ્રહોમાંની આ વાર્તાઓ વાચકોને અચૂક આકર્ષે તેવી હોઇને વાર્તારસિકોમાં ખૂબ જ આદરપાત્ર નીવડશે એ નિર્વિવાદ છે દરેક પુસ્તકાલયમાં એ વસાવી લેવાય

(૩) અંતરાય—લેખક. શ્રી. ઉમાશંકર જોષી પ્રકાશક જીવન સાહિત્ય મંદિર, ગાંધીરોડ, અમદાવાદ. ક્રાઉન કદના પૃષ્ઠ ૧૫૨, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨–૪–૦

આપણા સાહિત્યના ઉપર જણાવ્યા તેવા બે સિદ્ધહસ્ત વાર્તાલેખકોમાંના એક કવિ શ્રી. ઉમાશંકર જોષીનો આ નવો વાર્તાસંગ્રહ છે. એમણે અગાઉ લખેલ "શ્રાવણી મેળો" અને "ત્રણ અર્ધું બે" એ સંગ્રહો વાર્તારસિક વાચકોમાં ઠીક આદર પામ્યા હતા તે પછીનો આ નવો વાર્તાસંગ્રહ પણ વાર્તાવાચનપ્રેમીઓને જરૂર ગમશે.

(૪) નિશીથ—લેખક, કદ, પૂઠા, પ્રકાશક ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૨૦૮, મૂલ્ય રૂા ૩–૦–૦

કવિ શ્રી ઉમાશંકરે લખેલ "ગંગોત્રી" પછી બહાર પડેલ તેમના કાવ્યસંગ્રહ, નિશીથની આ નવી આવૃત્તિ છે તેમાં એમનાં ચૅના અને કેટલાંક અન્ય પ્રસિદ્ધ થયેલા કાવ્યોને યથોચિત રૂપમાં મૂકી ટિપ્પણ માટે પણ ઘટતું કર્યું છે આ નવી આવૃત્તિ, જે પુસ્તકાલયોમાં હજુ ન હોય વા જીર્ણ થઇ ગયેલ હોય ત્યાં વસાવી લેવા જેવી છે.

(૫) પ્રાચીના—(નવીન આવૃત્તિ) લેખક, પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૧૨૪, મૂલ્ય રૂા. ૨–૮–૦

કવિએ આપણી પૌરાણિક કથાઓ પરથી પોતાની જ બાનીમાં રજુ કરેલ કાવ્યરચના આમાં છે. પુરાણોના વસ્તુ પરથી સર્જેલ આ સર્જન હોવાથી કવિએ એને "પ્રાચીના" નામ આપ્યું

છે અર્વાચીન કવિઓમા અગ્રણી કવિ ઉમાશંકરનો કાવ્યવિભવ માણવા ઇચ્છતા વાચકો માટે આ કાવ્યગ્રંથિકા સુખેથી વસાવી લેવા.

(૬) પાનનાં બીડા—લેખક શ્રી જ્યોતીન્દ્ર દવે, પ્રકાશક છગનલાલ મેતાબભાઈ બ્રહ્મભટ્ટ; ખારી કૂઇ, ખંભાત, વહીવટકર્તા ગાંડીવ સાહિત્ય મંદિર, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૫૨, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૩–૦–૦

"રંગ તરંગ" અને "અલ્પાત્માનું આત્મપુરાણ" ના લેખક શ્રી જ્યોતીન્દ્ર દવે આપણા હાસ્યવાચકોથી અજાણ્યા નથી એમનું આ ત્રીજું સર્જન પણ એ જ રમતિયાળ રસાળ શૈલીએ લખાયેલા ૩૩ હાસ્યપ્રધાન હાસ્યપ્રસંગ છે

શ્રી દવેની એમનાં સર્જનોમા હાસ્યરસ મેળવવાની કલા એમના વાચકોને એમનું હર-કોઈ સર્જન એકી એકકે પૂરૂ વાંચી નાખવા પ્રેરે તેવી હોય છે અને એજ કળા આ સંગ્રહમાં પણ જળવાઇ છે. ભારેખમ માણસોને આવા હાસ્યના સર્જનો વાચવા પ્રેરવામા આવે તો તેઓ મુક્ત હાસ્ય નહિ તો સ્મિત હાસ્ય તો હસતા થાય જ.

પુસ્તકાલયયો આ હાસ્યસાહિત્યના સંગ્રહને પોતાને ત્યા જરૂર આવકારે.

(૭) કાપડની કહાણી—લેખક શ્રી. કાન્તિલાલ મ. ગાંધી, પ્રકાશક શ્રી સયાજી સાહિત્યમાળા વડોદરા ક્રાઉન કદના પૃષ્ઠ ૪૬૪, સચિત્ર કવર જેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય ૨–૧–૦

પ્રાપ્તિસ્થાન આર આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઇ ૨

• સયાજી બાળજ્ઞાનમાળા દ્વારા અગાઉ આબાલભોગ્ય શૈલીએ "મિલની મુલાકાતે" નામક પ્રકટ થયેલુ તેમા બાળકોને કાપડની મિલનો પરિચય આપવાનો પ્રયત્ન હતો

આ પુસ્તકમા કેટલેક દરજ્જે લોકભોગ્ય શૈલીએ એવી મિલની મુલાકાત દ્વારા કાપડ વણવાની કળાનો તાદૃશ પરિચય આપવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

લેખક એ વિષયના તજ્જ્ઞ હોઇને એમા આપેલી વિગતો બને તેટલી વાચ્ય-સુગમતાથી સમજાય તેવી-ભાષામાં રજૂ કરેલ છે કાપડના ઉત્પાદનને લગતી કેટલીક વિગતવાર આંકડાની માહિતી પણ એમાં છે. ઉપરાંત રંગબેરંગી ૧૬ ચિત્રો પણ અપાયા છે. યાંત્રિક ઉદ્યોગ-કળાનો પરિચય મેળવવા ઇચ્છનારને એમાંથી એ વિષયને લગતી ઘણી વિગતો જાણવા મળશે, સાડાચારસો ઉપરાંત પૃષ્ઠના આ પુસ્તકની કિંમત માત્ર ૨) રૂપિયા સસ્તી જ લેખાય

(૮) સહજાનંદજી—લેખક શ્રી ચન્દ્રકાન્ત મહેતા, પ્રકાશક કદ ઉપર પ્રમા ?-પૃષ્ઠ ૯૬, બોર્ડપેગીનુ સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૦–૮–૦, પ્રાપ્તિસ્થાન લુહાણામિત્ર પ્રિ. પ્રેસ, વડોદરા

સ્વામીના રાયણ સંપ્રદાયના આદિ સ્વામી શ્રી સહજાનંદજીનું કિશોરભોગ્ય શૈલીએ લખાયેલુ આ જીવનચરિત્ર ગુજરાતનાં બા સમક્ષ મૂકવામાં આવે તો ઉપયોગી નીવડે છે. એમા એ મહાપ્રભાવના અવધપુરુષના સમય પરિસ્થિતિ, ઉદ્ભવ અને તેઓની લોકસેવક, ધર્મસ્થાપક, અને પ્રેરણાજનક તરીકેની વિશિષ્ટ વ્યક્તિમત્તા આમાં વર્ણવાયેલ છે.

પુસ્તકાલયમાં આવતા કિશોર વાચકો માટે એ અવશ્ય વસાવી લેવાય

(૯) **દક્ષિણ ભારતનાં તીર્થધામો**—લેખક શ્રી. શાન્તિલાલ જીવણલાલ ગાંધી, પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સંઘ. લિ અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૬૦+૧૨, સચિત્ર ક્વરજેકેટ સહિત પાકુ પૂઠું, મૂલ્ય રૂ ૨–૦–૦.

આપણે ત્યાં પ્રવાસને લગતાં પુસ્તકો માત્ર ગણ્યાગાંઠ્યા જ છે. તેમાં કિશોર વયના વાચકોને વિવિધ સ્થળોના પર્યટન માટે પ્રેરે તેવા તો થોડાક જ છે એવા પુસ્તક તરીકે અમે આ પ્રવાસપુસ્તકને આવકારીએ છીએ

લેખકે કરેલા દક્ષિણ હિંદના પ્રવાસનુ વર્ણન, તેમના પુત્રને તેમણે લખેલા પત્રોમાં વર્ણનાત્મક રીતે છતાં કિશોરભોગ્ય શૈલીએ–કોઈ શિક્ષક પોતાના વિદ્યાર્થીને સમજાવતા હોય તે રૂપમાં આપ્યું છે.

પુસ્તકાલયોમાં આવતા કિશોરવાચકોના હાથમાં આ પુસ્તક મૂકવામાં આવશે તો તેના વાચન દ્વારા તેઓને અવશ્ય પર્યટનની વિશેષ પ્રેરણા મળશે કિશોર વાચકો માટે આ પુસ્તક સુખે વસાવી લેવાય.

(૧૦) **ઋણરાહતનો કાયદો**—લેખક અને પ્રકાશક શ્રી નાનાભાઈ લાલભાઈ વકીલ, સુરત. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૨+૬૨, સાદુ બોર્ડપૂઠીનુ પૂઠુ, મૂલ્ય રૂ ૨–૮–૦.

બ્રિટિશ હિંદમાં કોંગ્રેસ સરકારે સત્તા પર આવ્યા પછી ખેડૂતોનાં હિતાર્થે વિવિધ કાયદાઓ કર્યા છે તેમાં ખેડૂતોને દેવામાં રાહત અપાવનાર ઋણરાહત ધારો–મુંબઈ સરકારનો સને ૧૯૪૭ નો ૨૮ મો કાયદો પ્રસિદ્ધ કર્યો છે ખેડૂતોને શાહુકારોના ઋણમાંથી મુક્ત કરવાને આ કાયદો અમલમાં મુકાયો હોઈને તેની વિગતવાર જાણવાજોગ સમજૂત આ પુસ્તકમાં સરળ લોકભાષામાં આપી છે હિંદી યુનિયનમાં લેવડદેવડનો ધંધો કરનારને કાયદાની સમજૂતી માટે આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડશે

(૧૧) **સંગીતા**—લેખક અને પ્રકાશક શ્રી. સોમપ્રસાદ એ. વ્યાસ, પ્રકાશક મહેશ આર્ટ પ્રિન્ટરી, વિસનગર ક્રાઉન કદના પૃષ્ઠ ૬૦, સાદુ પૂઠું, મૂલ્ય ૦–૧૨–૦.

લેખકે રચેલાં બાલગીતો તેમજ ઇતર પ્રકારનાં મળીને ૬૦ ગેય ગીતોનો આ સંગ્રહ છે. એમાંનાં કેટલાંક વડોદરા રેડિયો પર ગવાઈને ઠીક પ્રશંસા પણ પામ્યા છે પોતે રચેલાં ગેય ગીતોનો આ સંગ્રહ લેખકે પ્રસિદ્ધિમાં મૂક્યો છે. એમાંનાં કેટલાંક ગીતો સંગીતપ્રિય બાળકો તેમજ મોટાંને પણ ગમે તેવાં છે

---

# ગુર્જર સાહિત્ય અને સંસ્કૃતિનાં વહેણ

લોકનાટ્ય પરિષદનું એક સંમેલન ગઈ તા. ૨૦થી ૫મી સુધી અમદાવાદ મુકામે ભરાઈ ગયું કેટલાક અગ્રગણ્ય કલાકારોએ તેમાં હાજરી આપી હતી

▲

વડોદરાની પ્રેમાનંદ સાહિત્ય સભાના આશ્રયે ગુજરાતી સાહિત્યના લેખકો શ્રી. કરસનદાસ માણેક, ચંદ્રવદન મહેતા, શ્રી શયદા વગેરે સાક્ષરોનું એક સંમેલન ગઈ તા. ૧૧મીના રોજ મળી ગયું

ગુજરાતી ગ્રંથકારોનુ એક સંમેલન તા ૧૭, ૧૮, ૧૯ જાન્યુઆરીના રોજ વડોદરા રાજ્ય તરફથી યોજાઇ ગયુ છે તેમા શ્રી પ્રો અનંતરાય રાવળ, શ્રી જ્યોતીન્દ્ર દવે, શ્રી. ધૂમકેતુ, શ્રી. વિજયરાય વૈદ્ય વગેરે ગુર્જર ગ્રંથકારોના વ્યાખ્યાનો વડોદરાના ન્યાયમંદિર હોલમાં યોજાયાં હતાં.

સ્વ. મોતીસિંહજી મહીડા પારિતોષિક આપવાનો સમારંભ આ વર્ષે નડીયાદ મુકામે ગઇ તા ૧૧મીના રોજ તાલુકદારી હોસ્ટેલમા પ્રો રમણલાલ યાજ્ઞિકના પ્રમુખપદે યોજાયો હતો. આ પુરસ્કારના વિજેતા શ્રી સુન્દરમને એમના પુસ્તક "અર્વાચીન કવિતા" માટે રૂ. ૬૦૦)નુ પારિતોષિક અપાયુ હતુ



સુરતના ગુજરાતી સાહિત્યમંડળના આશ્રયે જાણીતા સિદ્ધહસ્ત વાર્તાનિવેશ શ્રી. ચુનીલાલ વ શાહ અને સુરતના સાહિત્યરસિકો વચ્ચે ગઈ ત. ૨૮મી ડિસેમ્બરે એક વાર્તાલાપ યોજાયો હતો.



સ્વ. મહાકવિશ્રી ન્હાનાલાલની પુણ્યતિથિ ગઇ તા ૯મીના રોજ અમદાવાદમાં ઉજવાઇ ગઇ તે પ્રસંગે તેઓશ્રીને અમદાવાદના સાક્ષરોએ માનાંજલિ અર્પણ કરી હતી



સને ૧૯૪૫, ૪૬, ૪૭, માટેનાં ગુજરાત સાહિત્યસભા તરફનુ વિવેચનનુ કામ પ્રો શ્રી અનંતરાય રાવળને સોંપાયેલુ, પણ લેખકો-પ્રકાશકો તરફથી પુસ્તકો મોકલવાનો તેમને પૂરતો સહકાર નહિ મળ્યો હોવાનુ કહેવાય છે



અ. હિં. ઇતિહાસ પરિષદનુ આગામી અધિવેશન વડોદરામાં ભરવા માટે શ્રી સરકાર તરફથી આમંત્રણ આપવા ગોઠવણ થઇ છે



આમજનતાના લેખક શ્રી ધૂમકેતુ એમની જીવનકથા "ઊર્મિ-નવરચના"મા દરમાસે એમની વિશિષ્ટ શૈલિએ આપે છે ત્યારે સાક્ષર શ્રી રમણલાલ દેસાઇ "પૂર્ણિમા" માસિકમા પોતાની જીવનકિતાબનાં પાના ઉકેલે છે



મુંબઇ સરકારે પ્રાથમિક શાળાના ગુજરાતી ૧ થી ૪ ધોરણ માટે ગુજરાતી વાંચનમાળા તૈયાર કરવા એક સમિતિ નીમી છે એમાં શ્રી સ્નેહરશ્મિ, શ્રી ઉમાશંકર જોષી, શ્રી નરહરિ પરીખ આદિ વિદ્વાનોની નિમણુક થઇ છે સમિતિએ પ્રશ્નપત્રો તૈયાર કરી તેના ઉત્તર માગ્યા છે



ગુજરાત સાહિત્ય સભાએ શ્રી જયશંકર 'સુંદરી'ને ગુજરાતની રંગભૂમિનો ઇતિહાસ લખવાનું કાર્ય સોંપ્યુ છે





## જીવન સાહિત્ય મંદિર—અમદાવાદ તરફનાં પુસ્તકો

૧. અંતરાય—લેખક શ્રી ઉમાકાંત જોષી, મૂલ્ય રૂ. ૨–૪–૦
૨. પારકાં જણ્યાં—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ. ૩–૦–૦
૩. નીશીથ—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂ ૩–૦–૦
૪. પ્રાચીના— ,, ,, ,, રૂ ૨–૮–૦

## એન. એમ. ત્રિપાઠી લિ. મુંબઈ તરફનાં પુસ્તકો

૫. મેંદીનાં પાન—લેખક શ્રી. અવિનાશ વ્યાસ, રૂ ૨–૮–૦

## વિકાસ સાહિત્ય મંદિર—અમદાવાદનાં પુસ્તકો

૬. ભારતભૂષણ માલવીયાજી—લેખક શ્રી શિવલાલ જેસલપુરા, મૂલ્ય ૦–૩–૦
૭. માયા સંતાન—લેખક ઉપર પ્રમાણે, મૂલ્ય ૦–૬–૦
૮. લોકઈસુ—લેખક શ્રી ચંદ્રભાઈ કા ભટ્ટ, મૂલ્ય ૦–૧૦–૦

## અન્ય પ્રકાશકો તરફથી મળેલાં પુસ્તકો

૬. ગીતાવાર્તાલાપ—ભાગ ૧ થી ૫–રચનાર મુનિ મહારાજશ્રી ભારદ્વાજજી, પ્રકાશક: શ્રી રામચંદ્ર ભીમ દેસાઈ, નવસારી મૂલ્ય પાંચેય ભાગના રૂ ૬–૦–૦

૭. મંગીતા—લેખક અને પ્રકાશક સોમપ્રસાદ એ વ્યાસ, મુ વીસનગર, મૂલ્ય ૦–૧૨–૦

૮. ગીતામાધુરી (બીજી આવૃત્તિ) અનુગાયક શ્રી ડાહ્યાલાલ હ જાની, પ્રકાશક: સ્વ. મણિબ્હેન કે પટેલ સ્મારક વસંત કન્યા વિદ્યાલય, વડોદરા મૂલ્ય ૦–૮–૦

૯. મહાકવિ ચંદ અને પૃથ્વીરાજ રાસો—લેખક શ્રી ગોવર્ધન શર્મા, પ્રકાશક: સી. શાન્તિલાલની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨ મૂલ્ય રૂ. ૫–૦–૦

સુવાસિની—લેખક શ્રી. પ્રબોધ મહેતા, એમ એ., પ્રકાશક નવચેતન સાહિત્ય મંદિર, ભદ્ર, અમદાવાદ મૂલ્ય રૂ ૩–૦–૦

## ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય—અમદાવાદ તરફથી

જનેતાનાં દર્દો—લેખક શ્રી. જટુભાઈ વૈદ્ય, મૂલ્ય રૂ ૩–૮–૦
ભવ્ય જગત—લેખક શ્રી રમણલાલ ના શાહ મૂલ્ય રૂ. ૧–૪–૦

કાશ્મીરનો પ્રવાસ અને અમરનાથની યાત્રા—લેખક શ્રી મોહનલાલ જગજીવન દવે, મૂલ્ય રૂ ૩–૮–૦

સોરઠી બહારવટિયા—ભાગ ૩ જો–(ચોથી આવૃત્તિ)-લેખક શ્રી. ઝવેરચંદ મેઘાણી, મૂલ્ય રૂ. ૨–૮–૦

હિંમતે મર્દા—લેખક. શ્રી જયભિખ્ખુ, મૂલ્ય રૂ ૧–૮–૦
વિદ્યાર્થી વાચનમાળા—શ્રેણી ૯ મી—મૂલ્ય રૂ ૪–૦–૦
ચાંદો–સૂરજ—(ચોથી આવૃત્તિ) લેખક શ્રી રમણલાલ સોની, મૂલ્ય રૂ. ૦–૮–૦




**વ. રા. પુ. મંડળ.**

**શિષ્ટવાચનની ૨૬ મી પરીક્ષા**—આ સંબંધમાં ચાલુ અંકમાં છપાયેલી જાહેરાત નં. ૩ તરફ લક્ષ દોરી પરીક્ષા મજકુરનો લાભ લેવા લેવડાવાની પુસ્તકાલયોના કાર્યકર્તાને વિનંતિ કરીએ છીએ

**અભ્યાસ કરવા માંડો**—પ્રમાણપત્રમાટેની પરીક્ષા વાસ્તે નવે બર માસમાં પ્રસિદ્ધ થયેલ જાહેરાત લક્ષમાં લઇને એને માટે ઉમેદવારી ન નોંધાવી હોય તો તાકીદે નોંધાવી લેવાની અને અભ્યાસ કરવા માંડવાની ભલામણ ઇચ્છુક ઉમેદવારોને કરીએ છીએ

**નવાં વાચક મંડળો**—ડિસેમ્બર મહિનામાં નવાં બાળવાચક મંડળો નીચેના ગામોમાં સ્થપાયાં છે.

**સંખેડા મહાલમાં**—(૧) સોનગીર (૨) ભીલોદરા (૩) કોસીન્દ્રા (૪) સરગી (૫) વાસણા (૬) ભાટપુર (૭) ટીંબી (૮) ખુનવાડ (૯) ચાણપુર **તિલકવાડા મહાલમાં** (૧૦) તણખલા (૧૧) શિનોર **મહાલમાં** (૧૨) તરવા (૧૩) મોઠીઆ (૧૪) ટીંગલોદ.

**વડોદરા મહાલ પુસ્તકાલય મંડળ તરફથી વિદ્યાર્થીઓ માટે શિષ્ટવાચનની પરીક્ષા** "આપણા સરદાર" નામના પુસ્તકની તા. ૨૫–૧–૪૮ના રોજ લેવાનારી હતી, પરંતુ પુસ્તક વખતસર નહિ મળવાના કારણે સદર પરીક્ષા તા. ૧૫–૨–૪૮ ના રોજ રાખી છે. તો વડોદરા મહાલની જે તે શાળાઓના શિક્ષક બંધુઓ હજુ પણ પોતાની શાળામાથી સદર પરીક્ષાના ઉમેદવારો ઉભા કરી, તેની યાદી વડોદરા મહાલ પુ. મં. ના મંત્રી, આજોડ તા વડોદરા. પો. ભાયલા એ સરનામે મોકલી આપશે એવી આશા છે.

**કરજણ મહાલ પુ. મંડળ**

ઉપરોક્ત મંડળ તરફથી તા ૨૨–૨–૪૮ ના રોજ 'આપણા સરદાર' નામના પુસ્તકની કરજણ મહાલના વિદ્યાર્થીઓ માટે પરીક્ષા લેવાનું ઠરાવ્યુ છે. તો જે તે શાળાના શિક્ષક બંધુઓએ આ પરીક્ષામાં બેસનાર ઉમેદવારો સારા પ્રમાણમાં ઉભા કરી, તેની યાદી તથા જોઇતાં પુસ્તકોની માગણી નીચેના સરનામે કરવી

શ્રી અમૃતલાલ ર દવે.
મંત્રી મહાલ પુ મંડળ
મુ પો. અણુવા–સાદરા (તા. કરજણ)

# કડી મહાલ પુસ્તકાલય સંમેલન

કડી મહાલનાં પુસ્તકાલયોના મંત્રીઓનું એક સંમેલન તા. ૨૮-૧૨-૪૭ ને રવિવારના રોજ બપોરના એક વાગે કડી મુકામે સાર્વજનિક પુસ્તકાલયના મકાનમાં કડી મહાલ પુ મંડળના પ્રમુખ અને મહાલ શાળાધિકારી શ્રી રતીલાલ મો. શાહના પ્રમુખપણા નીચે ભરવામાં આવ્યું હતું. આ પ્રસંગે વડોદરાથી પુ ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ સાહેબ, રાજ્ય પુ પ્રચારક શ્રી વલ્લભભાઇ, મહેસાણા પ્રાંત પુ મંડળના મંત્રી શ્રી નાનજીભાઇ, ચાણસ્મા મહાલ પુ મ ના મંત્રી શ્રી કરૂણાશંકરભાઇ, કલોલ મહાલ પુ મંડળના મંત્રી શ્રી મફતલાલભાઇ તથા મહાલમાંથી પચીસેક મંત્રી ભાઇઓ પધાર્યા હતા.

શરૂઆતમાં ઇશ્વરસ્તવન થયા પછી મહાલ પુ મ ના મંત્રી શ્રી છોટાલાલ લ પરીખે મહાલ મંડળનું ટૂંકમાં નિવેદન અને આજના સંમેલનનો ઉદ્દેશ રજુ કર્યા બાદ મંત્રીઓ તરફથી પુ પ્રવૃત્તિના કાર્ય અંગે પોતાના અનુભવો તથા કાર્યંગ આવતી મુશ્કેલીઓ રજુ કરવાની રાજપ્રચારક શ્રી. વલ્લભભાઇ તરફથી સૂચના થતાં દેત્રોજ પુ ના મંત્રી શ્રી ડાહ્યાભાઇ એ. બ્રહ્મભટ્ટ તથા કલ્યાણપુરા સા પુ ના મંત્રી શ્રી. ભગવતીપ્રસાદ તરફથી પોતાના અનુભવો રજુ થયા બાદ, પુ. પ્રવૃત્તિ અંગે મંત્રીઓ તરફથી પૂછાતા કેટલાક પ્રશ્નોના શ્રી ઉમેદભાઇ સાહેબે ઉત્તરો આપ્યા હતા. તે પછી શ્રી ઉમેદભાઇ સાહેબે વર્તમાનપત્રો કરતા પુસ્તકો પાછળ ખર્ચ વધુ કરવા અને પુસ્તકોનું વાચન વધારવા, શિક્ષકોને પુસ્તકાલયનું કામ ખાતા તરફથી ફરજીઆત સોંપાયું છે તો તેને વેઠરૂપ નહિ કરતાં, સમાજની સાચી સેવા કરવાની ભાવનાથી કરવા તથા રાજ્યપ્રચારક શ્રી વલ્લભભાઇએ વિદ્યાર્થીઓમાં વાચનપ્રચાર વધારવા, જનતામાં જીવનચરિત્રનાં પુસ્તકો ખાસ વંચાવવા, વિદ્યાર્થીઓ તથા મોટાઓ માટે લેવાતી શિષ્ટવાચનની પરીક્ષાઓના બહોળા પ્રમાણમાં ઉમેદવારો ઉભા કરવા, રા પુ. મંડળ તરફથી સ્વ. મોતીભાઇ અમીન સાહેબના જીવનચરિત્રની લેવાનારી પરીક્ષાનો સારા પ્રમાણમાં લાભ લેવા તથા પુ. પર્વણીની ઉજવણી ઉજવવા સમજ આપી હતી. તે પછી પ્રાંત પુ મ ના મંત્રી શ્રી નાનજીભાઇ તથા કલોલ મ પુ મ. ના મંત્રી શ્રી. મફતલાલે પણ પ્રાસંગિક વિવેચન કર્યા હતાં. છેવટમાં પ્રમુખ સાહેબ તરફથી પુસ્તકાલયોમાં જે પુસ્તકો છે તે બરાબર સચવાઇ રહે, સ્વચ્છ રહે અને તેનો સારો ઉપયોગ થાય તેમ જ સહકારના ધોરણે પુ ના બજેટો બનાવી ઓછા ખર્ચે વધુ લાભ લેવાય તે પ્રમાણે કાર્ય કરવા જણાવ્યું હતું. કડી મહાલ પુ મંડળના સહમંત્રી શ્રી શાન્તિલાલ ગ. ભટ્ટે આવેલા મહેમાનોનો અને પ્રમુખનો આભાર માન્યા બાદ, સંમેલન વિસર્જન કરાયું હતું.

વલ્લભભાઇ મૂ. પટેલ

# પુસ્તકાલયોની તપાસણી

**પ**ગારદાર તેમજ માનદ પ્રચારકોએ માહે નવેમ્બર–ડિસેમ્બર માસમાં નીચેના સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે, અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે —

(૧) વડોદરા પ્રાંત પ્રચારક રા. રા. છગનભાઈ મથુરભાઈ પટેલ—**સંખેડા મહાલનાં નવેમ્બર માસમાં** (૧) ગુંડીચા (૨) અરીઠા (૩) પીપળસઠ (૪) સરેડિયા (૫) રામપુર (૬) હાંડોદ કામગીરી દિન ૧૩. વાચક મંડળ સ્થપાયાં, ૫ પુસ્તકો ફેરબદલ વાચવા આપ્યા, ૯૮

—**ડિસેમ્બર માસમાં સંખેડા મહાલનાં** (૧) વાગેથા (૨) બાજરસ (૩) પરવટા (૪) વાસણા (૫) કોસીન્દ્રા (૬) પાણેજ (૭) સરગી (૮) ચીખોદરા (૯) કવેડિયા, **તિલકવાડા મહાલનાં**—(૧૦) આમરોલી (૧૧) પોચંબા (૧૨) બરોલી (૧૩) તણખલા, **સંખેડા મહાલના** (૧૪) સોનગીર (૧૫) ગરડા (૧૬) નંદપુર (૧૭) રતનપુર, **શિનોર મહાલનાં**— (૧૮) શુરાશામળ (૧૯) માંડવા (૨૦) બાવરિયા (૨૧) દિંગલોદ (૨૨) મીઢોળ (૨૩) તરવા (૨૪) ઉતરાજ; કામગીરી દિન ૨૩ પુસ્તકો વાંચવા આપ્યા, ૪૯૫, નવા વાચક મંડળ ૮

ટીપ —ડિસેમ્બર અંકમાં છપાયલા નં ૬થી ૧૫ ગામો ડિસેમ્બર માસની કામગીરીનાં હોય નવેમ્બરની કામગીરી તરીકે ગણાયાં છે, જ્યારે નવેમ્બરની કામગીરીના સંખેડા મહાલનાં ચરના નં ૧૨૬ નાં ગામો રહી ગયેલાં તે આ નોંધમાં જણાવ્યાં છે.

(૨) શ્રી. ડાહ્યાલાલ અંબાલાલ બ્રહ્મભટ્ટ, **કલોલ મહાલ માનદ પ્રચારક માહે નવેમ્બરમાં** —(૧) શેરથા (૨) વાસન

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈઓએ જે જે ખામીઓ દર્શાવી હોય તે તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના સમજૂત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રીભાઈઓને ભલામણ કરવામાં આવે છે

ના. ન. ચોકસી
સહમંત્રી
વ. રા. પુ. મંડળ

---

## વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૨, સન '૪૭–૪૮

### વિષય : મહાલ અને પ્રાંત મંડળોને મળનારી ફાળવણી બાબત

'પુસ્તકાલય' માસિકના મે સન ૧૯૩૮ના અંકમાં પૃષ્ઠ ૩૧૪ ઉપર પ્રસિદ્ધ થયેલી જાહેરાત નં. ૨ પ્રમાણે રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી મહાલ અને પ્રાંત પુ. મંડળોને, ચાલુ સાલે મળનારી ફાળવણીની રકમ તે પ્રાંતનાં મંડળો તરફ ફેબ્રુઆરીની આખર સુધીમાં મોકલી આપવામાં આવશે. જે તે મહાલ મંડળોએ પોતાની ફાળવણી મેળવવા સારુ, પોતપોતાના પ્રાંત

મંડળો તરફ ગત વર્ષના જે તે અહેવાલ-હિસાબ મોકલી તેની સાથે ફાળવણીની માગણી કરવી. અને તે પછી પ્રાંતમંડળોએ, જે તે પ્રાંત મંડળોને તેમની ફાળવણી અદા કરવા તજવીજ કરવી.

જે તે મહાલના પુસ્તકાલયો તરફના લવાજમની આવેલી રકમ અને તે ઉપરથી મંડળના બંધારણ પ્રમાણે પ્રાંત અને મહાલ મંડળોને મળનારી ફાળવણીની રકમ નીચે પ્રમાણે છે

| વડોદરા પ્રાંત | | | મહેસાણા પ્રાંત | | |
|---|---|---|---|---|---|
| મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ | મહાલનું નામ | લવાજમની કુલ રકમ | ફાળવેલી રકમ |
| ૧ કરજણ | ૭૬-૦-૦ | ૪૨-૧૨-૦ | ૧ આતરસુંબા | ૧૮-૦-૦ | ૧૦-૨-૦ |
| ૨ ડભોઇ | ૪૫-૦-૦ | ૨૫-૫-૦ | ૨ કડી | ૫૨-૦-૦ | ૨૯-૪-૦ |
| ૩ તીલકવાડા | ૯-૦-૦ | ૫-૧-૦ | ૩ કલોલ | ૭૩-૮-૦ | ૪૧-૫-૦ |
| ૪ પાદરા | ૭૬-૦-૦ | ૪૨-૧૨-૦ | ૪ ખેરાળુ | ૫૨-૦-૦ | ૨૯-૪-૦ |
| ૫ પેટલાદ | ૧૪૩-૦-૦ | ૮૦-૭-૦ | ૫ ચાણસ્મા | ૫૮-૦-૦ | ૩૨-૧૦-૦ |
| ૬ ભાદરણ | ૫૧-૦-૦ | ૨૮-૧૧-૦ | ૬ દહેગામ | ૩૫-૦-૦ | ૧૯-૧૧-૦ |
| ૭ વડોદરા | ૮૬-૦-૦ | ૪૮-૬-૦ | ૭ પાટણ | ૫૬-૦-૦ | ૩૧-૮-૦ |
| ૮ વાઘોડીઆ | ૩૩-૦-૦ | ૧૮-૯-૦ | ૮ મહેસાણા | ૬૯-૦-૦ | ૩૮-૧૩-૦ |
| ૯ શિનોર | ૫૨-૦-૦ | ૨૯-૪-૦ | ૯ વિજાપુર | ૮૭-૦-૦ | ૪૮-૧૫-૦ |
| ૧૦ સંખેડા | ૫૫-૦-૦ | ૩૦-૧૫-૦ | ૧૦ વિસનગર | ૬૩-૦-૦ | ૩૫-૭-૦ |
| ૧૧ સાવલી | ૪૬-૦-૦ | ૨૫-૧૪-૦ | ૧૧ સિદ્ધપુર | ૬૦-૦-૦ | ૩૩-૧૨-૦ |
| | | | ૧૨ હારીજ | ૬-૦-૦ | ૩-૬-૦ |
| | ૬૭૨-૦-૦ | ૩૭૮-૦-૦ | ૧૩ ડભોડા | ૧૦-૦-૦ | ૫-૧૦-૦ |
| | | | | ૬૩૯-૮-૦ | ૩૫૯-૧૧-૦ |

| નવસારી પ્રાંત | | | અમરેલી પ્રાંત | | |
|---|---|---|---|---|---|
| ૧ કામરેજ | ૫૮-૦-૦ | ૩૨-૧૦-૦ | ૧ અમરેલી | ૫૯-૦-૦ | ૩૩-૩-૦ |
| ૨ ગણદેવી | ૪૬-૪-૦ | ૨૬-૦-૩ | ૨ કોડીનાર | ૨૩-૦-૦ | ૧૨-૧૫-૦ |
| ૩ નવસારી | ૭૩-૦-૦ | ૪૧-૧-૦ | ૩ ખાંભા | ૯-૦-૦ | ૫-૧-૦ |
| ૪ પલસાણા | ૩૩-૦-૦ | ૧૮-૯-૦ | દામનગર | ૨૪-૮-૦ | ૧૩-૧૨-૬ |
| ૫ મહુવા | ૨૯-૦-૦ | ૧૬-૫-૦ | ધારી | ૨૬-૦-૦ | ૧૪-૧૦-૦ |
| ૬ માંગરોળ | ૫-૦-૦ | ૮-૭-૦ | ભીમકટ્ટા | ૧-૦-૦ | ૦-૯-૦ |
| ૭ વ્યારા | ૫-૦-૦ | ૪-૧-૦ | ૭ રતનપુર | ૫-૦-૦ | ૨-૧૩-૦ |
| ૮ સોનગઢ | ૬-૦-૦ | ૩-૬-૦ | | | |
| | ૨૮૫-૪-૦ | ૧૬૦-૭-૩ | | ૧૪૭-૮-૦ | ૮૨-૧૫-૬ |

## ઓખામંડળ પ્રાન્ત

ઓખામંડળ ૩૧-૮-૦ ૧૭ -૧ ૧-૬

## કુલ પાંચે પ્રાંતોનુ

| પ્રાંતનું નામ | લવાજમની કુલ રકમ | ગ્રં પુ મં.ના ફાળે જતી રકમ | પ્રાંતમંડળના ફાળે જતી રકમ | મહાલ મંડળોના ફાળે જતી રકમ |
|---|---|---|---|---|
| ૧ વડોદરા પ્રાંત | ૬૭૨-૦-૦ | ૧૬૮-૦-૦ | ૧૨૬-૦-૦ | ૩૭૮-૦-૦ |
| ૨ નવસારી પ્રાંત | ૨૮૫-૪-૦ | ૭૧-૫-૦ | ૫૩-૭-૯ | ૧૬૦-૭-૩ |
| ૩ મહેસાણા પ્રાંત | ૬૩૭-૮-૦ | ૧૫૮-૧૪-૦ | ૧૧૯-૧૪-૬ | ૩૫૯-૧૧-૬ |
| ૪ અમરેલી પ્રાંત | ૧૪૭-૮-૦ | ૩૬ ૧૪-૦ | ૨૭-૧૦-૬ | ૮૨-૧૫-૬ |
| ૫ ઓખામંડળ પ્રાંત | ૩૧-૮-૦ | ૭ ૧૪ ૦ | ૫-૧૪-૬ | ૧૭-૧૧-૬ |
| કુલ | ૧૭૭૫-૧૨-૦ | ૪૪૨-૧૫-૦ | ૩૩૨-૧૫-૩ | ૯૯૮-૧૩-૯ |

વડોદરા
તા૦ ૧૯-૧૨-૪૭

રામભાઈ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુ૦ મંડળ

---

# પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિમિટેડ.

રાવપુરા, પો. ઓ, નં ૧૦

વડોદરા

રજાઓની યાદી

( જાન્યુઆરીથી જુન ૧૯૪૮ )

| | | |
|---|---|---|
| ન્યુ ઇયર્સ ડે ... | ૧ લી જાન્યુઆરી | ગુરૂવાર |
| સ્વ મહારાજા સાહેબનો હિરક મહોત્સવ દિવસ | ૩ જી ,, | શનિવાર |
| શ્રીમંત મહારાજા સાહેબના જન્મદિવસ નિમિત્તે ઉત્સવદિન | ૯ મી ,, | શુક્રવાર |
| મકરસંક્રાન્તિ | ૧૪ મી ,, | બુધવાર |
| શ્રીમંત મહારાજા સાહેબનો ગાદીનો વાર્ષિકદિવસ ... | ૭ મી ફેબ્રુઆરી | શનિવાર |
| મહાશિવરાત્રિ | ૯ મી માર્ચ | મંગળવાર |
| હોળી ... | ૨૪ થી ૨૭ મી ,, બુધવારથી | શનિવાર |
| રંગપંચમી ... | ૨૯ મી માર્ચ | સોમવાર |
| ગુડી પડવા | ૧૦ મી એપ્રિલ | શનિવાર |
| રામનવમી | ૧૭ મી ,, | શનિવાર |

વડોદરા,
તા ૧૨ મી ડિસેમ્બર, ૧૯૪૭

વા. ના. અમીન
મંત્રી

નોંધ —વસંત પંચમીની રજા તા ૧૫ ની ફેબ્રુઆરીને રવિવારે છે

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

# જાહેરાત નં. ૩/૧૯૪૭-૪૮

## શિષ્ટ વાચનની ૨૬મી પરીક્ષા

શિષ્ટ વાચનના ૨૬મી પરીક્ષા સને ૧૯૪૮ના એપ્રિલ માસની ૨૫મી તારીખને રવિવારે સવારના ૭ાથી ૧૦ના ગાળામા જે તે સ્થળે લેવાશે. પરીક્ષા માટે ચરોતર કેળવણી મંડળ તરફથી પ્રસિદ્ધ થયેલું સ્વ શ્રી. મોતીભાઇ અમીન સાહેબનુ મોટુ જીવનચરિત્રનુ પુસ્તક નક્કી થયેલું છે. એ પુસ્તકની એકેક પ્રત તો રાજ્યનાં ઘણાખરાં પુસ્તકાલયોમાં હોવાનો સંભવ છે છતા જે પુસ્તકાલયોમાં ન હોય યા જેમને વધારે નકલોની જરૂર હોય, તેમણે ચાલુ સાલના પુસ્તકાલયના બજેટમાંથી વહેલામાં વહેલી તકે ટપાલ રસ્તે યા કોઇ આવતા જતા સાથે મેળવી લેવી ઘટે રૂા ૨-૦-૦ની કિંમતે એ પુસ્તકની નકલો પુ. સ સ મંડળમાથી મળી શકશે

મહાલ પુસ્તકાલય મંડળોના વ્યવસ્થાપકોને તેમ જ પુસ્તકાલય સંસ્થાઓના ઉત્સાહી મંત્રી ભાઇઓને આ સંબંધમાં ઘટતો પ્રચાર કરવાની તેમજ પુસ્તકની જરૂરી નકલો ખરીદી લઇને મહાલના ઇચ્છુક ઉમેદવારોને વારાફરતી પૂરી પાડવાની ફરજ યોગ્ય રીતે અદા કરવાની ખાસ ભલામણ કરીએ છીએ પરીક્ષા મજકુરના કામે ખરીદાતા આ પુસ્તકની નકલોનો ખર્ચ મહાલ પુ. મંડળના હિસાબમાં ખેલાશક પાડી શકાશે.

ઇચ્છુક ઉમેદવારોએ પોતાના નામ, ઠામ, ઉંમર, અભ્યાસ, ધંધો, ને પોસ્ટનુ સ્થળ અવશ્ય જણાવી રાજ્ય પુ મંડળના મંત્રીને શિરનામે મોડામાં મોડી તા ૧૦-૪-૪૮ સુધીમાં પોતાની ઉમેદવારી નોંધાવી દેવી જોઇએ શિષ્ટવાચનની આવી પરીક્ષાઓનો લાભ સમજનારાં અને તેનો સુસ્વાદ ચાખેલાં ભાઇબહેનો તો આ જાહેરાત વાંચતા બરોબર તેમ કરી દે અને બીજાઓને તેમ કરવા પ્રેરે એમ ઇચ્છીએ છીએ અને આ તો ગુજરાતની પુસ્તકાલયપ્રવૃત્તિના પુરસ્કર્તા અને વિદ્યાર્થી, દીનદરિદ્ર તથા દલિતવર્ગની દાઝ જાણનારા ગૂજરાતના મૂગા સેવક સ્વર્ગસ્થ શ્રી. મોતીભાઇ સાહેબના જીવનચરિત્રની પરીક્ષા છે. એમનુ સુબોધક પ્રેરણાદાયી બૃહદ્ જીવનચરિત્રનો અભ્યાસ કરવાની તક રખે કોઇ ગુમાવે ! અનેક રીતે ઉપકારક અને પ્રેરક વાનગી ધરાવતા આ પુસ્તકનો જેટલો પ્રચાર થાય અને કરાવાય એટલો ઓછો જ છે

પરીક્ષા જે ગામે આપવાની હોય તે ગામે ટપાલ અઠવાડીયામાં કયે કયે દિવસે આવે છે, તે અચૂક જણાવવું પરીક્ષાની મુદત દરમ્યાન શિરનામાનો ફેરફાર થાય તો તેની ખબર જે તે વખતે તરત જ આપવાની ખાસ ખબરદારી રાખવી

ઇનામ —પરીક્ષામાં ઉત્તીર્ણ થતા ઉમેદવારો પૈકી પહેલા ૪ નંબરોને અનુક્રમે રૂા ૫) રૂા. ૪) રૂા. ૩) રૂા ૨) નું તથા નં ૫ થી ૨૦ સુધીના દરેકને રૂા ૧) નું ઇનામ અપાશે ઉપરાત ઉત્તીર્ણ થનાર ઉમેદવારો પૈકી ગુણાનુક્રમે પ્રથમ આવનાર ૧૦ ને તેમજ વિદ્યાર્થીઓ અને સામાન્ય ભણતર ખેડુ કારીગર અને વેપારી વર્ગ પૈકી ઉપલા ૧૦ નંબરોને દરેકને રૂા ગા નું પ્રોત્સાહનાર્થ ઇનામ આપવાની ગોઠવણ રહેશે ઇનામ રોકડમાં અપાશે, છતાં જેમની ઇચ્છા હશે તેમને તેમની પસંદગી । પુસ્તક તેમના ખર્ચે મોકલી આપવાની સગવડ રહેશે.

C/o સેન્ટ્રલ લાયબ્રેરી,<br>
વડોદરા<br>
તા ૭-૧-૪૮

ના નં ચોકસી<br>
સહમંત્રી,<br>
વ ગ પુ. મંડળ

# પુસ્તકાલયપર્વણી

શ્રીમંત સરકારના ઉદાર આશ્રયથી પોષાયલી લોકભદ્ર પુસ્તકાલયપ્રવૃત્તિના ફળસ્વરૂપ અસ્તિત્વમાં આવેલી સ્થાનિક પુસ્તકાલયસંસ્થા પ્રતિ જનતાને આકર્ષવા, પુસ્તકાલય પ્રવૃત્તિની ઉપયોગિતા જનસમૂહમાં ઠસાવી સંસ્થાપ્રતિ મમતા જગાવવા સારૂ તથા પુસ્તકાલયમાં સાહિત્ય સાધનો અને તેમની વ્યવસ્થા ને વહીવટનો ખ્યાલ આમજનતાને આપવાના સદ્દુદેશથી મહા સુદી પાંચમ વસંતપંચમીના પવિત્ર દિવસે પુસ્તકાલયપર્વણી ઉજવવાનો શિરસ્તો રાજ્ય પુસ્તકાલય મંડળે પાડેલો છે

તદનુસાર ચાલુ સાલે એ પર્વણીદિન તા. ૧૫ મી ફેબ્રુઆરીને રવિવારે આવે છે. પુસ્તકાલયપ્રવૃત્તિના સેવકો, ભાકતો અને પ્રચારકોનું એ પ્રતિ ખાસ ધ્યાન ખેંચીએ છીએ અને વર્તમાનકાળની સ્થિતિસંજોગોની મર્યાદામા રહીને એ પર્વણીદિન વિવિધ કાર્યક્રમોથી સ્થળે સ્થળે ઉજવાય એવી તજવીજ અત્યારથી જ કરવા માંડે. કાર્યક્રમોનું દિગ્દર્શન પાછલી સાલના જે હેવાલો ' પુસ્તકાલય માસિક ' નાં પૃષ્ઠોમાં છપાયા છે તે જોવાથી મળી રહેશે, સન ૧૯૪૬ ના ડિસેંબર અંકના ૫૨૬મા પૃષ્ઠ પરની જાહેરાત જોવાથી પણ જરૂરી માર્ગદર્શન મળી રહેશે

ટુંકામા, પુસ્તકાલયની અંદર બહારની સાફસૂફી, સુવ્યવસ્થા, શણગાર, સરઘસ, સભા, પ્રદર્શન, રમતગમતના મેળાવડા, રાત્રિભજન અને મનોરંજનના કાર્યક્રમો પૈકી અનુકૂળ પડતો કાર્યક્રમ રાખી શકાય સંસ્થા માટે ઝોળી દાન પણ મેળવી શકાય અને પુસ્તકવાચનની દષ્ટિએ તે ધન્ય દિવસે ગામનો એકેએક ભણેલો માનવી પોતાને રુચતું એક એક પુસ્તક જરૂર વાંચવા લઇ જાય એવી તજવીજ કરાય

પર્વણીઉત્સવના વિગતવાર અહેવાલ જાણવા તેમજ પ્રસિદ્ધિ માટે આ તરફ જરૂર મોકલી અપાય કેવળ સફાઇ ને સુવ્યવસ્થા પૂરતા કાર્યક્રમ પાર પાડનારાં પુસ્તકાલયો પણ એ મતલબના સમાચાર અવશ્ય મોકલી આપે બીજા છાપાંઓ તરફ અહેવાલ મોકલી આપનારા પણ રાજ્ય પુ મંડળ તરફ પણ સ્વતંત્ર રીતે અહેવાલ મોકલી આપે એ ખાસ જરૂરનું છે.

ના. ન. ચોકસી.
સહમંત્રી. વ રા. પુ. મંડળ

---

# સંસ્કૃતિની સુવાસ

' આપ કયા દેશમાં રહેવાનું પસંદ કરો ? '
' સંસ્કૃતિના દેશમાં '
' આપના ઉત્કૃષ્ટ વિચાર આપ કોને અર્પણ કરશો ? '
' સંસ્કૃતિને. '
' અને કાર્ય ? '
' સંસ્કૃતિસાધનાના હિતમાં '
' આપની ચેતના આપ કયાંથી મેળવશો ? '
' સંસ્કૃતિના જ્યોતિષ પ્રકાશમાં '. '
' આ આંદોલન ચલાવતા નથી ? '
' સતત કર્મમાં લીન એવા અમને આંદોલનનો સમય જ ક્યાં છે ? અમે નિત્ય કરીએ છીએ જીવિત જીવનને સુંદર અને સૌંદર્યમય બનાવવાની અમારી કામના છે. '
ભારતીય સંસ્કૃતિના જ્યોતિર્વાહકો વિદેશીઓના સવાલોનો આવો જવાબ આ છે.

—નિકોલસ રોરીક

# કેળવણી: ધંધો કે મિશન

....આજે આપણે એ દશાએ પહોંચ્યા છીએ કે શિક્ષણને વળી ધર્મની જોડ શી લેવાદેવા ?—એમ લાગે છે. એનો એટલો જ જવાબ છે કે—બધા જ મૂળે બધા જ શિક્ષકો—જિસસથી માંડીને જોસેફ લેંકેસ્ટર સુધીના—પોતાને મિશનરી માનતા; તેમાંથી જ્યારે તેઓ માહિતી આપવાનો ધંધો કરનાર મહેતાજી પોતાને બનાવી બેઠા ત્યારે જ તેઓ ઉપરનો પોતાનો જીવનઉદ્દેશ ખોતા ગયા. બૌદ્ધિક સામગ્રી મળવી જોઇએ, એવી માન્યતાને તેઓ વળગ્યા ત્યારે તેઓ ભણાવી ખાનાર પંતુજીઓ બન્યા. હવે જે વસ્તુઓ જીવનમા સૌને સરખી જોઇએ તે જ જો ખરેખર સૌથી મહત્ત્વની હોય તો શિક્ષણમા જે વાતો ઉપર ભાર મૂકવો જોઇએ તે હવે બદલવી જોઇશે કેવળ મન અને શરીરને ઉપરછલી લાગુ પાડવાને બદલે કેળવણીએ એક સમગ્ર જીવનવ્યાપી અસર બનવુ જોઇશે તેણે તેની હૃદયસૃષ્ટિના ઊંડાણમાં પહોંચવુ જોઇએ અંદરથી બહાર પ્રગટતી પ્રભાવક શક્તિ એ હશે, અંતરને ગુંગળાવતા આજના ઉપરના રૂપાળા શબ્દો કરતાં સારી વસ્તુ એ હશે

—કેનેથ રિચમંડ
'એજ્યુકેશન ઇન ઇગ્લંડ' પાન ૧૨૬)

## પુસ્તકાલયમાં છાપવાની જા. ખ. ના ભાવો

"પુસ્તકાલય" માસિકમા છપાતી જા. ખ. ના ભાવો તા. ૧-૧-૪૮ થી નીચે જણાવ્યા પ્રમાણે રાખવામાં આવ્યા છે.

| | ૧૨ માસ | ૬ માસ | ૩ માસ | એક માસ |
|---|---|---|---|---|
| એક પેજ | રૂા ૧૨૦ | રૂા ૭૫ | રૂા ૪૫ | રૂા. ૧૮ |
| અર્ધું પેજ | " ૭૫ | " ૪૫ | " ૪૫ | " ૧૨ |
| કવર પેજ ૩ જુ | " ૧૫૦ | " ૧૦૦ | " ૫૫ | " ૨૦ |
| " ૪ થું | " ૧૯૨ | " ૧૨૦ | " ૭૦ | " ૩૦ |

૧ જા. ખ. ના ઉપરના દરો સાચી છે. તેમાં કાઇ વળતર કાપી આપવામા આવતુ નથી.

૨ જા ખ. નાં નાણું અગાઉથી જ લેવામા આવે છે.

૩. બદલા (Exchange) મા જા. ખ. છાપવાનું ધોરણ બધ છે, માટે તે વિષે કૃપા કરી કોઇએ પૂછપરછ કરવા તસ્દી લેવી નહિ

૪. કોઇ પણ જા. ખ લેવી યા ન લેવી તે વ્યવસ્થાપકના નિર્ણય પર રહેશે

વધુ વિગત માટે લખો— **વ્યવસ્થાપક, 'પુસ્તકાલય' માસિક**

પુસ્તકાલય સહાયક સહકારી મડળ લિ૦

પો. બો નં. ૧૦ રાવપુરા-વડોદરા.

## આવતા માસની કાર્યદિશા

૧ મકાનવાળા તેમ જ મોટાં ગ્રામ પુસ્તકાલયોએ પોતાની સંસ્થાને લોકોપકારક મંડળમા નોંધવા બાબત હજી સુધી તજવીજ ન કરી હોય તો તે માટે પણ તજવીજ કરે

૨ જાન્યુઆરી માસ આખર પૂરી થતી ત્રિમાહીની હકીકત પાછલી હકીકત સાથે ઉમેરી તુર્ત મોકલશો. એને લગતી સૂચના આ અંકમા અન્યત્ર વાચો.

૩ તમારા પુસ્તકાલયમાં પુસ્તકો વિષયવાર ગોઠવો. અને વિષયવારી નોંધવહી છેલ્લા દાખલ થયેલા પુસ્તક સુધી અદ્યતન બનાવો

વડોદરા,
તા. ૨૧-૧-૪૮

ઉ મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

# ભિખારીમાં ભિખારી

એક વખત ચૌદ લોકના નાથને જમરાજાની બુદ્ધિનુ માપ લેવાની ઇચ્છા થઇ આવી જમરાજાનું સ્મરણ કરતા તે આવીને હાજર થયા બે હાથ જોડીને વિનતિ કરી ' પ્રભુ ! શી આજ્ઞા છે ? મને કેમ સભાર્યો ? '

ભગવાને કહ્યુ ' આજ તો તમે પોતે પૃથ્વી ઉપર જાઓ. ને જે ભિખારીમા ભિખારી હોય એને અહી લઇ આવો. પણ જોજો, જે ભિખારીમા ભિખારી હોય એ જ લાવવો જોઇએ, બીજો કોઇ નાહ ! '

' પણ એ કયા રહે છે ? એના રૂપ રંગ, આકાર કાંઇ નિશાની ? ' જમરાજાએ પૂછ્યુ.

' નિશાનીમા નિશાની આટલી જે સૌથી મોટામા મોટો ભિખારી હોય, દરિદ્ર હોય, જેની ગરીબી એને ખાઇ રહી હોય, તેને તમારે આહી આણવો જોઈએ. બીજી કાંઇ નિશાન નથી, જાઓ ! '

જમરાજાએ બે હાથ જોડયા નમન કર્યું. સીધા પૃથ્વી ઉપર આવ્યા, જ્યા જ્યા ભિખારીઓનાં ટોળા હતા ત્યા ત્યા ફરવા માડયુ

પણ પોતાને જે ભિખારી જોઇતો હતો તે એમાં કયાય દેખાયો નહિ !

જેની પાસે તૂટલ ફૂટલ ઠીબડા હતા ને એમા વેરણછેરણ પડેલી જેની પાસે ખાધાખોરાકી હતી, એવા ભિખારીના ભિખારી પણ, પોતાના બાળબચ્ચાંને પહેલું કાંઈક આપી દેવાને માટે જાણે, તલસી રહ્યા હતા !

ઠીબડાને ચૂંથનારા પણ પોતાના બાળકને જાણે કે કાંઇક આપવાનો, સતોષ લઈ રહ્યા હતા !

ઘોર અત્યાચારીઓ પોતાનુ કોઇ ને કોઇ પણ બાળક ગળે વળગાડીને ફરી રહ્યા હતા. જમરાજા ઠેકાણે ઠેકાણે ફર્યા. પણ માનવતાનો, કાઇ ને કાઇ અંશ, દુનિયાના દરેક ખૂણામા હજી પણ, ટમટમતા દીપની માફક પ્રકાશી રહ્યો હતો !

અતે એક ભવ્ય મહાલયની પાસે તે આવ્યા ત્યાના રૂપરંગ રાગ જોઇને એ છક થઇ ગયા ત્યા ઉદ્યાનમા ઠેકાણે ઠેકાણે રંગબેરંગી આરસફુવારામાથી વીજળીની

રોશનીમાં રંગીન જલધારા ચા ી રહી હતી. પક્ષીઓ કલવર કરતા હતા ગાયન નૃત્યવાદન ને મોજવિનોદ ચા ી રહ્યાં હતાં, જમરાજને પણ પોતાને થાક ઉતારવાનું મન થઇ આવ્યું. તે અદૃ રહીને એ ભવનમા પેઠા. ત્યા જઈને એક ચીજ જુએ ને બીજી ભૂલે, એવી વિ મરની મોહિની ત્યાં ઠેકાણે ઠેકાણે પથ ાયલી હતી.

લાલ રંગી આરસને પ થિયે પગથિયે એ તો થંભી થંભીને ચાલે છે ને મોંમાથી વાહ ! વાહ ! ના ઉ ૨ થતા આવે છે

એમ કરતાં એ અ દરન ભવ્ય દીવાનખ ડમાં આવી પહોચ્યા હાથીદાત-મઢયા સોનેરી સિ હાસન ઉપર ા ઘરનો સ્વામી બેઠો હતો. એના શરીર ઉપર મોતી માણેકની માળા પડી હત પડખે સોનેરી રૂપેરી પાનદાની હતાં હાથમા એક પોથી હતી એની સામે એક પ ડેત બેઠો હતો. અનેક શાસ્ત્રપુસ્તકો ઉખેળીને એ અંદરથી કાઇ ને કાઇ આકડા ાડી રહ્યો હતો

અ તે એણે આકડા માંડી માડીને ગૃહસ્વામી સામે જોયુ 'એક જોગ છે પ્રભુ !'

'શું ? જે હોય તે જ દી કહો. તમે તો જાણો છો, જ્યોતિવરાજ ! મારા વહાણુ હજી દરિયામા છે. ન ા ઉદ્યાનનુ ખાતમુહૂર્ત બાકી છે હજી લંકાની મૌક્તિક માળામા બે મણકા ૨ વ્યા નથી કામરૂપનો હસ્તિદ ત રસ્તામાં છે. મારે હમણા મૃત્યુને નિવારવુ જોઇ હજી જીવનની ઘણી ઘણી ઇચ્છાઓ બાકી રહી ગઈ છે ! તમે જે સમય ભાખ્યો તો મૃત્યુનો એ તો ઝપાટાબંધ આવી રહ્યો છે !'

'એક યોગ છે, પ્રભુ ! આપણા શિશુના જીવનમાથી વર્ષો મળતા રહે તો આયુષ્યદોરી લ બાય !'

'લંબાય ?' તૃષ્ણાભરેલો એક ત તુના આધારે જીવન લંબાવવા મથતો વ્યાકુળ એવો અવાજ સાભળીને જમરાજ પણ ચોકી ઊઠયા એમને થઇ ગયું 'અરે !'

'અવસ્ય લ બાય '

'તો એમ કરો આપને આંહી તો ભગવાનની કૃપા છે હજી કેટલાં બધા કામ બાકી છે, ને કેટલુ બધુ શરૂ કરવાનું રહ્યુ છે ! છોકરા તો આહીં રમે એમ બીજે રમવા માણ્શે ! આપ બીજે જ અનુષ્ઠાન આદરો !'

'આ...હા... ! હા ' જમરાજાના દિલમાં પણ જાણે આચકો વાગ્યો હોય એમ સ્તબ્ધ થઇ ગયા ' આ હા ...! આ માણુસ આહી હતો, જેની અતૃપ્તિની ખીણની ઊંડાઇ અમાપ હતી, જેની તૃષ્ણાનો કોઇ આરો ન હતો. આ ડી માનવતાનો ટમટમ પ્રકાશતો દીપ–આહી, આ સ્વાર્થીની પરિસીમા પાસે ગુલ થઈ ગયો હતો ભગવાને કહ્યું છે ભિખારીને લાવજો–એ જ આ ભિખારી નહિ હોય ? ×

—ધૂમકેતુ.

× ' ઊર્મિ અને નવરચના 'ના ડિસેમ્બર '૪૦ ના અંકમાથી

# નવ રત્નનો હાર

એક પરમ ભાગવત હતા એમના શિષ્યો યાત્રાએ ઉપડ્યા. ગુરુ મહારાજે કહ્યું "ફલાણે ઠેકાણે મારો સહાધ્યાયી રહે છે નાનપણમાં અમે ખૂબ આનંદ કર્યો હતો. એમના ગામમાં જાઓ ત્યારે એમને જરૂર મળી મારું ક્ષેમકુશળ કહેજો અને એમને કાઇ જોઇતુ કારવતુ હેય તો પૂછી આવજો "

• શિષ્યો ઉપડયા. એમને થયુ "ભલભલા વિદ્વાનો ભેટ લઇને અમારા ગુરુ મહારાજ પાસે આવે છે, આ કોણ એમનો સહપાઠી હશે જેને માટે અમારા ગુરુ મહારાજ જોઇતું કારવતુ મોકલવા તૈયાર થયા છે ! હશે આપણુ કામ સંદેશો પહોચડવાનુ છે "

શિષ્યો સાષ્ટાંગ પ્રણિપાત કરી એક બાજુએ બેઠા "પરમ ભાગવત તરફથી અમે આવીએ છીએ," એમ કહેતાની સાથે સાધુ મહારાજ ઊઠયા અને કહેવા લાગ્યા, "ઓહોહો, મારા બાલમિત્ર પાસેથી આવો છો ! તમને જોઇ મારા વયસ્યને જ મળ્યાનો આનંદ થાય છે. બેસો, બેસો, તમારી શી સેવા કરુ ?"

"અમારા ગુરુ મહારાજ પ્રસન્ન છે. તેમણે આપનુ ક્ષેમકુશળ પૂછયું છે અને કાઇ જોઇતુ કારવતુ હોય તો તે પણ પૂછી આવવાનુ અમને કહ્યુ છે "

સાધુજીએ એક ક્ષણ વિચાર કર્યો. પછી કહે "મારો મિત્ર આટલા હેતથી પૂછે છે ત્યારે માગતા સંકોચ શો ? અને એ છે પણ સમર્થ, એને હક જ કાઇક માગવું જોઇએ " પછી એ શિષ્યો તરફ વળીને કહે છે "દીકરાઓ, તમારા ગુરુ મહારાજને કહેજો કે મે એક નવ રત્નનો હાર માગ્યો છે "

શિષ્યો તો સડક થઈ ગયા પણ પોતાનુ આશ્ચર્ય મોઢા ઉપર ન બતાવતા "જેવી આજ્ઞા" કહીને તેમણે વિદાય લીધી

શિષ્યો એટલે શ્રદ્ધા અને અશ્રદ્ધાનુ મિશ્રણ. ભક્તિ તે ટોળ બને દિશામા એમની ગતિ હોય છે એમણે અંદર અંદર શી શી વાતો કરી હશે એનુ ચિંતન ન કરવુ એ જ સારુ

શિષ્યો ગુરુને ઘેર પાછા આવ્યા "મારો મિત્ર મળ્યો હતો ? મજામાં હતો ? એનુ કેમ ચાલે છે ? એણે કાઈ સંદેશો કહ્યો છે ?" શિષ્યોએ હાવકુ કે ડુ ગળીને ગુરુ મહારાજને એમના ગુરુ ભાઇનો સંદેશો પહોચાડયો

"અવશ્ય." કહીને ગુરુ મહારાજ અંદર ગયા. નિત્યક્રમ તો ચાલુ જ હતો પણ ગુરુ મહારાજ તે દિવસથી એકાંતમાં વધારે વખત ગાળવા લાગ્યા ચાતુર્માસ્ય પુરુ થયુ ગુરુ મહારાજે એક પોટલું શિષ્યોને સોપીને કહ્યુ "તમે ફરી મારા ગુરુ ભાઇ પાસે જાઓ અને આ પોટલું આપીને કહો કે, 'તમે માગેલો નવ રત્નનો હાર આ રહ્યો. સાચવીને વાપરશો '"

"જેવી આજ્ઞા" કહીને શિષ્યો ઊપડયા મજલ દર મજલ પથ કાપતા પૂર્વપરિચિત ઠેકાણે આવી પહોચ્યા આ વખતે એમનુ વિશેષ સ્વાગત થયુ ભોજન પછી રંગમંડપમા બધા ભેગા થયા સાધુ મહારાજે ગામના બધા ઓળખીતાઓને ભેગા કર્યા હતા. બધાને કહે, "આજે મારે માટે નવ રત્નનો હાર આવ્યો છે, તે જોવા આવજો." વિધિપુરઃસર એ પોટલાની પૂજા

# તણખા—

પ્રભો! તારી શોધમાં હું મંદિરે મંદિરે આથડ્યો પરંતુ તું ત્યાં ન જડ્યો તારા ભક્તોએ તારા પ્રાર્થનામંદિરને, લુટારાને રહેવાલાયક ગુફા સમું બનાવી દીધું હતું તારા નામે ત્યાં અનાચારો પોષાતા હતા

હું જંગલમાં ચાલ્યો ત્યાંના ઝાડવાને મેં પૂછ્યું 'પ્રભુ ક્યાં છે?' પરંતુ જવાબ ન મળ્યો એ વૃક્ષો તું મળ્યાના આનંદમાં જાણે સમાધિસ્થ ન હોય!

આકાશમાં ઊડતાં પક્ષીઓને મેં પૂછ્યું 'પ્રભુ ક્યાં છે?' પરંતુ એ ઊડી ગયાં તેમને તને મળવાની મારા કરતાય વધુ ઉત્કંઠા હતી

હું આથડ્યો, બધે ભમ્યો, પરંતુ તું ન જડ્યો

—ઊગતું એ પ્રભાત હતું, તારા પૂજનની પૂર્વતૈયારીઓ ચાલી રહી હતી આકાશમાં કુંકુમના સાથિયા પુરાયા હતા નવું તેજ ભરી અનંતકોટિ રશ્મિઓ રેલાવતો સૂર્ય તારા પૂજનમાટે ક્ષિતિજ પર દેખાયો અને એ અનંત કોટિ રશ્મિઓ વચ્ચે મેં વાંચ્યું

'પ્રભુ ક્યાંય નથી નથી એ મંદિરમાં કે નથી મસ્જિદમાં, નથી એ એકાંતમાં કે નથી એ માનવોના સમૂહ વચ્ચે, એ ક્યાંય નથી

પવનની એક લહર આવી, મને સ્પર્શી ચાલી ગઈ જાણે મારા કાનમાં ન કહેતી હોય—

'પ્રભુ ક્યાં નથી?'

("યુગાન્તર" માંથી)

થઈ અને સાધુ મહારાજે એ પોટલું ખોલ્યું. અંદર સુંદર અક્ષરે લખેલી એક સંસ્કૃત પોથી હતી એમાં નવ પ્રકરણ હતાં નવવિધ ભક્તિમાંથી એક એક પ્રકાર લઈ, એ જાતની ભક્તિનું જેમાં વર્ણન છે એવા શ્રીમદ્ભાગવતના શ્લોક એમાં એકત્ર કરેલા હતા. સાધુ એ શ્લોક વાંચતા જાય ને તેમના શરીર પર અષ્ટ સાત્ત્વિક ભાવ પ્રગટ થતા જાય ઘડીકમાં હસે, ઘડીકમાં રડે ને ઘડીકમાં તાળીઓ વગાડે! પોતે ક્યાં છે એ જ જાણે ભૂલી ગયા હતા. ભેગા થયેલા લોકો એક કલાક સુધી ચિત્રની પેઠે સ્તબ્ધ થઈને જોતા હતા પારાયણ પૂરું થયું, એટલે સાધુએ ગ્રંથ માથે ચઢાવી નાચવા માંડ્યું કહે કે, 'આજે હું કૃતાર્થ થયો જે નવ રત્નના હારની ખાતર આટલાં વરસ સેવતો હતો તે મને મળી ગયો.'"

પ્રસાદ લઈ પીને આવેલા લોકોને વિદાય કર્યા પછી કહે "હવે આ હાર કંઠસ્થ કરીશ તો જ બરાબર પચવાશે" ×

—काका कालेलकर

("શિક્ષણ અને સાહિત્ય" માંથી)

× ઉપરના લેખમાં પરમ ભાગવત તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે મિથિલાના વતની કાશીમાં જઈને વસેલા વિષ્ણુપુરી છે તેમણે ભાગવતમાંથી નવવિધા ભક્તિને લગતા શ્લોકો વીણી કાઢ્યા અને તેને ભક્તિરત્નાવલિ નામ આપ્યું એ નવી સંજ્ઞા રત્નાવલિ પર તેમણે 'કાન્તિમાલા' નામની ટીકા પણ લખી છે આ ટીકા સાથે મૂળ શ્લોકો અલ્હાબાદની પાણિની ઓફિસ તરફથી 'ભક્તિરત્નાવલિ' એ નામથી પ્રસિદ્ધ કરવામાં આવ્યા છે

એમના મિત્ર તરીકે જેમનો ઉલ્લેખ કર્યો છે તે બંગાળના પરમ વૈષ્ણવ ચૈતન્યદેવ છે, બન્નેનો કાશીમાં મેળાપ થયો

ઉપરની કથા પાણિની ઓફિસે પ્રસિદ્ધ કરેલી ગ્રંથની પ્રસ્તાવનામાંથી લીધી છે!

# ખરીદી અને વેચાણ

**પછી** એક વેપારીએ પૂછ્યું : 'અમને ખરીદી અને વેચાણ વિષે કાંઈક કહો.'

અને એણે કહ્યું 'પૃથ્વી ધનધાન્યથી ભરપૂર છે, એ તમને જે આપે છે, તે જો તમે યોગ્ય રીતે લેતાં શીખો, તો તમારે કોઈ દિવસ તંગી અનુભવવાનો સમય નહિ આવે

ક્રય અને વિક્રય કરનારાઓ વેપાર કરે છે એમ આપણે માનીએ છીએ. એ માન્યતા ભૂલભરેલી છે. વિનિમય-વસ્તુને સાટે જે વસ્તુ લે છે ને આપે છે એ પૃથ્વીના સંપત્તિરહસ્યને જાણે છે. અસંતોષ એ સિક્કાનું સંતાન છે, સંતોષ અને સમૃદ્ધિ એ વિનિમયનાં બચ્ચાં છે.

છતાં વસ્તુવિનિમય કરનારે પોતાનું નિયમન સમજવું પડશે જરૂરિયાતનો જે લાભ લેશે, એને લાભ તો મળશે, પણ હાનિ નહિ મળે એમ માનવાની એ ભૂલ કરશે, તો એક દિવસે એને ગળે પાણીએ રોવું પડશે આ સૃષ્ટિમાં સઘળી વસ્તુઓ માટે ભગવાને ઋતુઓ પેદા કરી છે એક ઋતુ આવે છે, જ્યારે તમે જરૂરિયાતવાળાઓને લૂંટી કાઢો છો, બીજી ઋતુ આવે છે, જ્યારે તમને લૂંટનારા આવે છે ત્યારે તમે બોલવા માંડો છો કે, 'અરેરે! આ તો અસહ્ય અન્યાય કહેવાય!' પણ તમે ન્યાય ભૂલ્યા હતા, એ તમને યાદ નથી રહેતું. એટલે હું કહું છું કે, બહુ જ જરૂરિયાત છે એમ જોઈને, જે વસ્તુનો ભાવ મૂકશે એ લાભ તો મેળવશે, પણ હાનિ નહિ મળે એમ માનવાની એ ભૂલ ન કરે. હા, લાભ તાત્કાલિક મળશે, અને હાનિ તો ત્યારે આવશે જ્યારે એ સુખમાં લોટતો હશે!

બજારમાં તમે ભેગા થવાની રીત અમલમાં પાડો, કાપડ લાવો, હથિયાર લાવો, ધાન્ય લાવો, જરૂરી પદાર્થો લાવો અને ગુજરી ભરો પછી એમના ભાવ ઠરાવીને વિનિમય કરતાં શીખો

શ્રમ સાટે શ્રમ આપવાની નવી પ્રથા તમે દાખલ કરો. પહેલાં ધીમેથી શરૂઆત કરો માનવ માનવ વચ્ચે, સિક્કાએ જે યાંત્રિક સંબંધ સ્થાપ્યો છે, એને ઉથામવાનો કાંઈક રસ્તો તમે સાથે સાથે નહિ રાખો તો તમારી અવસ્થા, પાણીનો મંદ સદન કરતા-પણ પાળ વિનાના-ઘર જેવી થશે. એ પડશે ત્યારે છેક ધરમૂળથી પડી જશે!

જમીનની દરેક પેદાશનો પ્રથમ વિનિમય શરૂ કરશો તો પણ તમે એ દિશામાં ઘણું કરી શકશો અને પછી સિનેમા, નાટક, સંગીત અને કેળવણી, દવા, કાપડ અને તમામે તમામ પદાર્થનાં મૂલ્યાંકન કરવાની તમને ઢબ આવડી જશે.

કોઈ જરૂરિયાતવાળો, પોતાની જરૂરિયાત દિલમાં ને દિલમાં રાખીને, બબડતો ચાલ્યો જાય, એ સ્થિતિ સૌને માટે શરમજનક છે અને શરમજનક તો ઠીક, એ સ્થિતિ ભયંકર છે. રાક્ષસી લાલસાનો જન્મ એમાંથી થાય છે. લોહીની નદીઓ એમાંથી આવે છે!

આ ભૂમિ ઉપર, તમે કોઈ દિવસ આવી લક્ષ્મી માયાથી સર્જાયેલી તંગી દીઠી હતી? એ તંગી કોણે કરી છે, ખબર છે? સિક્કાએ

માટે સિક્કા ઓછા કરો ગવર્નરથી માંડીને ભંગી સુધી સૌને પદાર્થ સ્વીકારતાં શીખવાડો. ખોબો ધરીને ગવર્નર કે મોટો પ્રધાન ઊભો હોય, ને એના ખોળામાં પાયશેર ઘઉં પડે,

એવી જૂની સમાજવ્યવસ્થાનુ નવેસરથી મ ડાણ કરો, એટલે તમારી ભૂમિમાં દૂધ ઘી અને મધની નદીઓ વહેરો વાતો કરવાથી તો શૂ ક । નદીઓ વહેશે ।

તમાગ નાનામાં નાના માણસની, નાના। નાની જરૂરિયાતને સતોષ્યા પછી જ જ્યાં નગરપતિ સુવા જાય છે, એવી કોઇ નગરી, એવો કોઇ નગરપતિ કે એવો કોઈ સુધરાઇ પ્રમુખ તમે જોયા ?

તમે તો અંગ્રેજ છાપનો માલ લાવ્યા છો અને એ અંગ્રેજી છાપના ધોરણે પાંચ-વરસની ને દસ વરસની, દસ વરસની ને પ દર વરસની, એવી યોજનાઓના ગ જ ને ગ જ બોલ બોલ કર્યા કરો છો તમને ખબર છે ખરી કે જ્યારે સ્વપ્ના વિના માણસ બોલ બોલ ક છે ત્યારે એ પોતાની જાતને અને પોતાની પ્રજાને-તમામને એક ભયકર વિનિપાતને માર્ગે દોરી જાય છે ?

આવો વિનિપાત અટકાવવો હોય તો આજથી જ નિશ્ચય કરો પદાર્થને માટે પદાર્થ શી રીતે ગોઠવાય એવી વિવિધ રચનાનો નવેસરથી આંક માંડો એ છે એકડો પણ એ એકડા વિના બાકીના બધા તો મીંડાં જ છે !

—ધૂમકેતુ

( "ઉર્મિ અને નવરચના" માંથી )

---

## વખતની કિંમત

તમે જાણો છો કે, ભગવાન બધુ જ આપે છે પણ તે ગયો વખત કદીય આપતો નથી તમને વખતની કિંમત છે ? તમારો સમય બીજાને કીમતી વખત બચાવવા આટલુ કરશો ?

૧. પુસ્તક લેતી કે મૂકતી વખતે પુસ્તકો આસ્તેથી ઉપાડવાં
૨. પુસ્તકની પીઠ બહારની બાજુએ રહે તે રીતે પુસ્તક કબાટમાં મૂકવુ
૩ પુસ્તક જ્યાંથી લીધુ હોય ત્યાંજ પાછુ મૂકો, જ્યાં ત્યાં ન મૂકશો અથવા આડુ અવળું મૂકશો નહિ.
૪. પુસ્તક વાંચી રહો કે તરત પુસ્તકાલયમાં પાછું સોંપો

## માનવતા પર જોખમ

યુદ્ધ અને યુદ્ધોત્તર પરિસ્થિતિએ સમાજમા આજે એવા બળોને વહેતાં મૂકી દીધા છે કે એમણે પ્રજાની નીતિનો પાયો હચમચાવી મૂક્યો છે વાતાવરણ એટલુ ત ગ બની જવા પામ્યુ છે કે શાંત ચિત્તનો વિચાર આજે અદશ્ય થઇ ગયો છે આથી કેટલાક સનાતન ઉચ્ચ સત્યો વિષેની શ્રદ્ધા પણ વડીભર ઝાંખી પડી ગયેલી જણાય છે અને પ્રજા ક્ષણિક આવેગમા તણાઇને માનવતા જેવી માનવતાને ભૂલીને સ કુચિત વાડાઓનો વિચાર કરતી થઇ ગઇ છે

પૈસો, સ્વાર્થ અને સત્તાએ પોતાના હાથ એટલા ફેલાવ્યા છે કે સમાજના ઉચ્ચ ગુણો લગભગ અદશ્ય થયેલા જણાય છે અને કાળાં બજાર, લાંચરુશ્વત તથા કોમી વેરઝેરનો ભયકર વટોળ આજે સમાજની ચારે બાજુ ફરી વળ્યો છે એમાંથી ઊગરવા માટેની નાવડી જીવનના સનાતન સત્યો વિષેની નિષ્ઠા દૃઢ કરી આપવી એ જ છે. આજે ફેલાયેલાં કાળાં બજાર લાંચરુશ્વત કે કોમી વેરઝેર સામે ગમે તેટલી સખત જેહાદ પોકારવામાં આવે પણ ત્યાં સુધી પ્રજામાં ફરી પાછી માનવતા ન અવતરે ત્યાં સુધી આ મૂળ પ્ર નમાંથી જવાનાં નથી

પ્રજામાં માનવતાનું વહેણ વહેવડાવવું હોય તો માનવતાના સ તાતન ઉચ્ચ તત્ત્વો ઉપર ચડી બેઠેલી રાખ ખ ખેરી નાખીને ઉચ્ચ તત્ત્વો વિષેની નિષ્ઠાને જાગ્રત બનાવવી જોઇએ અને માનવતા હરી જતી હોય એવી પરિસ્થિતિને વહેલામાં વહેલી તકે બદલી કાઢવી જોઇએ આ કાર્ય રાજ્યના અધિકારીઓ અને પ્રજાના આગેવાનોએ સાથે મળીને, ક્ષણના પણ વિલબ વિના, કરવુ જોઇએ

—બબલભાઇ મહેતા

# શ્રી કે સરસ્વતી ?

( પરપ્રાંતમાં ગુજરાતીઓ વેપારીઓ તરીકે ઓળખાય છે. દિલ્હીમાં એક ગુજરાતી બીડીનો વેપારી પંદર હજાર મજૂરો રોકે છે, પણ એનો ગુજરાતી સ્ટાફ કેવુ હિંદી બોલે છે ! નમૂનો : તુમકો યહાં બૈસી બીડી કેમ બનાવતા હે નહી ? બધેજ, બધેજ ગૂજરાતીઓ વેપાર સિવાય કશું જાણતા નથી. અને બીજાઓ કહે છે કે એમને કલા, સસ્કાર, સાહિત્ય, વિજ્ઞાન આદિ કશાની પડી નથી આ ક્યાં સુધી ચાલશે ? વેપારને છોડી દેવાની હિમાયત હુ કરતો નથી, પણ શ્રી ને સરસ્વતીનો મેળાપ કાં ન કરાવવો ? એ મેળાપ થાય તો આપણે ત્યાં બીજા પ્રાંતો કરતાં આપણે ત્યા એની શક્યતા વધુ છે. આવુ કઈક આ નાટકનું કહેવું છે

કરસનદાસ, એક ગૂજરાતી વેપારી મરણપથારીએ છે એના બે દીકરા ચુનીલાલ અને મુનીલાલ તથા એમનો વિજ્ઞાન મિત્ર વરુણ એની મરણપથારી પાસે ભેગા થાય છે, કરસનદાસ મરતા માણસના સાદે બોલે છે )

કરસનદાસ ઓ ચુની, ચુની બેટા !

ચુનીલાલ · બાપુ

કરસનદાસ , મુની ક્યાં છે ?

ચુનીલાલ વરુણભાઈ સાથે તમારી દવા વિષે વાત કરી રહ્યો છે બોલાવુ ?

કરસનદાસ બેટા, વરુણ ક્યારે આવ્યો ? એ છોકરો મોટીમોટી વિજ્ઞાનની શોધો વિષે વાતો કર્યા કરે છે એનો શો અર્થ ? તમે એવી વાતોમા પડશો નહિ

ચુનીલાલ · બાપુ હશે એ તો, આ મુની આવ્યો.

કરસનદાસ : મુની બેટા, હવે હું બે ચાર કલાકનો જ મહેમાન છુ તો થયુ કે તને બેચાર શબ્દો કહુ .

મુનીલાલ તો કહોને, બાપુ !

કરસનદાસ · તું કવિતા લખતો હતો તેમાથી મેં તને વાર્યો તુ પુસ્તકો વાંચતો હજી મટયો નથી, એ મને આ ઘડીએ ય સાલે છે

મુનીલાલ પુસ્તક વાંચવાથી શુ થઈ ગયુ, બાપુ ?

કરસનદાસ · એ આપણને કેમ પાલવે ? એટલા સમયમા આપણા ચાર ઘરાક વધારી શકાય · ને ? મે હિસાબ કાઢયો છે કે સાડાત્રણસો પાનાની નૉવેલ તું વાંચતો એટલા વખતમાં હું સાડાત્રણ હજારનો નફો બતાવી શકતો

ચુનીલાલ બાપુ, હવે હવે, આ અવસ્થાએ નફાનુકસાનને શુ કરવાં છે ? બોલોને રામરામ.

કરસનદાસ મુની, મારુ કમાયેલુ હવે એટલેથીજ મને સતોષ થવાનો નથી, એને કોઈએ તો સવાયુ દોઢુ કરવુ જોઈશે

ચુનીલાલ , બાપુ, એ તો હુ તમને કહેતો હતો તેમ બીજી વસ્તુઓ કમાશે ને !

કરસનદાસ , પૈસા વગર બધુ શા ખપનું ? કોણ પેલા, તમે કહો છો કે બહુ સારી વાર્તા લખે છે...

મુનીલાલ • ધૂમકેતુ

કરસનદાસ મે તેનુ એક પણ પુસ્તક વાંચ્યું નથી, એની મને કશી ખોટ કે કશો ગેરફાયદો નથી થયા.

મુનીલાલ . બાપુ, કેટલીક જરૂરી ચીજો ન હોય તો પ્રજા સંસ્કારી નથી ગણાતી.

કરસનદાસ • તું વળી સસ્કારની વાત કયાથી લાવ્યો ?

મુનીલાલ વરુણભાઇ, બાપુની હાલત ખૂબ બગડી રહી છે.

વરુણ • મને ય ખૂબ દિલગીરી થાય છે પેનીસીલીન કયો—

કરસનદાસ . વરુણ, તુ પાછો શોધ ની વાતો કરવા માંડીશ. શોધનો શો ફાયદો ? શરીર બગાડો વખત બગાડો ને વધુ પૈસા બગાડો

વરુણ પણ એ તો કાકા, લાંબા દૃષ્ટિએ જોઇએ તો ફાયદાકારકજ છે

કરસનદાસ . તેનો શો અર્થ ? મે ટાટાના શેર લીધા તે એટલા માટે કે આ ઘડીથી એનુ ડીવીડડ મળે.

વરુણ : એકલા પૈસાને શુ કર । છે, કાકા ?

મુનીલાલ • બાપુ, વરુણભાઇનું કહ્યુ સાંભળ્યુ ? પૈસા એકલા શા ખપના ?

કરસનદાસ હાં, હાં ઉધ જેવી આવવા કરે છે, ભાઈ, પૈસા હોય તો બધું આવે. બેટા જોજે, મારે તો એટલુ કહેવાનુ છે . મારી બે મિલ છે એની ચાર કરજે, આ એકસપોર્ટ ઇમ્પોર્ટના બીઝનેસને બમણો કરજે. જાપાનની માર્કેટ હાથ પર લેશો તો બસ.

મુનીલાલ : બાપુ, વરુણભાઇની શોધો છાપવાનો ખરચ—

કરસનદાસ પાછુ એનુ એ ! આ પણ, હુ મરતાં સુધી તને ન સમજાવી શક્યો કે ચોપડાંચોપડાં ફેંકી વેપાર કરો, પૈસા કમાઓ !

મુનીલાલ મુની, હુ બાપુને વધુ બોલાવ નહિ

કરસનદાસ • એ ! મુની, હવે વધુ નથી બોલવાનુ પેલુ ધ્યાનમાં રાખજે

વરુણ • શું ?

કરસનદાસ જાપાની માર્કેટ એને હાથ પર લેશો તો ફાવશો

મુનીલાલ બાપુ, ગીતાપાઠ કરું ?

કરસનદાસ : રાખ, ભાઈ ! છેલ્લા ભાવ શા છે ?

મુનીલાલ . બાપુ, ભાવતાલની વાત જવા દોને

કરસનદાસ • અરે, અરે, સંભાળજે મારું કામકાજ. મુની, બેટની—

(પણ એટલામાં તો લઘુભીષણ અને મહાભીષણ નામના બે સ્વર્ગદૂતો આવીને એને સ્વર્ગને રસ્તે ઉપાડી જાય છે.)

કરસનદાસ : અરે દૂતો ! તમે મને ક્યાં લઇ જાઓ છો ?

( "રેખા માસિકમાંથી" )　　　　　　　　　　　　—હાકોરભાઇ નાયક

# ખ્રિસ્તી વર્ષની ઉદ્ભવકથા

ખ્રિસ્તીનું નવુ વર્ષ જાન્યુઆરીની પહેલી તારીખે શા માટે શરૂ થાય છે ? પ્રશ્ન જિજ્ઞાસા પ્રેરે એવો છે પરંતુ તેના ઉત્તરમા સામો સવાલ પૂછુ કે વિક્રમ સંવતનુ નવુ વર્ષ કાર્તિક સુદ ૧ ના દિવસે શા માટે શરૂ થાય છે ? અને દુનિયામા પંચાંગ પણ કંઇ ઓછા છે ? આપણા હિંદુસ્તાનનો જ દાખલો લ્યોને ! ખ્રિસ્તી, પારસી, યહુદી, બૌદ્ધ, જૈન વગેરે સંવતને બાજુએ રાખીએ તો પણ એક ધર્મમા કેટલાય સંવત છે હાલારમા હાલારી સંવત આષાઢ સુદ ૧ ના દિવસે બેસે છે, શાકે ચૈત્ર સુદ ૧ ના રોજ બેસે તે અને બંગાળી વર્ષ પણ જુદું છે મહત્ત્વની વાત એ છે કે સૂર્યની આસપાસ પ્રદક્ષિણા ફરતી પૃથ્વીએ વર્તુલ ક્યાથી શરૂ કર્યું અને ક્યા પૂરૂ કર્યું, એ કંઇ કળી શકાય છે ? અને જો વર્તુળને આદિ કે અંત હોય તો તે વર્તુળ શાનુ ? પૃથ્વી બાર મહીનામા સૂર્યની આસપાસ એક ફેરો ફરી લે છે તે ખરૂં, પરંતુ તેણે ફેરો ફરવાનુ ક્યાથી શરૂ કર્યું અને ક્યા પૂરુ કર્યું તે તો કહી જ કેમ શકાય ?

વર્ષ, માસ, પક્ષ, અઠવાડિયુ દિવસ, રાત, ઘડી, કલાક, પળ, મિનિટ, સેકન્ડ, એ બધું પ્રમાણ તો અનંત કાળ માપવા માટે માનવીએ શોધેલી તરકીબ છે અને એ યુક્તિ પણ માનવીએ સફળતાપૂર્વક અજમાવી છે એમ તો કોણ કહી શકે ? માનવી ભલેને દીલાસો લે !

## ગણેશ સ્વરૂપ જાન્યુઆરી

આર્યોએ વર્ષને બાર માસમા અને માસને ત્રીસ દિવસમાં વહેંચી નાખ્યા, પશ્ચિમમાં પણ તેનું અનુકરણ થયું લાગે છે પ્રાચીન મીશ્ર ( મીસર ઇજીપ્ટ )માં મહીનાના ત્રીસ દિવસ ગણવામાં આવ્યા હતા પરંતુ ૩૬૫ દિવસ પુરા કરવા માટે પાચ દિવસ વર્ષમાં ઉમેરી દેવામાં આવતા

રોમનોએ પણ ત્રીસ દિવસનો મહીનો અપનાવ્યો અને વર્ષની શરૂઆત કરનાર મહીનાને શુભ નામ આપવા માટે તેઓએ શુભ, લાભ અને કલ્યાણના પ્રતીક મનાતા પોતાના દ્વિમુખ દેવતા જાનસ ઉપરથી પહેલા મહીનાનું નામ આપ્યું આમ જાન્યુઆરીથી વર્ષનો શુભ આરંભ થાય. સંભવ છે કે ગણેશ ઉપરથી જાનસ નામ આવ્યુ હોય, કારણ કે રોમન અને ખાસ કરીને ગ્રીક દેવતાઓ અને દેવીઓના નામો આપણા દેવતાઓ અને દેવીઓના નામ ઉપરથી પડેલાં છે આપણાં પુરાણો અને ગ્રીક પુરાણો વચ્ચે આશ્ચર્યજનક સામ્ય છે, જે એમ બતાવે છે કે જ્યારે પ્રાચીન ભારતનું સામ્રાજ્ય છેક યુરોપના સીમાડા સુધી ફેલાયું હતુ ત્યારથી આપણા ધર્મ અને સંસ્કૃતિની છાપ ત્યાં રહી ગઇ છે

## " શુભેચ્છા મંત્ર ! "

રોમમાં જાનસ દેવનુ દરેક શુભ કામની શરૂઆત પહેલાં પૂજન થતુ અને વર્ષની શરૂઆત કરનાર માસને એ કલ્યાણકારી દેવતાનું નામ અપાય એ યોગ્ય છે. આપણે પણ કંઇક એવું જ કર્યું છે કારણ કે વર્ષના પ્રથમ માસને ગણેશનું નહી તો ગણેશના સગા ભાઇ કાર્તિક સ્વામીનું નામ આપ્યું છે

પરંતુ યુરોપના બધા દેશોએ જાન્યુઆરીને વર્ષના પ્રથમ માસ તરીકે બહુ મોડેથી, છેક અઢારમા સૈકામાં અપનાવેલ છે એંગલ અને સેક્સન લોકોને મન જાન્યુઆરી માસ શુભ ન હતો. કારણ કે જાન્યુઆરી એ યુરોપમાં શિયાળાનું મધ્યબિંદુ છે વધુમાં વધુ ઠંડી અને બરફ મુખ્યત્વે જાન્યુઆરીમાં પડે છે એટલે એ લોકો તેને 'વુલ્ફમન્થ' કહેતા કારણ કે એ મહીનામાં ભુખ્યા વરૂ ખુબ જ રંજાડતા.

## પંચાંગની અપૂર્ણતા

પૃથ્વીની પોતાની ધરી ગતિના ગાળાને માનવીએ ચોવીસ કલાકમાં વહેંચી નાખી અને એ ગતિ માનવી પોતાની નાજુક ઘડિયાળમાં મગરૂરીપૂર્વક બતાવે છે પરંતુ સૂર્યની આસપાસની ગતિ એક વર્ષ દ્વારા બતાવવી એ એટલી સહેલી વાત નથી અને અનાદિ કાળથી એ મૂંઝવણ ટાળવા માનવી મથામણ કરતો આવ્યો છે પ્રાચીન મીસરના લોકો ત્રીસ દિવસનો મહીનો ગણી વર્ષમાં પાંચ દિવસ બીજા ઉમેરી દેતા, તોપણ દર ચાર વરસે એક દિવસ ઘટી પડતો ! કારણ દેખીતું છે પૃથ્વી સૂર્યની આસપાસ એક પ્રદક્ષિણા ફરવામાં ૩૬૫ દિવસ ઉપરાંત અમુક સેકન્ડ લે છે અને નવા વર્ષની શરૂઆત કરવા તમે એમ થોડું જ રહી શકો છો કે એ સમયને બરોબર બાર મહીનામાં વહેંચી નાખવો. એક વખત નવું વર્ષ સવાર શરૂ કરવું ને બીજી વખત બપોરે શરૂ કરવું ?

## જ્યારે શિયાળો ઉનાળામાં આવતો

આપણે જેમ હિંદુ માસને બે ભાગમાં શુક્લ પક્ષ અને કૃષ્ણ પક્ષમાં વહેંચી નાખેલ છે, તેમ ગ્રીક લોકોએ ત્રીસ દિવસમાં માસને ત્રણ ભાગમાં વહેંચી નાખ્યા હતા નવાઇની વાત એ છે કે ફ્રેન્ચ વિપ્લવવાદીઓએ તેનું અનુકરણ કરવા નિષ્ફળ પ્રયાસ કર્યો હતો રોમન લોકોએ કેટલાય રમુજી અખતરા કર્યા હતા અને છેવટે તેઓએ કંટાળીને વર્ષના માસ અને દિવસોની ગોઠવણ પોતાના ધર્મગુરૂઓને સોંપી દીધી કાળ ઉપર શાસન ચલાવવાની આવી અલભ્ય તક કયા ધર્મગુરૂઓ જતી કરે ? તેઓ પોતાના અનુયાયી અને પ્રશંસકોના લાભાર્થે વર્ષને લાંબુ બનાવતા અને દુશ્મનો અને " પાપીઓ "ની જીંદગી ટૂંકી કરી નાખવા માટે વર્ષ પણ ટૂંકું કરી નાખતા ! પરિણામે એવી અધાધુંધી આવી કે ધર્મગુરૂઓના પંચાંગમાં જ્યારે શિયાળો આવતો ત્યારે ખરેખરી ઋતુ ચોમાસાની કે પાનખરની આવતી જો સીઝરે મીસરના જોષીની મદદથી ૩૬૫ 1/4 દિવસનું વર્ષ નક્કી કરી અમલમાં મૂક્યું ન હોત તો ધર્મગુરૂઓએ કોણ જાણે શું કર્યું હોત ! પણ પા દિવસની ગણતરી વર્ષ નક્કી કરવામાં કેમ થાય ? એટલે સીઝરે એમ ઠરાવ્યું કે દર ચોથા વરસે એક દિવસ ઉમેરી દેવો પંચાંગની ઋતુ અને ખરેખરી ઋતુને એકસરખી કરવા સીઝરે ત્રણ માસ એ વર્ષમાં વધારી દીધાં ઈ સ પૂર્વે ૪૭ મું વર્ષ ઇતિહાસમાં રોમન લોકોએ " ગોટાળાના વર્ષ " તરીકે ઓળખાવીને તેની યાદ અમર કરી છે

## " અમારી જીંદગી ટૂંકી કેમ કરી ? "

પરંતુ ધર્મગુરૂઓ પોતાનું વર્ચસ્વ જતું કરે એવા ક્યાં હતા ? વળી તેઓએ ગોટાળા કર્યા, વળી વર્ષના ૩૬૫ 1/4 દિવસ ગણવામાં પણ ભૂલ હતી ૩૬૫ 1/4 દિવસ નહી પણ ૩૬૫ દિવસ, પાંચ કલાક, ૪૮ મિનિટ અને અમુક સેકન્ડ જોઇએ આમ આ ભ્રાંતિ અને ધર્મ

ગુરૂઓના ગોટાળાના કારણે મોળમી સદીમા ઋતુ કરતાં પચાગ દશ દિવસ આગળ નીકળી ગયું હતુ ઇ સ ૧૫૮૨ મા પોપ ગ્રેગરીએ આ દશ દિવસ કાઢી નાખ્યા. પરંતુ તે સામે યુરોપમાં મોટો વિરોધ ઊઠયો ઇંગ્લેંડે જ્યારે ઇ સ ૧૭૫૦ મા ગ્રેગરીનુ પંચાંગ અપનાવ્યુ ત્યારે અગ્રેજોનો ગુસ્સો ફાટી નીકળ્યો મોટા પાયા પર વિરોધી દેખાવ થયા તેઓની ફરિયાદ એ હતી કે સરકારે અમારી જીદગીમાથી ૧૧ દિવસ ઓછા કેમ કર્યા? ઇંગ્લેંડે ગ્રેગરી પંચાંગ દાખલ કરીને જાન્યુઆરીની પહેલી તારીખથી નવુ વર્ષ બેસે એમ ઠરાવ્યું. ગ્રેગરી પંચાગ અપનાવવામાં ઇંગ્લેંડે લગભગ પોણાબસો વર્ષની ઢીલ કરી તેનુ કારણ એ છે કે જીદગીના દસ દિવસ આ પંચાંગથી ઘટી જાય છે, એવો અગ્રેજોને વહેમ હતો! ગ્રીક ચર્ચના અનુયાયી હજી ગ્રેગરી પચાગને નથી અપનાવતા અને પરિણામે ૧૩ દિવસ પાછળ છે

## વિશ્વ પચાંગ આવશે?

એક વિશ્વપચાંગની યોજના થઈ રહી છે, જેમા દર વર્ષે એજ વારે નવુ વરસ બેસે અને દર વર્ષે તા ૮ એપ્રિલના દિવસે જ ઇસ્ટરનો તહેવાર હોય, તેમા જાન્યુઆરી, એપ્રિલ, જુલાઇ અને ઑક્ટોબરને ૩૧ દિવસ હોય અને બીજા મહીનાને ૩૦ દિવસ હોય આમ ૩૬૪ દિવસ થયા પણ વર્ષને અંતે એક દિવસ ઉમેરી દેવો અને તે આખી દુનિયામા તહેવાર તરીકે પાળવો. જો આ પચાગ અમલમા આવે તો દર વર્ષે તારીખ અને વાર સરખા આવે અને એ જ કેલેન્ડર દર વર્ષે ચાલે।

## હિંદુ પંચાંગ

આપણા મહીના સૌર્યમાસ એટલે સૂર્ય પ્રમાણે નથી પણ ચંદ્રમાસ છે અને પૃથ્વીની એક પ્રદક્ષિણા કરવામા ચંદ્રને પુરા ૩૦ દિવસ લાગતા ન હોવાથી તિથિ વધઘટ થાય છે. વર્ષે ૩૬૫ દિવસ નથી થતા એટલે આપણે ૩૬૫ દિવસ ઉપર કલાક મિનિટ વગેરે પૂરા કરવા અધિક માસ ઉમેરી દઇએ છીએ

માનવીની આ મથામણ બતાવે છે કે, અનત અને અમાપ કાળની ગતિ માપવામા હજી માનવી સફળતાની ટોચે નથી પહોચ્યો *

---

## એ મરી ગયું ... જોજો ભૂત ન થાય!!

રેશનીંગ મરી ગયુ હવે એ ફરી ભૂત થઇ કોઇને ન વળગે એ ધ્યાનમા રાખજો.

શ્રીમતો, વેપારીઓ, ખેડૂતો, તમારી જવાબદારી સમજજો. નફાખોરી ને સગ્રહની લાલચમા ન પટાઇ આખા દેશને વિનાશ તરફ લઈ જશો નહિ

અનાજના ભાવનો એક ચોક્કસ, પ્રમાણિક ને પ્રમાણસરનો આંકડો રાખજો, તમારા નફાનો ગાળો સકુચિત કરજો, તમારી ખરીદી ઓછી કરજો

કરોડોની જનતાને અનાજ જોઇએ છે એ જનતા કંગાળ છે એ ગુરીબાઇમા જીવી રહી છે એનો વિચાર કરજો

**મરી ગયેલું રેશનિંગ ભૂત ન બને–દેશને ભરખી જવા મુખ ન ફાડે એ જોજો.**

---

* "જૈન ગુજરાત"ના એક અગ્રલેખમાંથી

એ પછીનો ઇતિહાસ બહુરંગી છે. લંકા પર મોટા મોટા ચોલ રાજાઓએ આક્રમણ કરવા માંડ્યાં, અનુરાધપુરને કોઈ પણ જાતના રક્ષણની વ્યવસ્થા વિના છોડી દેવામાં આવ્યું એ અસ્થિર સમયમાં ઉત્તરભારતના કનોજ શહેરથી આવેલા એક રાજકુમારે દક્ષિણ લંકામાં પોતાનું સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. અને તક મળતા ચોલ રાજાઓ પર પણ વિજય મેળવ્યો પણ એ પછીનાં સાડાસો વર્ષો સુધી લંકાનો ઇતિહાસ હંમેશા બદલાતો જ રહ્યો

૧૫મી નવેમ્બર ૧૫૦૫માં પ્રથમ યુરોપીયન, પોર્ટુગીઝ ડોમ લોરન્સો ડ–અલ્મેદા કોલમ્બો પહોંચ્યો પોર્ટુગીઝોએ રાજ્ય સ્થાપવાના આર્થિક–શોષણ કરવાના કાર્ય ઉપરાંત લંકાની જનતાને ખ્રિસ્તી બનાવવાનું કાર્ય પણ હાથ ધર્યું. એનું પરિણામ એ આવ્યું કે જનતા એવાથી ત્રાસી ગઈ અને તેમણે એનો સખત વિરોધ કર્યો તો પણ ૧૬૪૪ સુધી તો પોર્ટુગીઝોનું વર્ચસ્વ લંકા પર રહ્યું જ. એ પછી લંકા પર હોલેન્ડવાસીઓએ અધિકાર જમાવ્યો તેમનો ધ્વજ લગભગ સવાસો વર્ષ સુધી ફરક્યો. યુરોપીયન પ્રજાની હરીફાઈને કારણે તેમનો અમલ વધુ રહી ન શક્યો ૧૫ મી ફેબ્રુઆરી ૧૭૯૬ ના રોજ અંગ્રેજોએ કોલંબો પર કબજો મેળવ્યો, અને તેમણે પોતાની જગવિખ્યાત કૂટનીતિથી ધીમે ધીમે આખો લંકા ટાપુ સર કર્યો. બીજી માર્ચ ૧૮૧૫થી લંકાનો વર્તમાન યુગ શરૂ થાય છે એ જ દિવસે અંગ્રેજ પ્રજાએ પોતાના કાવાદાવાથી આખું લંકા કબજે કર્યું.

આ નાના સરખા ટાપુ પર ૧૦૧૧ જાતિ વસે છે એમાં સૌથી વધુ વસતી સિંહલી પ્રજાની છે. ધર્મની નજરે જોતા સૌથી વધુ સંખ્યા બૌદ્ધ ધર્મીઓની છે. તામિલ હિંદુઓને બાદ કરતાં બાકીની પ્રજાઓના સામાજિક રીતરિવાજ ખૂબ ઉદાર ને વિશાળ છે હિંદમાં ધર્મપરિવર્તનથી જાતીયતાને અસર પહોંચે છે, પણ લંકામાં એમ નથી લંકાવાસીઓ જાતીયતાને સાંપ્રદાયિકતાથી જુદી વસ્તુ સમજે છે. ત્યાં એક ગોળી ઈસાઈ ધર્મ સ્વીકાર કરે છતાં તે ગોળીજ કહેવાય છે. એટલુંજ નહિ તેના લગ્નવિવાહ આદિ વહેવાર પણ ગોળી નાતિ જ થાય. તે ઈસાઈગોળીમાં જ લગ્ન વહેવાર કરે, એ પણ જરૂરી નથી પતિ બૌદ્ધધર્મી હો તો પત્ની ઈસાઈ હોય એવા ઉભયધર્મી દંપતીઓ લંકામાં સામાન્ય રીતે જોવામાં આવે છે. ધર્મ તેમના કૌટુંબિક જીવનમાં કોઈ પ્રકારે બાધક નથી આ છૂટથી બૌદ્ધ ધર્મ ત્યાં ખૂબ વિસ્તરેલો છે પોર્ટુગીઝોએ શરૂઆતમાં જેમને જબરજસ્તીથી ઈસાઈ બનાવ્યા હતા તે પાછા બૌદ્ધધર્મી બની ગયા છે.

ઉત્તર લંકામાં દ્રાવિડ હિંદુઓની સંખ્યા પૂરતી છે છતાં તેમને લંકાની હવા નથી લાગી સ્પર્શાસ્પર્શનો ઘૃણિત રિવાજ ત્યાં પણ જોવા મળે છે. દ્રાવીડ બ્રાહ્મણોની સંખ્યા જો કે બહુ ઓછી છે, છતાં પણ તેમની ધર્મચુસ્તતા હિંદી દ્રાવીડ બ્રાહ્મણેથી જરા પણ ઓછી નથી હોતી. એથી લંકામાં ઈસાઈ ધર્મીની સંખ્યા વધી રહી છે ને કેવળ દ્રાવીડ હિંદીઓમાંથી વધે છે દ્રાવીડ બ્રાહ્મણોની કટ્ટરતા અને ઘૃણાથી અકળાઈને તરછોડાએલી પ્રજા ઈસાઈ ધર્મનો સ્વીકાર કરે છે હિંદુ સમાજ તેમને પાછા ફરવા માટે કોઈ માર્ગ રાખ્યો નથી તેથી જે જાય છે તે પાછા કદિ હિંદુ સમાજમાં દાખલ નથી થઈ શકતા

લંકાના લોકોમાં સામાજિક દૂષણો નજીવાં જોવા મળે કન્યાના લગ્ન માટે કન્યાની ઉંમર ૧૮–૧૯ વર્ષ ને અને છોકરાની ઉંમર ૨૯–૩૦ વર્ષની તો હોવી જ જોઈએ. અહીં વિધવા-વિવાહ તથા છુટાછેડાનો રિવાજ પણ પ્રવર્તે છે લગ્નમાં પહેરામણી વાંકડાની પ્રથા નથી.

વેસ્યાવૃત્તિ આખા લકામાં ગેરકામ કરે છે.

લકાનો વેપાર ત્યાના મુસલમાનોના હાથમાં છે એ મુસલમાનો મુર કહેવાય છે લંકામા કાણુની પણ પહોચેલા છે, પણ મારવાડી ત્યા જોઆમા નથી આવતા હમણા લકાનો વેપાર એવી દશામા છે કે તે હાથ કરવા માટે મારવાડીને વધારે મુશ્કેલી નડે જ નહિ.

લકા ખોરાકની બાબતમા અજનો વિસ્તાર છે ત્રણ માસ ચાલે એટલું ઉત્પન્ન એ ધરાવે છે નવ માસ માટે એને પરદેશો પર આધાર ગણવો પડે છે તેમાં ખાસ કરીને હિંદુસ્તાનની એ મદદ માગે છે લકાવાસીઓ ખાસ કરીને ચા અને રબરના કારખાનામાં કામ કરે છે ત્યાંની વ્યક્તિ દીઠ સરાસરી આવક હિંદીની વ્યક્તિ દીઠ આવક કરતાં વધુ છે ત્યાના વતની હિંદના વતનીઓ કરતાં વધુ છે ત્યાના વતની હિંદના વતનીઓ કરતાં વધુ સુખી છે.

ઇતિહાસ જોતાં જણાય છે કે ચોથી પાચમી સદી સુધી લકા ઉત્તરભારત મારફત જ રહેણીકરણી, વેશભૂષા, ભાષા વગેરેમાં રહ્યુ વખતોવખત ઉત્તર ભારતથી રાજ્યરક્ષના મહેમાનો અને બૌદ્ધ સાધુઓ ત્યા જતાં આની અસર એમની ભાષા રહેણીકરણી પર પડે એ સ્વાભાવિક છે આજની ઉત્તરની ભાષાઓની સિંહલી, પાલી અને માગધીની અસર છે. એથી જ ઉત્તર અને દક્ષિણ ભારતની ભાષા સાથે ઘણી ખની રીતે મળે છે

ભાષા અને પ્રાચીન સંસ્કૃતિની દૃષ્ટિએ કહી શકાય કે ઉત્તર ભારતથી ભિન્ન છે, પણ લકા ઉત્તર ભારતનો જ એક ભાગ છે જે ત્યાં જઇને વસ્યો

લકાની હાલની સરકારે પ્રાથમિક શિક્ષણ ફરજીઆત કર્યુ છે કે જેથી નિરક્ષરતા નાબુદ થઈ જાય.

લકાના રબર અને ચાના કારખાના માટે હિંદમાંથી મજુરોની બહુ મોટી સખ્યા દર વર્ષે લકા જાય છે આ સંખ્યાને જોઇ લકાવાસીઓ ચિંતાતુર બને છે. તેઓ સમજે છે કે જો હિંદીઓ આ રીતે આવતા જ રહેશે તો અને તેમને દરેક પ્રકારના નાગરિક રાજનૈતિક અધિકાર મળતા ગયા તો થોડા જ દિવસમાં તેમની લકામા બહુમતિ થઇ જશે. એ ભયથી બચવાને માટે લકાવાસીઓ સામાન્ય હિંદીને મતાધિકાર અને નાગરિક હક્કો આપવા ઇચ્છતા નથી. અત્યાર સુધી નિયમ છે કે ઓછામાં ઓછા પાંચ વરસ સુધી લકામાં રહેનાર અને થોડી પણ સ્થાવર મિલકત ધરાવનાર જ મતાધિકાર મેળવી શકે *

---

## સાપનું ઝેર

સર્પ....નાગબાપા.. માનવપ્રાણીઓ તેના નામમાત્રથી ડરે છે. ઘરમાં જો સાપ ભરાઈ બેઠો હોય તો આખી રાત નિંદ્ર ન આવે આવા ઝેરી પ્રાણીઓનો પણ આજના જમાનામાં વેપાર થઈ રહ્યો છે, અને એ વેપાર એટલો ધમધોકાર ચાલી રહ્યો છે કે સાપની માગને પહોંચી વળવાનું કાર્ય કઠિન થઇ પડ્યું છે આ વાત માનવા કદાચ તમે તૈયાર નહિ થાવ, પણ આ હકીકત છે.

દુનિયામાં સાપનો વેપાર કરતી એકમાત્ર ઓરત નામ શ્રીમતી બેરટી પીઅર્સ છે કેપ ટાઉનની આ બાઈ વર્ષોથી સાપનો વેપાર કરી રહી છે અને દુનિયાભરના દેશોમાંથી તેની પાસે

* (સાપ્તાહિક 'નુમાઇન્દ'માંથી)

સાપની માગણી આવી રહી છે પૂર્વમાં મોરક્કો અને પશ્ચિમમાં કેલીફોર્નીઆ સુધી આ બાબતનો માલ જાય છે આફ્રિકન સાપ માટે શું લોકો પડાપડી કરી રહ્યા છે અને આજે તો ત્યાં આ માલની એટલી બધી તંગી વર્તાઇ રહી છે કે આ બાઈ પોતાના ઓર્ડરનો માલ સમયસર પહોંચાડી શકતી નથી સાપની આવી અછત દુનિયાએ કદિયે અનુભવી નથી

આ ધંધામાં ઝપલાવવા માટે પૂરતો અવકાશ રહેલો છે કેમકે સાપના ઘણા વેપારીઓ પોતાના કરંડીઆઓમાં વેપાર માટે ભરી રાખેલા સાપનો ભોગ થઈ પડે છે અને એ રીતે એ વેપાર કરતા વેપારીઓની અછત અવારનવાર વરતાઇ આવે છે શ્રીમતી પીઅર્સનો પતિ બેન્ટી દક્ષિણ આફ્રિકાનો સુવિખ્યાત મદારી હતો ભયંકર ઝેરી સાપોને પણ તે સહેલાઈથી પકડી લાવતો, પરંતુ આ મદારી અને સાપના મોગમાં મોટા વેપારીનું મોત સર્પદંશથીજ નીપજ્યું હતું. વરસો સુધી સાપનો વેપાર કર્યા બાદ એક કોબરા નાગે તેને કરડી ખાધો હતો અને તે તત્કાળ મરણને શરણ થયો હતો

૧૯૩૯માં જ્યારે યુદ્ધના નગારા ગગડવા લાગ્યાં ત્યારે ઝુ ડાયરેક્ટરોએ બધા ઝેરી સાપોને મારી નાખવાનું સૂચન બહાર પાડ્યું હતું આજે તેજ ડિરેક્ટરો ફરીથી સાપ પાળી રહ્યા છે અને વધારેમા વધારે ઝેરી સાપો માટે શ્રીમતી પીઅર્સને સંખ્યાબંધ વરદીઓ મળી રહી છે

બીજું વિશ્વયુદ્ધ પૂરૂ થયા પછી સાપના ઝેરની માગ વધી પડી છે જોહાનીસબર્ગ ખાતેની તબિબી ક્ષેત્રે શોધખોળ કરતી સંસ્થાએ કરેલી શોધને પરિણામે માનવશરીરમાં લોહીના પ્રવાહને ઉત્પન્ન કરવા માટે સાપનું ઝેર બહુ ઉપયોગી સાબિત થયેલ છે. અને આથી એ જાતના દર્દોના ઉપાય તરીકે આફ્રિકામાં આજે સાપના ઝેરનો વપરાશ એટલો બધો વધી ગયો છે કે આજે ઘણીવાર સાપનું ઝેર મેળવવા માટે ભગીરથ પ્રયાસો કરવા જરૂરી થઇ પડે છે આજે સાપના ઝેરની જરૂર જેટલી વધી પડી છે તેટલી જરૂર બીજી કોઇ ચીજની ભાગ્યેજ ઉભી થઇ હશે આજે તો સ્થિતિ એવી છે કે સાપના ઝેર માટે જે મોટી માંગ રહી છે તેને પહોંચી વળવાનું કાર્ય સાચેજ કપરું છે સાપના ઝેરની આ માંગથી લોકોનો સાપના ધંધા તરફનો પ્રેમ વધ્યો છે અને પરિણામે દક્ષિણ આફ્રિકામા સાપ કરડવાને પરિણામે નીપજતાં મૃત્યુની સંખ્યાનો આંકડો બહુ જ વધી જવા પામ્યો છે

સાપના ઝેરમાં સર્જનાત્મક શકિત છે, એ હકીકત માત્ર છેલ્લાં વીસ વર્ષથી જ જાણવામાં આવી છે. સાપના ઝેરથી ઘણા અસાધ્ય રોગોનું નિવારણ થઇ શક્યુ છે સામાન્ય રીતે એવી જ માન્યતા રૂઢ થયેલી છે કે સાપ એટલે મોત. સર્પદંશ માણસને કાયમને માટે પોઢાડી દે છે પરંતુ તબીબી શોધખોળે સાબિત કરી આપ્યુ છે કે સાપમાં માત્ર વિનાશક શકિત જ નથી, તેમાં સર્જનાત્મક શકિત પણ રહેલી છે

આ દિશામા વધારે શોધખોળ કરવાના અખતરા ચાલુ જ છે અને આ માટે સાપની બહુ જ જરૂર પડે છે પરિણામે દક્ષિણ આફ્રિકામા સાપને સાચવતી વાડીઓનુ કામકાજ વધી પડયુ છે

આ રીતે માનવપ્રયાસોએ સાપની શકિત પિછાની લઇ તેનો લાભ લેવો શરૂ કરેલ છે. એક દિવસ એવો આવી પહોંચશે કે સાપનું ઝેર દર વર્ષે સેંકડો માનવીઓને મોતના જડબામાંથી બચાવી લાવશે ×

---

× (સાપ્તાહિક "યુગાન્તર"માંથી)

# શ્રી રમણ મહર્ષિ અને તેમનો આશ્રમ

અરુણાચળ તિરુવન્નમલાઇમાં આવેલી એક પવિત્ર ટેકરી છે અને એ ટેકરીની તળેટીમાં મહર્ષિએ આશ્રમની સ્થાપના કરી છે શ્રી રમણે નાની વયમા અરુણાચળ વિષે સાંભળ્યુ હતુ "અરુણાચળ" શબ્દ પ્રથમ એમને કાને પડયો હતો ત્યારે એક મહાન અને ભવ્ય દશ્ય એમની સમક્ષ ખડુ થયુ હતુ કોઇ દિવ્ય શક્તિ એમને અરુણાચળ તરફ પ્રેરી રહી હતી મહર્ષિ "અરુણાચળ સાક્ષાત્ પરમેશ્વરનુ સ્વરૂપ" છે એમ માને છે મહર્ષિ કૃત "અરુણાચળને પ્રાર્થના" એ નામની એક પુસ્તિકા સદર આશ્રમ તરફથી પ્રગટ કરવામાં આવી છે

## જીવનમુક્ત બન્યા

શ્રી રમણ એક વાર સ્ટેશને ગયા, ટિકીટ લીધી, અને મદુરાની ગાડીમાં બેઠા એવા કે તરત જ સમાધિમા લીન થયા શ્રી રમણ અરુણાચળ પહોંચતા સુધીમાં કેટલીએ વાર આવી સમાધિસ્થ દશામાં આવી ગયા હતા આખરે તિરુવન્નમલાઇ પહોચ્યા અને અરુણાચળના દર્શન કર્યા, અને પછી તરતજ સંન્યાસ ગ્રહણ કર્યો, બાકી વધેલા થોડા પૈસા તથા પહેરેલા વસ્ત્રો સામેના તળાવમા ફેકી દીધાં કેવળ કૌપિન ધારણ કરી અરુણાચળની તળેટીમા આવેલા અરુણાચળેશ્વર મહાદેવના મંદિરમા એક પાતાળલિંગ છે ત્યા આસન વાળ્યુ અને સમાધિમાં લીન થયા ઘણા વર્ષ આ સ્થિતિમા રહ્યા, શરીર સાથેનો બધો સબંધ વિસરી ગયા, આ સ્થિતિમાં એમના શરીરને મંદિરમાં રહેલા કીડાઓએ કરડી ખાધુ, એમાંથી પરૂ અને લોહી વહેવા લાગ્યા, પણ આત્માનુભવના આનંદના પ્રવાહમા દેહના દુખનુ એમને ભાન સરખુય રહ્યુ નહિ થોડા મહિના પછી એક દાર્શનિકનું ધ્યાન કોઇએ તે તરફ દોર્યું એમણે જોયુ કે આ કોઇ યોગી છે એણે એમના શરીરને બહાર આણ્યુ અને સ્વચ્છ કર્યું. એટલામાં એમની સમાધિ ઉતરી ત્યાર પછીનાં બાર વર્ષ મહર્ષિએ મૌન તપ કર્યું અરુણાચળના તપોમય વાતાવરણમા એમણે ઘણા વર્ષ ગાળ્યાં એમની સિદ્ધિની લોકોને ખબર પડતી ગઇ તેમ તેમ લોકો એમના દર્શન માટે ઘેલા બન્યા. લોક દર્શન માટે પાછળ પડતા ગયા તેમ તેમ તેઓ ઊંચે ચઢતા ગયા અને અરુણાચળની સ્કંદાશ્રમની ગુફામાં સ્થિત થઇને રહ્યા ત્યા જ એમના માતાજી છેલ્લા વર્ષોમાં એમની સાથે રહેલાં હતાં શ્રી રમણ સંપૂર્ણ પદને પ્રાપ્ત કરી જીવનમુક્ત બન્યા હતા મહર્ષિએ એમની માતાને બોધ આપી જીવનનો મર્મ સમજાવ્યો હતો આત્મજ્ઞાનથી માતાજીની મુક્તિ થઇ અને કૈવલ્યધામ પામ્યા. ત્યાં જ પર્વતની તળેટીમાં મહર્ષિએ એમની સમાધિ કરી ઘણા લોકો એમના દર્શને આવવા લાગ્યા મહર્ષિના ઘણા ભક્તો એમને "ભગવાન"ના નામથી સંબોધે છે આત્મસાક્ષાત્કાર પામેલા પરમ યોગીને 'ભગવાન'ના નામથી સંબોધન થાય તો એમાં કશું અજુગતુ નથી

## શ્રી રમણ આશ્રમ

ભક્તોના આગ્રહથી ભગવાને પર્વતની તળેટીમાં એક ઝૂંપડું બાંધ્યું અને એ રીતે આશ્રમની સ્થાપના થઇ ત્યાર પછી શ્રીમંત ભક્તોએ પૈસાનો સારો ફાળો આપી મોટા ખંડો બાંધ્યા. આજે તો આશ્રમ ભવ્ય બન્યા છે દેશપરદેશના સાધકો અહીં આવીને રહે છે શ્રી રમણ આશ્રમ ભક્તોનુ પરમ ધામ છે ! એટલુ જ નહિ પણ સાથે સાથે હવા ખાવાનુ પણ એક રમ્ય સ્થળ છે

આશ્રમમાં પ્રવેશ કરતા જ એક મોટા ચોગાનમા અવાય છે ત્યાં પૂર્વ બાજુમાં પુરુષ તથા સ્ત્રીઓ માટે અલગ અલગ બાંધ રૂમો છે આગળ જતા સુંદર રસ્તો આવે છે અને રસ્તાને

છેડે એક રેવરછ અને સુંદર ગૌશાળા છે મહર્ષિને ગાય પર ઘણો પ્રેમ છે અને એઓશ્રી દિવસમાં આશરે બેત્રણ વખત ગૌશાળાની મુનાકાત લે છે ગૌશાળાની સામે જ સ્ત્રીઓ માટે એક અતિથિગૃહ બાંધવામાં આવ્યુ છે તેની પશ્ચિમમાં પુરુષો માટેનું અતિથિગૃહ છે ઉત્તર દિશામાં રસોડુ અને જમવાનો હોલ છે જમવાના ઓરડામાં આશરે ત્રણસો માણસો જમી શકે એટલી જગ્યા છે ભગવાન દર્શનાર્થે આવેલા લોકોની સાથેજ દરેક જણુ જોઇ શકે એ રીતે ભોજન લેવા બેસે છે ભોજનશાળાની પશ્ચિમ તરફ એક ચોક છે ચોકને છેડે એક સુંદર હોસ્પિટલ છે એમાં એક સેવાભાવી ડૉકટર કામ કરે છે ચોકની દક્ષિણુ દિશામા મોટો હૉલ આવેલો છે જેમાં મહર્ષિ ભક્તોને દર્શન આપે છે મહર્ષિ દિવસનો મોટો ભાગ ત્યા જ પસાર કરે છે, અને રાત્રે પણુ ત્યા જ સૂએ છે

## દૈનિક કાર્યક્રમ

સવારના પાચ વાગ્યાથી આશ્રમનો કાર્યક્રમ શરૂ થાય છે. મહર્ષિ સેન્ટ્રલ હૉલમા એક કોચ પર બિરાજે છે સવારે પાચ વાગે બધા ત્યા ભેગા થાય છે, અને છ વાગ્યા સુધી વેદના મંત્રો તથા ઉપનિષદના પાઠ વગેરે થાય છે ત્યાર પછી સ્નાન ઇત્યાદિ નિત્યકર્મ માટે એક કલાકનો સમય મળે છે ત્યાર બાદ સાત વાગે જમવાના હૉલમા બધા નાસ્તા માટે હાજર થઇ જાય છે. નાસ્તામાં ગરમ કોફી, ગરમાગરમ ઇડલી તથા ચટણી પીરસવામા આવે છે ઇડલી અમને બહુજ સ્વાદિષ્ટ લાગી. આવી ઇડલી ભાગ્યે જ ક્યાંયે બીજે કોઈ ઠેકાણે, ખાધી હશે. નાસ્તા પછી સવારના નવથી અગિયાર સુધી મહર્ષિ સેન્ટ્રલ હૉલમા કોચ પર બિરાજે છે અને ભક્તજનોને એમના દર્શનનો લાભ આપે છે. આ સમય દરમ્યાન કોઈ જિજ્ઞાસુને પ્રશ્ન પૂછવાની ઇચ્છા હોય તો તે પૂછી શકે છે મહર્ષિ બધા પ્રશ્નોનો જવાબ તામિલ ભાષામા આપે છે હૉલમા બેઠેલા તામિલ ભાષા સમજનાર શિષ્યોમાંથી કોઈ એક મહર્ષિના જવાબો અંગ્રેજીમા અનુવાદ કરી પ્રશ્ન પૂછનારને જવાબનો અર્થ બરાબર સમજાવે છે હૉલમાં પૂર્ણ શાતિનુ વાતાવરણુ પ્રસરેલું હોય છે આ શાત મૌનયુક્ત, આધ્યાત્મિક વાતાવરણુના પ્રભાવથી કેટલાએ સાધકોને પૂછ્યા વગર જ પોતાના પ્રશ્નોના જવાબ મળી જાય છે કેટલાકને સમાધિનો પણુ અનુભવ થાય છે હૉલમાં એક રેડિયો પણુ રાખવામાં આવ્યો છે રેડિયોના મધુર સંગીતથી મહર્ષિના દર્શનાર્થે આવેલા ભક્તોનું મનરંજન થાય છે દસેક વાગે ટપાલ આવે છે મહર્ષિ પોતે એ બધી ટપાલ વાંચે છે અને યોગ્ય માણસને એ બધા કાગળોના જવાબ આપવાની સૂચનાઓ આપે છે મહર્ષિને ન્યુસપેપરનો ઘણો શોખ છે. દૈનિક, સાપ્તાહિક, માસિક વગેરે સામયિકો તેઓ રસપૂર્વક વાચે અને જગતમાં બનતા બધા બનાવોથી પોતે માહિતગાર રહે છે. અગિયાર વાગે જમવાનો ઘંટ વાગે છે અને મહર્ષિ સહિત બધા જમવાના ઓરડામાં સાથે બેસી ભોજન લે છે. જમ્યા પછી મહર્ષિ ગૌશાળાની મુલાકાત લે છે. અઢી વાગે કોફી આપવામાં આવે છે સાંજના ૩ાા થી ૭ સુધી સવારની માફક જ ભક્તજનો પાછા સેન્ટ્રલ હૉલમા ભેગા મળે છે મહર્ષિ કોચ પર બેસે છે અને સાધકોની શંકાઓનુ સમાધાન કરે છે કોઇ સુંદર વિષય ઉપસ્થિત થાય તો મહર્ષિ એના ઉપર રસપૂર્વક લંબાણુથી ચર્ચા કરે છે સાંજના સાત વાગે પાછો ભોજન માટે ઘંટ વાગે છે. મહર્ષિ બધાની સાથેજ બેસી ભોજન લે છે ભોજનને અન્તે દિવસનો કાર્યક્રમ પૂરો થાય છે. રાતના સૂવા માટે કોઇ પ્રકારનો ખાસ નિયમ નથી દરેક જણુ પોતાની સગવડ અને ટેવ

અનુસાર જ્યારે સવુ હોય ત્યારે સૂઈ શકે છે. સાંજના ભોજન પછી બહેનો માટે આશ્રમ બહાર એક મકાનમાં સૂવા માટેની વ્યવસ્થા કરવામાં આવે છે

## મહાન વિભૂતિ

મહર્ષિ એક મહાન વિભૂતિ છે. તેમજ પાશ્ચાત્ય દેશના સાધકો અને તત્ત્વજ્ઞાનીઓ દૂર દૂરથી એમના દર્શનાર્થે આવે છે અને એમાંના કેટલાક તો આશ્રમમાં કે આશ્રમની બહાર લાંબા સમય સુધી રહે છે અને એમની દોરવણી હેઠળ યોગની સાધના કરે છે. મહર્ષિના દર્શનાર્થે આવનાર દરેક વ્યક્તિ પોતાની ભૂમિકા અને અધિકાર અનુસાર એમની પાસેથી કંઈ ને કંઈ પ્રાપ્ત કરે છે મહર્ષિને દરેક વ્યક્તિ પોતાના દષ્ટિબિંદુથી નિહાળે છે મારી દષ્ટિએ મહર્ષિ આત્મસાક્ષાત્કાર પામેલા જીવનમુક્ત યોગી છે એમના દર્શનથી પરમશાંતિનો અનુભવ થાય છે એમને જોતા હૃદયમાં શુદ્ધ પ્રેમનો ભાવ પ્રગટે છે સ્થિર દષ્ટિથી મહર્ષિના દર્શન કરનારને કાંઈક અવનવો અનુભવ થાય છે. અત્યારે મહર્ષિની શાંત, સૌમ્ય છતાં ગંભીર મુખમુદ્રા, મારી દષ્ટિ સમક્ષ ખડી થાય છે તેઓ અગમ્ય પ્રદેશમાં વિચરે છે એમની દષ્ટિ, કોઈ અગમ્ય તત્ત્વને નિહાળી રહી છે. અનંત આકાશમાં ફરતી એમની અનંત દષ્ટિ કોઈ એક વ્યક્તિ કે વસ્તુ પર સ્થિર થતી નથી આસપાસ જે કંઈ બની રહ્યું છે તેની સાથે એમને તો કશો જ સબંધ નથી શાસ્ત્રમાં વર્ણવેલ આત્મસાક્ષાત્કાર પામેલા પરમ યોગીના બધાં લક્ષણો એમનામાં જોઈ શકાય છે.

## મૌનનું મહત્ત્વ

મહર્ષિ પાસેથી મને મૌનનો મહામંત્ર મળ્યો છે મૌનની મહત્તા મને અત્યાર સુધી સમજાઈ નહોતી, મહર્ષિના સાન્નિધ્યમાં બેઠા પછી જ મૌનનુ સાચુ રહસ્ય હું સમજી શક્યો વાણીદ્વારા વિચારોની આપ–લે થઈ શકે છે, પણ વાણીનુ ક્ષેત્ર તો ઘણુ મર્યાદિત છે, મન અને બુદ્ધિથી પર એવા સચ્ચિદાનંદ સ્વરૂપનુ પ્રત્યક્ષ જ્ઞાન શબ્દ કે વાણીથી પ્રાપ્ત થઇ શકતું નથી. વાણીની ભાષા તો સૌ કોઇ સમજે છે, પણ મૌનની ભાષા તો મૌન જેણે સિદ્ધ કર્યું હોય તે જ સમજી શકે છે. મહર્ષિ કહે છે કે –

"Silence is the language of the Spirit and speech can give only a distortion of Truth The Absolute Self which is beyond Speech and thought cannot be attained through these. It is realized in the still silence where the storms of words and the waves of thought have ceased Silence is ever speaking, it is the berennial flow of "language." It is interputed by speaking for words obstruct this mute language"

મહર્ષિ મૌનને ઘણુ મહત્ત્વ આપે છે, પણ એમની મૌનની વ્યાખ્યા તો ઘણી જ ઉચ્ચ કક્ષાની છે. એમના ઉપદેશમાં વાણીના મૌન કરતાં મનનુ "મૌન" વધારે અગત્યનું અને ઉપયોગી છે સંકલ્પવિકલ્પના તાંડવ નૃત્યોમાંથી બહાર નીકળી શકાય તો જ ખરી શાંતિનો અનુભવ થઈ શકે સામાન્ય મનુષ્ય માટે મિથ્યા ભાષણનો ત્યાગ એ મૌન સિદ્ધ કરવાનું પગથિયું છે, મૌન વગર આધ્યાત્મિક વિકાસ અશક્ય અને અસંભવિત છે.

સમાધિની સ્થિતિ પ્રાપ્ત કરનાર સાધક એમના ઉપદેશનું ઉંડુ રહસ્ય સમજી શકે છે પણ સામાન્ય કક્ષાના સાધકો માટે એમનો ઉપદેશ મુખ્યત્વે નીચેના ત્રણ સિદ્ધાંતોમાં સમઈ જાય છે (૧) આત્મવિચાર (૨) મૌન (૩) મનોનાશ "હું કોણ" એ મહાન કોયડાનો ઉકેલ કરવા માટે આ ત્રણ સિદ્ધાંતો ચાવીરૂપ છે.

### આત્મસાક્ષાત્કાર

શ્રી રમણ મહર્ષિએ આત્મસાક્ષાત્કાર કર્યો છે. એમણે કોઇ પુસ્તકદ્વારા જ્ઞાન પ્રાપ્ત કર્યું નથી શબ્દપ્રમાણ કે અનુમાનપ્રમાણ એમને માટે નિરુપયોગી છે, કારણ કે "હું સચ્ચિદાનંદ-રૂપ શિવ છું" એવો એમણે પ્રત્યક્ષ અનુભવ કર્યો છે. એમ છતાં એમનો ઉપદેશ શાસ્ત્રોના પ્રમાણથી પણ વિરુદ્ધ નથી જ. "મહાયોગ" અને "સત્દર્શન માર્ગ" એ બે પુસ્તકોના અભ્યાસ કરનારને સમજાશે કે યોગવાસિષ્ઠ અને ઉપનિષદોના સિદ્ધાંતોથી એમના સિદ્ધાંતો જુદા નથી. મહર્ષિનાં આ પુસ્તકોમાં તર્કથી આ બાબત સિદ્ધ કરી બતાવી છે

આત્મસાક્ષાત્કારના પરમપદને પ્રાપ્ત થયેલી વ્યક્તિના વિષે જેટલું લખીએ તેટલું ઓછું છે માટે અહીં જ વિરમીશુ.

### મહર્ષિનાં લોકપ્રિય પુસ્તકો

શ્રી રમણ મહર્ષિનાં પુસ્તકો લોકપ્રિય બન્યાં છે કારણ કે એમની ભાષા સાદી, સુંદર અને સરળ છે પ્રત્યક્ષ જ્ઞાન પ્રાપ્ત કરનાર કોઈ યોગી જ મહાન અદ્વૈત સિદ્ધાંત સાદી અને સરળ ભાષામાં સમજાવી શકે મૂળ તામિલ ગ્રંથોમાંથી લગભગ બધા જ ગ્રંથોનાં અંગ્રેજી ભાષામાં ભાષાંતર થયાં છે, મહર્ષિ અંગ્રેજી સારી રીતે સમજે છે અને એમની સૂચના અનુસાર જ આ ગ્રંથોનાં ભાષાંતર થયાં છે. છેલ્લા પાંચ વર્ષમાં તો ગુજરાતી, હિન્દી, મરાઠી વગેરે ભાષાઓમા પણ એમનાં પુસ્તકોનાં ભાષાંતર થયાં છે. શ્રી રમણ આશ્રમ, તિરૂવન્નમલાઇ "માંથી બધાં પુસ્તકો મળી શકે છે.

("યુગાન્તર "માંથી)

---

મનુષ્યને તેની જાતનું અને તેનાથી અજાણી તેની શક્તિઓનું જ્ઞાન આપવું એના જેવો માનવસેવાનો બીજો ઉત્તમ માર્ગ નથી.

*

આપણી કલ્પનાઓની હદ એજ આપણા વિકાસની હદ છે

*

મનુષ્ય હમેશ કેવા કેવા પુરૂષોના સમાગમમાં રહે છે તેના ઉપર તેની ચડતી યા પડતીનો આધાર છે.

*

દ્વેષનો નાશ દ્વેષથી નહિ પણ પ્રેમથી જ થાય છે

*

મનમાં એક વાત ને બોલવામા બીજી વાત એવી કુટેવ તજી દઇ મનમાં જે હોય તે જ સ્પષ્ટ કહી દેવાની ટેવ પાડો. —ઇમર્સન

# આપણી ખામીઓ

૧ હિંદવાસીઓમાં મેળ છે જ નહિ. ન્યાત જાતના વાડા, કોમના ધર્મના ભેદ, પ્રાન્ત પ્રાન્તના વિરોધો આપણા માનસને રાષ્ટ્રીય બનવા દેતા જ નથી. હજી હિંદવાસી એક બન્યા નથી. બંગાળના દુઃખથી ગુજરાત દાઝતો નથી અને પંજાબના દુઃખથી મદ્રાસને આંસુ પડતાં નથી. આપણો દેશ એટલો વિશાળ છે કે રાષ્ટ્રીય જીવાત્મા એક પાસ જાગે, બીજી પાસ સ્વપ્નમાં હોય, ત્રીજી પાસ સુષુપ્તિનાં ઘેન અનુભવતો હોય.

૨ આપણામાં ભારે અદેખાઇ ભરી છે. કે કોઇની મોટાઇ કે શક્તિને આપણે પીછાનતા જ નથી. લોકમાન્ય તીલક મહારાષ્ટ્રીય છે માટે સંસ્કારી ગુજરાતને એ ગમેજ નહીં. ગાંધીજી ગુજરાતી છે એટલે વીર મરાઠા ગાંધીને માથું કેમ નમાવે ? અને ટેકીલો બાંકો બંગાળી ટાગોર વગર કોઇનું નામ પણ કેમ ઉચ્ચારે ? સાહેબને સલામ થાય, દેશીને સલામ કરતાં શરમ આવે, આઝાદ થયા માનીએ છીએ તોય !

૩ આપણામાં સંયમ-શિસ્ત તો છે જ નહિ. કાયદો ભાગવો એજ આપણી બહાદુરી. આપણાથી ફુટપાથ ઉપર ચલાય નહીં. અંધારામાં ફાનસ વગર સાયકલ ચલાવવી નહીં એ નિયમ. હાઇસ્કૂલ કોલેજના વિદ્યાર્થીની બહાદુરી જ એ કે પોલીસને થકવીને, ડરાવીને, કાયર કરીને પણ વગર ફાનસે જવું જ જવું. ટીકીટ લેવા, અનાજ લેવા કે બીજા કોઇ કામે આપણાથી હારમાં ઉભા રહેવાય જ નહીં. પહેલો લાભ આપણને જ મળવો જોઇએ. મોડામાં મોડા આવીએ તો પણ. પ્રોફેસર શિક્ષક કે જનતાનું જેટલું અપમાન કરી શકાય, એટલી આપણી ચબરાકી વધારે ! કોઇનો હુકમ માનવાને આપણે બંધાયલા નહીં ! કારણ ? હુકમ માનવા નહીં, હુકમ કરવા આપણે સર્જાયાં છીએ, એવી દરેક વ્યક્તિની માન્યતા ! કોઇની શરમ પણ રાખીએ નહીં, સગા બાપની પણ નહીં એ આપણું અભિમાન ! કારણ, આપણી ઉછાંછળી મનોવૃત્તિ એ અભિમાનને જન્મ આપે છે. જો અભિમાન કોઇ ધ્યેય માટે વપરાતું હોય તો ઠીક, પણ મોટે ભાગે તો આજ્ઞાધારકપણાનો અભાવ, ઉછાંછળાપણું, હોય તેના કરતાં પોતાની કીમ્મત વધારે પડતી આંકવાનો ઉત્સાહ એજ માત્ર કારણરૂપ થાય છે. શિસ્તને અભાવે કૈંક સંસ્થાઓ અને પ્રવૃત્તિઓ મૃત્યુ પામી.

૪ આપણા ચારિત્ર્યની કક્ષા બહુજ નીચી, એમ સ્વીકારતાં જરૂર આપણને ખેદ થાય, પરંતુ ડગલેને પગલે આપણે આ ખામીઓનો અનુભવ કરીએ છીએ. કાળું બજાર એ આપણા ચારિત્રનો સુંદર નમૂનો. આપણી ટીકીટો-રેલ્વે ટીકીટ. એ બીજો નમૂનો. રેલગાડીનું આપણું વર્તન એ ત્રીજો નમૂનો. બોલી ફેરવતાં વાર નહીં, ખોટી સાક્ષી આપવાની સતત તૈયારી આપણી ! પાડોશીને પ્રામાણિકતાને આપણે દેશવટો આપીએ તોજ આપણી આઝાદી સાચી. આપણા ભવનું ઠેકાણું નહીં. તોલનું ઠેકાણું નહીં. માપનું ઠેકાણું નહીં. સો વારનો તાકો છે એમ કહીને નવ્વાણું વારનો તાકો બતાવતાં આપણને જરાય અરેરે થાય એમ નથી. આપણા એક રૂપીઆના લાભ માટે સામાના સો રૂપીઆ બગડે એમાં આપણું જરાય હરકત આવતી નથી. લોર્ડ કર્ઝન કે કોઇ આપણને જૂઠા કહે કે ખોટી સાક્ષી પૂરનાર કહે તો આપણે ખોટું જરૂર લગાડીએ.

સાથે સાથે આપણા હૃદયને પૂછવુ ન જોઇએ કે આપણે કેટલા સાચાબોલા છીએ ? મને ડર છે કે આપણુ સત્ય ઉપરછલુ છે, આપણું ચારિત્ર્ય ઉતરતી કોટીનું છે ભલે આપણે આઝાદ હિંદવાસી તરીકે અભિમાન લેઇએ ,

૫ અને આપણો ઘમંડ ? એનો પાર જ નથી. સને ૧૯૩૦ની લડત વખતે એક સરકારી નોકરી કરતા ગામના પટેલ ખાદીના વસ્ત્રો અને ધોળી ટોપી પહેરી સુરત નવસારી અને વલસાડ વચ્ચે ઘણી અવર જવર કરતા હતા ગાડીમા જ્યારે ત્યારે એઓ હોય જ

' પટેલ કાંઇ બહુ ફરો છો ? '

' હા જી સમય એવો જ છે ' ઘણુ કરીને દાડી કૂચના એ દિવસો હતા

' ત્યારે તો દેશની સેવા થાય છે, પટેલ ! '

' જી. બનતી સેવા કરૂ છુ '

ગાડીમા ફર્યા ફર્યા સિવાય, ગામનું અને ઘરનુ કામ જતુ કર્યા સિવાય, દેશને માટે સમજ કે અણસમજ ભરી વાતો કરી દીલને ઉશ્કેરાટથી ભર્યા સિવાય આ ભાઇએ બીજી શી સેવા કરી તેની નોંધ હજી મળી નથી–બહુ તપાસ કરવા છતાં !

અને છતા સેવા કર્યાનો તેમને સંતોષ હતો !

આપણામાના ઘણાની સેવા આવાં જ પ્રકારની હોય છે, અને આપણે માની લઇએ છીએ કે આપણે કાંઇક સેવા કરી ! જાતને ઠગવા માટે આપણી પાસે પુરતો ઘમડ છે !

આપણો શોખ એ ઘણીવાર સેવાનુ સ્વરૂપ ધારણ કરે છે

આપણી નવરાશ સેવાના અનેક સ્વાંગ સજે છે

આઝાદી હજી ઘણી ઘણી ભારે સેવા માગે છે ઘમડ ધારણ કરનારથી સેવા થાય જ નહીં. ' મેં સેવા કરી ' એવુ જે દિવસે મનને લાગે તે દિવસે માનવુ કે પાછલી સેવા મરી ગઇ અને ભાવિ સેવા ઉપર હીમ ફરી વળ્યુ !

સેવાના ઘમડ સરખો જ આપણો બીજો ઘમડ પણ હોય છે હિંદવાસી જેટ‍ા ણુજી ભાગ્યે મળી આવશે

મધ્યવર્તી પુસ્તકાલય સાર્વજનિક પુસ્તકાલય શાખા

## સૂચના ન. ૧૧ સને ૧૯૪૭–૪૮

# વિષય

### સાર્વજનિક પુસ્તકાલયોની તપાસણી નોંધ

અમોએ આ અગાઉ જણાવેલુ છે કે, મકાનવાળાં પુસ્તકાલયનો વહીવટ સારો નથી અને તેઓ મદદ માટે આગ્રહ રાખે છે, એ બે વસ્તુનો મેળ પડતો નથી વળી કેટલાંક ગ્રામપુસ્તકાલયો પણ માત્ર વર્તમાનપત્ર જ મંગાવવા ખાતર મોટાં અંદાજો બનાવે છે અને તેનો વહીવટ બરાબર લોકોમાં અક્ષરજ્ઞાન ટકાવી રાખવા અગર જ્ઞાન તાજું રાખવા અને નિયમ પ્રમાણે તાલીમ પામેલા યુવકો તૈયાર કરવામાં પાછળ રહે છે એમ જણાઇ આવ્યુ છે છતાં મારે જણાવવુ જોઇએ કે કેટલેક સ્થળે સંચાલન સારૂ પણ જણાઇ આવે છે મહુવા કસ્બા પુસ્તકાલયનું કામ કાજ ત્યાના મંત્રી ગ્રંથપાલ અને યુવકો સુંદર રીતે ચલાવે છે મકાનમાં હમેશાં નિયમિત સ્વચ્છતા જળવાય છે પુસ્તકાલય, વાચનાલય ખંડો સુશોભિત રખાય છે અને જ્ઞાનપ્રચાર અને સંસ્કાર પામવા માટે હમેશાં અવારનવાર આવતા મહેમાનોનો લાભ પણ યુવકો સારી રીતે લે છે. તેવી જ રીતે વિસનગર તાલુકાના ભાંડુ ગામે પણ ત્યાના ઉત્સાહી ગ્રંથપાલ તરફથી પુસ્તકાલયનુ કાર્ય સારી રીતે થતુ માલૂમ પડયુ છે ઊંઝાની પ્રગતિ ધીમી પડી છે, જ્યારે પુસ્તકાલય પોતે નવીન સેવાભાવી મંત્રી ગ્રંથપાલની કાળજીભરી દેખરેખ નીચે સુધારા આવવા તનતોડ મહેનત કરી રહ્યુ છે આમ કેટલાક સારા પુસ્તકાલયો બીજાને દાખલારૂપ છે આશા છે કે શિક્ષક–મંત્રી ગ્રંથપાલ ભાઇઓ વિદ્યાર્થીઓમાં સેવાના સંસ્કાર રેડી પુસ્તકાલયનો સારો ઉપયોગ કરાવશે અને પુસ્તકાલયને નિયમિત કામ કરે તે પ્રમાણે ત્યાંના સંચાલકોને બોધ આપશે

મકાનવાળાં પુસ્તકાલયોમાં સ્થાનિક ગુજરાતી શાળાના મુખ્ય શિક્ષકને મે. રા. વ્યવસ્થાપક સા. ની સૂચનાથી વધારાના મંત્રી તરીકે સરકારી રાહે હોદ્દાની રૂએ દેખરેખ રાખવા કેટલાય વખતથી મૂકેલા છે તો પોતાની સ્થળસીમામાં પુસ્તકાલયની ગેરવ્યવસ્થા રહેતી હોય તો તેને સ્થાનિક રા. મહાલ શાળાધિકારી સા. ની ધ્યાન પર લાવી વ્યવસ્થા સુધારી લેવા ઘટતું કરશે અને જો સરકાર પંચાયત મદદ બંધ કરવા અગર આખાય પુસ્તકાલયનો વહીવટ પુષ્કળ ગેરરીતિના કારણે શ્રીમંત સરકારના કેળવણી ખાતાને હસ્તક લેવાની જરૂર જણાય તો ... થી જણાવશે

ગયા નવેમ્બર માસમાં અમોએ સોખડાની મુલાકાત લીધી હતી પુસ્તકાલયના મકાનની વ્યવસ્થા બદલ અમને ભારે નિરાશા ઉપજી હતી એટલુ જ નહિ પણ જે શિક્ષકભાઇ પહેલાં ગ્રંથપાલનુ કામ કરતા હતા તેમને ગામના યુવાન બાળકોના પુસ્તક બેદરકારીભર્યાં ઉપયોગની નિરાશાથી કામ છોડવુ પડયુ હતુ તે જાણી ભારે દિલગીરી થઈ હતી અમો ગયા ત્યારે પુસ્તકાલયનુ કામ અંગ્રેજી શાળાના શિક્ષક ભાઈ ... હતા તે બહારગામ ગયેલા અને તમામ અવ્યવસ્થાપૂર્વકનુ સંચાલન જોઇ અમે પુસ્તકાલયના પ્રમુખશ્રીને તથા ગુજરાતી શાળાના મુખ્ય શિ

અને ઇતર શિક્ષક ભાઇઓને મળી સંસ્થા સુધારવા ઘટિત તજવીજ કરવા જણાવ્યું હતું થોડા રોજ પછીથી અમને જાણવા મળ્યું કે કેળવણી પ્રધાન મે. રા રા. દાણુ સાહેબે પણ સદર સંસ્થાની મુલાકાત લઈ નિરાશા બતાવી છે. જો સંસ્થાઓ આવી રીતે ચલાવવી હોય અને માત્ર સરકાર પંચાયતની મદદ લેવાનો આગ્રહ રાખવો હોય તો કેવળ તે પ્રયત્નને હાસ્યાસ્પદ બનાવવા યોગ્ય છે.

માનદ પ્રચારકો પણ અમને આ જ પ્રમાણે જણાવે છે રા. મહાલ શાળાધિકારી સા ની સીધી દેખરેખ નીચે આ સંસ્થાઓ છે તેઓ સંચાલન નિયમિત રહે તે માટે ઘટતું કરી છૂટશે અને ક્વચિત શિક્ષાત્મક રીતે આપેલી સરકાર પંચાયત મદદ પરત લેવા જેવી સ્થિતિ જણાય તો કસુરના કારણે તે પ્રમાણે કરવાની ફરજ પડશે એમ સંચાલકોના ધ્યાન પર લાવશે એવી આશા છે સંસ્થાઓ સારી ચાલે એ પુસ્તકાલય ખાતાની હંમેશની ઇચ્છા છે એવી અમે આશા રાખીએ છીએ જ્યારે સમાજમાં અક્ષરજ્ઞાન પ્રચાર અને મેળવેલું જ્ઞાન ટકાવી રાખવાની ભારે જરૂર છે. તેવે પ્રસંગે પુસ્તકાલય પ્રવૃત્તિનો મૂળ ઉદ્દેશ ધ્યાનમા રાખી પુસ્તકાલયોનું સંચાલન વ્યવસ્થિત બનાવવામાં ઘટતો સહકાર સૌ કોઇ આપશે અને માત્ર છાપું જ મંગાવી બે ચાર માણસોને વાંચવા આપી પ્રજાના નાણાંનો દુરુપયોગ નહિ કરે જ્યાં મકાન હોય ત્યાં મકાનની સ્વચ્છતા અને તમામ પત્રો માસિકો સંસ્થામાં જ રહે તેવો અવશ્ય પ્રબંધ રહેશે એવી આશા છે

વડોદરા
તા ૧૧-૧-૪૮

ઉ. મો પટેલ.
મદદ વ્યવસ્થાપક

## સૂચના નં. ૧૨ સને ૧૯૪૭-૪૮

## વિષય

### નિવેદનો મોકલવા બાબત

પુસ્તકાલયો સ્થાપવાના નિયમો તમામ સંચાલકોએ વખતોવખત જોવા જોઇએ અને તેમને પુસ્તકાલય ખાતાને પોતાના કારોબારની નોંધ નિયમિત મોકલતા રહેવાની જવાબદારી સમજાવી જોઇએ. વખતોવખત ત્રિમાહી નિવેદનો મોકલવા માટે કાર્યદર્શિકામાં જણાવવામાં આવે છે આ પહેલાં વ પુ ન ૪/૧૭-૩-૪૭ થી ત્રિમાહી નિવેદનો મોકલવા તમામ સંસ્થાઓને જણાવવામાં આવ્યું છે પુન. સર્વ મદદ મેળવતાં અગર ગજ્યાશ્રયથી સ્થાપિત થએલાં હોય તો તેવાં તમામ મદદ સાર્વજનિક પુસ્તકાલયોને વિજ્ઞપ્તિ કરવામાં આવે છે કે તેમને તેમનાં નિવેદનો દર ત્રણ માસ એટલે ઓગસ્ટથી ઓકટોબરનું, નવેમ્બરની તારીખ પાંચ સુધીમાં અને નવેમ્બરથી જાન્યુઆરીનુ ફેબ્રુઆરીની તારીખ પાંચ સધીમાં અને ફેબ્રુઆરીથી એપ્રલ સુધીનું મેની તારીખ પાંચ સુધીમા પુસ્તકાલય ખાતામાં જૂથ પુસ્તકાલય મારફત અગર અમુક હોય તો પરભાર્યાં અચૂક મોકને.

જે પુસ્તકાલયોનાં નિવેદનો હવેથી નિયમિત નહિ આવે તેને મળતી મદદમાં સને ૧૯૪૮-૪૯ થી કાપ મૂકવામાં આવશે તેની નોંધ લેવી.

## નમૂનો

| પુસ્તકની સંખ્યા | વંચાયેલાં પુસ્તકો | | | | |
|---|---|---|---|---|---|
| | પુરુષોમાં | સ્ત્રીઓમાં | વિદ્યાર્થીઓમાં | ઉઠી ગયેલાં બાળકોમાં | કુલ |
| ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ |
| | | | | | |

| વાચકો | | | | | લોકમદદની સિલક | નવીન નિમાયેલી આવેલી લોકમદદ | ગામડાંઓની હદ પર રકમ | પ્રાપ્ત નિમિત્તે રકમ | પંચાયત મદદ કેટલી |
|---|---|---|---|---|---|---|---|---|---|
| પુરુષો | સ્ત્રીઓ | વિદ્યાર્થીઓ | ઉઠી ગયેલાં બાળકો | કુલ | | | | | |
| ૭ | ૮ | ૯ | ૧૦ | ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૧૬ |
| | | | | | | | | | |

વડોદરા
તા. ૧૧-૧-૪૮

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

## સૂચના નં. ૧૩ સને ૧૯૪૭-૪૮

## વિષય

આથી તમામ સેન્ટરની શાળાના મુખ્ય શિક્ષકો તથા રા. મહાલ શાળાધિકારી સા. ને જણાવવામાં આવે છે કે તેઓએ હજીસુધી પોતે કરેલી તપાસણીના નિવેદનો પુસ્તકાલય ખાતામાં સને ૧૯૪૭-૪૮ની સાલમાં નિયમિત આપ્યાં નથી.

તમામ સેન્ટરના મુખ્ય શિક્ષકોએ તાબાના સ્થળે આવેલાં પુસ્તકાલયોની તપાસણી કરી અમને જેમ બને તેમ જલદી નિવેદનો મોકલી આપે

રા. મહાલ શાળાધિકારી સા. એ સેન્ટરવાળા ગામનું પુસ્તકાલય સંપૂર્ણ તપાસી નિવેદન મોકલે નિવેદનની છાપેલી પ્રતની અપેક્ષા ન રાખતાં પુસ્તકાલય પત્ર તેનું એકીકરણ પાન ૩૧૧ પર નમૂનો આપેલો છે આ પુસ્તક દરેક રા. મહાલ શાળાધિકારી સા. તેમજ સાર્વજનિક પુસ્તકાલયમાં હોય છે તે ઉપરથી જે તે સ્થળે નિવેદન તપાસણી કરી તૈયાર કરી મોકલી આપવા મે થશે

એકલી લોકમદદ ઉભી કરી તેટલી જ સરકાર પંચાયત મદદ મળવા પુસ્તકાલયો આગ્રહ રાખે છે, પણ જ્ઞાનપ્રચારનું કાર્ય ગામના વિદ્યાર્થીઓ, યુવકોદ્વારા સારી રીતે કરી સંસ્થાને સરસ્વતિના મંદિર જેવું સ્વચ્છ રાખવું, સંસ્કારી પ્રવૃત્તિઓનું કેન્દ્રસ્થાન બનાવવું એ હકીકતથી તેઓ દૂર રહે છે આવી સ્થિતિને કારણે જ તેમને સરકાર પંચાયત મદદ મળતી નથી જે પુસ્તકાલયોનું કાર્ય સારૂં હશે તેને જ મદદ મળવાની છે અને મદદ મેળવી લોકોની સંસ્થા વધુ સારૂં કામ કરતી બનાવવાની છે આશા છે કે તપાસણી અધિકારી સા. આ બાબતને ખાસ મહત્વ આપશે અને તપાસણીનું કાર્ય નિયમિત બનાવશે

વડોદરા
તા. ૧૧-૧-૪૮

ઉ. મો. પટેલ
મદદ. વ્યવસ્થાપક

સમગ્ર ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનુ એકજ મુખપત્ર




_સ્તક ૨૪ મુ | ફેબ્રુઆરી-૧૯૪૮ | ૭ મો.



# મહાત્માજીની જીવનપ્રેરણા

અંધારઘેર્યાં જગતંનો તું એક દીપકવાટ
દીન-દુઃખી ને આર્તનો તું એક જીવનંપાથ.
જલતા જગતના જીવનો તું એક શીતલધાટ,
ભગ્નાશ ને નિઃસ્હાયનો તુ એક હૃદયાધાર.

●

તું જતાં બુઝાઇ ગઇ એ વિશ્વદીપકવાટ,
તારા જતે કંટક છવાયા, આગ સઘળે પાથ.
અંગારઝરતી જ્વાલમાં ભરખાયછે સઘળું જગત
તું જતાં સૌ પ્રાણીઓ નિઃસ્હાય નિરાધાર !!

●

પ્રત્યક્ષ નહિં તો પણ પરોક્ષે પ્રેરણા દેજે,
અ તર અમારામાં પ્રકાશિત તેજનો ઝળકાર દેજે,
જે તેજથી ઉજ્જવળ બને અમ પંથ, ઓ બાપુ!
જીવનને જોગવ્યું જે તેં અમોને શીખ એ દેજો!!

"પ"

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

**જાણીતા** માર્ક્સવાદી વિદ્વાન આઇટેરો નોરોના સગ્રહના બીજા ભાગની પ્રસિદ્ધિ પર ટોકિયોમા અમેરિકન સેન્સરોએ પ્રતિબધ મૂક્યો છે જનરલ મેક આર્થરની વધતી જતી કડકાઈનો આ એક વધુ દાખનો છે

જાપાનીઝોને કેદ પકડયા પછી થોડા મહિનામા ૩૩ વર્ષની ઉંમરે નોરો ૧૯૩૪ માં મૃત્યુ પામ્યો હતો તેને જાપાનના આધુનિક સમાજનો આગેવાન માર્ક્સવાદી પૃથક્કરણકર્તા ગણવામાં આવે છે જાપાનના મૂડીવાદના ઉગમના અભ્યાસ માટે તેનાં પુસ્તકોના માર્ક્સવાદી તથા બીનમાર્ક્સવાદી વિવેચકોએ પરદેશમાં પણ ખૂબ વખાણ કર્યાં છે



કેન્ટરબરીના ડીન વેરી રેવરડ હ્યુલેટ જ્હોન્સને ' સોવિયેટ રશિયા સીન્સ ધી વૉર ' (યુદ્ધ પછીનુ સોવિયેટ રશિયા ) નામક પુસ્તક તાજેતરમાં લખી પ્રસિદ્ધ કરાવ્યુ છે સોવિયેટ યુનિયન વિષે ડીનનુ આ ત્રીજુ પુસ્તક છે સોવિયેટ યુનિયનની બેત્રણ માસની મુલાકાત પછી તે લખાયુ છે. તે દરમિયાન કેન્ટરબરીના ડીને સ્ટેલિન તથા બીજા સોવિયેટ નેતાઓની મુલાકાત લીધી હતી આ પુસ્તકની દુનિયાભરમાં થઇને ત્રીસ લાખ નકલો ઉપડી ગઈ છે અને અઢાર ભાષાઓમાં તેનું ભાષાંતર થઈ ચૂક્યુ છે



સોવિયેટ બૂક ચેમ્બરના જણાવવા મુજબ સોવિયેટ સઘની સ્થાપના ત્રીસ વર્ષ પહેલાં થઈ ત્યારથી આજ સુધીમાં ત્યાં ૧૧,૮૭૩,૦૦૦,૦૦૦ જુદાં જુદા પુસ્તકો પ્રગટ થયાં છે

સોવિયેટ સંઘમાં ૧૧૯ ભાષાઓમાં પુસ્તકો છપાયાં છે



પાર્લામેન્ટ સબધી નવુ ત્રૈમાસિક 'પાર્લામેન્ટરી એફેર્સ' લડનમાં હેન્સાર્ડ સોસાયટી તરફથી તાજેતરમા બહાર પાડવામાં આવેલ છે પાર્લામેન્ટના આગલા સભ્ય કમાન્ડર સ્ટીવન કિંગ-હૉલે તેની શરૂઆત કરી છે તેમા રાજકીય આગેવાનોના મંભ્યામધ સદેશા તથા પાર્લામેન્ટના કામકાજ સબધી રસદાયક લેખો છે યુદ્ધસમયમાં સ્થાપવામા આવેલ ધી હેન્સાર્ડ સોસાયટીનો હેતુ પાર્લામેન્ટરી સસ્થા સબધી જ્ઞાન વધારવાનો તથા તેમાં સુધારણા કરવાનો છે



જાણીતા હિદી કવિ તથા લેખક સાહિત્યવાચસ્પતિ પડિત કાંતાપ્રસાદ ગુપ્તનુ ૭૪ વર્ષની વયે જબલપુરમાં અવસાન થયુ છે તેમણે પહેલવહેલુ હિંદી વ્યાકરણ તૈયાર કર્યુ હતું તે મધ્યપ્રાંત તથા વરાડના હિદી સાહિત્ય સમેલનના પ્રમુખ હતા



શાંતિનિકેતનના હિદીભવનના ડિરેક્ટર પડિત હજારીપ્રસાદ દ્વિવેદીને અલ્લાહાબાદના હિદી સાહિત્ય સમેલને ' કબીર ' તથા તેના જીવન અને પ્રેમના તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતના ગૂઢ

અર્થે મારેના તેમના વર્ષો પહેલા પ્રગટ થયેલ પુસ્તક માટે રૂ. ૧૨૦૦ નું મગનાપ્રમાદ પારિતોષિક અર્પણ કર્યું છે



શ્રી વી ડી. સાવરકરના મહાન ગ્રંથ "૧૮૫૭ નું સ્વાતંત્ર્ય યુદ્ધ"નું મૂળ મરાઠી લખાણ ગૂમ થયેલ હોવાનું માનવામાં આવતું હતું એક વર્ષ પહેલા પ્રગટ થયેલ મરાઠી પુસ્તક અંગ્રેજી ભાષાંતર પરથી કરવામા આવ્યું હતું ડૉ મુંજે પર લખેલ પત્રમાં શ્રી ડી વાય ગોહોકર જણાવે છે કે મૂળ મરાઠી લખાણ અમેરિકામા સહીસલામત છે અને તેને હિંદમા લાવવાની ગોઠવણ થઈ રહી છે



કેસરી મરાઠા સંસ્થાએ કેલકર સ્મારક ગ્રંથોત્તેજક નિધિ માટે રૂ ૨૫,૦૦૦ ની રકમ જુદી કાઢી છે તેના વ્યાજનો ઉપયોગ કેલકર સ્મારક ગ્રંથમાળા માટે કરવાનો છે તેમા રાજકીય વિદ્વાન–ખાસ કરીને રાષ્ટ્રીય સરકાર સબંધીના પુસ્તકો માટે પારિતોષિકો અપાશે તેણે શ્રી જી વી કેલકરના સ્મરણો પ્રગટ કરવાનું માથે લીધુ છે

મુંબઇના અંગ્રેજી સાપ્તાહિક 'ફ્રી હિંદુસ્તાન'ના માલિક તથા તંત્રીએ સ્વર્ગસ્થના સ્મરણમા 'નરસિંહ' નામે નવુ મરાઠી સાપ્તાહિક તરતમાં પ્રગટ કરવાનું જાહેર કર્યું છે



મહારાષ્ટ્રની આગેવાન સાહિત્ય સંસ્થા મહારાષ્ટ્ર સાહિત્ય પરિષદ મરાઠી ભાષા તથા સાહિત્યનો વિસ્તૃત ઇતિહાસ તૈયાર કરાવવાનો વિચાર કરી રહેલ છે આ કાર્ય માટે પૂના વાડિયા કોલેજના પ્રો એસ બી ઓનડેલે પોતાના મિત્રોની મદદથી રૂ. ૨૦૦૦ આપ્યા છે તથા આ માટે પોતાની યોજના મોકલી આપી છે



ડૉ. એન એસ પ્રાજપે (તપસ્વી બાબા સાહેબ પ્રાજપે) ના જીવનચરિત્રની પ્રકાશનવિધિ યેવતમાલ ખાતે, અમરાવતીના વીર વામનરાવ જોશીના પ્રમુખપદ હેઠળ કરવામા આવી હતી આ પ્રસંગે એના લેખક યેવતમાલના શ્રી એસ એચ. બલ્લાલનુ પણ બહુમાન કરવામા આવ્યું હતુ



પ્રસિદ્ધ ઈતિહાસસંશોધક વિદ્વાન સ્વ ડી વી આપ્ટેની મૃત્યુતિથિના દિવસે પૂનાના ભારત ઇતિહાસ સંશોધક મંડળમા 'ઇતિહાસશાસ્ત્ર આણિ તત્ત્વજ્ઞાન'ની પ્રકાશનવિધિ કરવામા આવી હતી. ઔંધના રાજા, શ્રીમંત બાલાસાહેબ પંત પ્રતિનિધિ પ્રમુખપદે હતા આપ્ટે સ્મારક કમિટીએ તૈયાર કરેલ આ પુસ્તક પૂનાના ચિત્રશાળા પ્રેસે પ્રગટ કર્યું છે



પ્રાચીનકાળથી ઓરિસાના બૌદ્ધ ધર્મ પાળનારા લોકો ટિબેટના તે ધર્મ પાળનારાઓના સંસર્ગમાં હતા ટિબેટના વિદ્વાનો વ્યાકરણ, ન્યાયશાસ્ત્ર તથા બીજા શાસ્ત્રોના અભ્યાસ માટે ઓરીસા આવતા હતા અભ્યાસ પૂરો કર્યા પછી તેઓ સંસ્કૃત ગ્રંથોનો ટિબેટની ભાષામા અનુ-

વાદ કરતા હતા ઇ સ. ૧૦૭૬ મા ચક્રધરપુરના નજીક સિદ્ધસ્થાનમાં સુબુદ્ધિશ્રીનો એક આશ્રમ હતો તેણે સસ્કૃત ભાષામાંથી ન્યાયશાસ્ત્રનું ટિબેટની ભાષામાં ભાષાંતર કરાવ્યું હતું. 'પ્રમાણ વાર્ત્તિક' તરીકે ઓળખાતા આ ગ્રંથનું ઉડિયા ભાષાંતર પુરોહિત પાડરુએ કર્યું હતું ટિબેટની રાજધાની લ્હાસાથી ત્રણ દિવસના પગરસ્તે આવેલ પુસ્તકાલયના પ્રાચીન સાહિત્ય-સગ્રહમાં આ જોઇ શકાય છે

કટક નજીક આવેલ પ્રવરપુરના રામાનદ શ્રી પરિવ્રાજક તથા નેપાળના પડિત સોગાશ્રી નેપાળ નજીક આવેલ ટાસિનિ ઓપયા હતા. રામાનદશ્રીએ 'પ્રમાણ નિશ્ચય' તથા પ્રસિદ્ધ ઉડિયાકવિ જયદેવના ગીતગોવિંદનું તેમજ રામાયણી પંડિતના 'શૂન્યપુરાણ'નુ ઇ. સ. ૧૨૯૨ લગભગ ટિબેટની ભાષામાં ભાષાંતર કર્યું હતુ.

નેપાળના એક પંડિત બોનો રત્નો, મગધ રાજ્યમાં થઇને ધન્યકટક આવ્યા હતા અને કટકના વિદ્વાન હરિહર પુરોહિત પાસે પાણિનિનું વ્યાકરણ શીખ્યા હતા. બે વર્ષના અભ્યાસ બાદ તે તેના ગુરુને નેપાળમાં કાંતિપુર (અત્યારે શાંતિપુર) લઇ ગયા. બોનો રત્નોએ ઉડિયા ગીતો તથા દુહાઓનું 'સિદ્ધિર દુહાગીત' નુ ટિબેટની ભાષામાં ભાષાંતર કર્યું હતુ.

આ પુસ્તકોમાં 'ધન્યકટકનું' અનુપનગર તરીકે વર્ણન કરવામાં આવ્યું હતુ. કેમકે શહેર અતિ સુદર હતુ. તે સુવર્ણરેખા નદીની દક્ષિણે આવેલ હતુ. તે શહેર ઓરિસાની રાજધાની અત્યારનું કટક જ છે.

ઉપલાં બધાં પુસ્તકો 'પ્રમાણનિશ્ચય' 'ગીતગોવિંદ' 'શૂન્યપુરાણ' તથા 'સિધ્ધિર દુહા ગીતા' ઉપલા પુસ્તકાલયમાં છે.



વિઝાગાપટ્ટમથી 'આંધ્ર ભાષા વિકાસ' અથવા તેલુગુ ભાષાની ઉત્ક્રાંતિનો ઇતિહાસ પ્રગટ કરીને આંધ્ર વિશ્વવિદ્યાલયના તેલુગુ ખાતાના રીડર શ્રી ગતિજોગી સોમયાજીએ તેલુગુ ભાષાની મહાન સેવા બજાવી છે.

આંધ્ર વિશ્વવિદ્યાલયના ઉપકુલપતિ શ્રી. આ રેડીએ તેનો ઉપોદ્ઘાત લખ્યો છે તે માટે તેણે ચૌદ વર્ષની સખત મહેનત પછી તૈયાર કરેલા ચક્રવર્તી ગ્રથ માટે લેખકને જ્વલત અજલિ આપી છે.



તાજેતરમાં વર્તમાનપત્રોમા પ્રગટ થયેલ સમાચાર મુજબ મદ્રાસ સરકારે તામિલ, તેલુગુ, મલાયલમ તથા કાનડા એમ ચાર ભાષામા રાજકવિ નીમવાનુ નક્કી કર્યું છે. દરેક ભાષામાં આ જગ્યા ચાર વર્ષની રહેશે અને દરવર્ષે રૂ. ૧૦૦૦ નાં વેતન આપવામા આવશે બીજી પ્રાંતિક સરકારો મદ્રાસ સરકારનું અનુકરણ ક્યારે કરશે ?



મહંમદ ઇસાલે નામનો આંધળો ઇજીપ્તનો વિદ્યાર્થી અત્યારે લડનમાં 'સામાજિક કલ્યાણ ની ડીગ્રી મેળવવા માટે અભ્યાસ કરી રહેલ છે આંધળા માટેની રાષ્ટ્રીય સસ્થાના વર્ગોમ અભ્યાસ પૂરો કરી તે ઇજીપ્તમાં જઇને ત્યા આંધળાઓ માટે રાષ્ટ્રીય સસ્થા શરૂ કરવા ધારે છે

તે કહે છે કે ' મારે એઇવ લિપિમાં પહેલુ પુસ્તક કુરાન તૈયાર કરવુ છે. ત્યાર પછી બીજા ધાર્મિક ગ્રંથો તૈયાર કરવામાં આવશે.



વર્તમાનપત્રકારો માટેના બે અગ્રગણ્ય બ્રિટિશ વર્તમાનપત્રો પૈકી એક વર્તમાનપત્ર ' ન્યુસ પેપર વર્લ્ડ ' એના ગયા જાન્યુઆરી અંકે સુવર્ણ મહોત્સવ ઉજવ્યો. તેને પ્રેમથી ' ફ્લીટ સ્ટ્રીટનુ પરગણુ સામયિક ' કહેવામા આવે છે. પરંતુ વસ્તુત: બ્રિટનના દરેક વર્તમાનપત્રની ઓફિસમાં તે વચાય છે, તથા તેનુ બહુમાન કરવામાં આવે છે

૫૦ વર્ષ પહેલાંની તેની સ્થાપનાનો ઇતિહાસ રોમાંચક છે ૧૮૬૬-૬૭ના શિયાળામાં બ્રિસ્ટોલની હાઇસ્ટ્રીટમાં ઝુંપડાની એક બારી પર અર્ધા નોટપેપરમાં એવા ખબર છાપવામાં આવ્યા હતા કે લઘુલિપિ એક જ શિલિંગમાં શીખવાડવામાં આવશે લોઢાના કારખાનામાં ઉમેદવાર તરીકે કામ કરનાર ચાર્લ્સ બેકરની પત્રકારિત્વ માટેની કારકીર્દીની આ રીતે શરૂઆત થઇ તેણે એક શિલિંગ ભરીને શરૂઆત કરી

લઘુલિપિના અભ્યાસ બાદ તેણે ડયુઝબરીના વર્તમાનપત્રોને ગામના ખબરના પેરેગ્રાફો મોકલવા શરૂ કર્યા અને ચાર્લ્સ બેકરે એન્જીનીયરીંગનો અભ્યાસ છોડી દઇ પત્રકારિત્વ તરફ ઝુકાવ્યુ ૧૮૭૮ થી ૧૮૮૪માં તેણે પોતાના ગામ ગ્રેઇડસ્ટોનમા ' ગ્રેઇડસ્ટોન એન્ડ કાઉન્ટી સ્ટાન્ડર્ડ ' ચલાવ્યું અને ૧૮૮૪ થી ૧૮૮૮ સુધી અત્યારે બધ પડેલું, " ડયુઝબરી એન્ડ બેટલી ક્રોનિકલ " ચલવ્યુ તેથી જ્યારે તેણે પત્રકારો માટે વર્તમાનપત્ર કાઢવાનો વિચાર કર્યો ત્યારે તે કાર્ય માટે તેને સારો અનુભવ મળી ગયો હતો



યુવક કોમ્યુનિસ્ટ લીગ સબધી વધારે પડતા માખણવાળુ લખાણ કરવા માટે કોઈ લેખક મુશ્કેલીમાં આવી પડયાનું તમને કહેવામાં આવે તો તમે તરતજ બોલી ઉઠવાના કે તે બનાવ અમેરિકામા અથવા બીજા કોઇ મૂડીવાદી દેશમાં બનેલ હોવો જોઇએ પણ આ તો રશિયામાં બન્યું છે. અને તે પણ લાખોપતિ નવલકથાલેખકને સોવિયેટ શાસનના ખાસ માનીતા તરીકે જેનો કોઇ વાર ઉલ્લેખ કરવામાં આવતો તેને—

તેનું નામ અલેકઝાન્ડર ફેડયેવ છે. તે સોવિયેટ લેખક સઘનો પ્રમુખ છે. તે અત્યારે પોતાની મોટી નવલ ' ધી યગ ગાર્ડ ' ( The Young Guard ) ફરીથી લખવાને ટાઇપરાઇટર પર મંડી પડયો છે ૧૯૪૬માં તો આ પુસ્તકના સમાલોચકોએ ખૂબ વખાણ કર્યાં હતાં તેને સ્ટેલિન પારિતોષિક આપવામા આવ્યુ હતુ. અને રશિયામાં તે પુસ્તકની નકલો ચપોચપ ઉપડતી હતી ' ધી યગ ગાર્ડ 'માં ખાણવાળા શહેરના યુવાન કોમ્યુનિસ્ટો તથા જર્મન આક્રમણકારો વચ્ચેની લડતની વાત આવતી હતી

પણ છેલ્લે છેલ્લે વર્તમાનપત્રો ' ધી યગ ગાર્ડ ' વિષે ફાવે તેમ લખવા માંડયા છે યુવાન લોકોના સામનાની પ્રશસા કરતા ફેડયેવ કોમ્યુનિસ્ટ પક્ષના વૃદ્ધ લોકોની ટીકા કરી રહ્યો છે, તેમ હવે જણાવા માંડયુ છે

હવે ફેડયેવે જણાવ્યુ છે કે ' હું ટીકા સાથે સપૂર્ણ સમત થાઉં છુ. યુવક વિષે, યુવાન કોમ્યુનિસ્ટો વિષેની નવલકથા સાથેસાથ પક્ષની નવલકથા થઈ શકે નહિ '

તેથી તે કહે છે કે ' હું ધ્યાનપૂર્વક, પ્રેમથી પુસ્તક ફરીથી લખી રહ્યો છુ.'

—છોટાલાલ માનસિંગ કામદાર.



આ શીર્ષક હેઠળ પુસ્તકો, લેખકો અને પુસ્તકાલયો વિષે રસપ્રદ હકીકતો આપવામાં આવશે આશા છે. 'પુસ્તકાલય'ના વાચકોને આ વિભાગ રુચિકર નીવડશે. —લેખક ]

## વિખ્યાત બેલ્જીયન લેખક મોરિસ મેટરલિંકનું નવું પુસ્તક

વિખ્યાત બેલ્જિયન લેખક અને નોબલ પારિતોષકના વિજેતા મેટરલિંકના ગુજરાતીમાં 'નીલપંખી' (અનુ૦ દિલીપ કોઠારી) પુસ્તક જેમણે વાંચ્યા છે તેઓ ઉપર ... ખકની પ્રતિભા ભાગ્યે જ અસર કર્યા વગર રહી હશે. અંગ્રેજીમાં આ લેખકનાં ઘણાં પુસ્તકો મળે છે. એ અંગ્રેજી પુસ્તકોની હારમાળામાં તાજેતરમાં એક નવા પુસ્તકનો ઉમેરો થયો છે. એ પુસ્તકનું નામ છે The Great Beyond' 'ધી ગ્રેટ બિયોન્ડ'માં બેલ્જિયમના એ મર્મી ફિલસૂફ સાહિત્યકારની છૂટક છૂટક નોંધો ગ્રથસ્થ થઇ છે. એમાંથી બેએક વાક્યોનું રસપાન કરીએ. (૧) The day we believe we have found God, we will be very surprised to find that we see ourselves at last' (જે દિવસે આપણે માનીએ છીએ કે આપણને ભગવાનનો સાક્ષાત્કાર થયો તેજ દિવસે આપણા આશ્ચર્ય સાથે આપણે જોઇએ છીએ કે છેવટે આપણને આપણા આત્માનો સાક્ષાત્કાર થયો ખરો.) (૨) 'We should not speak of God. To speak of Him is to stir images which do not represent Him. It is by praising Him that we really commit blasphemy, A silence free of thoughts is alone worthy of Him' (આપણે ઈશ્વરની વ્યાખ્યા આપવાનું બંધ કરવું જોઇએ. પ્રભુની કંઇ વ્યાખ્યા આપવી એટલે જે પ્રભુ નથી એવી આકૃતિઓ ખડી કરવી. પ્રભુની સ્તુતિ કરવામાં જ ખરેખર આપણે એની નિંદા કરવાનું પાપ કરી બેસીએ છીએ. વિચારમુક્ત શાંતિ એ જ પ્રભુનો વિચાર કરવા યોગ્ય વસ્તુ છે.)



## ગાંધીસાહિત્યનો ગ્રન્થ.

ગાંધી સાહિત્યમાં એક નવું પુસ્તક પ્રગટ થયું છે 'Fellowship of Faiths & Unity' એમાં ગાંધીજીના સર્વધર્મસમભાવવિષયક વિચારોનો સંગ્રહ કર્યો છે. સંગ્રહકર્તા છે એક વિદ્વાન રાષ્ટ્રિય મુસલમાન-પ્રાધ્યાપક અબ્દુલ મજીદખાન. આ પુસ્તકની પ્રસ્તાવના માજી રાષ્ટ્રપતિ આચાર્ય કૃપલાણીએ લખી છે, ને પુસ્તકના 'બે બોલ' લખ્યા છે અમદાવાદની એચ. એલ. કૉલેજ ઑફ કૉમર્સના એક વખતના પ્રિન્સિપાલ ને જાણીતા શીખ વિદ્વાન શ્રી ગુરુમુખસિંગ નિહાલસિંગે. મદ્રાસના જાણીતા પ્રકાશક જી. એ. નાટેસને આ પુસ્તક બહાર પાડ્યું છે.



## થોમસ હાર્ડીની નવલકથાનુ હિંદી ભાષાંતર

વિખ્યાત વાસ્તવવાદી અંગ્રેજ નવલ કથાકાર થોમસ હાર્ડીની નવલકથા 'Tess' નુ હિંદી ભાષાંતર દક્ષિણ હૈદ્રાબાદના 'નવયુવક મંડળ' તરફથી ત્રણ ભાગમા પ્રગટ થનાર છે એનો પ્રથમ ભાગ પ્રગટ થઇ ચૂક્યો છે



## ગીતાંજલિનુ મરાઠી ભાષાંતર.

મરાઠીમા ગીતાંજલિના અનેક અનુવાદોમાં એક નવા અનુવાદનો હમણા ઉમેરો થયો છે અનુવાદક છે શ્રી ડી. ડી રેગે



## શ્રી ગોવિંદ વલ્લભ, પંત.

યુક્ત પ્રાંતના મહાન નેતા ગોવિંદ વલ્લભ પંતની ષષ્ઠીપૂર્તિ નિમિત્તે એક ગ્રંથ એમને ભેટ કરાયો છે. એ ગ્રંથમાં ગોવિંદ વલ્લભ પંત વિશે લેખો લખાયા છે લેખકોમાં ડૉ સર્વપલ્લી રાધાકૃષ્ણન્, શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિત, સર જગદીશપ્રસાદ વગેરેનો સમાવેશ થાય છે એનું સંપાદનકાર્ય કર્યુ છે વસંતકુમાર ત્રિવેદીએ શ્રી. ગોવિંદ વલ્લભ પંત વિશે આધારભૂત માહિતી આપવાનુ કાર્ય આ ગ્રંથ ખસૂસ કરશે



## પં જવાહરલાલનુ બાલોપયોગી જીવનચરિત્ર

જાણીતા લેખક ને સમાજવાદી નેતા શ્રી મિનૂ મસાણીનાં પત્ની શ્રીમતી શકુંતલા મસાણીનુ લખેલુ હિંદના વડા પ્રધાન પં જવાહરલાલ નહેરુનું અંગ્રેજીમાં લખાયેલુ કિશોરોપયોગી જીવનચરિત્ર 'ઑક્સફર્ડ' 'યુનિવર્સિટી' તરફથી બહાર પડ્યુ છે



## વૈદોને ઉપયોગી પુસ્તક

'ત્રિફલા' નામનુ શ્રી રમેશ બેડી (આયુર્વેદાલંકાર) નું લખેલુ પુસ્તક રૂપિયા બેની કિંમતે હિંદીમાં બહાર પડ્યુ છે એમા ત્રિફળાને નામે ઓળખાતા હરડાં, બેહેડાં ને આમળાંના ગુણદોષોની વૈદકીય દષ્ટિએ સમીક્ષા કરી છે આ પુસ્તકનુ પ્રાપ્તિસ્થાન છે 'વિજ્ઞાન' પરિષદ, પ્રયાગ (અલ્લાહબાદ)



## કાશ્મીરી કાવ્યો

કાશ્મીરના કાવ્યોનો એક સંગ્રહ અંગ્રેજીમાં 'Kashmiri 'Lyrics' એ નામે શ્રી જે એલ કૌલે સંપાદિત કરેલો બહાર પાડ્યો છે. [અનુસંધાન પૃ૦ ૩૨૨]



# અર્વાચીન પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રાથમિક સિદ્ધાંતો

यो दद्याज्ज्ञानमज्ञानाम् कुर्याद्वा धर्मदर्शनम् ।
स कृत्स्नां पृथिवीं दद्यात् तेन तुल्य न तद्भवेत् ॥ मनु० ·

"જે અજ્ઞાનીને જ્ઞાનનું દાન આપી પોતાની ફરજનું ભાન કરાવે છે તેની બરાબરી આખી પૃથ્વીનુ દાન કરનારથી પણ થઇ શકે નહિ"

"સાક્ષરતા મેળવવી એ કામધેનુ મેળવવા બરાબર છે."

**પ્રાચીન પુસ્તક ભંડારો.**

પ્રાચીન સમયમા દરેક મહાન પ્રજાએ પોતાના દેશમા સાર્વજનિક પુસ્તકાલયો સ્થાપ્યા હતાં પરતુ તે સમયે તેનો ઉપયોગ સમાજના અમુક વર્ગોજ કરતા તે સમયે પુસ્તકવાચન કરતાં પુસ્તક સહીસલામતી તરફ વધુ લક્ષ અપાતુ. ખાસ કરીને આ પુસ્તકસગ્રહો ધાર્મિક મઠો અગર વિદ્યાપીઠોના ભાગો તરીકે સુરક્ષિત રહેતા પણ સમયના પ્રવાહ સાથે તેમા ફેરફાર થયા અને ઓગણીસમી સદીના ઉત્તરાર્ધથી પુસ્તકો અમુક જ વર્ગના ઇસમો વાચી શકે એ ભાવના નષ્ટ પામી. આજે દુનીઆના મોટા મોટા પુસ્તક ભંડારો ઓછેવત્તે તમામ વાચકો માટે ખુલ્લા મુકાયા છે

**અર્વાચીન પ્રવૃત્તિનો જન્મ**

પુસ્તકાલય પ્રવૃત્તિની આધુનિક પ્રગતિનો જન્મ ઓગણીસમી સદીના અંતભાગમા થયેલી રાજકીય પ્રજાસત્તાક ચળવળને આભારી છે જનસમૂહને કેળવણીનો પૂર્ણ લાભ આપવાના આશયથી અસખ્ય સાર્વજનિક પુસ્તકાલયોનો જન્મ થયો અને પુસ્તકાલયોના વિસ્તારમા પ્રજાકીય કેળવણીનાં સાધનોની શકયતા છે એ તથ્ય એ પ્રવૃત્તિમા રસ લેનાર તમામ વ્યકિતઓના ધ્યાનમા અહર્નિશ રહેવા લાગ્યુ વીસમી સદીમાં તો પુસ્તકાલયોનો ઉપયોગ વધારે ને વધારે પ્રજાકીય બનાવવા માટે ઘણુ ચિન્તન થયુ છે

**પુસ્તકાલય પ્રવૃત્તિને અંગે ઉપસ્થિ થતા પ્રશ્નોની અગત્ય**

પ્રતિવર્ષ પ્રસિદ્ધિમાં આવતાં અનેક પુસ્તકો અને તેથી થતા પુસ્તકભંડારોની વૃદ્ધિને લઇને આજે પુસ્તકાલયોની યોજના, વ્યવસ્થા અને નિયમન માટે અનેકવિધ પ્રશ્નો ઉપસ્થિત થવા પામે છે આ પ્રશ્નો પ્રત્યેની મનુષ્યભાવનામા આજે અગત્યનું પરિવર્તન થયુ છે પુસ્તકાલયોને સર્વના ઉપયોગ તથા લાભ માટેની પ્રજાકીય સંસ્થા તરીકે લેખવામા આવે છે પુસ્તકાલયોમા વાચકો કેમ વધારવા, દરેક વર્ગના વાચકો માટે વાચન કેવી રીતે પૂરુ પાડવુ, તેના ઉપયોગ માટે વધુ સરળતા કેવી રીતે કરી આપવી, પુસ્તકાલયોના સંચાલકો અને વાચકોનો સમય કેમ બચાવી શકાય આ અને આવા અનેક પ્રશ્નો જો કે પ્રથમ નજરે સરળ છતા વ્યવહારમાં મહા અટપટા હોઇ તેનો ઉકેલ લાવવામાં પુસ્તકાલયના વ્યવસ્થાપક, મંત્રી અને ગ્રંથપાલના ઉડા ચિંતવન, ધારણાબુદ્ધિ તેમજ બહોળા અનુભવની ખૂબ જરૂર છે

આ વિષય પર યુરોપ અને ખાસ કરીને અમેરિકામાં વિપુલ સાહિત્ય પ્રસિદ્ધ થયુ છે, ઘણા દેશોમાં પુસ્તકાલય મંડળો સ્થપાયા છે અને કેટલાક

**પુસ્તકાલય એ શાસ્ત્ર છે**

વિશ્વવિદ્યાલયોમાં તો પુસ્તકાલયના શિક્ષણ માટે ખાસ નિષ્ણાતો રોકવામા આવેલા છે. ઠેકાણે ઠેકાણે પુસ્તકાલયવિષયક સામયિકો પણ પ્રસિદ્ધ થાય છે હિંદમા પણ અખિલ હિંદ પુ મંડળ તરફથી એક પત્રિકા નીકળે છે "Modern Librarian" નામનુ એક બીજુ સ્વતંત્ર માસિક નીકળે છે, ઉપરાંત પ્રાંતવાર પુસ્તકાલય મંડળો સ્થપાયા છે જેમાં મદ્રાસ, બંગાળ અને આંધ્રદેશ પુસ્તકાલય મંડળોએ સારી પ્રગતિ સાધી છે અને મદ્રાસ પુસ્તકાલય મંડળે તો પુસ્તકાલય શાસ્ત્રના હિંદી નિષ્ણાત શ્રી એસ આર રંગનાથનના હસ્તે કેટલાંક શાસ્ત્રીય પુસ્તકો અંગ્રેજી ભાષામાં પ્રસિદ્ધ થયા છે અખિલ હિંદમા જાહેર પુસ્તકાલય પ્રવૃત્તિના પ્રથમ પ્રણેતા વિશ્વવંદ્ય સ્વ. સયાજીરાવ ત્રીજા હતા તેમના સમયમાં પણ વડોદરામા એક પુસ્તકાલયમંડળ સ્થપાયુ છે અને તે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિને મદદરૂપ સાહિત્ય પ્રસિદ્ધ કરે છે તેમજ "પુસ્તકાલય' નામનુ પુસ્તકાલયના વિષયોને સ્પર્શતુ એક સ્વતંત્ર સામાયિક પણ પુસ્તકાલય સહાયક સહકારી મંડળ નામની સંસ્થા તરફથી ચલાવવામાં આવે છે

પુસ્તકાલયશાસ્ત્ર બીજા શાસ્ત્રો માફક અમુક પ્રાથમિક સિદ્ધાંતો પર રચાયેલું .જેમ ઉપનિષદોમા ' સત્ય વદ " એ એક પ્રાથમિક સિદ્ધાંત છે, તેજ

**પુસ્તકાલય શાસ્ત્રના પ્રાથમિક સિદ્ધાંતો**

પ્રમાણે પુસ્તકાલયશાસ્ત્રમાં પણ કેટલાક પ્રાથમિક સિદ્ધાંતો છે શ્રી રંગનાથને આવા પાંચ મુખ્ય સિદ્ધાંતોને પુસ્તકાલય પ્રવૃત્તિના પાયારૂપે મલ્યા છે એ સિદ્ધાંતોના પાલન પર પુસ્તકાલયની યોજના, વ્યવસ્થા અને નિયમનનો તમામ આધાર રહે છે તે સિદ્ધાંતો નીચે પ્રમાણે છે.

(૧) પુસ્તકો ઉપયોગ માટે છે (૨) પુસ્તકો દરેકને માટે છે (૩) દરેક પુસ્તકને તેનો વાચક છે (૪) વાચકનો વખત બચાવો (૫) પુસ્તકાલય એ પ્રગતિશીલ સંસ્થા છે

હવે આપણે એક પછી એક આ સિદ્ધાંતની અગત્ય જોઇશુ

પુસ્તકો સહીસલામતિ માટે છે, તેની આજુબાજુ મજબૂત સાંકળોનુ બંધન જોઇએ, એ, ભાવના નષ્ટ થઇ અને નવીન ભાવના પુસ્તકો ઉપયોગ માટે છે

**પુસ્તકો ઉપયોગ માટે છે**

એ સિદ્ધાંત સાથે જન્મ પામી. આથી જનસમુદાય જાગૃત થયો અને પુસ્તકો કોઇ અમુક વર્ગ માટે નહિ પણ તમામ સમૂહના ઉપયોગ માટે છે, એમ જણાતા તેના સ્થળ, સમય વગેરે લોકોની રુચિ પ્રમાણે નક્કી થવા લાગ્યા આ સિદ્ધાંત અમલમા લાવવા માટે નીચેની સગવડો સ્થાનિક પુસ્તકાલય માટે મળવી જોઇએ

(૧) પુસ્તકાલયના મકાનના સ્થળની પસંદગી (૨) પુસ્તકાલય ખુલ્લુ રાખવાનો સમય (૩) પુસ્તકાલયનુ સાહિત્ય (૪) પુસ્તકાલયના સંચાલકો અને મહેકમ (૫) પુસ્તકાલયના ગ્રંથપાલની લાયકાત

પ્રથમ સિદ્ધાંત અમલમા મૂકવા માટે ઉપરની પાંચ બાબતોનો સંપૂર્ણ વિચાર થઇ પુસ્તકાલયોની સ્થાપના થવી જોઇએ જ્યાં પ્રજામાં સાક્ષરતાપ્રચાર ને પોતાનુ મેળવેલુ જ્ઞાન તાજુ રાખવાની જરૂરીઆતો સાર્વજનિક પુસ્તકાલય સ્થાપવામાં મહત્ત્વને ઉદ્દેશ

સમાયેલો છે ત્યાં પુસ્તકાલયો ઉપરના સિદ્ધાન્તની દષ્ટિએ શાળામાજ હોવા જોઇએ તે જાહેર જનતાને સહેલાઈથી પહોચી શકે માટે ગ્રથપાલ તરીકે શિક્ષકે કામ કરવુ જોઇએ વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિના એ ખાસ વિચારેલુ હતુ શિક્ષકમાં વિનયીપણું, સમાજસેવાની ભાવના, ભોગો, જવાબદારી, માનસશાસ્ત્રનો અભ્યાસ આ તમામ ગુણો આવશ્યક છે અને તે જ ગુણો ગ્રથપાલ માટે પણ આવશ્યક હોય જાહેર પુસ્તકાલયો ઓછા ખર્ચથી સારી રીતે નિભાવવા માટે પુસ્તકાલયો ને શાળાઓ સાથે સંકળાયેલાં રાખેલાં છે કસ્બા, પ્રાંત વગેરે સ્થળો માટે લોકોને અનુકૂળ હોય તેવા શહેરના મધ્ય ભાગમા પુસ્તકાલયો વસાવવામાં આવે છે આવા પુસ્તકાલયોમા ગ્રથપાલ વગારે તાલીમ પામેલા હોવા જોઇએ, એ અતિ આવશ્યક છે

**પુસ્તકો દરેકને માટે છે.**

આ સિદ્ધાન્તના સ્વીકાર સાથે જ દરેક પ્રજાજનને કેળવણી આપવાનો પ્રબધ હોવો જ જોઇએ એમ આપણને પ્રથમ દષ્ટિએ જણાઈ આવે છે આપણા દેશમાં અને રાજ્યમા પ્રૌઢને અક્ષરજ્ઞાન આપવાની યોજના ઉપરથી પણ આપણને, આ સિદ્ધાતના પાલનમાં શિક્ષિત સમાજની જરૂર જણાઇ આવે છે મતલબ કે, ફરજીઆત કેળવણીનો અમલ સમસ્ત રાજ્યમા હોવો જોઇએ અને તેના પૂરક તરીકે મફત વાચનની સોઇ હોવી જોઇએ વડોદરા રાજ્યે તેના પ્રજાજનોને આ સિદ્ધાતના પાલન માટે તક આપી છે રાજ્યમા લગભગ ૧૫૦૦ સ્થળોએ શાળાઓ છે અને લગભગ તેટલાંજ સ્થળોએ હવે સાર્વજનિક પુસ્તકાલયો છે હવે વડોદરા રાજ્યની પ્રજાએ આ બન્ને સંસ્થાઓના વહીવટમાં વધારે રસ લઈ સામાન્ય જનસમૂહની કેળવણીમા વિકાસ સાધવો જરૂરી છે આ સિદ્ધાતના અમલ માટે આપણા દરેક સાર્વજનિક પુસ્તકાલયને નીચેની જરૂરીઆતો પૂરી પાડવી જોઇએ

(૧) લોકસમૂહને પહોંચી શકે તેવુ સરળ વાચન (૨) સ્ત્રીસાહિત્ય (૩) બાલસાહિત્ય (૪) શિષ્ટ અને શાસ્ત્રીય વાચન ૫) ગ્રામોન્નતિને લગતુ સાહિત્ય

**વડોદરા રાજ્યના દિશામાં આ પ્રયાસો.**

વડોદરા રાજ્યમા પણ આ બાબતમાં રાજસત્તા તરફે ઘણા સ્તુત્ય પ્રયાસો થયા છે પુસ્તકાલયના હિતચિંતકો અને સમાજને ઉન્નત બનાવવાની ઇચ્છાવાળા ભાવનાશાળી યુવકોએ આગળ આવી સારાં પુસ્તકોનું વાચન સમાજ આગળ મૂકવા પુષ્કળ પ્રચારકાર્ય કરવાની જરૂર છે,

(૧) ગ્રામ વિકાસમાળા, (૨) સયાજી સાહિત્યમાળા, (૩) સયાજી બાલજ્ઞાનમાળા અને (૪) વડોદરા રાજ્ય પુસ્તકાલય સહાયક સહકારી મંડળ તથા રાજ્ય પુસ્તકાલય મંડળે પોતાના પ્રકાશનો દ્વારા યથોચિત કાર્ય કર્યું છે આ બધા પુસ્તકો જનતાની ભૂખને પોષે તેવાં છે અને તેના પ્રચાર દ્વારા સારી પ્રગતિ થઇ શકે એ ઉપરાંત વડોદરામાં બાળકોને લગતુ સાહિત્ય બાલજીવન કાર્યાલય તરફથી બહાર પડે છે, તેમજ શ્રીયુત રાયચુરાના લોકભોગ્ય પુસ્તકો તથા સાક્ષરશ્રી રમણભાઇનાં પુસ્તકોએ પુસ્તકાલયોમા ઠીક ઠીક સ્થાન પ્રાપ્ત કર્યું છે વડોદરા સિવાય ગુજરાતી સાહિત્યમાં મુખ્ય ફાળો આપનારા સસ્તુ સાહિત્યના પ્રકાશનો, ગુજરાતી પ્રિન્ટિંગ પ્રેસનાં પ્રકાશનો, તેમ જ ગુજરાત વિદ્યાપીઠ, નવજીવન અને ગુ વ સો ના પ્રકાશનોને પણ પુસ્તકાલયોમાં યોગ્ય સ્થાન મળ્યુ છે હવે ગ્રથપાલો, યુવકો અને પ્રૌઢોએ પોતાના પુસ્તકાલ-

યોનુ વિપુલ સાહિત્ય જનતામા વધારે પ્રમાણમા ફરતુ કરવાની યોજનાઓ કરી અગર પ્રગતિ મડળો દ્વારા પુષ્કળ પ્રકાશન પામવી જોઇએ. રાજ્ય પુસ્તકાલય મડળને પુસ્તકના વાચન પ્રચાર માટે વિશાળ ક્ષેત્ર છે

આ સિદ્ધાતના વાસ્તવિક અમલ માટે તો પુસ્તકાલયોનુ મુખપત્ર " પુસ્તકાલય " માસિક ઘણુ કરી શકે તેમ છે ગુજરાતભરમાં પ્રસિદ્ધ થતાં તમામ પ્રકાશનો તેના અભિપ્રાય અને સમાલોચનાર્થે તેના તરફ આવે એવી એકાદ યોજના ઘડાવી જોઇએ, યોગ્ય પુસ્તકોનાં મુખપૃષ્ઠો, જેકેટો, લેખકોના ફોટાઓ તેમ જ મહત્ત્વના મુદ્દાઓનુ ટૂકુ વર્ણન આપવુ જોઇએ દર ત્રણ માસે વિષયવાર પુસ્તકોની યાદી પ્રસિદ્ધ કરવી જોઇએ. હાલમાં 'પુસ્તકાલય" માસિક પોતાનાથી બનતુ કરે છે અને ભવિષ્યમાં પણ તે વધુ ઉપયોગી થશે એવી આશા રાખી શકાય

**વાચકોનો સમય બચાવો.**

આળસુ ગ્રથપાલ પુસ્તકાલયમા આવનાર વાચકનો સમય એક કા જ જવાબથી બચાવે છે એ જવાબ આવા સ્વરુપનો હોય છે " પુસ્તક વાચવા ગયુ છે " " પુસ્તક બાધવા આપ્યુ છે " " પુસ્તકાલયમા પુસ્તક નથી " પણ આથી તેને વાચકની એકલાની જ નહિ પરતુ આખી સામાજિક પ્રવૃત્તિની કુસેવા કરે છે એ તે સમજતો જ નથી ટૂકી બુદ્ધિના આવા ગ્રથપાલના પ્રમાદને પુસ્તકાલયમા સ્થાન હોઇ શકે જ નહિ પુસ્તકાલયનો ગ્રથપાલ તો વાચનનો પ્રેમી હોવો જોઇએ પોતાના પુસ્તકાલયનાં તમામ પુસ્તકોનો તેને પૂરતો પરિચય થવો જોઇએ એને પુસ્તકના કીડા થવાની જરૂર નથી પણ કયા વિષયનુ કયુ પુસ્તક કયાં ગોઠવાયુ હશે તેની તેને સ પૂર્ણ માહિતી હોવી જોઇએ પોતે ઉડાઉ જવાબોથી નહિ પણ વાચકનો સમય બચાવવા માટે તેની પાસે લેખકવાર, પુસ્તકના નામવાર અને વિષયવાર પુસ્તક યાદીઓ તૈયાર હોવી જોઇએ અને હરહમેશ તે નવીન રાખવી જોઇએ ફાટી જાય કે નિરુપયોગી થાય તો ગમે તે ખર્ચે તેને અદ્યતન બનાવવી જોઇએ

પુસ્તક ઘોડાઓ કે કબાટોમા ઠરાવેલા ધોરણ પ્રમાણે ગોઠવેલા હોવા જોઇએ

આમ હોય તો પોતે ન બર જોઇ કબાટ કે ઘોડા પર જઇ પોતાને જોઇતુ પુસ્તક છે કે નહિ તે જોઇ શકે વળી પુસ્તક વાચવા ગયુ હશે તો માગણીદાર વાચકનુ નામ સ્પષ્ટ લખવુ જોઇએ અને તે પુસ્તક પરત આવતા નોંધાયેલા વાચકને પહોચાડવાની ખાતરી કરવી જોઇએ

અધ્યયન વિભાગ પણ અદ્યતન રાખવો જોઇએ અને અધ્યયનને ઉપયોગી પ્રકાશનો ભેગા કરવા જોઇએ શાળાના વિદ્યાર્થીઓ કે શિક્ષકો તે સભાસદ હોય કે ન હોય તો પણ પુસ્તકાલયમા તેને જોઇતી તમામ માહિતી પૂરી પાડવી જોઇએ

વડોદરા રાજ્યમાં આ યોજનાને પૂર્ણ સ્વરૂપ આપવા ઘટતુ કરવામાં આવે છે

**ગ્રથપાલ શિક્ષણવર્ગ**

પુસ્તકનુ શાસ્ત્રીય જ્ઞાન ઘેર બેઠા આપવામા આવે છે વડોદરા રાજ્ય તરફથી ગામડાના ગ્રથપાલો માટે તાલીમ વર્ગો પણ ચલાવાય છે અને એ રીતે ગ્રથપાલોને પ્રચાર માટે વેગ આપવામાં આવે છે

# રાષ્ટ્રનું પ્રાણપંખેરું

-:O:-

ભૂમિના ઉરથી જાણે હિમાલય ખસી પડ્યો!
પૃથ્વીને વીંટતો જાણે શોષાઈ સાગરે ગયો!
તૂટ્યું આકાશ ને ફાટ્યું પેટાળ ધરતી તણું!
વજ્રપાત મહા, જેવો જોયો વિશ્વે કદી નહીં!

સ્તબ્ધ સૌ માનવી, પંખી, પશુ સ્તબ્ધ બની રહ્યાં!
ચેતના લુપ્ત થઈ આજે, જડતામગ્ન સૌ બન્યાં,
અમે અંધાર, એ જ્યોતિ અમને અજવાળતો;
જ્યોતિ લુપ્ત થતાં પાછો અંધકાર ફરી વળ્યો.

માર્ગ ને ભાન ભૂલેલા હવે પાપાત્મા સૌ અમે
વિશ્વની અટવી માંહે અથડાતાં કુટાઇશું.
અહિંસા સત્યનો એક આધારસ્તમ્ભ વિશ્વમાં,
તે ય આજે પડ્યો તૂટી હવે આધાર અન્ય ક્યાં?

રાંકને દૈવને યોગે અમૂલું રત્ન સાંપડ્યું,
જતને આવડ્યું ના ને હવે તો રડવું રહ્યું.
સયમે યમને ડાર્યો, અમૃતે મૃત્યુ ડારતો,
શાંત જીવ શાંત જીવ અંતરાત્મા પુકારતો.

અમારાં પાપનો કિન્તુ ભરાયો ઘટ જે સમે
અને દુર્ભાગ્યની આવી અમારી કપરી ઘડી,
પ્રહાર કાળનો ફાવ્યો, કાળની કલ્પના ફળી.
અમે નિર્વીર્ય નિર્માલ્ય ગુલામીશૃંખલા મણી,



જનવિરાટ અશ્રુ સારે છે : લાગણીવશ પંડિતજી જનતાને સાંત્વન આપે છે

શણગાર તણી શોભા હર્ષથી રાચતા હતા,
પાપને ધર્મ, માનીને આત્મપરમાત્મ વંચતા,
અસત્યે સત્યની ખોટી ભ્રમણાજાળ ગૂંથતા.
હિંસાને ધર્મ માનીને અહિંસાને ઉવેખતા,



અન્યનું ચૂસવું લોહી જીવો જીવસ્ય જીવનમ્
સંઘરી સૂત્ર સૌ એવાં પાપગર્ત પડ્યા હતા—
તે સૌને પાપગર્તથી કાઢવા યત્ન તેં કર્યાં;
પરંતુ પાપના તંતુ અમને વળગી રહ્યા.



ઉખેડ્યા ઊખડે ના તે પ્રયત્નો વ્યર્થ સૌ થયા,
ઝાંખી મુક્તિ તણી થાતાં અમે ઉન્મત્ત સૌ થયાં,
મુક્તિની ઘેલછા ઘેર્યાં અમે સંહારને વર્યાં.
અહિંસા સત્યને જ્યારે જ્યારે સંહારતા હતા



તે ક્ષણે આત્મને તારા અમે સંહારતા હતા.
ક્ષણો મૃત્યુ તણી એવી વિતાવી હસતે મુખે
અમારાં પાપ એ આજે મૂર્ત થઈ ડારતાં હવે.
પ્રશસ્તિમાન ના તારાં આજે અંતરમાં ઉઠે



અમારા પાપ પસ્તાવે આજે અંતર ઊભરે
કરોડો બાળકો માનાં ચોપાસે વીંટળી વળ્યાં,
પરંતુ માતનો ખોળો સદાનો શૂન્ય આજથી.
તપ ને બલિદાનોથી એ ખોળે બેસવા તણો



અધિકાર સદા તારો અન્યનો કદીયે નહીં.
કરોડો પુત્રની માતા અપુત્ર સરખી રડે,
ન એના અંતરે શાંતિ જન્માવી અન્ય કો શકે.
'બાપુ બાપુ' કહી માગે પ્રશસાપુષ્પ વેરિયાં,



કિંતુ એ પુષ્પના કાંટા જોયા ને દૂર ના કર્યાં.
હવે દુર્ભાગ્યને રોતા કપાળે હાથ ટેકવી,
ઉરે નિર્માલ્યતા છૂપી ફરીને જાગતી થતી.
રાષ્ટ્રનુ પ્રાણપંખેરૂ આજે કાળ લઈ ગયો



રાષ્ટ્રનો દેહ નિશ્ચેષ્ટ શબ જેવો પડી રહ્યો.
કોણ એ દેહમાં પ્રાણ ફરીને ફૂંકશે હવે?
કોણ એ દેહને હૈયે ધબકારા જગાવશે?
અમારાં પાપ કેરા સૌ પુકારો ડારતા હવે,



રક્ષશે અમને કોણ અશકત વીર્યહીનને?
અમારાં પાપને ધોવા જીવ્યા બાપુ તમે અહીં,
અમારાં પાપને ધોતાં ભેટયા મૃત્યુ તમે અહીં,
અમે ના ધન્ય, ના ધન્ય દેશ ભારત એકલું



ધન્ય તો ભવ્ય એ મૃત્યુ લખાયું કાળગ્રન્થમાં.
શહીદી ઈસુની સાથે ત્યાગ બુદ્ધ તણો મળ્યો,
કાળના ગ્રન્થને આજે ઇતિહાસ નવો મળ્યો.

તા ૩૦–૧–'૪૮ 'બાદરાયણ'

"વન્દેમાતરમ્"



(અનુસંધાન પૃષ્ઠ ૩૧૫નું) 'હિંદમાં ફ્રેન્ચો'

કલકત્તા વિશ્વવિદ્યાલયે અંગ્રેજીમાં લખાયેલું 'The French in India' ('હિંદમાં ફ્રેન્ચો') નામનું શ્રી પી એસ એન લિખિત પુસ્તક પ્રગટ કર્યું છે (કિંમત રૂ સાત) એમાં હિંદમાં ફ્રેંચોના આગમન ને એમની વસાહતનો દસ્તાવેજી ઇતિહાસ સંગ્રહાયો છે



## શ્રી. ક. મા. મુનશીના ગીતા પરના વિચારો.

મુંબઇના ભારતીય વિદ્યાભવન તરફથી પ્રગટ થયેલા અંગ્રેજી પુસ્તક 'Bhagvat Gita & Modern Life' માં શ્રી મુનશીના ગીતાજી ઉપરના વિચારો ગ્રંથસ્થ થયા છે. આ વિચારો શ્રી મુનશીએ ભારતીય વિદ્યાભવનના 'ગીતા વિદ્યાલય'માં ઇ. ૧૯૪૪–૪૫ ને '૪૫–'૪૬ ના વર્ષો દરમિયાન આપેલાં વ્યાખ્યાનોમાં પ્રથમ પ્રગટ કર્યાં હતા. આ પુસ્તકનું ગુજરાતી ભાષાંતર ઉપયોગી નીવડશે — "શિવમ્ સુન્દરમ્"

# ભારતી વિલાપ

( છંદ ઝૂલણા )

૧

કરૂણ આક્રંદથી કકળતી ભારતી નયનથી નીરના ઓઘ ઝરતી,
હૃદયના ઘાવથી આજ વ્યાકુળ બની રક્તના સોતથી હા નિતરતી,
સૃષ્ટિના સતની શિતળ છાયા થકી મલપતા મુખથી મ્હાલતી જે,
દુ:ખ પોકારતી દરદની ત્રાડથી આજ બેભાન થઇ બાગ દે છે.

૨

કોટી ચાલીશનો તાજ સ્વર્ગે જતાં રાંક માતા હૃદયથી રૂવે છે,
સંતના શિરને ગોદમા ધારતી અશ્રુથી પાપ સૌના ધુવે છે,
વ્હાલસોયાં બન્યા બાલુડા બાવરા એક બીજા તણુ મુખ જૂવે,
માતની ગોદમાં વિરહથી વિરમી મોકળા મુખથી આજ રૂવે

૩

સપુત ચાલ્યો ગયો આજ સ્વર્ગે અહા દશ દિશા આજ ભેંકાર ભાસે,
દિગ્પાલો રૂવે આજ દિગતના દેવગણ દુખીઆં આજ ત્રાસે,
સ્વર્ગની દેવીઓ સુમનમાળા ગ્રહી સંત સત્કારવા સજ્જ થાતી,
ભારતી ભોમના ભોળીયા બાળની વિરહના દુખથી આંખ રાતી

૪

શોકના સાગરો આજ ઉભરાય છે દુઃખના ડુંગરા તૂટી પડીઆ,
વિરહની વેદના આજ સમજાય છે વિશ્વના વનચરો આજ રડીઆ,
પ્રેમના પાઠ પઢનાર ચાલ્યો ગયો સત્યના રાહ સમજાવનારો,
ભારતી માવડી આજ ભડકે બળે આજ અસ્ત થયો ધ્રુવતારો

૫

દીન દુખીઓ તણો શુદ્ધ ચાહક અને વેરના ઝેરને કાપનારો,
વિશ્વબંધુત્વની ભાવના માટ જે હોડમા શિશને આપનારો,
હિંદને પાકના સરળ સેતુ સમો ભારતી માતનો વિરલ જાયો,
રાંકના રત્ન સમ અંધના નયન સમ આ સમે હિંદને તૂ ભુલાયો.

૬

દેશ પરદેશના બંધુડા તાહરા મીટ માંડી રહ્યા આશ ધારી,
નવિન પેગામ કંઇ પામવા તુ થકી વામવા દીલના દર્દ ભારી,
વિપથ-પથ બાપુજી સુપથ સુંદર કર્યા શસ્ત્ર વિણુ શૂર સમ બાગ દીધી,
જરૂર જ્યારે હતી બાપુજી આપની સ્વર્ગની વાટડી કેમ લીધી ?

૭

પ્રેમના પાર્ષદો આજ રોતા હશે શાંતિના ચાહકો યાદ આણે,
દેહનાં દુખીઆ આજ રોતા હશે કેમ બાપૂજી ચાલ્યા કટાણે,
મ્હાદ તૂટી પડ્યો ધીર જવાહીર પર વીર વલ્લભ દ્રગ આસુ આણે,
બાલ—યુવાન નરનારીઓ ઉચરે કેમ બાપુજી ચાલ્યા કટાણે?

૮

દેહના દાનથી અમર છો બાપુજી જીવનના ધ્યેયને સાધ્ય કીધુ,
મરીને જીવનનો મત્ર અપનાવવા વીરનું મૃત્યુ સ્વીકારી લીધુ
વલ્હાવલે કોટીજન કરૂણ આક્રંદથી શિરનું છત્ર ઝૂંટાઇ જાતા,
ભારતી માતના તનય-તનયા બધા બાપુજી વિણ આજે મુઝાતાં.

૯

અરધ પથ આવતા વ્હાણ વ ટોળમા પવન સૂસવાટને ફૂંકી ફરતો,
ધીર ને વીરના ગાત્ર ઢીલા પડે દૂર દેખાય છે અગ્નિ ઝરતો,
તે સમે આપ સમ સરસ સુકાનીની બાપુજી ખોટ ઝાઝી ખટકશે,
દેવી આઝાદી અમ આગણે આવતા બાપુજી બે ઘડી તો અટકશે

૧૦

રાષ્ટ્રના પ્રાણને જગતના ત્રાણસમ વિશ્વમા વિરલ વિભૂતિ ગણતા,
આત્મબલિદાનથી ઓપતા બાપુજી સૃષ્ટિમા સંત સરખા જણાતા,
બુદ્ધ મહાવીરના માર્ગમા વિચરી મહદ્ આત્મા તણુ બીરદ દીધુ,
ભારતી માતની બેડીઓ તોડીને સપુતને છાજતુ કાર્ય કીધુ

૧૧

છૂત—અછૂતના ભેદ નિવારવા ભક્ત નરસિહનો ગઢ લીધો,
દલિતજન દેખતાં દીલ સાથે થઈ મહદ્ ઉપકાર સાચેજ કીધો,
રક્તથી ટપકતા કોઢીઆ કારમા આપણા ગુણની ગાથ ગાતા,
છત્ર વણ સૌ બન્યાં બાપડા બાપુજી સ્વર્ગની વાટમાં આપ જાતા.

૧૨

આત્મની અણુધતા કોણ ઉકેલશે ગહન ગભીરતા કોણ દેશે,
માર્ગ ભૂલ્યા મનુ બાળને આશરો બાપુજી આપ વણ કોણ દેશે?
ત્યાગને તપતણી મૂર્ત મૂર્તિ સમા અડગ ટેકી છતા સરળ સારા,
વિકળ-વિવશ બનેલા સહુ બાળને કોણ પપાળશે કહી "મારા."

૧૩

દેશ—પરદેશના યાત્રીઓ આવીને કોણના દર્શને પુનિત થાશે,
મત્ર સેવા તણા શિખશે કો કને કો કને દીલના દર્દ ગાશે?
ભજન શ્રીરામનું ભક્તના ભાવથી આપ વણ બાપુજી કોણ ગાશે?
કોટી ચાલીશની ઉન્નતિ કૂચમા આપ વણ સારથી કોણ થશે?



અંતિમ યાત્રા : આખરી વિદાય

૧૪

કારમા કાયદા અવની પર ઉતરતા　હાક　દઈ　કોણ હુંકાર　કરશે ?
સત્યના આગ્રહે કોણ આગળ પડી　વજ્રના　ઘાવને　કોણ　ધરશે ?
ઈશ આદેશને આપ વણ બાપુજી　અવર　જાણ્યો　નથી જાણનારો,
ખપ તણા અવસરે ખોટ પડશે ઘણી　તે　સમે　બાપુજી　કા સિધાગે ?

૧૫

કઠણ અંકુશના કાયદા બાપુજી　આપના　શબ્દથી　ઊડી'　જાતા,
કર્મચારી તણી કલમ થભી જતી　આપનુ　મુખડુ　લાલ　થાતા,
મીંટ માડી સૂણે દેશના આપની　મહદ્　વિચારકો　મુગ્ધ　થાતા,
બાપુજી આપના ગુણના ગુંજનો　સૃષ્ટિમા　સભળ　યશથી　સુહાતા

૧૬

ઊંચ ને નીચના ભેદ ના આપને　રાય ને　રંકના　ભેદ　તોડયા,
માન અપમાનનો મોહ અળગો કરી　સર્વને　એક　સંગાથ　જોડયા
મુક્તિસગ્રામમા મલપતા મુખથી　જેલને　મ્હેલ　સમ　માની લીધી,
રગ-રગે ખટકતી વિવશતા માતની　સહજમા મુક્તિ　અપનાવી લીધી.

૧૭

લૂણનો કાયદો તોડવા બાપુજી　દાડી—દરીઆ　તણી　કૂચ કીધી,
સહજ યાત્રા થકી સર્વના દીલમા　ચેતના　જ્યોત　સળગાવી દીધી,
અખંડ જલતી રહી જ્યોત તે જગજગી　ઠારનારા　બધા　ઠોઠ ઠરીઆ,
ધન્ય હો બાપુજી ધન્ય હો બાપુજી　હિંદના　બાળકો　સૂક્તિ　વરીઆ.

૧૮

સર્વના શિરમણિ ! લોહ પારસ કર્યા　ભોગીને　યોગીરૂપે　કર્યા　તેં,
કંપતા કુસુમશા કૈંક જન બાળને　અભયના　આશ્રયે　સધર્યા　તે,
વીરની રીતથી વિચરી જગતમાં　રાષ્ટ્રપિતા　તણુ　બીરદ　લીધુ,
સપુત તનય તણો ધર્મ ધારણ કરી　માતનુ　માગણુ　આપી　દીધુ

૧૯

કોણ એ ઘાતકી અવની પર ઊતર્યો　કોણનો　મોકલ્યો　કેમ　ફાલ્યો.
દુષ્ટ ઈચ્છા ધરી આવતા રાહમા　નાગ　કાળોતરો　કેમ　નાખ્યો?
કોણને કાજ આ કાર્ય કાળુ કર્યું　શી　મુરાદે　અહા　તે　ફસાયો,
ભૂલ ભગવાનની જરૂર દેખાય છે　કાળના　નાગથી　ના　ડસાયો.

૨૦

બાપુજી મુક્ત છો મુક્તિમાર્ગે ગયા　સ્વર્ગ　સિંહાસને　સ્થિત　થાઓ,
આત્મપરમાત્મમા અભેદભાવે ભળી　જ્યોતિરૂપે　સદાએ　સુહાઓ,
કો સમે બાપુજી દેહ ધરવા તણુ　દેહીના　હિત　કાજે　વિચારો,
ભારતી માતની નમ્ર એ માગણી　ભવ્ય　આ　ભોમકામા　પધારો.

મુ. ખાભા }
વાયા-ચલાળા ( કાઠિયાવાડ ) }　　　　મોહનલાલ જીવાભાઈ દેશાઈ

# પ્રજાનો જીવનદાતા સૂર્ય

ભવ્યતા ભૂસાઇ ગઇ ! જે સૂર્ય આપણાં જીવન અજવાળતો ને પ્રાણ પૂરતો તે સૂર્ય આથમી ગયો. અને આજે આપણે અંધકારમાં ને ટાઢમાં ધ્રૂજી રહ્યા છીએ પણ આપણે આવી અસહાય દશા ભોગવીએ તે એ વિભૂતિને ગમે નહિ દૈવી તેજવાળા એ પુરુષે તેમના ભવ્ય જીવનકાળ દરમ્યાન આપણામાં પરિવર્તન આણ્યુ છે અને. આજે આપણે જે સ્વરૂપમા છીએ તે સ્વરૂપમા તેમણે જ આપણને ઘડીને તૈયાર કર્યા છે તેમના એ દૈવી તેજમાંથી આપણામાંના ઘણાઓને એકનાની ચિનગારી મળી છે આ ચિનગારીએ આપણને બળવાન બનાવ્યા છે ને જે રૂપરેખા તેમણે દોરી છે તે અનુસાર અમુક અંશે વર્તતા કર્યા છે અને એટલે, જો આપણે તેમની સ્તુતિ કરીએ છીએ તો આપણા શબ્દો ક્ષુદ્ર દેખાય છે અને તેમની સ્તુતિ કરીને કેટલેક અંશે આપણે પોતાની જ સ્તુતિ કરીએ છીએ -

## આઘાત
### કૉલેજની પ્રિન્સિપાલનુ હૃદય બંધ પડી ગયું.

કટક, તા ૩૦ વિજયાનગરમાંની મહારાજા કૉલેજના પ્રિન્સિપાલ સી કે. આર મહાશય મહાત્મા ગાંધીજીના કરુણ અવસાનના સમાચારના આઘાતથી મરણ પામ્યા હોવાનુ વિજયાનગરમાંથી મળેલો અહેવાલ જણાવે છે ગાંધીજીના અવસાનના સમાચારથી સુબ્રહ્મણ્યમે બે દિવસના ઉપવાસ કર્યા હતા, અને બીજા દિવસે સાંજે તેઓનું હૃદય બંધ પડી જતાં અવસાન થયું હતુ

મહાન પુરુષો અને આગેવાન પુરુષો માટે ધાતુ અને પથ્થરનાં સ્મારકો રચાય છે પણ દૈવી તેજસંપન્ન આ પુરુષે તો પોતાના જીવનકાળ દરમ્યાન જ કરોડો હૃદયોમાં સ્થાન જમાવ્યુ છે એટલે, ઘણા આછા પ્રમાણમાં આપણે બધા તેમના જ પ્રતિબિંબ જેવા બની ગયા છીએ કેવળ મહેલોમાં અથવા વિશિષ્ટ સ્થળોમાં કે વિભાગોમાં જ નહિ, પણ એકેએક ગામડામાં, ને ગરીબના ઝૂંપડામા ને યાતનાગ્રસ્તોમા તેઓ પહોંચી ગયા છે

" છેલ્લા ત્રીસ કરતાય વધુ વર્ષો દરમ્યાન મહાત્મા ગાંધીજીએ આ દેશના ઘણા ભાગનુ ઘડતર કર્યું છે અને જે વિશિષ્ટ ક્ષેત્રમા બીજે કયાંય નથી અપાયુ એવુ ઉચ્ચતમ બલિદાન તેમણે આપ્યુ છે એ કાર્યમા તેઓ પૂરેપૂરા સફળ થયા છે અને છતાં, છેવટે એવા બનાવ બની ગયા જેથી તેમને નિ:સંદેહ ભયંકર યાતના થઇ રહી તેમના કોમળ ચહેરા પરનુ સ્મિત કદીય દૂર થયુ નહોતુ, અને તેમણે કોઇને ય કદી કડવો શબ્દ કહ્યો નહોતો છતા તેમણે તાલીમ આપેલી વર્તમાન પેઢીની નિષ્ફળતાઓ પ્રત્યે તેમને ખૂબ જ દુ:ખ થયુ હોવુ જોઇએ કેમકે, તેમણે દેખાડેલા માર્ગથી આપણે દૂર ગયા હતા છેવટે, તેમના જ એક બાળકે–કેમકે બીજા કોઇ પણ હિન્દીના જેટલો જ તેમનો ખૂની પણ તેમનુ જ બાળક હતો– તેમને પોઢાડી દીધા

# ચુકાદો આપવાનું કામ ઇતિહાસનું છે.

## ગાંધીજીના ખુનના સમાચારથી દીવાનો બનેલો યુવાન

મુંબઇ, તા ૩ જી—સારો પોશાક પહેરેલો એક યુવાન આજે સવારે માટુંગાના સ્ટેશને પોતાની છાતી કૂટતો અને 'માર દીયા, માર દીયા' બોલતો જણાતા લોકોનું ટોળું જમા થઇ ગયું હતું. ગાંધીજીના ખૂનના સમાચાર સાંભળી તે ગાંડો બની ગયો અને પોતાના બાલ ખેંચી છાતી કૂટીને રુદન કરતો હતો

તે બોરીબંદર સ્ટેશને જતી ટ્રેનમા ચઢયો અને દરેક સ્ટેશને નીચે ઉતરી પ્લેટફોર્મના એક છેડાથી બીજા છેડા સુધી "ચાર દિનકી ઝીંદગાની" ગાતો ગાતો ફરતો બોરીબંદર સ્ટેશને આવી લાગતા તે ત્યા મુકવામા ગયો આવેલા એક બાકડા ઉપર અને ત્યા ચિરનિદ્રામાં શાંતિથી સુઇ ગયો।

આપણે જે સમયમાથી પસાર થયા છીએ તે વિષે લાબા સમય પછી ઇતિહાસ પોતાનો નિર્ણય આપશે, ઇતિહાસ સફળતાઓ ને નિષ્ફળતાઓ અંગે ચુકાદો આપશે, આપણે આજના સમયના ઘણા નિકટમા છીએ એટલે, શું બની ગયું અને શું નથી બન્યું એ સમજવા માટે અને તે વિષે યોગ્ય નિર્ણય કરવા માટે આપણે શક્તિમાન નથી આપણે એટલું જ જાણીએ છીએ કે, એક મહાન તેજ હતુ ને હવે તે નથી આ ઘડીએ તો અંધકાર છે એટલુંજ આપણે બધા જાણીએ છીએ આ અંધકારમા માત્ર અંધારૂં જ ભર્યું છે એમ તો નથી, કેમકે, જ્યારે આપણે આપણા હૃદયમા જોઇએ છીએ ત્યારે તે મહાપુરુષે ચેતાવેલી જ્યોત હજી ય જલી રહી છે તે આપણે નિહાળીએ છીએ

આપણા જીવનમાંથી આજે પ્રકાશ બુઝાઇ ગયો છે અને ચોતરફ અંધકાર ફેલાઇ ગયો છે આપણા બાપુ, રાષ્ટ્રપિતા આપણી વચ્ચે રહ્યા નથી સલાહ માટે તેમની પાસે દોડી જવાનું અને આશ્વાસન મેળવવાનું હવે બનશે નહિ દેશના લાખો લોકોને માટે આ એક ભયંકર ફટકો છે

**શાશ્વત સત્વોનું પ્રતીક**

ગાંધીજીએ આટલા વરસો સુધી દેશમાં જે પ્રકાશ ફેલાવ્યો છે તે તો હજારો વર્ષો સુધી આ દેશને ઉજાળતો જ રહેશે દુનિયા એ જોશે અને અસંખ્ય દીલોને એથી આરામ મળશે, કારણ કે એ પ્રકાશ એક જીવંત સત્ય, શાશ્વત સત્વોનુ પ્રતીક હતો અને આ પ્રાચીન દેશને આઝાદીના માર્ગે લઇ જનારો હતો

**અસલ પ્રહાર**

આજે આપણી સમક્ષ આટલી બધી મુશ્કેલીઓ છે તે વખતે તેઓ આપણી સાથે નથી એ પ્રહાર અસહ્ય છે. એક પાગલ માણસે તેમના જીવનનો અંત આણ્યો છે દેશમા જે ઝેર ફેલાયુ છે તેને આપણે જડમૂળથી કાઢવાનું છે, પરંતુ આપણા પ્રિય નેતાએ આપણને જે રીતો શીખવાડી છે તે રીતે

સૌથીપહેલી વાત આપણે એ યાદ રાખવાની છે કે, મક્કમ દિલના માણસો તરીકે આપણે વર્તવાનું છે ગાંધીજીનો આત્મા આજે આપણને જોઇ રહ્યો છે અને એ આત્માને જરા સરખી હિંસાથી પણ દુઃખ ન થાય એ રીતે આપણા એ પ્રિય નેતાનો આદેશ આપણે અમલમાં મૂકવાનો છે (અનુસંધાન સામેના પૃષ્ઠને છેડે)

# રાજાઓના પણ રાજાધિરાજ!

## સમાચાર સાભળીને એના પ્રાણ ઉડી ગયા!

જમશેદપુર, તા ૧

તાતા કપનીમાં કામ કરતે પચ્ચીસ વર્ષ-નો એક મદ્રાસી યુવાન મહાત્માજીના અવસાનના આઘાતથી મરણ પામ્યો છે

"આજે મારે માટે બોલવાનો કોઈ અવસર નથી મેંખ્યાબધ ભાષાઓમા જગતના સમાજે કયારનુયે ઉચ્ચારણ કાઢી દીધુ છે, અને પુરવાર કયુ છે કે, મહાત્મા ગાધીજી વિશ્વ-વિભૂતિ હતા. આદર્શો અને પવિત્રતા માટે, યોગ્ય કાર્ય અને શાતિ માટેજેમને યોગ્ય સમજ છે તેઓ એમને ચાહતા હતા અને પૂજતા હતા

"મહાત્મા ગાંધીજીના પહેલા ઉપવાસ પણ હિદુ-મુસ્લિમ એકતા માટે જ આદરવામાં આવ્યા હતા સમગ્ર રાષ્ટ્રની સહાનુભૂતિ એ ઉપવાસને સાપડી હતી અને એમના છેલ્લા ઉપવાસ પણ હિદુ-મુસ્લિમ એકતા નિમિત્તના જ હતા, પણ એ છેલ્લા ઉપવાસમા આખાય રાષ્ટ્રનો અવાજ એમને પડખે નહોતો એ અવાજ એટલો બધો ખડિત હતો, એટલો બધો કડવાશથી ભરેલો હતો, એમાં ધિક્કાર અને આશકા તથા આદેશની સઘળી જુદી જુદી જાતિઓના ધાર્મિક સિદ્ધાન્તોથી એ બધુ એટલુ બધુ વિપરીત હતુ કે જેઓ મહાત્માજીને સમજતા ન હતા કમનસિબ હિદુ કોમના કે આજ પર્યંતના અભૂતપૂર્વ એવો હિદુ જે એક જ માત્ર હિદુત્વના સિદ્ધાન્તો, આદર્શો અને ફિલસૂફીને સંપૂર્ણપણે સાચો રહ્યો હતો, તેવો હિદુ એક હિદુને હાથે આજે હણાયો છે

## કેમ જાણે અમારા પણ પ્રાણ ઊડી ગયા!

અમા ામાના કેટલાક તો એમની સાથે એટલા ગાઢપણે સંકળાયેલા હતા કે, અમારા જીવન અને એમનુ જીવન જાણે એકબીજાના અવિભાજ્ય ભાગરૂપ જ હતાં એમના મૃત્યુથી તો અમાગમાના કેટલાકનુ મૃત્યુ જ થયુ છે અમાગમાના કેટલાકનુ તો જાણે કતલ જેવુ જ થયું છે કારણ, અમારા જીવનના તાણાવાણા, અમાગ સ્નાયુઓ અને નસો તથા હૈયાં અને લોહી એ બધુ ય એમનાં જીવન સાથે ઓતપ્રોત થઇ ગયુ હતુ આજે અમે જો નિગરા થઇએ, અમે જો એમ માની બેસીએ કે એઓ ગયા, એટલે બધુય ગયુ તો તો અમે દ્રોહી જેવા જ ગણાઇએ! અને તો પછી અમે જો એમ માનીએ કે અમારી વચ્ચેથી એમનુ શરીર ગયુ એટલે એઓ પણ ગુમાઇ ગયા તો પછી એમના પરત્વેની અમારી શ્રદ્ધા, એમના પ્રત્યેની અમારી વફાદારી એનો શો ઉપયોગ હોઇ શકે? એમના વારસો, એમના આધ્યાત્મિક અનુયાયીઓ, એમના મહાન આદર્શના વાગ્મદારો. એમના મહાન કાર્યના અનુગામીઓ અમે શુ

(સામેના પૃષ્ઠનુ સાધણ)

આજની આ મહાન આફત સમક્ષ આપણી નાની નાની મુશ્કેલીઓ અને ઉપાધિઓનો અત આવી જવો જોઇએ જીવનની મોટી વસ્તુઓને યાદ રાખીને નની વસ્તુઓને ભૂલી જવાનુ આ એક પ્રતીક છે પોતાના અવસાનથી પણ ગાધીજીએ આપણને મોટી વસ્તુઓની યાદ આપી છે

—પડિત જવાહરલાલ નહેરૂ

## " અમે તો સાચે જ અનાથ બન્યાઃ "

શેઠ કમલનયન બજાજ એક નિવેદનમાં જણાવે છે કે, " બાપુ ચાલ્યા ગયા છે એમ માનવુ મુશ્કેલ છે ૧૯૧૫ માં પિતાજી એમના સમ્પર્કમાં આવ્યા ત્યારથી તેઓ અમારા કુટુમ્બના બાપુ બન્યા હતા તેઓજ અમારી સભાળ લેતા આજે ખરેખર અમે અનાથ બની ગયા છીએ "

હજુ નથી બેઠા ? આ ગત અશ્રુપાતનો સમય વહી ગયો છે છાતી કુટવાનો અને વાળ વીંખવાનો સમય આજે વીતી ગયો છે આજે તો એ સમય આવ્યો છે, જ્યારે આપણે ઉભા થઇને કહીએ કે " મહાત્માજીની અવગણના કરનારાઓ ! તમારો પડકાર અમે ઝીલી લઇએ છીએ ! "

## અમે મહાત્માજીના જીવંત પ્રતીકો છીએ.

" અમે મહાત્માજીના જીવત પ્રતીકો છીએ અમે એમના સૈનિકો છીએ, યુદ્ધમા મડોવાયના જગત સમક્ષ એમનો ધ્વજ ધરનારા અને દોરી જનાર અમે છીએ અમારો ધ્વજ સત્યનો છે, અમારી ઢાલ અહિંસાની છે, અમારી તલવાર અધ્યાયની તલવાર છે, જે તલવાર લોહી પીધા વિના જીત મેળવે છે આપણા માલિકને પગલે આપણે નહિ ચાલીએ ? આપણા બાપુને આપણે નહિ અનુસરીએ ? આપણે એમના સૈનિક નહિ થઇએ ? એમનો જગ વિજયવંતો નહિ બનાવીએ ? મહાત્માજીનો સપૂર્ણ સદેશો જગતને આપણે શુ ન આપી રહીએ ? ભલે એમનો અવાજ ફરીવાર ઉચ્ચારણ ન કરે, પણ આપણે શુ કરોડો અવાજો નથી,' જે અવાજો એમનો સદેશો જગતને પહોચાડી શકીએ ? અને આપણા સમકાલિનોનાં જગતમાં જ નહિ પણ પેઢીઓની પેઢીઓ સુધી જગતને શુ આપણે એ સદેશો ન સભળાવી શકીએ ? "

## એ જ્યોત જલતી રહે તો અધકાર રહેશે નહિ.

" અને જો આ જલતી જ્યોત ચાલુ રહેશે તો આ ભૂમિમા અધકાર રહેશે જ નહિ ગાધીજીની સ્મૃતિ ધરાવીને અને તેમના માર્ગે ચલીને આપણા પ્રયત્નોથી આપણે આ ભૂમિમા ફરીથી પ્રકાશ પાથરવા શકિતમાન બનીશું. આપણે અલ્પ ને નાના છીએ, અને છતા ગાંધીજીએ જે પ્રકાશ આપણામાં પેદા કર્યો છે તે હજી આપણામાં છે

" મહાત્મા ગધીજી ભૂતકાળના હિંદના, અને હુ કહુ કે ભાવિ હિંદના, મોટા પ્રતીક છે આપણે ભૂતકાળ ને ભવિષ્યકાળની વર્તમાન જોખમભરી પળે આજે ઉભા છીએ આજે અનેક પ્રકારનાં જોખમો આપણી સામે ખડા છે

' આપણે જ્યારે આદર્શોને અવાસ્તવિક થતા જોઇએ છીએ અને જે મહાન બાબતો આપણે બોલતા હતા તે કેમ રીત ખાલી શબ્દો જ બની જાય છે ને જીવન કોઇક જુદો જ રાહ લે છે ત્યારે શ્રદ્ધાની જે ઉપણ, નિરાશ અને હ્રદયમા અધકાર આવે છે તે આપણે માટે મોટામાં મોટુ જોખમ છે

" અને છતાં હુ માનુ છુ કે આ સમય ઝડપથી નીકળીને જશે પ્રભુના આ ધ્વારા (ગાંધીજી તેમના જીવન દરમ્યાન મહાન હતા, ને મરણથી વધુ મહાન થયા છે મને જરાય સદેહ

નથી પોતાના જીવનકાળ દરમ્યાન જે આદર્શની સેવા તેમણે કરી તે જ આદર્શની પોતાના મરણદ્વારા પણ તેમણે સેવા જ કરી છે

"આપણે માનવી છીએ' એટલે શું હંમેશ આપણે તેમના અવસાનનો શોક કરતા રહીશું ? આપણે આપણા પ્રિય ગુરૂને ભૂલી શકીએ નહિ પણ આપણે શોક કર્યા કરીએ તે એમને ગમે નહિ એ હું જાણું છું જ્યારે ગાંધીજીના સાવ નિકટનાં ને પ્રિયમાં પ્રિય માનવીનું અવસાન થતું હોય ત્યારે પણ તેમની આંખમાં આંસુ ન આવતાં પણ જે મહાન કાર્ય કરવાનો તેમનો સંકલ્પ હતો તે જ કાર્યને વધુ બળપૂર્વક કરવાનો આવે પ્રસંગે તેઓ નિરધાર કરતા એટલે આજે જો આપણે કેવળ શોક જ કરીશું તો તેઓ આપણને ધમકાવશે તેમને અંજલિ આપવાની (શોક કરવાની) આ રીત સાવ ક્ષુદ્ર છે, જે મહાન કાર્યોની તેમણે શરૂઆત કરી અને આટલા મોટા પ્રમાણમાં તેમને સિદ્ધ કર્યાં તે જ કાર્યો ને આત્મસમર્પણ કરવાની પ્રતિજ્ઞાને નવેસરથી લેવાનો આપણો નિરધાર વ્યક્ત કરવો એ જ તેમને આપણે આપેલી સાચી અંજલિ ગણાય

"એટલે આપણે કામ કરવાનું છે, મહેનત કરવાની છે, આપણે બલિદાન આપવાનું છે, અને એ રીતે અમુક પ્રમાણમાં તેમના અનુયાયીઓ તરીકે લાયક પૂરવાર થવાનું છે"

## મહાત્મા ગાંધીજીની 'દિલ્હી નોંધપોથી'નું થનારૂં પ્રકાશન

મહાત્મા ગાંધીજીની 'દિલ્હી નોંધપોથી' થોડા જ સમયમાં નવજીવન કાર્યાલય તરફથી પ્રસિદ્ધ કરવામાં આવનાર છે પાટનગર ખાતેના તેમના અંતિમ વસવાટ દરમ્યાન ગાંધીજીએ કરેલાં પ્રાર્થનાપ્રવચનોનો આ નોંધપોથીમાં સમાવેશ થાય છે આ પુસ્તક અંગ્રેજી, ગુજરાતી અને હિંદુસ્તાનીની ભાષામાં પ્રસિદ્ધ થશે.

---

## મહાત્માજી મૃત્યુ પામ્યા નથી.

ગઈ કાલે જે કૃશ શરીરને ચિતાની જ્વાળાઓ ભસ્મસાત કરી ગઈ એ મહાત્માજી મૃત્યુ પામ્યા નથી પુરાતન ઈસુની જેમ, ત્રીજે જ દિવસે એઓ બેઠા થયા છે એમની પ્રજાના પોકારના જવાબમાં જાણે એમની દોરવણી, એમનો પ્રેમ, એમની સેવા અને પ્રેરણા માટેના માટે જગતના પોકારના જવાબમાં જાણે એઓ બેઠા થયા છે

'દિલ્હીમાં દફનાયેલા મૃત રાજવીઓની વચ્ચોવચ્ચ જ એમને અગ્નિદાહ દેવાયો એ યોગ્ય જ થયું છે, એ તો સદૈવ *રાજાઓના પણ રાજાધિરાજ* હતા. એ પણ યોગ્ય જ થયું છે કે, એઓ જે શાંતિના ફિરસ્તા હતા, તેમને એક મહાન સુભટના માનમરતબાથી સ્મશાનભૂમિમાં દોરી જવામાં આવ્યા, કારણ કે એઓ તો **મહાનમાં મહાન યુદ્ધમેંયો દોરી જનારા મહાસુભટથીય મહાન હતા.** એઓ તો સૌના લાડીલા એવા ચુસ્ત વફાદાર અને શૂરવીર મિત્ર હતા જે ક્રાંતિકારીએ વિદેશી ધૂંસરી હેઠળથી પોતાના દેશની ગુલામી દૂર કરી તેને આઝાદી બક્ષી છે, એનો આઝાદ ધ્વજ અર્પણ કર્યો છે, એ મહાન ક્રાંતિકારીનું દિલ્હી તો કેન્દ્ર અને પવિત્ર યાત્રાધામ બની ગયું છે

મારા વડીલ, મારા નેતા, મારા બાપુનો આત્મા શાંતિ ન પામજો, શાંતિ પામજો મારા બાપુ તો આરામ લેતા જ નથી, આરામ લેતા જ નથી

અમને, તમારા વારસોને, તમારા વંશજોને, તમારા અનુયાયીઓને, તમારા સ્વપ્નોના રક્ષકોને, હિંદના ભાવિના ઉદ્ગાતાઓને અમે પ્રતિજ્ઞાને વળગી રહીએ એવી શક્તિ બક્ષજો

—શ્રીમતી સરોજિની નાયડુ

# લોકપિતાને સ્વપુત્રની અંજલિ.

આપણા પર ઉતરેલુ અ ધારૂ કદીય ભેદભાવ ઓળખતુ નથી ગયા શુક્રવારથી એકાએક અ ધારૂ અનુભવવાનો મારો એકલાનો જ અધિકાર નથી તે હુ જાણુ છુ

એક પુત્ર તરીકે હુ મારા પિતાને કેટલા અગાધ ઉડાણથી ચાહતો હતો, અને એક પિતા તરીકે એ મને કેટલા ચાહતા હતા તે તો માત્ર ઇશ્વરજ કહી શકે તેમ છે

અને છતા ગાધીજીને ઘરની નાની નાની બાબતોમા ઓછામા ઓછો રસ હતો અને કોઇ અધિકારની દષ્ટિએ ગાધીજીને એક પિતા તરીકે જોવાનુ મે પણ કયારનુય મૂકી દીધુ હતુ મારે મન એઓ એક સ ત પુરૂષ હતા અને તમને સૌને લાગે છે તેમ મને પણ તેમના નગ શન્યતા ભાસે છે

તેમના અવસાન પછી ૩૦ મિનિટે હુ જયારે તેમની પાસે પહોચ્યો ત્યારે તેમનુ અ ગ હજી હુફાળુ હતુ હમેશ મુજબ તેમની ચામડી મૃદુ, મુલાયમ અને સુદર હતી મે ધીરે રહીને બ ને હાથે તેમનો હાથ ગ્રહ્યો ત્યારે જાણે કશુ જ ન થયુ હોય એમ મને લાગ્યુ પરતુ નાડી ધબ તી નહોતી તેમની પથારીમા એ હમેશ મુજબ નિદ્રા લેતા હતા તેમનુ માથુ આભાના ખોળામા હતુ સરદાર પટેલ અને પ નહેરૂ મૂગા મૂગા તેમની સમીપ બેઠા હતા મ ત્રોચ્ચાર કરવાનો પ્રયત્ન કરતા બીજા ઘણાના ગળામા ડૂસ્કુ રડતુ હતુ

## હુ મોડો પડ્યો હતો.

મે બાપુજી સમીપ જઇ તેમની ક્ષમા પ્રાર્થી, પર તુ વ્યર્થ નિષ્ફળ. કેટલીય વાર એમણે મારી નાની નાની ભૂલો માફ કરી હતી આ છેલ્લી વાર પણ મને આશા હતી કે આ વખતે પણ એ નરમ પડશે, મારા તરફ એક નજર નાખશે, પરતુ એમના હોઠ બીડાયેલા હતા તેમની આખો ભરઆરામમા હોવ તેમ મિચાયલી હતી સદાયના અનિયમિત દિકરાને ઠપકારૂપે નહિ પર તુ નિર્ણયાત્મક રીતે કહેતા—એમના ભાવમાં શાતિ દઢતા હતી, એ જાણે કહેતા હતા " હવે મને પજવતો ના "

આખી રાત અમે જાગ્યા તેમની મુખમુદ્રા એટલી સૌમ્ય હતી, તેમના અ ગે આસપાસ વિ ટળાયેલ દિવ્ય તેજજ્યોત એવી મૃદુ હતી કે બાપુએ ઉપનામ આપતા જેને 'મહામિત્ર' તરીકે ગણાવ્યુ છે તે મૃત્યુથી ડરવાનુ કે તેના પર શોક કરવાનુ ય અમને અધાર્મિક લાગ્યુ

સૌથી દુ ખદ ક્ષણ અમારા માટે ત્યારે આવી જ્યારે અમે, જે શાલ વિ ટાળી બાપુ પ્રાર્થનાસભામા ગયેલા તે તથા કપડા ધાર્મિક વિધિ અનુસાર તેમના દેહને સ્નાન કરાવવા અમે કાઢ્યા આ અલ્પ વેશમાંય બાપુ સદાય સ્વચ્છ રહેતા આજે તો એમાં સ પૂર્ણતા આવી હતી બહારની શાલ પર પ્રાર્થનાસભાની હરિયાળી ઘાસના પત્તીઓ તથા રજકણો હતા આ રજ કે ઘાસ પણ ખેચાઇ ન જાય એ રીતે અમે તેને ધીરે રહીને વી ટાળી દીધી શાલની ગડમાં ગોળીનુ એક ખાલી 'શેલ' પણ મળી આવ્યુ છાતી પર મૂકેલા નાના કપડાં પર વહી ગયેલા લોહીના મોટા ધાબા હતાં પેલી પરિચિત ટૂકી પોતડી સિવાય બધા વસ્ત્રો ઊતરી ગયાં અને અમે 'નગ્ન ફકીર' નિહાળ્યા અમારા હૃદયબ ધ તૂટી ગયા પેલા ઘુ ટણ, પેલા હાથ, પેલી વિશિષ્ટ મુદ્રા દર્શાવતી

## "ગાંધીજી સાથેની મા એ છેલ્લી મુલાકાત."

મારૂ હૃદય દુઃખ અને શોકથી ઉભરાયુ છે જે બની ગયુ છે દુ:ખ એ અને શરમની બીના છે આજે ચાર વાગે હુ મહાત્માજીને મળવા ગયો હતો અને એક કલાક રોકાયો હતો પાચ વાગે તેમણે ઘડિયાળ કાઢી અને મને કહ્યુ કે પ્રાર્થનાનો સમય થઈ ગયો તેઓ પ્રાર્થનાસ્થળ તરફ ગયા અને હુ મારે ઘેર આવવા નીકળ્યો, પણ ઘેર પહોચ્યો કે તરતજ આ ભયકર સમાચાર મને મળ્યા

હુ તરતજ પ છો આવ્યો ગાંધીજીના મુખ પર એ ને એજ શાંતિ અને ગભીરતાનો ભાવ હતો દયા અને ક્ષમા તેના પર અ કાએલા હતા પરિસ્થિતિથી તેઓ અસંતુષ્ટ બન્યા હતા અને ઉપવાસ ને પરીણામ રૂપેજ હતા ઉપવાસમાં જ તેમ દેહોત્સગ થયો હોત તો કેટલુ સરૂ હતુ ? પણ તેમને કામ કવાનુ હતુ અને ઉપ ાસમાથી તેઓ બચી ગયા બોબ ા હુમલાથી પણ બચી ગયા પરતુ આજે એમનું જીવન આપના મટે બચ્યુ ી થી　　—સરદાર વલ્લભાઈ

અગુલીઓ, પેલા પગ, બધુ જ એમ ને એમ હતુ શરીરને સાચવવાની સૂચનાનો પ્રતીકાર કરવાનુ કેટલુ દુર્ગમ હતુ ? હિંદુ ભાવના એ મંજૂર ન રાખી શકે અને અમે મજૂર રાખ્યુ હોત તો બાપુ કદી ક્ષમા ન આપત

મૃત્યુ તત્ક્ષણ થયુ કે નહિ તે વિશે મને ઘણાએ વિગતવાર હેવાલ આપવાનુ કહ્યુ છે ગાધીજી તે દિવસે ૫–૧૦ વાગે પ્રાર્થનાસભામાં જવા નીકળ્યા તેમના વફાદાર સાથીઓ હમેશ મુજબ તેમને પડખે હતા. ડાબી બાજુએ આભા અને જમણી બાજુએ મનુ પાચ વાગ્યા સુધી એ સરદાર સાથે વાત કરતા હતા અને હમેશનો એક મિનિટનો આરામ લીધા વગરજ એ પ્રાર્થના સભા તરફ જવા નીકળ્યા તે જ વખતે એક માણસ ક્યાંકથી આવ્યો, આ માણસ ગાધીજીની ચરણરજ લેવા આવ્યો છે' એમ માની મનુએ તેને વારવા પ્રયાસ કર્યો મનુના હાથ તરછોડી તેણે ત્રણ વાર ગોળી છોડી • બધીજ ગોળીઓ ગાધીજીને વાગી–છાતીના જમણા પડખે　તે　પડયા　આભા' પણ તેમની સાથે પડી, પરતુ તેણે તરતજ બાપુનુ શિર ખોળામા લઇ લીધુ સ્ત્રીઓ-પુરૂષો ઉશ્કેરાટમા માથુ કૂટતા હતા ત્યારે એમણે ગાધીજીને હે રામ, રામ' એવુ કહેતા સાભળ્યા તે સાથે જ છેલ્લો શ્વાસ ચાલ્યો ગયો ઘરમા લઇ ગયા તેની પાચ મિનિટ પહેલા આમ બન્યુ હશે અને અધારા ઊતર્યા　અતિમ યાત્રા માટે તેમના દેહને સજાવવા લાગ્યા ત્યારે મે છાતી ખુલ્લી રાખવા સૂચવ્યુ દુનિયામા કોઇ સિપાહીની છાતી બાપુ જેવી સુદર નહિ હોય

## જીવનનો મહામૂલો અનુભવ

આગલી રાતે મારા જીવનનો મહામૂલો અનુભવ મે મેળવ્યો બાપુ સાથે હુ ક્ષણભર એટલો હતો રોજની માફક રાતના સાડાનવ વાગે હુ ગયો હતો તે પથારીમા હતા પરતુ વર્ધા જવા માટેની સૂચના આશ્રમના અતેવાસીઓને આપતા હતા મે પગ મૂક્યો અને તેમણે પૂછ્યુ· કેમ કાંઈ સમાચાર ? હુ છાપામા છુ તેનુ સ્મરણ કરવાનો ક્રમ ! આ હમેશ મુજબનો શિરસ્તો હતો તેમાં મારે માટે ગર્ભિત ચેતવણી હતી મારાથી તે ભાગ્યેજ કાઇ છૂપુ રખાતુ મે જ્યારે જ્યારે કાંઈ જાણવાની ઇચ્છા રાખી છે ત્યારે તેમણે બધુંજ કહ્યુ છે, એમ માનીને કે છાપામા તેનો હુ કશો ઉપયોગ નહિ કરૂ મારે કશા સમાચાર આપવાના નહોતા એટલે મે પૂછ્યુ

## રાજ્યની નૌકા કેમ ચાલે છે ?

તેમણે કહ્યુ જે નાના મતભેદો છે તેનો નિકાલ આવી જશે તેવી મને ખાતરી છે પરંતુ વર્ષોથી હું આવું ત્યાં સુધી ગઢ જેવી પડશે પરંતુ અમાં વિલંબ નથી થવાનો સરકારમાં બધાજ દેશભક્તો છે અને દેશના હિતમાં ન હોય તેવું કરવા કોઇ જ તત્પર નહિ બને. બધાએ સાથે રહેવું જ જોઇએ અને એ બધા સાથે રહેશે, કશો તાત્વિક મતભેદ નથી

## નોતરું માગ્યું : જમ્યા વિના ગયા !

થોડા દિવસ જ અગાઉ મે કહ્યુ કે હું પ્યારેલાલને મારી સાથે જમવા લઈ જવાનો છુ. ત્યારે તેમણે કહેલુ કે " અવશ્ય લઈ જા પરંતુ મને બોલાવવાનો વિચાર કોઇ દિવસ આવે છે ખરો ? " અને તેઓ ખડખડાટ હસ્યા હતા.

ગઈ કાલે મારા એક અંગત મિત્રનાં પત્ની મને થોડા સમય માટે મળવા આવ્યાં જાહેર જીવનમા તેમને થોડો ઘણો રસ છે અને સદ્ભાવના અને કારુણ્યની એ મૂર્તિ સમાન છે તેમણે મને કહ્યું " તમે માણસને ફાંસીએ નહિ જ ચઢાવો એમ હું તમને કહેવા આવી છું તેને માટે ફાંસી એ તો ઘણી હલકી ગણાશે. તેને ભૂખે મારવો જોઇએ એને રીબાવી રીબાવીને તેનું મૃત્યુ આણવું જોઇએ " બહેન જેટલાં ગંભીર હતા તેના કરતાં વધુ ક્રોધિત હતાં બીજા એક માણસે મને કહ્યુ, " આપણે તેના ઉપર જુલમ કરી શકીએ એમ નથી કારણ કે આપણે સુધરેલા ગણાઇએ છીએ પણ તેણે જે પાપ કર્યું છે તે તેના હૃદય ઉપર ભારરૂપ થઇ પડે એટલાકસમય સુધી તેને જીવતો રાખવો જોઇએ, એક ભાઇ કે દીકરો એને તિરસ્કારે એટલો હું આ માણસને તિરસ્કારું છું. " કારણ કે બાપુ સાથે તેનો આ જાતનો સંબંધ હતો મે તેને મૂર્ખ કહી હસી કાઢયો આ માણસને બીજા માણસોનો ટેકો અને પ્રેરણા હતાં આપણે એટલુ યાદ રાખવુ ઘટે કે મૂર્ખતાની મર્યાદામાં એક મૂર્ખ માણસ કોઇપણ વસ્તુ કરી શકે એમ છે એટલે ચોરોથી આપણે જેમ સાવચેત રહીએ છીએ, તેમ આવા માણસોથી પણ આપણે સાવચેત રહેવાની જરૂર છે

એક સમયે આર. એસ એસ ની ચળવળે મારી પણ પ્રશંસા મેળવી હતી. શારીરિક તાલીમ, ડ્રીલ, સવારમા વહેલા ઊઠવુ અને શિસ્તબદ્ધ જીવન—એ આ ચળવળ શરૂ થઈ ત્યારે તેના મુખ્ય ગુણો હતા પણ થોડા સમયમાં કેટલાક સાહસિક માણસો આ ચળવળમાં દાખલ થયા કેટલાકને તેમાં અંગત સ્વાર્થ સાધવાની તક મળી અને ધીમે ધીમે એ ચળવળની અધોગતિ શરૂ થઇ. એના કેટલાક નેતાઓએ શરૂઆતમાં બધી રીતે અને પછી તો જાહેર રીતે આઘાત પહોંચાડે એવી પ્રવૃત્તિ આદરી અને છેવટે ભયંકર વિચારોનો પોતાના મનમાં સંગ્રહ કરવા માંડયો.

## પરંતુ આપણે આપણો દષ્ટિકોણ ન ચૂકીએ.

ગાંધીજીના પ્રાણ બચાવવા પોતાની જીંદગી કુરબાન કરી હોત એવા માણસો પણ હિંદુ મહાસભા અને આર એસ એસ માં છે. આવુ ઘણાઓ વિષે કહી શકાય એમ છે આ ગુનામાં સંડોવાયેલા તો જૂજ જ માણસો છે. આ ગુનામાં થોડા મહારાષ્ટ્રીયનો સંડોવાયેલા હોવાથી આપણે બધા મહારાષ્ટ્રીઓને તિરસ્કારપાત્ર ન બનાવવા જોઇએ આ ટોળકી વિષે હું આજે કંઇ પણ કહેવાની હિંમત ધરાવતો નથી. આ લોકોની પાછળ જે બળ કામ કરી રહ્યું છે તે ઉતર-

પીડી, અસંતોષ અને મનુષ્યમાં સૌથી વધુ શક્તિશાળી એવી ઈર્ષાવૃત્તિનું સંમિશ્રણ છે

આ લોકોની પાછળ દોરીસંચાર કરી ગયેલા કેટલાક તોફાનીઓએ કદી માર્ગમાં સંકટ વેઠયું નથી આ તોફાની માણસો કેટલાક છતા છે અને ભૂગર્ભમાં છે તેમને કેવી રીતે સીધા કરવા તે સરકાર બરાબર જાણે છે આ લોકોની સંખ્યા એટલી જૂજ છે કે આમજનતાને તેમના માટે કેઇ જ પગલાં ભરવાની જરૂર નથી આ લોકોને આપણે સરકારની જવાબદારી ઉપર છોડવા જોઇએ આ લોકો ઉપર કોઇ પણ રીતે વેર વાળવાનો કે બદલો લેવાનો પ્રશ્ન અસ્થાને છે લોહી વહેવડાવવાથી આપણને બાપુ પાછા મળશે ? નહિ જ

ભૂતકાળ ઉપર દૃષ્ટિપાત કરતાં આપણામાંથી કેટલાકને લાગશે કે આપણે તેનું રક્ષણ કરી શક્યા નથી ૭૮ વર્ષના એ લાંબા જીવનમાં બાપુને પ્રભુ સિવાય કોનું રક્ષણ હતું ? અને તેઓ હંમેશાં જોખમને હાથમાં લઇને નહોતા ફરતા ? આપણી આ શોક અને અધૈર્યની સ્થિતિમાં આપણે સરકારને માથે તે તેની ફરજમાંથી ચલિત થઇ છે એવો આરોપ ન મૂકવો જોઇએ, કારણ કે તેઓ પણ આપણી માફક જ આ આફતમાં હેબાફાટ રડે છે

## આપણું ભાવિ

આપણું ભાવિ અંધકારમય છે એ કથન સાથે હું સંમત નથી થતો એક પયગંબર સિવાય બીજું કોણ ભવિષ્ય વિષે વિશ્વાસપૂર્વક કહી શકે એમ છે ? અલબત્ત, વર્તમાન અંધકારમય છે પરંતુ બાપુ જે આદર્શો માટે જીવ્યા અને મૃત્યુને ભેટયા એ આદર્શોને આપણે કાર્યમાં મૂકી શકીએ આપણે ભાવિને ઉજ્જવળ બનાવી શકીએ એમ છીએ. એટલા માટે હું ગ્લાનિભર્યો નથી બાપુ હંમેશા આપણી સાથે જ રહે એમ આપણે ઇચ્છીએ તો બાપુને આપણને સ્વાર્થી કહેવાનો પ્રસંગ ઉભો થાય હવે આપણે આપણી શારીરિક વૃત્તિ ઉપર જ આધાર રાખવો જોઇએ ઇશ્વરની ઇચ્છા ઉપર કે નિષ્ફળ વિવાદગીરીમાં હું મારો સમય કે ભાવના ગુમાવીશ નહિ બાપુ પોતે મુક્તાનંદની સ્થિતિમાં છે. આપણને હવે બાપુ સ્થૂળદેહે મળી શકે એમ નથી, પરંતુ તેમનો આત્મા આપણને માર્ગદર્શન આપશે અને સહાય કરશે છેલ્લા ચાર મહિનામાં રોજ તેમણે જે પ્રવચનો કર્યાં છે તેમાંથી આપણને તેમના ઉપદેશો ચોક્કસ સ્વરૂપમાં મળી શકે એમ છે તેમને કહેવાનું બધું તેમાં આવી જાય છે આપણે ઇચ્છીએ તો આપણે અંદર અંદર લડી શકીએ અને મરી શકીએ એમ છીએ પણ થોડા પ્રયત્નથી આપણે આપણી આજુબાજુ ભેગા થયેલાં કાળા વાદળને વીખેરી શકીએ એમ છીએ અને ઉજ્જવળ પ્રભાતનો પ્રકાશ મેળવી શકીએ એમ છીએ *

—દેવદાસ ગાંધી

* ઓલ ઇન્ડીઆ રેડીઓના સૌજન્યથી

---

## 'પ્રેરક મશાલ બુઝાઈ ગઈ'

"દેખીતી રીતે તો પ્રેરક મશાલ બૂઝાઇ ગઇ છે, પણ સાચા અર્થમાં એમ ન જ સંભવી શકે આત્મબળ કોઇ પણ અનિષ્ટને કબજે કરી શકે છે એવો એમનો ઉપદેશ પૂર્ણપણે અપનાવવાની જરૂર તમના સેવશે "

—લંકાના વડા પ્રધાન શ્રી. સેનાનાયક

# એક યુગ આથમી ગયો.

હું ગાંધીજી વિષે બોલતો હોઉં એવું મને લાગતું નથી મેં જ્યારે તેમને અંતિમ ઘડીએ જોયા ત્યારે મને થયેલા પ્રથમ આઘાત પછી મારું મન એ આઘાતથી બચવાને એક પ્રકારનું બખ્તર સજવાની પેરવી કરી રહ્યું છે તેમનું જવું હજુ યે અસત્ય લાગે છે હું જાણું છું કે તેઓ મૃત્યુ પામ્યા છે હું અનુભવી શકતો નથી કે તેઓ અસ્તિત્વ ધરાવતા નથી મારા અંતરાત્મામાં ચાલુ એવી ભાવના રહી ગઈ છે કે જો હું બીરલા ભુવનમાંના મારા ઓરડામાંથી અગાસી પસાર કરીને બાપુના ઓરડામાં પ્રવેશ કરું તો, ગુરુવારે સાંજે હું જ્યારે તેમના ઓરડામાં ગયો હતો ત્યારે તેમનું જે સ્નેહભર્યું સ્મિત મને મળ્યું હતું તેજ સ્મિત મને મળ્યા કરશે કયારેક તેમણે મને મારા અહિંસા અને સત્યના વિચારો રજૂ કરવાનો અધિકાર આપેલો હતો, કારણ કે હું તેમના જીવનને યોગસૂત્ર અને ભગવદ્ગીતાની જીવંત નોંધરૂપે સમજતો થયો હતો ૧૯૪૫માં તેમની સાથે ચાલતી મારી ચર્ચાને આ સમયે આગળ ચલાવવાનો મેં લાભ ઉઠાવ્યો હતો

"બાપુ, હું આપને મારા નમ્ર અભિનંદનો આપીને શરૂઆત કરીશ' મેં કહેલું "આ અભિનંદનો શા માટે?" તેમણે પૂછેલું

ત્યારબાદ યોગસૂત્ર અને ટોલસ્ટોયને અનુલક્ષીને થયેલી અમારી અહિંસા ઉપરની ચર્ચા તરફ તેમનું મેં ધ્યાન ખેંચેલું મેં તેમને ૧૯૪૫માં જે કહેલું તે યાદ દેવડાવતાં મેં કહેલું કે ૧૯૪૨ની લડત અહિંસાના ધર્મસૂત્રોની કસોટીમાં ફાવી શકી ન હતી કારણ કે તેણે દુશ્મનના દિલમાં પ્રેમને બદલે ગુસ્સો ઉપજાવેલો હતો પતંજલિએ કહેલું છે કે જ્યારે એકને અહિં-સાનું દર્શન થાય છે ત્યારે બીજાઓ તેની પાસે પ્રેમપૂર્વક આવે છે

"આ વખતે એ કસોટી પાર ઉતરી હતી", મેં ઉમેરેલું "જ્યારે તમે ઉપવાસ ઉપર ઉતર્યા ત્યારે જે મુસલમાનો તમને આ બધાં વર્ષોસુધી ધિક્કારતા હતા, તેઓ તમારી પાસે પ્રેમપૂર્વક આવ્યા જે હિંદુઓ તમને ચાહતા હતા, તેઓ આત્મસંયમ શીખ્યા" ત્યાર પછી મેં તેમની સમક્ષ હૈદ્રાબાદના બનાવોનું ચિત્ર રજૂ કરેલું આ સમયે રાજકુમારી અમારી સાથે જોડાયાં

બીજે દિવસે તેમને મળવાની આશાએ હું સાંજે સાત વાગે ત્યાંથી નીકળ્યો પણ બીજે દિવસે સાંજે ૫–૨૫ વાગે હું રાજસ્થાન પ્રધાનમંડળની કચેરીમાં હતો ત્યારે બીરલાની મોટરો હાંકનારાઓમાંના એકે સમાચાર આપ્યા કે ગાંધીજી ઉપર કોઈએ ગોળીબાર કર્યો હું તે માની શક્યો નહિ. આ શાંતિના ફિરસ્તાને કોણ મારે?

હું ટેલિફોન તરફ દોડયો સમાચારને પુષ્ટિ મળી વજ્રપાતના તંમર આવેલા હોય એમ હું મારી ગાડીમાં ખડકાયો અને બીરલા ભુવન તરફ ઝડપથી રવાના થયો મારું મગજ બહેર મારી ગયેલું હતું હું અંદર તેમના ઓરડાની અંદર દોડી ગયો તેઓ તેમના હમેશના બિછાના ઉપર પોઢેલા હતા તેમ નિશ્ચિત વદન પર મૃત્યુની સ્થિરતા હતી મનુ અને આભા અને અન્ય બાળાઓ તેમના મસ્તક આગળ હતી, સરદાર બેઠેલા હતા જ્યારે હવે પરતુ પોતાની મસ્તકના જેવા ઝુમખે રડતા પંડિતજી ઉપર ધૈર્ય આપતો હાથ ફેરવતા મેં કર્નલ ભાર્ગવ જેઓ ત્યાં બાજુમાં ઉભા હતા તેમના તરફ જોયું. તેમણે મૂક જવાબ આપતા માથું હલાવ્યું નિર્દય પકડ લેતું મૃત્યુ ત્યાં ગાંધીજીની સાથે હતું. સખ્ત અને ક્રૂર માર હવે હાથ ન રહ્યું ગાંધીજી

ચાવી નીકળ્યા હતા હું અનાથ બન્યો હતો

બીજા એક ડોકટર આવ્યા અને તેમણે ગાંધીજીની છાતી પર સ્ટ્રેથોસ્કોપ મૂકયુ અને તેમણે ચાદર ખસેડી મેં લોહી વહેતા ત્રણ જખ્મો જોયા મારા દુ:ખિત હૈયામાંથી ધ્રુસકા નીકળવા લાગ્યા

મનુએ ભગવદ્ગીતાના શ્લોકો ઉચ્ચારવા માંડયા તેણીનો અવાજ શબ્દે શબ્દે તૂટતો હતો. મણિબેન, પ્યારેલાલ અને હું મળ્યા જેવા અમે ગીતાજીના શ્લોકો બોલવા લાગ્યા કે એક દશ્ય મારી સામે ખડુ થયુ શ્રીકૃષ્ણ એક છૂટેલા તીરથી વીંધાયા હતા, સોક્રેટિસ ઝેરથી મર્યા, ઇસુ ખ્રિસ્ત ખીલે જડાયા, ગાંધીજી બદુકની ગોળીથી મરાયા આ ચારે મહાવિભૂતિઓ અકુદરતી મૃત્યુને ભેટયા પરંતુ કદાચ તેમના વિશ્વવિખ્યાત જીવનના શિખરે પહોંચવાની એ પળ હશે આમાંના સોક્રેટીસ અને ઇસુ ખ્રિસ્તને તો આવેશમાં આવેલ સમાજે ગુન્હેગાર ગણીને માર્યા હતા શ્રીકૃષ્ણ અજ્ઞાન પારધિને હાથે મરાયા, ગાંધીજી શાંતિના દુશ્મનને હાથે અને તેથી જનતાના માનવીના શાંતિના દુશ્મનને હાથે મરાયા

## ગાંધીજીએ શું શું આપ્યુ ?

તેમણે હિંદને એક રાષ્ટ્ર બનાવ્યુ તેમણે તેને રાષ્ટ્રીય ભાષા આપી તેમણે તેને માટે એક શાસન સંસ્થા બાંધી, તેમણે રાષ્ટ્રની આઝાદીની લડતનુ નેતૃત્વ લીધુ તેમણે તેની સ્વતંતાના જન્મસમયનુ અપ્યક્ષપદ ભોગવ્યુ તેઓ મૃત્યુ પામ્યા ત્યારે તેમણે તેની બીન-અવરોધી અંજલિ મેળવી તેઓ ગયા ત્યારે તેઓ એક શહેનશાહને છાજે એવો માનમરતબો પામ્યા તેમના શબ્દનુ હિંદની મહાન સરકાર ઉપર વર્ચસ્વ હતુ અને તેમણે, એક ખરા લોકશાહી માનસ ધરાવનારની જેમ આ બધુ પ્રાપ્ત કર્યુ દુશ્મનના માથાનો વાળ વાંકો કર્યા વિના વાણી અને લેખનથી આ સિદ્ધિ મેળવી

પરંતુ તેમને રાજદ્વારી તારણહારોની હરોળમાં મોખરે મૂકે એવી આ રાજદ્વારી સિદ્ધિ જ્યારે આપણે તેમના નૈતિક વિજયો સાથે સરખાવીએ છીએ ત્યારે, કોઇ વિસાતમાં રહેતી નથી તેમણે ગુલામોમાથી મનુષ્યો સર્જ્યા તેમણે હિંદની નારીઓને સ્વાતંત્ર્ય અપાવ્યુ તેમણે સમાજમાંથી અસ્પૃશ્યતા ટાળી આપણી સમાજને જૂની ઘરેડમાથી તેમણે બહાર કાઢી તેમણે હિંદના માનસ ઉપર સત્તા જમાવી બેઠેલી ' અન્ય દુનિયા ' નો ભ્રમણા ખખેરી નાખી.

પરદેશી સત્તાના પ્રભાવે છેલ્લા નવસો વર્ષો થયાં આપણા અંતરમા ઊંડે ઉતરેલી ' લઘુતા 'ની ભાવનાનો શાપ તેમણે આપણા ઉપરથી ઉતાર્યો તેમણે હિંદી પ્રજાજનોને તેમના સંસ્કૃતિનુ ગૌરવ અને તાકાતમા વિશ્વાસ અપાવ્યો આ બધુ હિંદની પ્રજાએ ગુમાવ્યુ હતુ અને વધુમા તેણે એ પોતાનો આત્મા ગુમાવ્યો હતો તેમણે હિંદની સંસ્કૃતિ પાછી, એકઠી કરી અને તેને જગત ઉપર વિજય મેળવવાને ફરીવાર પ્રવૃત્ત કરી તેઓ એક નૂતન જીવનના પ્રણેતા હતા

## निर्मानमोहा जितसंगदोषा

હજી યે વધારે તેમણે આર્ય સંસ્કૃતિ જીવનમાં ઉતારવાનો અને વાસ્તવિક રીતે તે રજૂ કરવાનો પ્રયાસ કર્યો આસક્તિ, ભય અને ક્રોધથી પર થવા માટે તેમણે જીવનભર પ્રયાસ કર્યો હતો

( આધણ પૃષ્ઠ સામે જુઓ )

# રાષ્ટ્રપિતા પૂ. બાપુજીને અંજલિ

જગતગૌરવ ગાંધીજી ગયા, ગાંધીજી ઘણુ જીવો ! આ સંસારમાં જડચેતન વસ્તુ જેને નામ છે તે સૌનો પરમતત્વમાં લય નિર્માણ છે. મહાત્માજીનો પણ એ પરમતત્વમાં વિલય થઈ ગયો છે. તેજ તેજમાં મળી ગયું છે. મહાત્માજીના આત્માને પરમ શાંતિ હો !

કોટી કોટી જનોના હૃદય સિંહાસનો શહેનશાહ, સાદી આ શહેનશાહત સત્તી મૂકી દુનિયાથી અલવિદા લઈ ગયો. માનવતાનું અનમોલ મોતી નંદવાઈ ગયું. આ સંસારસમુદ્રમાં કોમવાદના વંટોળમાં માર્ગ દાખવતો મહાદીપ બુઝાઈ ગયો. અહિંસાનો પયગમ્બર જાતે જ હિંસાનો ભોગ બની ગયો. જગતમાં જાગેલાં પાપ અને જાલીમીની જોરતલબી સામે શહીદી શીખવનાર મહાસંત શહીદ થઈ ગયો. ઉપવાસ અને તપશ્ચર્યાથી કૃશ માનવસનેકડું આજની તવારીખ સુધીમાં થઈ ગયેલા શહીદોનો શિરતાજ બની ગયો. અમર તપો એની શહાદત ભગવાન ! મૃત્યુલોકને મળેલી તારી અણમોલ ભેટ અમે ન સાચવી શક્યા. તારી જ સરજત એવા એક નરાધમને હાથે નંદવાએલી પાછી વાળી છે. એ સાચવી લેજે અને અમને સાચવવા દેજે એની અમર યાદ !

ત્રણ ત્રણ રાત્રિનાં અંધારાં ઉલેચ્યા, પણ મહાત્માજીના વિયોગનો ઓથાર છાતી પરથી નથી ખસતો. ત્રણ ત્રણ દિવસ સૂરજ ઉગ્યો અને આથમ્યો, પણ ગાંધીજીના અવસાનનો ઉદ્વેગ નથી આથમતો. ગાંધીજીના દેહને ભસ્માસાત કરીને સોસો મણ ચંદનકાષ્ટની ચિતા શાન્ત થઈ ગઈ, લાખોના હૃદયમાં ઉઠેલી આગ નથી હોલવાઈ. કોણ જાણે ક્યારે હોલવાશે ? ખાંડવવનને બાળી અગ્નિને જેમ ધરાર શાન્તિ થઈ, તેમ, ભગવાનને પ્રાર્થના છે કે, ગાંધીજીનું મહામોંઘું બલિદાન લઈ, કોમવાદ અને હિંસાવાદના અગ્નિને શાન્તિ થાઓ અને એ દાવાનળ દરિયામાં ઉંડે ઉંડે દટાઈ જાઓ.' વિરાટનાં ત્રણ પગલાંએ જેમ ત્રિભુવન માપી લીધું, તેમ ગાંધીજીના દેહ પર થયેલા ત્રણ ગોળીબારે ત્રિભુવનને વીંધી નાખ્યું. છાપામાં વાંચો, હવામાં સાંભળો કે આમતેમ જરૂરથી જુઓ, લાખ લાખ આંખોમાંથી નીકળતાં કે નીકળવા માગતાં આંસુ એ માત્ર આંસુ નથી, પણ.

---

( પાછલા પેજનું સંધાણ )

નૈતિક કાનુન એ સજીવ બળ છે. એના તેઓ પ્રતિકસમા હતા. તેઓ જાતિય બંધનોથી વિમુક્ત હતા અને અમરત્વને પામ્યા. તેમણે દ્રવ્યની ઉપાસના કરી નથી. કોઈ પણ મહાન કાર્ય માટે દ્રવ્ય આપોઆપ તેમની સમક્ષ આવતું. મોહને એમણે તજ્યો હતો અને જીવનનો અર્થ સમજ્યા હતા. ઈશ્વરમાં એકરાગ થઈને તેઓ રહેતા અને ઈશ્વર તેમનામાં રહેતા.

પ્રભુના પયગંબર તરીકે તેઓ આવ્યા અને જીવ્યા અને એ જ રીતે મૃત્યુ પામ્યા. એમનું જીવન-જીવનની પ્રત્યેક ક્ષણ, પ્રભુની પ્રાર્થનામય હતી. એમનું મૃત્યુ, ફરજનું પાલન થતા, ઈશ્વરના સંકેતાનુસાર શીઘ્રવિહારરૂપ હતું અને એમનું અવસાન એક ઝળહળતું અવસાન હતું કેમકે સારૂએ રાષ્ટ્ર ગમગીન બન્યું હતું: જગત શોકમાં ગરકાવ બન્યું હતું. અને ભાવિ એમને અંજલિઓનાં અર્ઘ્ય આપવા ઊભું હતું.

અમ્રાટ પયગંબર અને યોગી અગત રીતે મારે માટે પિતા અને માર્ગદર્શક-મને, બીજા હજારો અનુભવી રહ્યા છે તેમ, જીવન તમારા વીણ શૂન્ય ભાસે છે.

—કનૈયાલાલ માણેકલાલ મુનશી

ગાધીજીના દેહમાંથી ટપકતાં લોહીનાં બિંદુ છે. ગાધીજી પ્રત્યેની અનુકંપા અને એમના પ્રત્યેની ભક્તિ આજે આંસુરૂપે રેલાઇ રહી છે જગત કેમ રડે છે? કોને કોને કહે છે રડો? ઉન્હા ઉન્હા નિશ્વાસ નાખવા કોણ પ્રેરે છે? હૃદય ખેદ અને પરિતાપથી કેમ ગભરાઇ જાય છે? જીભ કેમ સૂકાયછે અને કંઠ કેમ રૂંધાય છે? જગત ગાધીજીના આઘાતથી કેમ મૂઢ બની ગયું છે?

કારણે કોણ નથી જાણતું? દીન હીન ને પતિતનો ઉદ્ધારક, અનાથ ગરીબગુરબાનો ગરીબનવાજ, અનાથ નિરાશ્રિતોનો રક્ષણહાર, અધમ ને શ્રદ્ધા ગુમાવેલાનો દોરનાર, ગુલામીની શૃંખલાઓને તોડનાર, સમાજના કુરિવાજોના કાંટાઓને વાળનાર, પરતંત્રતાની ઊંડી ખાઇમાંથી આંગળી ઝાલી મુક્તિના મંગલમંદિરમાં દાખલ કરનાર એ મહામાનવનો શોક કોણ ના કરે? સૌને સાલે છે એનો વિયોગ! સૌને ખૂંચે છે એનું કરપીણ મોત! મધ્યાકાશમાંથી સૂર્યને તોડી પાડે તો જેવો અંધકાર વ્યાપે તેવો અંધકાર, ગાધીજીને તેમના જીવનમાર્ગથી દૂર કરવાને લીધે, આપણા જીવનમાં આજે છવાઇ ગયો છે ગાંધીજીનો સમગ્ર જીવનકાળ જોવા મળ્યો હોત તો તેમની જીવન-સંધ્યાના મધુર રંગો પણ આપણા જીવનને રંગી દેત. ખેર! દૈવને તે ના રૂચ્યું. પણ ગાંધીજીએ આવા પ્રસંગને માટે આપણાને તૈયાર કરેલાજ છે તેમના જીવનકાર્યો આપણો આધારદીપ છે તેમનાં લખાણો અને જીવન આપણા સહારો છે પંડિત જવાહર, સરદાર, રાજેન્દ્ર બાબુ, આઝાદ અને સરોજનીદેવી જેવા ગાધીજીના વારસદારો છે એ આપણા માન્ય નેતાઓ ગાધીજીનાં જીવનનાં અધૂરા રહેલાં કામ આપણી સાથે રહી આપણી પાસે પુરાં કરાવો એવી આશા રાખો ગાંધીજી તો ગયા, પણ તેમનાં સુકૃત્યોથી તેઓ અમર છે તેમના પ્રબોધેલાં સત્યો આપણા જીવનમાં ઉતારી તેમના આત્માને શાન્તિ મળે તેવી પ્રવૃત્તિ એ જ હવે આપણી ફરજ બની રહે છે. પ્રભો! અમને તેવું બળ આપો અને ગાધીજીના આત્માને પરમ શાંતિ આપો

—ઇન્દ્રકાંત ગલભાઇ મજમુદાર

---

## અંકશૂન્ય હૈ રોતી ભારત માઁકા સર બેતાજ હુઆ.

હુઈ લેખની કુંઠિત હૈ આંખોંપે આંસુધાર ધાર નહીં,
ગિરા મૂક હો ગયી, હૃદયમેં સ્પન્દન બારમ્બાર નહીં,
કિંકર્તવ્યવિમૂઢ જગત મેં, હુઈ જીત દાનવ કી,
હા! અતીત કી ચિરસંચિતનિધિ લુટી આજ માનવ કી

મુઠ્ઠીભરકે હાડમાંસ પર ચલી બંદૂકકી ગોલી,
ક્રૂર કરાલ પિચાશ કાલને કૈસી બોલી બોલી
બુઝી અચાનક દીપશિખા એ અન્ધકારકા રાજ હુઆ,
અંકશૂન્ય હૈ રોતી ભારત-માઁકા સર બેતાજ હુઆ

લહુલુહાન હુઆ નેતા પર દોનો આંખ બન્દ હુઈ,
બદ્ધ કરો સે ક્ષમા માગતે જીવન શ્વાસ મન્દ લઈ,
આજ અહિંસાકે પૂજક પર, હિંસાકી તલવાર ચલી,
વિધિકી બલિહારી હૈ કયા! માનવતા અબ કહા ચલી?

# અપને હી હાથોં સે હમને અપના બાપુ ખોયા ...

આજ અહિંસા કી દીવારેં ડોલ રહી આજ શાન્તિ મરણરાગમેં બોલ રહી।
આજ ભારતી વ્યાકુલ હો હો કર ચહુ ઓર ટટોલ રહી
કિન્તુ દેશ કા મહાસારથી નયન મૂંદ કર સોયા
અપને હી હાથો સે હમને અપના બાપુ ખોયા

કહાં જન્મ લિયા કહા તપે
ઓર કહા લગાઈ ધૂની–બાપુ, કહા લગાઇ ધૂની !
રુદન કરે ગુજરાત આજ
હુઇ સાબરમતી હૈ સૂની–તુમ બિન સાબરમતી હૈ સૂની !
ઓ બગ્ન જમના કયુ તૂને જીવનધન પ્યારા છીન લીયા !
દિયા હમે વૈધવ્ય દુ:ખ ઓર તૂને અમર સુહાગ લિયા
આજ દિલ્લી કા લાલ કિલા ભી ભર ભર હિચકી રોયા
અપને હી હાથો સે હમને અપના બાપુ ખોયા

દુબલી પતલી કાયાવાલા દિલ્લી કે દુર્ગ કો હિલા ગયા
આઝાદી કા વ્રતધારી થા આઝાદી હમ કો દિલા ગયા
ખુદ કિયા હલાહલ પાન ઔર દુનિયા કો અમૃત પિલા ગયા
અપને પ્રાણો કી દે કે આહુતિ પ્રેમ કા દીપક જલા દિયા

ઊઠ જાગ હે નૌજવાન ભી તૂ કયો હૈ સોયા
અપને હી હાથો સે તૂને અપના કુછ ખોયા
અબ કૌન હમે પગદન્ડી કહો દિખાયેગા !
ઉપદેશ કૌન પ્રાર્થના મે હમે સુનાયેગા !
હમ હિન્દુ–મુસ્લિમ ગેર નહીં યે ભેદ કૌન સમજાયેગા !
હરિજનકી ઝોપડીઓ મે બાપુ, દીપક કૌન જલાયેગા ?
પૂછ રહી હૈ સાબરમતી કબ અપના વચન નિભાઓગે
આઝાદી મિલ ગઇ તુમ્હે અબ મોહન કબ ઘર આઓ ગે ?

આજ ભારતી ચીખ ચીખ કર રોતી, ઉઠ લાલ મેરે કયો સોયા,
આઝાદી કી આંખોસે ભી બિખર રહે હૈ મોતીકર ચલે પ્રભુ કયો
હમ સે કહો બીછોયા
અપને હી હાથો સે હમને યે બીજ દુ:ખકા બોયા,

અપને હી હાથો સે હમને અપના બાપુ ખોયા.
દીન દેશકી દીન પ્રાર્થના દીનાનાથ સુન લેના,
આજ શાન્તિ કે ચાહક કો પ્રભુ શાન્તિ દેના,
આજ બાપુ કે વિરહ સે મેરા યહ વ્યાકુલ મન રોયા
અપને હી હાથોં સે અપના બાપુ ખોયા

(પ્રવાસી) —રમેશ ગુપ્તા

# હવે પ્રત્યેક વિચારવંત નાગરિક જવાબદારી સમજે.

## હિંસાનો વિરોધ

મહાત્માજીએ હિંદના રાજકીય તખ્તા પર પગ મૂક્યો ત્યારથી એમણે હિંસાનો હમેશા વિરોધ કર્યો છે અને એમા એ અપૂર્વ સફળ પણ થયા છે, એમ આપણાને લાગતુ હતુ, અને જો કે તાજેતરના કોમી રમખાણો અને સામુદાયિક હીજરતને પરિણામે પ્રજાલાગણીમા આવેલા પલટાએ આપણી એ અડગ લાગતી માન્યતા હચમચાવી દીધી હતી છતા રાજદ્વારી હેતુ સિદ્ધ કરવા માટે વ્યવસ્થાસરના ખૂનના વિચારે તો આ દેશમાથી વિદાય જ લીધી છે એવી આશાને આપણે વળગી રહ્યા હતા

## ૩૪ વર્ષનો સ્વાતંત્ર્યસંગ્રામ

ત્રાસવાદની વૃત્તિને પોતાના વિનાશક જંતુઓ નાખવાની અને એને પોષવાની જમીન પણ નહિ મળે એ રીતે પોતાનુ જીવન ઘડવાની અને એ રીતે વર્તવાની દરેક વિચારવંત નાગરિકની જવાબદારી વિના સાચી લોકશાહી શક્ય નથી

મહાત્માજીએ પોતાના કાયમી નિવાસ માટે ૧૯૧૫ મા હિંદની ધરતી પર પગ મૂક્યો ત્યારથી એમના ગાઢ સંપર્કમાં આવવાનુ સદ્ભાગ્ય મને સાંપડયું હતુ ત્યારથી આ સર્વ વર્ષો સુધી મહાત્માજીની પ્રેરણા અને દોરવણી હેઠળ જાહેર કાર્યમાં મારો અલ્પ ફાળો આપવાનો મને અધિકાર મળ્યો હતો કુદરતી રીતે જ આપણા દેશનો ઇતિહાસ-સ્વતંત્રતા માટેના સંગ્રામનો ઇતિહાસ-મારા ચક્ષુઓ સમક્ષ આજે ખડો થાય છે

## સફળ સિદ્ધિ

આજે સ્વરાજ પ્રાપ્ત કરવાની તે દિવસોની વિચારસરણીઓ, રીતો, પદ્ધતિઓ અને કાર્યપ્રણાલિકાઓની યાદ તાજી થાય છે માનસપટ પર અનેક પ્રસંગો ખડા થાય છે પણ એની વિગતોમા ઉતરવાનો આ પ્રસંગ કે સમય નથી બ્રિટિશ સામ્રાજ્યવાદ સામેની આપણી લડતની સફળતા માટે 'અહિંસક પ્રતીકારના સત્યાગ્રહ' તરીકે વધુ લોકપ્રિય થયેલો માર્ગ દાખવી, એમણે આપણી નિરાશાને દૂર કરી અને આપણામા નૂતન આશાઓ રેડી એટલું કહેવુ જ અત્યારની ઘડીએ પૂરતુ ગણાશે એમણે આપણને આમપ્રજા માટેના સ્વરાજનો સાચો અર્થ સમજવાની દૃષ્ટિ આપી અને જીવનના દરેક ક્ષેત્રમાં, પશ્ચિમના માત્ર અનુકરણના માર્ગથી આપણા પોતાના માર્ગે આપણાને પાછા આણ્યા આપણા જીવનનું એવુ એકેય ક્ષેત્ર નથી કે જ્યા મહાત્માજીની અસર ન પડી હોય

## પ્રેરણાસ્થાન

એમણે આપણા રાજકારણને, અર્થશાસ્ત્રને આપણા શિક્ષણને નૂતન અને મૌલિક સ્વરૂપ આપ્યું અને આપણા જાહેર જીવનમાંની સર્વ ક્રિયાઓને આધ્યાત્મિક રૂપ આપવાનો પ્રયાસ કર્યો

આપણા યુગના તે સૌથી મહાન પુરુષ હતા અધિકાર અને હિંસાના ઘર્ષણના સૌથી અંધકારમય સમયમાં પણ એમના હૃદયમાં માનવતા પ્રત્યેની પ્રેમની જ્યોત સદાય જલતી રહી

હતી પોતાનો અવાજ અરણ્યરુદન સમાન બની ગયો છે એમ જાણવા છતાં તે કદી નિરાશાવાદી બન્યા ન હતા પોતાના સિદ્ધાંતો અને કાર્યમાંની આવી અડગ અને અચળ શ્રદ્ધા, એ કુદરતી રીતે જ આપણા માટે બળનું પ્રેરણાસ્થાન હતી

## ઇતિહાસની કટોકટી

આપણે માત્ર ઇતિહાસની જ નહિ, પણ કદાચ જગતના ઇતિહાસની કટોકટીએ એમને ગુમાવી બેઠા છીએ એમનામા માનવતા, આંતરરાષ્ટ્રીય બિરાદરી અને 'એક વિશ્વ' ની ભાવના-દષ્ટિ હતી આપણે એમને જે ચહાતા, માન આપતા, લાગણી અનુભવતા કે આજે જે શોક અનુભવીએ છીએ એનુ વર્ણન કરવા આપણી પાસે શબ્દો નથી

## ઉંઘતાને જ જગાડાય.

એ કોઇ દિવસ ધારાસભાના સભ્ય ન હતા માત્ર એક પ્રસંગ સિવાય એક પ્રેક્ષક તરીકે પણ એમણે કદી ધારાસભામાં હાજરી આપી નથી પોતાની આત્મકથામાં લખે છે તે પ્રમાણે, પોતાના જીવનમા એક જ વાર એમણે આ ધારાસભાગૃહમા હાજરી આપેલી અને એ પ્રસંગ તે રોલેટ બીલની ચર્ચા એ બિલ પરના સ્વ શ્રીનિવાસ શાસ્ત્રીની છટાદાર વકતૃત્વકળાનુ વર્ણન કર્યા પછી તેઓએ લખેલુ

" વાઇસરોય જાણે મંત્રમુગ્ધ બની સાભળતા હતા શાસ્ત્રીજી પર એમની આખો ઠરી ગઇ હતી એક ઘડી તો એમ લાગ્યુ કે વાઇસરોયની લાગણી હચમચી ગઇ છે, પરંતુ જો કોઇ માનવી સાચે જ ઉંઘતો હોય તો તેને જ જગાડી શકાય, પણ સરકાર તો માત્ર કાયદેસરની વિધિ પતાવવાનુ નાટક પૂરૂ કરવાની જ આશા રાખતી હતી." —દાદા સાહેબ માવલંકર

---

આજે અને અત્યારે જ, મારા કપતા અવાજને જે જગત સાભળી રહ્યુ છે તેની આગળ મહાત્માજીની સેવાની હુ પ્રતિજ્ઞા લઉ છુ, જે પ્રમાણેની પ્રતિજ્ઞા આજથી ત્રીસ કરતાય વધુ વર્ષો પહેલાં મે લીધી હતી મૃત્યુ શુ છે? મારા પિતાનુ અવસાન થયુ હતુ અને એમના મૃત્યુ પહેલા જ એમણે કહ્યુ, " આ તો જન્મ છે મૃત્યુ છે જ નહિ. આ તો માત્ર આત્માના સત માટેના ઉચ્ચોચ્ચ તબક્કાઓની શોધ છે "

## આપણી પ્રાર્થના

ત્યારની ધારાસભા પ્રત્યેની એમની વલણનો આ પરથી ખ્યાલ આવે છે પણ આજે પરિસ્થિતિ તદ્દન નિરાળી જ છે એમની પ્રેરક દોરવણી અને પુરુષાર્થથી, હિંદે આઝાદી પ્રાપ્ત કરી છે અને ધારાસભા તેમજ સરકાર બન્ને, આપણા છે આ ધારાસભા દ્વારા આપણે જે પવિત્ર અને જવાબદારી ભર્યું કાર્ય ઉપાડ્યુ છે તેને આશીર્વાદ આપવા તેઓ કોઇક દિવસ અત્રે આપણી સાથે આવ્યા હોત તો કેવુ સારૂ ?

મહાત્માજી આપણામાંના સર્વના પિતા હતા અને આજે એમની ગેરહાજરી અને એમની દોરવણીની ખોટ આપણને દરેકને સાલે છે એવી લાગણી સાથે સમગ્ર સમાગ્રહ રહમત છે એવી મને ખાતર છે. મારી પ્રાર્થના છે કે એમનો આત્મા સદાયે આપણી સાથે રહે અને આપણા ધ્યેયના માર્ગે આપણને દોરવે

# લોકનેતાઓની માનાંજલિ

## સત્યને પયગમ્બર

"હિંદની આઝાદીની લડતને ઇતિહાસ મહાત્માજીનું જીવનચરિત્ર બની રહે છે મારૂ પોતાનું જીવન પણ મહાત્માજી સાથે જ સદા સંકળાએલું રહ્યું છે ગાંધીજીનું હિંદમાં આગમન ન થયું હોત તો બનાવોએ કેવું સ્વરૂપ ધર્યું હોત એ કહેવું મુશ્કેલ બને છે કદાચ આજે પણ હિંદની આઝાદી આવી ન હોત. પગલે પગલે આ સત્યના પયગમ્બરે લોકોને સ્વાધીનતાના પથે દોર્યા અને આ કૃત્ય પૂરૂં થઇ કે તરત જ આપણામાંના એકના હાથે એમની કરૂણ હત્યા થઇ. મહાત્માજી જેવા પુરુષનું ખૂન થાય એ વસ્તુ શકય બની તો દેશના ભાવિમાં બીજા આવા કલંકિત કૃત્યો કેટલા થવાનાં હશે એ કોણ કહી શકે?"

"જેઓ હિંદુ ધર્મ રક્ષવા ચાહે છે તેઓએ પ્રથમ હિંદુ ધર્મનું રહસ્ય સમજવું જોઇએ છે મહાત્માજીએ ઉપદેશેલ ધર્મ જ સાચો હિંદુ ધર્મ છે હિંદુ ધર્મના કહેવાતા ખેરખાંઓ હિંદુ ધર્મના બાહ્ય ખોખાને પોતાની આવી પ્રવૃત્તિથી બચાવી શકશે, પરંતુ તેઓ તેના આત્માનો તો જરૂર હ્રાસજ કરશે"

—સરદાર વલ્લભભાઈ પટેલ

---

"મહાત્માજીનાં અવસાનથી આખા દેશની દોરવણીનો સારોય બોજે પં નહેરૂ અને સરદાર પટેલ પર આવી પડયો છે અને આ મંજોગામાં તેઓએ સંયુકતપણે કાર્ય કરી લોકોને આ ભયંકર આંધીમાંથી આગળ દોરવા જોઇએ"

"આપણે આપણી નિષ્ફળતાને મોટી ગણીએ અને બીજાની નિષ્ફળતાને નાની માનીએ ત્યારે જ કાયદો અમલી બને છે ગાંધીજીએ દેખાડેલા એ પવિત્ર માર્ગે આપણે ગતિશીલ થઇએ"

—આચાર્ય કૃપલાણી

---

'ઘણા ભારે બોજાઓનો ભાર વહ્યો ઉપર તું મહાત્માજીના અવસાન પછી અમારી પર જે બોજે પડયો છે તે અતિ ભારે છે ગાંધીજીએ પોતાની સફર પૂરી કરી ત્યારે આપણે નવેસરથી સફર કરવાના છે ગાંધીજી જેવા એક માનવીએ પોતા પર માનવતાનો ભારે બોજો લીધો હતો ત્યારે આપણે સાથે સોક એ બોજો સહેલાઇથી વહી શકીએ' તેમ સરળ રીતે પાર પડીએ તો એક ચમત્કાર થયો ગણાશે

—મૌલાના આઝાદ

---

## યુગો ને યુગો આગળ

"હું અને મારી પેઢીના કેટલાક માનવી એમ માનતા હતા કે જે પ્રગતિકારક ભાગ ગાંધીજીએ ભજવવાનો હતો તે ભજવાઈ ગયો અમને તેમના આદર્શો જૂના પુરાણા જણાતા, પણ એવો સમય તુરત જ આવી પહોંચ્યો જ્યારે અમને સમજણ પડી કે, તેમણે પણ આ દેશની રાજકીય આર્થિક અને સામાજિક પ્રગતિમા અતિ મોટો ફાળો આપ્યો છે આપણા સમયના એક અતિ મોટા સમાજવાદી પણ તેઓ હતા ને પોતાના સમય કરતા યુગો ને યુગો તેઓ આગળ હતા"

—એમ. આર. મસાણી

" ગાધીજીના કરુણ અવસાનથી હિંદની સ્ત્રીઓને ન પૂરાય તેવી ખોટ પડી છે "

—હંસા મહેતા

## સાચા માર્ગદર્શક

" સંઘર્ષોથી છવાયેલા સમાજ અને વિશ્વમા એક મહાત્મા ગાધીજીનો જ એવો અવાજ હતો, જે સાચો માર્ગ દેખાડી રહ્યો હતો "

—ફ્રૅંક એન્થની

' ગાધીજી દેશના હિતની ખાતર જીવ્યા છે, અને તે મરણ પામ્યા છે કોમી એકતાના પ્રયત્નમાં, તેઓ શહીદ બન્યા છે "

—જ્ઞાની ગુરુમુખસિંહ

## રામરાજ્ય સ્થાપવુ છે.

" જે પ્રકાશ આપણા માર્ગોને અજવાળતો હતો તે હવે નથી અત્યાર સુધી જે સામાન્ય સફળતાઓ આપણે મેળવી છે તે એ પ્રકાશને જ આભારી છે આપણે ગાધીજીને વિશ્વાસપૂર્વક અનુસરીશુ એવો નિર્ધાર આપણે કરવો જોઇએ ગાધીજીનુ રામરાજ્ય સ્થાપવાનુ હજી બાકી છે તેમણે તો તેનો કેવળ પાયો જ નાખ્યો છે આ રામરાજ્ય નિયમ પર રચાયેલુ હોવુ જોઇએ, એવી તેમની માન્યતા હતી અને રામરાજ્યમા હિંસા ને રાજકીય કાવતરાં ન હોવાં જોઇએ, એમ તેઓ માનતા

" હિંદે પોતાના બાપુ ગુમાવ્યા છે જગતે એક નેતા ગુમાવ્યો છે અને માનવતાએ એક મહાન શિક્ષક ગુમાવ્યો છે જીવત કરતા મૃત સ્થિતિમાં મહાત્માજી મહાન બની રહેશે "

—લંકાના ગૃહનેતા શ્રી. ગુણતિલક

## માનવતાનો આત્મા

" ગાધીજી તો માનવતાના આત્મા હતા માનવી ઘણી વાર એના આત્માને રુંગળાવી નાખવા મથે છે એ જેઓને પાછળ મૂકી ગયા છે અને જેઓએ એમની સલાહને કિંમતી ગણી છે એઓની ફરજ તો સદ્‌ગતનુ કાર્ય પૂરૂ કરવાની છે

" આપણા સમયનો આ એક મહન દુખદ પ્રસગ છે કે જે સમયે શાતિ, શુભેચ્છા અને સમાજને આગળ ધપાવવાને એમનુ સર્વ કાઇ કરી રહ્યા હતા અને જ્યારે એમની હાજરીની અત્યત જરૂર હતી એ સમયે, આવા ઘાતકીપણાથી, આપણા બધાની વચ્ચેથી, એમને લઇ લેવામાં આવ્યા છે

" જેઓ પાછળ રહ્યા છે એઓએ એમનુ અધૂરૂ કાર્ય આગળ ધપાવવુ રહ્યુ તેમની પહેલાં બીજાઓએ એ કાર્ય કરવાના પ્રયાસો કર્યા હતા તેમનો પણ એ સમયના લોકોએ ભોગ લીધો હતો અને છતાય આજે તેમના કાર્યનાં ફળ મળી રહ્યા છે

" હુ જાણુ છુ કે, આ દેશમા એક એવી મોટી સખ્યા છે કે જેઓ ગાધીજીના સિદ્ધાતોના સખ્ત વિરોધીઓ છે, પણ આઝાદીની કઈ પણ કિંમત તેઓને હોય અને જો તેઓ નવી

મેળવેલી આઝાદીને કચડી નાખવાને અને આપણી પાસેથી એ જતી ન રહેવાને જોવા તેઓ માગતા હોય તો હું તમને દેશભરમાં શાંતિ, વ્યવસ્થા અને શુભેચ્છા જાળવવાને વિનવુ છુ

'ગાંધીજી મૃત્યુ પામ્યા છે, ઘણુ જીવો ગાંધીજી"

—મુંબઇ સરકારના વડા પ્રધાન શ્રી બાળાસાહેબ ખેર

## તો કાર્ય પૂરૂ કરીએ

"મહાત્મા ગાધીજીને શાબ્દિક માન આપીને આપણે બેસી ન રહેવુ જોઇએ જો આપણે વિદાય લીધેલા મહાન આત્માને ખરેખર અંજલિ આપવા માગતા હોઇએ તો જે મહાન કાર્યને તેમણે અપૂર્ણ રાખ્યુ તેને પૂર્ણ કરવાનુ જ આપણુ કર્તવ્ય છે

"મહાત્મા ગાધીજી પવિત્ર કુરાનમાથી પણ કેટલોક ભાગ પ્રાર્થના દરમ્યાન બોલાવતા આ હકીકત તેમની વિશાળ દષ્ટિ અને હિંદના જુદા જુદા ધર્મોવાળી પ્રજાને એકત્ર આણવાની તેમની હાર્દિક ઇચ્છાને દેખાડી જાય છે ઇસ્લામના સિદ્ધાંતોને તેઓ બિનમુસ્લિમ હોવા છતા પાળી રહ્યા હતા આથી વધુ કઈ મોટી અંજલિ કોઇપણ મુસ્લિમ તેમને આપી શકે ?"

—આસામના માજી વડા પ્રધાન સાદુલ્લા ખાન

### ગાધીજીના સિદ્ધાંતોના પ્રચાર કાજે પુસ્તકાલય સ્થાપવા યુકતપ્રાંતીય મુસ્લિમ દાનવીર સમિતિની સખાવત

મહાત્માજીના સિદ્ધાંતોના પ્રચારના હેતુ માટે "ગાંધી પુસ્તકાલય' શરૂ કરવાને કાનપુરના જાણીતા દાનવીર હફીઝ મહમદે રૂ ૨૫ હજારની સખાવત કરી છે

## એ સૌના પિતા

"હિંદુઓ એ હકીકતનો ગૌરવપૂર્વક ઉલ્લેખ કરી શકે છે કે, ભવ્ય હિંદુ સંસ્કૃતિના એક ઉત્તમ પુષ્પ સમા ગાંધીજી હતા મુસ્લિમો કહી શકે છે કે તેઓ તેમની જ તરફેણ કરતા હતા હરિજનો કહી શકે છે કે, ગાધીજી તેમના પિતા હતા સ્ત્રીઓ કહેશે કે, તેમને આગળ લાવનાર ગાધીજી હતા અને ખ્રિસ્તીઓ માટે તો 'પર્વત પરનો ઉપદેશ ' હૃદયમા ધારણ કરનાર પુરૂષનો તેઓ ઉમદા દાખલો પૂરો પાડે છે જે નેતાઓ પર હવે બોજો આવી પડયો છે તેમને હુ મારી કોમનો પૂરેપુરો સહકાર છે એમ હુ જાહેર કરી દઉ છુ "　　—ફાધર ડિ'સોઝા

## યુગના શ્રેષ્ઠ પુરૂષ

"આજે આપણે આપણા યુગના સર્વશ્રેષ્ઠ પુરૂષ જેઓ આપણને ગુલામીમાંથી આઝાદી ભણી લઇ ગયા તેમના દુઃખદ અવસાનના અને આપણા દેશમાં રાજકીય હિંસા ફરીથી ડોકાવતી થઇ છે તે હકીકતના બમણા શોકમાં મળી રહ્યા છીએ

"જીવનના દરેકેદરેક ક્ષેત્રમા મહાત્મા ગાંધીજીની અસર પહોચી ગઇ છે અહિંસા સિવાય સાચો લોકશાસનવાદ સંભવતો જ નથી મહાત્મા ગાંધીજી આપણા યુગના મહાનમા મહાન પુરૂષ હતા તેમના હૃદયમાં માનવ માટેના પ્રેમની જ્યોત હમેશ જલતી હતી તેઓ કદી નિરાશ ન બની જતા કેવળ આપણા દેશના જ નહિ પણ વિશ્વઇતિહાસના કટોકટીના સમયે આપણને તેમની ખોટ પડી છે માનવતા, આંતરરાષ્ટ્રીય ભ્રાતૃભાવ અને એક વિશ્વની જ તેમની દષ્ટિ હતી ગાધીજીનો આત્મા હમેશ આપણી સાથે રહેશે તે આપણને આપણા ધ્યેય સુધી દોરી જશે"

—હિંદી પાર્લામેન્ટના પ્રમુખ શ્રી માવલંકર




# પૂજ્ય મહાત્માજીનું આત્મવિલોપન

ભારતના ભાગ્યવિધાતા અને અમૂલ્ય સાંસ્કૃતિ વારસાના પ્રણેતા પરમ વિભૂતિસ્વરૂપ મહાત્મા ગાંધીજીનું ગઈ તા. ૩૦મીના રોજ દેહાવસાન થયું છે એમનો અમર આત્મા ઇહલોક ત્યાગી અનંતમાં વિલીન થયો છે

એ વિરલ વિભૂતિએ ભારતમાં અવતરી જનકલ્યાણના જે બીજ વાવ્યા છે, જગતભરમાં પથરાયેલા અંધારતમિસ્ર પર જે પ્રોજ્જ્વલ પ્રકાશ પાથર્યો છે તે ચિરંજીવ રહી યુગોના યુગો સુધી જનતાના જીવનપથને પ્રકાશિત કરતો રહેશે

એ જગદ્વંદ્ય વિભૂતિએ આપણને જે મહાન મિલ્કત વારસામાં આપી છે તેનું મૂલ્યાંકન કોણ કરી શકે તેમ છે ? સમાજજીવનના સામાજીક ક્ષેત્રમાં, રાજદ્વારી વર્તુલોમાં, ધાર્મિક સંપ્રદાયના વાડાઓ અને આબાલવૃદ્ધ જનસમાજના સઘળા થરોમાં જે પરિવર્તન આણ્યું છે તેનો ઉલ્લેખ માત્ર જ કરવા જઇએ તોય હજારો પૃષ્ઠોના સંખ્યાબંધ ગ્રંથો ભરાય આજે એમના અવસાનકાળે આપણે તો એનું સ્મરણમાત્ર જ કરવું રહ્યું

એમણે ભારતવર્ષને ગુલામીમાંથી આઝાદી અપાવી, મુક્તિનો મહામંત્ર અર્પણ કરી એ મંત્રની સફળ સિદ્ધિને પ્રાપ્ત કરાવી સેંકડો વર્ષોથી ગુલામી શૃંખલાઓમાં જકડાયેલી ભારતની જનતાના માનસમાં મુક્તિનો મંત્રોચ્ચાર ફૂંકી સાચું જીવન જીવતાં અને આઝાદીનો ઉપભોગ કરવાનું જીવનભર શિક્ષણ આપ્યા જ કર્યું

ધર્મશાસ્ત્રોનો—સર્વ ધર્મશાસ્ત્રોનો સમન્વય એમણે આપણને આપ્યો હિંદુ, પારસી, ખ્રિસ્તી, ઇસ્લામ સર્વ ધર્મના મૂળભૂત તત્ત્વોને અસલ સ્વરૂપે જનતા સમક્ષ રજુ કરી એણે આપણને સાચું ધર્મદર્શન કરાવ્યું; અને રૂઢ માનસ ધરાવતા સાંપ્રદાયિક વાડાઓ—ધાર્મિક ક્ષેત્રોમાંથી હઠાવી દેવામાં એમણે જે સેવાફાળો નોંધાવ્યો છે તેટલો ભાગ્યે જ હજારો વર્ષોના ઇતિહાસમાં આપણને જોવા મળશે

અને સામાજીક જીવનનો મર્મ સમજતાં એણે આપણને કેવું શીખવ્યું ! દરેક સમાજમાં રૂઢિબંધનોની નાગચૂડમાં સપડાયેલાંને બંધનમુક્ત કરવામાં, જનતામાં જડ ઘાલી બેઠેલી કુરૂઢિઓનાં બંધનો કાપવા માટે જનસમુદાયની આંખો એણે ખોલી નાખી છે, અને જીવન જીવતાં શીખવ્યું છે

ભારતની ગરીબી અને પાયમાલીને અટકાવવાના એમના ભગીરથ પ્રયત્નો ક્યાં અજાણ્યા છે ? આર્થિક ક્ષેત્રમાં જાહેરજનતાનો અર્થવ્યય—કયા કેવા પ્રકારે—દુર્વ્યય થઇ રહ્યો છે તે બતાવી

મહાન અર્થશાસ્ત્રીઓને પણ સાચી જનહિતકારી અર્થનીતિ બતાવી છે. અને રચનાત્મક કાર્યક્રમ ગ્રામોદ્ધારની વિવિધ યોજનાઓ ગ્રામસેવકો સમક્ષ રજૂ કરી દેશના ઉદ્ધારનો પાયો ગામડાંમાં છે, એ સૂત્રને ચરિતાર્થ કરી બતાવ્યું છે ત્યારે જ્ઞાનપ્રચારની દિશામાં એ મહાન આત્માએ આપણને પ્રોજ્જ્વલ જ્ઞાનપ્રદીપ અર્પણ કર્યો છે.

એણે ભારતના અને દુનિયાભરના મહાન જ્ઞાનાર્ણવોમાંથી સખ્યાબંધ રત્નવિશેષો એમની આર્ષ વાણી દ્વારા આપણને આપ્યાં છે એમનો એકેક બોલ—એમણે લખેલું એકેક વાક્ય સાચા સૂત્રરૂપ નીવડ્યું છે. અને એ સૂત્રોના સફળ ભાષ્યકારોએ મહાન ગ્રંથોના પૃષ્ઠો આપણી સમક્ષ રજૂ કર્યા, કોઈપણ લેખકે–કોઈપણ સાહિત્યકારે આજ સુધીમાં નહિ સર્જેલું એટલું સાહિત્ય એમણે આપ્યું છે જનતા જો તેનો સદુપયોગ કરે તો દુનિયાભરનાં વેરઝેરનો સદંતર વિનાશ થઈ જઈ સર્વત્ર શાન્તિનું સામ્રાજ્ય વ્યાપી રહે એવો એ ચિરંજીવ અમૂલ્ય વારસો એઓ આપણે માટે મૂકી ગયા છે આપણે એ મહાન વારસના ઉત્તરાધિકારીઓ એનો સદુપયોગ કરી એને દીપાવીએ, એણે 'પ્રકટાવેલી' જ્ઞાનજ્યોત દેશવિદેશોમાં ફેલાવીએ અને દુ:ખી પીડિત પ્રજાને આશ્વાસન આપવામાં યત્કિંચિત પણ તેનો ઉપયોગ કરીશું તો તે અમૂલ્ય વારસાના આપણે સાચા વારસદારો છીએ એમ પુરવાર કરીશું.

ગાંધીજી અવસાન પામ્યા છે, ગાંધીજી અમર છે, તેમના અવસાનથી આપણા પર અંધકારનો ઓછાયો પથરાયો છે, છતાં એણે આપણને જે મહાન તેજશિખા અર્પણ કરી છે તેનો સમુજ્જ્વલ પ્રકાશ નિત્યકાળે આપણો જીવનપંથ ઉજાળ્યા કરશે અને અંતે એટલું જ કહેવું બસ થશે કે,

जयन्ति ते सुकृतिनो रससिद्धा कवीश्वरा ।
नास्ति येषां यशःकाये जरामरणजं भयम् ॥

એ સત્યકાર્યોના પ્રણેતા સર્વ રસોને પચાવી ગયેલા કવીશ્વર–જનમનકલ્યોણકાવ્યના ગાનારનો સદા જય હો, જેના કીર્તિશરીરને કદીપણ જરા–મરણનો કિંચિત્ પણ ભય નથી.

અમર રહો એ મહાનવિભૂતિ ”

---

આ અંક તૈયાર કરવામાં અમોએ ઓલ ઇન્ડીયા રેડીઓ પર અપાયેલા વાર્તાલાપો તેમજ અન્ય સામગ્રીનો ઉપયોગ કર્યો છે તે માટે તે સૌના પ્રણેતાઓનો અમે અત્રે આભાર માનીએ છીએ અને તેમણે આપણા મહાન નેતાને અર્પેલી શ્રદ્ધાંજલિમાં અમે પણ અમારો યત્કિંચિત અશ્રુાંજલિયુક્ત હસ્તે સામેલ થઈએ છીએ

આ અંકમાં વપરાયેલા બ્લોકો વાપરવા આપવા માટે " શ્રી સયાજીવિજય " ના સંચાલકોનું અમે અહીં નમ્રભાવે બંધુકૃત્ય સ્વીકારીએ છીએ

---

## જાહેરાત અંક ૮ સને ૧૯૪૭–૪૮

## વિષય

### પત્રોની ભલામણ

જ્યા નાણાની સવડ હોય ત્યાં નીચેના માસિકો, અઠવાડીકો અને ત્રિમાસિકો ખરીદવા મંત્રીઓને અમારી ભલામણ છે.

| માસિકનું નામ | પ્રકાશકનું નામ | કિંમત |
| --- | --- | --- |
| ૧ આનંદ (અઠવાડીક) | ગોકુળદાસ દ્વારકાદાસ રાયચુરા વડોદરા | ૧૨–૦–૦ |
| ૨ જયકુમાર | શ્રી વીરેન્દ્ર અઢિયા એલ એલ. બી | ૪–૦–૦ |
| ૩ પ્રેમધર્મ | શાન્તિલાલ દીનાનાથ મહેતા | ૬–૪–૦ |
| ૪ દક્ષિણા (ત્રિમાસિક) | શ્રી. અરવિંદ કાર્યાલય, આણંદ | ૫–૦–૦ |
| ૫ વિકાસ (પખવાડિક) | શિવલાલ જેસલપુરા એમ એ માણેકચોક અમદાવાદ | ૫–૦–૦ |

વડોદરા, ૮–૨–૪૮

ઉ. મો પટેલ
મદદ વ્યવસ્થાપક

## જાહેરાત અંક ૯ સને ૧૯૪૭–૪૮

## વિષય

### પુસ્તકોની ભલામણ

જ્યા નાણાંની સવડ હોય ત્યા નીચેના પુસ્તકો પુસ્તકાલયોમાં વસાવવા મંત્રીઓને અમારી ભલામણ છે

| પુસ્તકનું નામ | પ્રકાશકનું નામ | કિંમત |
| --- | --- | --- |
| ૧ કૃષ્ણ કહાણી ભાગ ૧ | બાલજીવન કાર્યાલય વડોદરા | ૧–૮–૦ |
| ૨ કૃષ્ણ કહાણી ભાગ ૨ | સદર | ૧–૮–૦ |
| ૩ સબળ ભૂમિ ગુજરાત | પુ સ સ મંડળ લિ. વડોદરા | ૨–૦–૦ |
| ૪ કરોળિયાનો કાળપાશ | બાલજીવન કાર્યાલય, બાજવાડા, વડોદરા | ૦–૬–૦ |
| ૫ નવલશા હીરજી | સદર | ૦–૬–૦ |
| ૬ દીવડા | ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ | ૦-૧૦-૦ |
| ૭ મારી જીવનકથા જવાહરલાલ નેહરૂ (આવૃત્તિ ૩જી) | નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ | ૬–૦–૦ |
| ૮ ઈશાવાસ્યાદિ ઉપનિષદ્ (હિન્દી) | ગીતાધર્મ કાર્યાલય, કાશી (યુ. પી) | ૫–૦–૦ |
| ૯ ગીતા માધુરી | સ્વ મણિબ્હેન કે પટેલ સ્મારક શ્રી વસંત કન્યાવિદ્યાલય, વડોદરા | ૦–૮–૦ |

૧૦ આપણા દેશ ગુજરાતનો ઇતિહાસ પ્રથમ ભાગ — મેસર્સ મંગળદાસ એન્ડ સન્સ, ભાગાતળાવ, સુરત
૧૧ કુવરા જ સારાં? — ગુજર રત્ન કાર્યાલય ગાંધી રસ્તો અમદાવાદ, લેખક દામુભાઈ શુકલ — ૨-૦-૦

વડોદરા ૯-૨-૪૮ — ઉમેદભાઇ, મદદ વ્યવસ્થાપક

## સૂચના નં. ૧૧ સને ૧૯૪૭-૪૮,

## વિષય

સાર્વજનિક પુસ્તકાલયના નોકરોને મોંઘવારી આપવા બાબત

કેટલાંક સાર્વજનિક પુસ્તકાલયોમા કામ કરનાર ગ્રંથપાલ, સિપાઈ વગેરે નોકરોને મોંઘવારી ભથ્થુ વધારી આપવા સબંધી ખાતા તરફ મંજૂરી માટે લખાણો આવે છે

સદર બાબતમાં એમ સૂચવામાં આવે છે કે પુસ્તકાલયોની આર્થિક સ્થિતિ સારી હોય અને આખોય સમય કામ કરનાર માણસો સંતોષકારક કામ આપી શકતા હોય તો તેમણે સમય અને સ્થિતિના પ્રમાણમાં મોંઘવારી ભથ્થુ વધારી આપવા કોઈ વંધો નથી પુસ્તકાલય પાસેના ભંડોળમાંથી સદર બાબતનો ખર્ચ પાડવામા આવે તેને અમો સમ્મત છીએ જો પુસ્તકાલયો પોતાની સગવડ પ્રમાણે મોંઘવારી ભથ્થુ રૂ ૨૫) સુધી વધારી આપશે તેને ખાતા તરફથી બહાલી આપવામાં આવશે તા- ૯-૨-૪૮ પણ તેથી પુસ્તક ખરીદવાની નીતિમાં ફેરફાર કરવો જોઈએ નહિ

પુસ્તકાલય ખાતુ. વડોદરા — ઉ. મો. પટેલ, મદદ વ્યવસ્થાપક

## સૂચના ન. ૧૨ સને ૧૯૪૭-૪૮

## વિષય

સાર્વજનિક પુસ્તકાલયના નોકરોને મોંઘવારી આપવા બાબત

રાજ્યના તમામ સ્વતંત્ર અને ભાડાના મકાનમા અગર વગર ભાડે હોય તેવાં સ્વતંત્ર વહીવટથી ચાલતાં પુસ્તકાલયો વાચનાલયો ખ સરકારી શાળામા ગોઠવાયલાં ચલુ વર્ષ આખર સુધીમાં પોતાનુ પુસ્તકાલય કે વાચનાલય નીચે જણાવ્યા પ્રમાણે વિધિ કરી લોકોપકારકતા મંડળમાં ન નોંધાવ્યું હોય તો નોંધાવવુ તેમ થયા સિવાય સને ૧૯૪૮-૪૯ ની મદદ મળશે નહિ અને મળેલી મદદ પરત ભરવા પાત્ર થશે

લોકોપકારક મંડળમાં સાર્વજનિક પુસ્તકાલયનો નોંધવતા પહેલાં દરેક પુસ્તકાલયો પોતાના કામકાજના નિયમો જણાવેલા ધોરણ પ્રમાણે સ્થાનિક પરિસ્થિતિ પ્રમાણે ફેરફાર કરી સામાન્ય સભામાં મંજૂર કરાવી તેની બે નકલ પુસ્તકાલય ખાતામાં મંજૂરી માટે મોકલવી

આ પ્રમાણે મોકલેલી પ્રતો પૈકી એક પ્રત મંજૂર કરી પરત કરવામાં આવશે

આ પ્રત કાયમી ફાઇલે રાખવી અને સામાન્યતઃ તેને છપાવવા તજવીજ કરવી

આ પ્રમાણે નિયમો મંજૂર થયા પછીથી લોકોપકારક મંડળમાં નોધાવવા નીચે પ્રમાણે તજવીજ કરવી.

(૧) મંડળને નોંધવવા માટે સામાન્ય સભાના ઠરાવ કરી તેની એક નકલ તૈયાર કરવી અને ઠરાવની નકલની ખરાપણા બદલ ત્રણ સભ્યોની સહીઓ લેવી જોઇએ

(૨) નિયમોની એક નકલ છાપેલી પ્રતો ન હોય તો બનાવવી અને તે ઉપર પણ પ્રત કે નકલ ખરી હોવા બદલનો શેરો ત્રણ સભ્યોની સહીથી કરવો જોઇએ.

(૩) નીચે પ્રમાણેની સામીલન યાદી જોડવી.

(૧) સાર્વજનિક પુસ્તકાલયનું નામ ______

(૨) પુસ્તકાલયનો ઉદ્દેશ ______

---

(૩) વ્યવસ્થાપક મંડળના તમામ સભ્યોની યાદી, નામ, ધંધો, રહેવાનું ઠેકાણું.

આ પ્રમાણેની સામેલનની યાદી તૈયાર કરી તેની નીચે "અમોએ ઉપરોક્ત મંડળ સ્થાપન કર્યું છે અને તેમાં જોડાવવા સંમત છીએ તે માટે આ નીચે અમે અમારી સહીઓ કરી છે."

એ પ્રમાણે લખી તેની નીચે ઓછામાં ઓછી સાત સભ્યોની સહી કરાવવી

આ સહીઓ એક નીચે ઉપર જણાવેલા સભ્યો સિવાયના સભાસદની રૂબરૂ સહી થવી જોઇએ

ઉપર પ્રમાણે ત્રણ કાગળો (૧) ઠરાવની નકલ (૨) નિયમોની નકલ અને (૩) સામીલનની યાદી તૈયાર કરી નીચે પ્રમાણે અરજ સામે જોડવા

મે રા રા. કંપની નોંધણી અધિકારી સા, વડોદરા રાજ્ય, વડોદરા મે. સાહેબ,

અમારા ગામના સાર્વજનિક પુસ્તકાલયને લોકોપકારક મંડળમાં નોધાવવા માટે આ સાથે ત્રણ કાગળો નીચે જણાવ્યા મુજબ જોડ્યા છે તથા રૂ ૧૦-૦-૦ લાગત ફીના અને ૦-૪-૦ દ ખલ ફીના મળી રૂ ૧૦-૪-૦ મનીઓર્ડરથી મોકલ્યા છે તો અમારું પુસ્તકાલય નોંધી દાખલો આપવા મે થશે તા ૧૦-૨-૪૮

સમેલન કાગળોની યાદી
(૧) સમસભાના ઠરાવની નકલ
(૨) નિયમોની કલમ
(૩) સામીલનની યાદી

મંત્રી,
સાર્વજનિક પુસ્તકાલય

પુસ્તકાલય ખાતુ વડોદરા.

ઉમેદભાઇ
મદદનીસ વ્યવસ્થાપક

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિનું માસીક મુખપત્ર વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર થએલું.

# પ્રેમ ધર્મ

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી સંસ્થાના મુખપત્ર તરીકે 'પ્રેમધર્મ' માસીક પત્ર દરેક અંગ્રેજી મહીનાની પહેલી તારીખે બહાર પડે છે. સામાન્ય પ્રજાની ધર્મ બાબતની ભયંકર અજ્ઞાનતા દુર કરી ધર્મ અને જ્ઞાનને તેના સાચા સ્વરૂપમાં સમજાવી માત્ર પ્રચારજ નહીં કરતાં તેને વ્યવહારમા ઉતારવામા સહાયભુત બનવા **'પ્રેમધર્મ'** માસીક પત્ર શરૂ કરવામા આવ્યુ છે. ધર્મ અને તત્ત્વજ્ઞાનની જરૂર જીવનની પ્રત્યેક ક્ષણે અનિવાર્ય છે દરેક કુટુબ **'પ્રેમ ધર્મ'** ના ગ્રાહક બની ભારતવર્ષનો ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વારસો પ્રજાને ઘેરઘેર પહોચાડી ધર્મ પ્રચારમા પોતાનો ફાળો નોધાવે માસિકનુ વાર્ષિક લવાજમ રૂા **સવા: છ**
કાર્યાલયનુ સ નામુ–'પ્રેમધર્મ' માસિક પત્ર, હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ સારંપુર ખડાયતાની વાડી, અમદાવાદ.
૧૯૪૮ના જાનેવારીની આખર તારીખ સુધીમાં થનાર ગ્રાહકોને બે માસમાં પ્રગટ થનાર ૧૬૦ પાનાનો 'પ્રેમધર્મ' નો "ધર્મ પરિષદ ખાસ અંક" ભેટ મોકલાશે.

| | | |
|---|---|---|
| આર્ય સંસ્કૃતિની મીમાસા કરતુ અનુપમ માસિક<br>**તરણિ**<br>વાર્ષિક મૂલ્ય<br>સ્વદેશમા ૭ રૂપીઆ<br>વિદેશમા ૧૫ શિલીગ | પ્રાથમિક શાળાઓમા ભણતા બાળકોના ધાર્મિક –જ્ઞાન માટે–<br>**બાળકોપયોગી ધર્મ–શિક્ષા**<br>૦–૧૨–૦<br>ટ ખ ૦–૧–૬ | માધ્યમિક–શાળાના બાળકો માટે ઇશ્વરસબધી –પ્રશ્નોત્તરના રૂપમા–<br>**જ્ઞાનામૃત**<br>૦–૫–૬<br>ટ ખ ૦–૧–૦ |
| ખ્રીસ્તી, યવન, હિન્દુ અને વૈદિક ધર્મની સમાલોચના<br>**વૈદિક ધર્મની સાર્વભૌમતા**<br>૦–૬–૦<br>ટ ખ ૦–૧–૬ | વ્યસનોથી થતા આર્થિક સામાજીક અને રાજનૈતિક હાનિનો ઇતિહાસ જણાવતુ<br>**વ્યસન અર્થાત્ માદક દ્રવ્ય**<br>૦–૧૪–૦<br>ટ ખ ૦–૧–૬ | સાપ્તાહિક સત્સંગ–અધિવેશનમા ઉપયોગી<br>**વૈદિક નિત્યકર્મવિધિ અર્થાત્ સ્તવનાંજલિ**<br>૦–૧૨–૦<br>ટ. ખ ૦–૧–૬ |

**મહાગુજરાત પુસ્તક પ્રકાશન મંડળ,–નવસારી.**

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બાલકો માટે સર્વોત્તમ છે.

ભારોભાર ચિત્રોવાળાં, પાંચથી પંદર વર્ષના બાલકો માટેનાં
નીચેના પુસ્તકો વિના કોઇ પણ પુસ્તકાલય અધુરૂં છે

"પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામનાં ઉછરતાં બાલકો અને જુવાનો હશે, તેમ જ પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિના પરિણામે નવાં વાંચતાં શીખેલાં પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી શકે એવી નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી પુસ્તિકાઓ પ્રગટ થઈ હોય તે લક્ષમાં લેતાં જજો અને એમને માટેનાં પુસ્તકો વસાવવાનુ રખે ચૂકતા.

'પુસ્તકાલય' ના તંત્રીની જુલાઇ ૧૯૪૩ ના અંકમાંની આ સૂચના
ધ્યાનમા રાખો અને તમારા પુસ્તકાલયમાં બાલવિનોદના પ્રકાશનો વસાવો.

બાલવિનોદના બાબાસેટ [ પાંચથી ૭ વર્ષનાં બાળકો માટે ] બેથી
પાંચ રંગમાં છાપેલાં ૨૫૦ ચિત્રોવાળા ૩ પુસ્તકો અક્ષરમાળા,
શબ્દમાળા, ને અંકલેખન મનોહર બોકસમાં . .. . રૂા ૧–૪–૦

બાલવિનોદ ગ્રંથાવલિ [ ૭ થી સાત વર્ષનાં બાળકો માટે ] બે રંગમા
મોટાં અક્ષરે છાપેલા ૩૦૦ ચિત્રોવાળાં ૧૦ પુસ્તકો સંગીતશાસ્ત્રી,
ચિત્રલેખા, ત્રણ દીકરા ને અંધેરી નગરી વગેરે સુંદર બોકસમાં... . રૂા ૪–૦–૦

બાલવિનોદમાલા [ સાતથી દસ વર્ષના બાળકો માટે ] ૧૦૦૦ ચિત્રો ને
૨૨૦૦ પાનના વાંચનવાળાં ૬૩ મનોહર પુસ્તકો ત્રણ સુંદર બોકસમાં. રૂા ૧૭–૮–૦

અશોક બાલપુસ્તકમાલા [ દસથી પંદર વર્ષના બાળકો માટે ]
૧૨૦૦ ચિત્રો ને ૪૫૦૦ પાનાના રસિક વાંચનવાળાં ૯૯ વિવિધ
વિષયોનાં પુસ્તકો દશ સુંદર બોકસમાં .... .. .. . .. રૂા ૩૫–૦–૦

સાહસકથાવલિ . [ તેર વર્ષની ઉપરનાં બાળકો માટે ] ૪૦૦ પાનના
અત્યંત રસિક વાંચનવાળાં ચાર પુસ્તકો, મનોહર બોકસમાં .... રૂા ૫–૪–૦

**બાલવિનોદ કાર્યાલય** : ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ. (મુંબાઈ–૨)

## તમારે:—

- બાળકોનુ ઘડતર,
- બાળકોના મૂંઝવતા પ્રશ્નો,
- આરોગ્યની વાતો,
- આરોગ્યની પ્રશ્નોત્તરી,
- સત્ય ઘટનાઓ—સામાજિક,
- સમાજિક ગૂંચોનો ઉકેલ,
- વ્યવહારૂ પ્રશ્નોની સમજ,
- ગામડાની આજની જરૂરીઆત ને પ્રશ્નો—
- વાર્તાઓ, પ્રેરક ગીતો,

અને ' આપના ભવિષ્યનો ઉકેલ ' જ્યોતિષની દૃષ્ટિએ જાણવુ છે? તો ફક્ત રૂા પામાં બાર માસ સુધી.

### ગુજરાતનું સર્વોપયોગી,

### સસ્તુ માસિક

# પ્રતિમા........વસાવો.

તંત્રી કાન્તિલાલ હ. પરીખ.

[ લવાજમ સાથે જ રૂા બેથી સવા બેનુ સુદર ભેટ પુસ્તક આપવામ. આવે છે ભેટ પુસ્તકના રજી ટ ખ ચાર આના જુદા

લવાજમ મોકલો—

### જીવન સાહિત્ય - મદિર

૪૧૮, કાલબાદેવી રોડ, મુંબઇ ૨
ગાંધીરોડ, અમદાવાદ.

ગામડાની કોઈ પણ લાયબ્રેરી આ બે માસિક વિનાની ન રહે.

બાળકોનું પોતાનું, બાળકોના વિકાસમાં સૌથી મોટો ફાળો આપતુ માસિક

# પુષ્પ (બાલકન—જી. બારીનુ મુખપત્ર )

- સુદર વાર્તાઓ,
- કુદતાં કુદતાં ગાવાં ગમે તેવાં ગીતો
- પ્રેરણા મળે તેવાં જીવનચરિત્રો અને પ્રસગો.
- વાંચતાં રસ અને જ્ઞાન આપે તેવા લેખો.
- ખૂબ ચિત્રો અને ફોટાઓ.

લવાજમ ફક્ત રૂા. ત્રણ.

બાળકોનું સૌથી સસ્તુ ને સર્વ પ્રિય માસિક.

# આ પ્રકાશનો પુસ્તકાલયમાં છે કે નહિ તે જોઇ લેશો.

## નવલકથાઓ

ટાગોર અનુ૦ રમણલાલ સોની

૧ ગોરા ભાગ ૧ ૪-૮-૦
૨ ગોરા ભાગ ૨ ૫-૦-૦
૩ ચિત્રકુમાર સભા ૪-૦-૦

સોપાન કૃત

૪ ફૂટેલાં સુવર્ણપત્રો ૪-૮-૦
૫ વનવાસ ૪-૮-૦
૬ ૯ મી ઓગષ્ટ ૪-૮-૦
૭ પ્રાયશ્ચિત ભાગ ૧ ૩-૮-૦
૮ પ્રાયશ્ચિત ભાગ ૨ ૩-૮-૦
૯ સંજીવની ૪-૦-૦

ચુનીલાલ મડિયા

૧૦ વ્યાજનો વારસ ૪-૪-૦

રમણલાલ સોની અનુવાદિત

૧૧ વિજ્ઞાનબાણુ એચ જી વેલ્સ ૨-૧૨-૦
૧૨ મિનાક્ષી ૧-૧૨-૦
૧૩ રિસામણાં ૨-૪-૦

અય્યુબખાન ખલીલ

૧૪ માનવી ૨-૦-૦

પ્રો. ફડકે

૧૫ પ્રવાસી ૪-૦-૦

બંકીમબાબુ

૧૬ કૃષ્ણલાલનું વીલ ૨-૪-૦

પ્રબોધ સન્યાલ અનુ૦. પ્રો ચંદ્રકાંત મહેતા

૧૭ પ્રિય બાંધવી ૩-૦-૦

અનુ૦ લાભુબહેન મહેતા

૧૮ પાણીના સાથીઆ ૨-૮-૦

પ્રહલાદ બ્રહ્મભટ્ટ

૧૯ અધૂરા ફેરા ૨-૪-૦

## નવલિકાઓ

ટાગોર કૃત અનુ૦ રમણલાલ સોની

૧ વરમાળા ૪-૦-૦
૨ ગિરિબાળા ૪-૪-૦
૩ હાસ્ય કૌતુક ૩-૦-૦

સોપાન કૃત

૪ અંતરની વાતો ૩-૦-૦
૨-૮-૦
૬ અખંડ જ્યોત ૨-૮-૦
૭ વિદાય ૨-૮-૦
૮ છેલ્લો પ્રયોગ ૩-૦-૦

ઉમાશંકર જોષી

૯ અંતરાય ૨-૪-૦
૧૦ નિશિથ ૩-૦-૦
૧૧ પ્રાચીના ૨-૮-૦
૧૨ પારકા જણ્યા ૩-૦-૦

પ્રો ફડકે

૧૩ પ્રો ફડકેની વાતો ૨-૪-૦

પ્રશાંત

૧૪ બળતાં પાણી ૩-૪-૦

કરસનદાસ માણેક

૧૫ માલિની ૨-૮-૦

કાન્તિલાલ પરીખ

૧૬ માટીના ચૂલા ૧-૧૨-૦

* દરેકનું ટપાલ ખર્ચ જુદું

**જીવન સાહિત્ય મંદિર**
કાલબાદેવી રોડ, મુંબઈ ૨.
ગાંધી રોડ, અમદાવાદ.

# અમારી એજન્સીનાં પુસ્તકો

☆———☆

## જીવન ચરિત્ર

મો. ન. અમીન જીવન અને કાર્ય ૨—૮—૦
માલવીયાજી સાથે ત્રીસ દિવસ ૩—૦—૦
ક્રીસ્ટોફર કોલમ્બસ " ૦—૬—૦
જીવનમંભારણા (શારદા મહેતા) ૨—૮—૦

## કાવ્ય સંગ્રહ

પ્રભાત પ્રાર્થનામાળા ૨—૦—૦
રાષ્ટ્રવીણા શ્રી ગ. પંડયા ૨—૦—૦
ફુલવેણી મૂળજીભાઇ શાહ ૧—૪—૦
રણુરસિયાના રાસ " ૦—૬—૦
રાસનિકુંજ " ૦-૧૨-૦
રાસપદ્મ " ૧—૮—૦
રાસકૌમુદી " ૧—૮—૦
તારાના તેજ " ૦—૮—૦
બાલવીણા " ૦-૧૨-૦
સ્મૃતિ નિકુંજ " ૦—૮—૦
પૂજારણ " ૦ ૧૦ ૦

## નાટક

યુગદર્શન મૂળજીભાઇ શાહ ૧—૪—૦
મંછા ભૂત " ૦—૮—૦

અ. સૌ. કુમારી યશવંત પંડયા ૧—૦—૦
મદન મંદિર " ૦ ૧૦ ૦

## વાર્તા—નવલકથા

નિરંજના મૂળજીભાઇ શાહ ૨—૦—૦
ત્રિનેત્ર " ૨—૦—૦
ફૂલછાબ કે. હ. શેઠ ૨—૦—૦
જાતકકથાઓ ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કુમાર વીરસેન ભાગ. ૩ " ૦—૬—૦
રામસિંહ રાઠોડ " ૦—૬—૦

## આકર ગ્રંથો

બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧—૨ ૨—૨—૦
જૂની ગુજરાતી ભાષા ૧-૧૨ ૦

## ઇતર

ગ્રામચિત્રો ઇશ્વર પેટલીકર ૨—૮—૦
આબુનો પ્રવાસ મૂ. શાહ ૦—૪—૦

**પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.**
પો. બો. ૧૦ વડોદરા

Reg No B 2216

## આ અંકમાં




: વાર્ષિક લવાજમ :

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૪-૦-૦ છૂટક નકલ રૂ ૦-૫-૦

: વ્યવસ્થાપક :
બાપુભાઈ નારણભાઈ અમીન (બી ઈ.મ)
મંત્રી, પુ. મ. સ. મંડળ લિ.

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

આ માસિક આર્ય સુધારક પ્રિં. પ્રેસ વડોદરામાં થી. વલ્લભભાઈ નારણભાઈ અમીને (ખી. ડો.) પુસ્તકાલય સ. સ. મંડળ લિ. ને માટે છાપી પ્રસિદ્ધ કર્યું. તા. ૨૪-૪-૪૮

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૪ મુ    એપ્રિલ-૧૯૪૮    અંક ૯ મો.

# સાહિત્ય સૃષ્ટિનું અવનવું.

સસેકસ પરગણાના હોવ ગામનો રહીશ મિ જેમ્સ ક્રેસ્વેલ જેન્સ પુસ્તકો વાંચીને ૧૦૦ વર્ષ સુધી જીવ્યો છે તેની ગણતરી પ્રમાણે તે દશ વર્ષનો થયો ત્યારથી તેણે ૧૦,૦૦૦ પુસ્તકો વાંચી નાખ્યાં છે. તે ફિલ્મો તથા રેડિયોથી દૂર ભાગે છે તે ફક્ત બે વખત સીનેમા જોવા ગયો છે અને કોઇક વખતજ રેડિયો સાંભળે છે.'

સો વર્ષની ઉંમરે ટુંકા કદના મિ જેન્સ સિત્તેર વર્ષથી વધારે ઉંમરના દેખાતા નથી. તે જર્મન તત્ત્વવેત્તા નિત્શેના પુસ્તકો વાંચી ગએલ છે તેને તેની પોતાની ફિલસુફી છે જેમકે .—

" સારા લોકોનું રાષ્ટ્ર બને તેટલી ઉંડી કેળવણી નથી શેક્સપીઅર તથા ડિકન્સ જેવા મહાન લેખકોને, અપચો થાય ત્યાં સુધી બાળકોના ગળામાં ખોસવામાં આવે છે.

" જે લોકો ક્વચિતજ વાંચે છે તેમનાં મન નબળા હોય છે. તેઓ હાસ્યાસ્પદ અર્થહીન બાબતોમાં ગુંચવાઇ ગયા હોય છે તેઓ પાંચ મિનિટ પણ એકધ્યાન થઈ શકતા નથી."

"થોડાં વર્ષ પહેલાં મે નોંધ કરવાનું શરૂ કર્યું. મારો હેતુ એ હતો કે જ્યારે હું વૃદ્ધ થાઉં અને ભારે વાંચન કરી ન શકું અને મે જીવનમાંથી પ્રાપ્ત કરેલ જ્ઞાન બરોબર સમજવા માગું ત્યારે આ નોંધો જોઈ જવી હવે જેમ જેમ હું વધારે વાંચું છું, તેમ તેમ મને જણાય છે કે હજુ તો ઘણું વાંચવાનું બાકી છે."

હજુ પોતાને જે પુસ્તકો વાંચવાના બાકી છે તેને ઓછામાં ઓછાં બીજા સો વર્ષ લાગે તેમ હોવાથી તે ચશ્મા બદલવાનો વિચાર કરે છે આ ચશ્મા તે ૧૯૨૯ થી વાપરે છે.



નવલકથા લેખક કોમ્પટન મેકેન્ઝી હિન્દના યુદ્ધપ્રયત્નો વિષે પુસ્તક લખવાના છે, તેણે એક મુલાકાતમાં રોઇટરને જણાવ્યું હતું કે ભેગા કરવામાં આવેલ દસ્તાવેજોના અભ્યાસ પરથી તથા ટ્યુનિસથી હોંગકોંગ સુધીના યુદ્ધમેદાનોની લીધેલ મુલાકાતો પરથી યુદ્ધમાં હિંદી લશ્કરે પ્રાપ્ત કરેલ સિદ્ધિ પ્રશંસાપાત્ર હોવાનું જણાયું હતું.

મેકેન્ઝીના આ પુસ્તકનું નામ 'ઇન્ડિયન એપિક' ( Indian Epic ) રહેશે અને હિંદ સરકારના આમંત્રણથી તે લખાય છે

જુન મહિનામાં ઇંગ્લંડ પહોંચતા સુધી મેકેન્ઝી તે પુસ્તક લખવાનું શરૂ કરશે નહિ દરમિયાન તે કેન્યામાં બર્માની લડત સંબંધી હિંદી લશ્કરના ભાગલા પડવાથી પુસ્તકના લખાણમાં આવશ્યક ફેરફારો કરશે. એથી તે મૂળ યોજના કરતાં કદમાં વધારે મોટું થશે. આને અંગે તેને એક વર્ષની તૈયારી તથા ૫૦,૦૦૦ માઈલની મુસાફરી કરવી પડયા છે.



ગાંધીજી સબંધી લંડનમાં પ્રગટ થયેલ પેમ્ફલેટનું ખૂબ સારૂં વેચાણ થાય છે આ પેમ્ફલેટમાં 'ન્યુસ ક્રોનિકલ' ના મહાત્મા ગાંધી ઉપરના બે અગ્રલેખો પુનર્મુદ્રિત કરવામાં આવ્યા છે ને તેનું એવું ઝડપી વેચાણ થયું છે કે પહેલી આવૃત્તિ સત્વરૂ ખપી ગઈ છે

વર્તમાનપત્રોના વાંચકોની મોટી સંખ્યાના આગ્રહને માન આપીને આ પેમ્ફલેટ પ્રગટ કરવામાં આવ્યું હતું તેમાં પંડિત નહેરૂએ મહાત્માજીને આપેલ અંજલિ તથા ગાંધીજીના ઉપદેશોનો સમાવેશ કરવામાં આવ્યો છે



ઇન્સ્ટિટયુટ ફ્રાન્સના પુસ્તકાલયમાંથી ગૂમ થયેલ એક વિરલ પૌર્વાત્ય પુસ્તક ૬૦ વર્ષ પછી તે સંસ્થાને હાર્વર્ડ વિશ્વવિદ્યાલય તરફથી મોકલવામાં આવ્યું છે પુસ્તક ઉપર સંસ્થાનો સિક્કો હતો

અમેરિકાના વિશ્વવિદ્યાલયે પેરિસનાં જુનાં પુસ્તકો વેચનારને ત્યાંથી ખરીદ કરેલ પુસ્તકોમા આ પુસ્તક મળી આવ્યું હતું.



વિલિયમ એચ ડોનાલ્ડ યુદ્ધકાલીન કુઓમીટાંગ લાંચ રૂશ્વત ખમી ન શક્યો તેથી તે ચ્યાંગ કાઇ શેકથી જુદો પડી ગયો હતો. જનરલિસિમોનો કોમ્યુનિસ્ટ પર વિજય થશે તેવી આશા રાખતો ૭ વર્ષ બાદ એ મૃત્યુ પામ્યો. આ પ્રખ્યાત ઑસ્ટ્રેલિયનની જીવનકથા તાજેતરમાં જ પ્રગટ થઇ છે

ડોનાલ્ડે ૧૯૪૬માં પોતાની જીવનકથા, 'હોનોલુલુ એડવર્ટાઇઝર' ના કટારલેખક અર્લ આલ્બર્ટ સેલને કરી હતી. કેન્સરથી પીડાતા તેણે હવાઈ ટાપુની ઇસ્પિતાલની પથારીમાં પડયા પડયા એ લખાવી હતી પુસ્તકનું નામ 'ડોનાલ્ડ ઑફ ચાઇના' છે તેમાં આ ભેદી પુરૂષનું જીવનવૃત્તાંત છે તેણે ૩૭ વર્ષ કુઓમીનટાંગને મદદ કરવામાં તથા સુનયાટ સેન ચ્યાંગ કાઇ શેક તથા બીજા ઘણા ચીની નેતાઓને સલાહ આપવામાં ગાળ્યા હતા

બીન કોમ્યુનિસ્ટોએ જ્યારે જનરાલિસિમોનોનું અપહરણ કર્યું હતુ ત્યારે તેમને છોડાવવાના યત્નોનો મોટો ભાગ ડોનાલ્ડ કોમ્યુનિસ્ટ નેતા યુ એન લાઇને આપતો હતો.



ઇન્ડોનેશિયાની સમાચાર સંસ્થા 'અંતારા' એ આંતરરાષ્ટ્રીય ખબર મેળવવા માટે રૂટર્સ તથા યુનાઇટેડ પ્રેસ સાથે પ્રાથમિક ગોઠવણો કરી લીધી છે અને લંડન, કેરો, નવી દિલ્હી તથા સિંગાપોરમાં પોતાના ખબરપત્રીઓ રાખ્યા છે

યુદ્ધની શરૂઆતમાં નેધર્લેંડઝના ઇન્ડીઝ સરકારે અંતારા પર પ્રતિબંધ મૂકયો હતો પણ પાછળથી તે નવેસરથી શરૂ થઈ અને અત્યારે તો તે રિપબ્લિકન વર્તમાનપત્રો તથા રેડિયો સ્ટેશનોને ખબર પુરા પાડનાર મુખ્ય એજન્સી છે.

અખિલ ઇન્ડોનેશિયાના વર્તમાનપત્ર મંડળની માલિકી હેઠળ તેનો કાર્યપ્રદેશ વિસ્તારવાની યોજનાઓ થઇ રહી છે.

અત્યારે ઇન્ડોનેશિયામાં લગભગ ૩૦ દૈનિકો છે તેમાં મોટામાં મોટા 'મેર્ડેકા merdeka (બટેવિયા) તથા કેડોલ્ટન હાકીયાટ' (kedenltanhakıat) છે. તેમનો ફેલાવો અનુક્રમે ૮,૦૦૦ તથા ૬,૦૦૦ નકલોનો છે વર્તમાનપત્રો પર સરકારી અંકુશ નથી, તેમજ તેમે સરકારી મદદ મળતી નથી પરંતુ ઇન્ડોનેશિયાના પત્રકારો ઉત્સાહી છે અને પત્રકારિત્વની નિશાળો સ્થાપવાની તથા પરદેશ અભ્યાસ માટે જવાનાઓને શિષ્યવૃત્તિઓ આપવાની દરખાસ્ત રાખે છે

હિંદમાં ૧૯૦૬ થી ૧૯૪૭ સુધીમાં થયેલાં કોમી રમખાણો સંબંધી હકીકતોનો વિગતવાર રિપોર્ટ હિંદી સરકાર તૈયાર કરાવી રહેલ છે આ રિપોર્ટ શ્રી. ગોપાલસ્વામી આયંગરને સંરક્ષણ સમિતીમાં તેને મદદગાર થઇ પડવા માટે આપવામાં આવશે



ઝેક પરદેશ ખાતાના મંત્રી જેન મેસેરિકના આપઘાત સંબંધી તાતા મેમોરિયલ હોસ્પિતાલવાળા ડૉ ફેરિયર રસદાયક હકીકત કહે છે. ઝેક રાષ્ટ્રના વિધાતા તેના પિતા મહાન ટોમસ મેસેરિકને હિડનબર્ગ વિશ્વવિદ્યાલયની પી એચ ડી. ની ડીગ્રી 'આપઘાત' સંબંધી નિબંધ લખવા માટે આપવામાં આવી હતી



૧૯૪૭ ના ઉત્તરાર્ધ માટે જાહેરખબર સંશોધન સંસ્થાએ તાજેતરમાં પુરી કરેલ તપાસ પરથી જણાય છે કે જુલાઇથી ડિસેમ્બર સુધીના વર્તમાનપત્રોની જાહેર ખબર માટે ૭૭,૭૯ ૯૩૭ રૂ ખરચવામાં આવ્યા હતા. આ તપાસમા રમતગમત, બેંકો તથા વીમા સંબંધી જાહેરખબર સિવાય બીજા બધા પ્રકારની જાહેરખબરોનો સમાવેશ થતો હતો.

આ તપાસમા હિંદ, પાકીસ્તાન તથા સીલોનના કુલ ૧૩ ભાષાના ૧૨૭ અગ્રગણ્ય પ્રકાશનોની પસંદગી કરવામાં આવી હતી

વધારેમાં વધારે ખરચ સીગારેટની જાહેરખબર માટે રૂ. ૩,૫૦,૦૦૦ નો કરવામાં આવ્યો હતો. સૌ દર્યવર્ધક ચીજો માટે ૩,૮૪,૦૦૦ રૂ, ફાઉન્ટન પેનો માટે ૩,૫૦,૦૦૦ રૂ, તથા રેડીયો માટે ૨,૯૫,૦૦૦ રૂ ખરચવામા આવ્યા હતા

જગતના આ ભાગમાં વર્તમાનપત્રોમાં આવતી જાહેરખબરના આંકડા તૈયાર કરવાનો આ પહેલો પ્રયત્ન છે



દક્ષિણ-પૂર્વ એશિયા કમાન્ડના આગલા સર્વોચ્ચ અધિકારી લોર્ડ લુઇ માઉન્ટબેટને જાપાનીઓ સામે મિત્ર રાજ્યોના આક્રમણ સબંધીના આદેશો સંબંધી છેલ્લી નોંધ પૂરી કરી છે

વિખેરી નાખવામાં આવેલ દક્ષિણ-પૂર્વ એશિયાના સ્ટાફની મદદથી લોર્ડ માઉન્ટબેટન યુદ્ધનો ઇતિહાસ લખી રહ્યા હતા.



અમેરિકન કટારલેખક તથા ગ્રંથકાર લુઇ ફિશર અત્યારે ગાંધીજી વિષે પુસ્તક લખી રહેલ છે. પુસ્તકનું નામ 'ધી લાઇફ એન્ડ ટીચીંગ્ઝ ઑફ ગાંધીજી' (Life and Teachings of Gandhiji) છે

કાનપુરના સુપ્રસિદ્ધ દાનવીર હાફીઝ મહમદ સીદીકીએ ગાંધી પુસ્તકાલય સ્થાપવા માટે રૂ. ૨૫,૦૦૦ નું દાન આપ્યુ છે આ પુસ્તકાલયદ્વારા ગાંધીજીના સિદ્ધાંતોનો પ્રચાર કરવામાં આવશે.



મદ્રાસ સરકારે તામિલ, તેલુગુ, કન્નડ તથા મલાયલમ ભાષામા પ્રગટ થતા શ્રેષ્ઠ પુસ્તકો માટે રૂ ૨૫૦ થી શરૂ કરીને રૂ ૫૦૦ સુધીના પારિતોષિકો આપવાની જાહેરાત કરી છે કાવ્ય, વાર્તા, નવલિકા, નાટકો, બાલસાહિત્ય તથા કળાના પુસ્તકોનો આમાં સમાવેશ થાય છે

દરભંગાના યુવાન લેખકોના મંડળ 'નવરત્ન ગોષ્ટિ' એ આમજનતા માટે સાહિત્ય શ્રેણિ શરૂ કરવાનુ નક્કી કર્યું છે તેમાં દરેક પુસ્તકની કિંમત ફક્ત દશ આનાજ રાખવામાં આવશે કાવ્યના બે પુસ્તકો શ્રી મથુરાનંદ ચૌધરી કૃત 'કૃષક' તથા શ્રી ચંદ્રનાથ મિશ્ર 'અમર' કૃત 'ગુડગુડી' પ્રગટ થઇ ચુકયાં છે



લોહના વિદ્યાપીઠના અધિષ્ઠાતા પંડિત ગિદ્ધિનાથ ઝાએ બારથી વધારે પ્રમાણભૂત ગ્રંથો પ્રગટ કર્યા છે. તેમાં સૌથી અગત્યનુ પુસ્તક 'વિશ્વભૂષણ' છે તેમા તેણે નવ રસોની વિદ્વત્તાપૂર્વક ચર્ચાવટ કરી છે



નાગપુરના માસિક 'પૂજા' નો જાન્યુઆરી અંક નવલિકા અંક તરીકે પ્રગટ કરવામાં આવ્યો હતો. તેમાં ત્રણ નવલિકાઓ ઇનામવાળી હતી મુંબઇના શ્રી સદાનંદ રેગે, શ્રી માધવ પંડિત તથા નાગપુરના શ્રી જયકુમાર જુસારીને અનુક્રમે રૂ, ૨૫, ૧૫, તથા ૧૦ ના ઇનામો આપવામાં આવ્યાં હતાં



૧૯૪૬ માં બંગાળામાં બનેલ કરુણ ઘટના માટે આશરે ૫૦ પંક્તિઓના શ્રેષ્ઠ પોવાડા માટે નાગપુરના શ્રી ડી એસ ફ્રોફેલે ઇનામની જાહેરાત કરી હતી રૂ. ૫૦) નું પહેલુ ઇનામ જમખંડીના શ્રીમતી સ્નેહલતા ગોપાલ ઘાસિયાસને આપવામા આવ્યુ છે



પૂનાના સુપ્રસિદ્ધ નવલકથા તથા નવલિકા લેખક તેમ નાટયકાર શ્રી એન. વી કુળકર્ણીનું પચાવન વર્ષની ઉંમરે જાન્યુઆરીમાં અવસાન થયુ છે તે મહારાષ્ટ્ર કુટુંબ-મેળાના સ્થાપક તથા તંત્રી હતા આ શ્રેણીમા તેની કેટલીક શ્રેષ્ઠ નવલકથાઓ 'મજુર', 'સિપાઇ' વગેરે પ્રગટ થઈ હતી તેના નાટકો પૈકી 'માઇ સાહેબ' તથા 'કાન્હો પાત્રા' ને રંગભૂમી પર સફળતા પ્રાપ્ત થઇ હતી



મરાઠી સાહિત્ય સંઘે (ગીરગામ, મુંબઈ) પોતાના સ્વ પ્રમુખ પ્રો એ બી ગજેન્દ્ર ગડકરની સ્મૃતિ જાળવવા ચાર યોજના તેમની પહેલી મૃત્યુતિથિએ, ગુહશાસ્ત્ર ઉપર શ્રેષ્ઠ પુસ્તક લખનારને રૂ ૧૦૦૦ નું ઇનામ આપવાની છે



તામિલ ભાષાની અભિવૃદ્ધિ કરવા માટે પ્રોત્સાહન આપવાના કેટલાક યત્નો તાજેતરમાં કરવામાં આવ્યા છે તિરૂપાન દવ મઠે મદ્રાસ સરકારની તામિલ પરીક્ષાઓમાં પહેલા આવનારને વાર્ષિક એક હજાર રૂપિયા આપવાની જાહેરાત કરીને તેની શરૂઆત કરી, ત્યારબાદ 'કલિક' તથા 'કલઇ મગલ' નવલિકા તથા નવલકથાલેખકને દર વર્ષ દરમિયાન પ્રગટ થયેલ શ્રેષ્ઠ

પુસ્તકોના લેખકોને દરેકને રૂા. ૫૦૦) ના કેટલાંક ઇનામો આપવાની વાતાથી ઠઠ ગામે જાહેરાત કરી છે સાઇ ભક્ત શ્રી.એસ બી. કેશવટયાએ એક લેખમાં ગાંધીગીતાની ખિસ્સાની આવૃત્તિ પ્રગટ કરવાની સૂચના કરી છે તે લખે છે કે હિંદના વડા પ્રધાન, પ્રાંતોના બધા પ્રધાનો તથા દેશી રાજ્યોના શાસકોને મારી નમ્ર વિનંતિ છે કે ગાંધી ભાષાઓમાં ભગવદ્‌ગીતા તથા મહાત્માજીના ઉપદેશોની ખિસામા રહી શકે તેવી આવૃત્તિઓ બહાર પાડવી તેમાં શ્રી કૃષ્ણ તથા મહાત્માજીના ચિત્રો આપવાં તથા દરેક સરકારી નોકરને એક નકલ ભેટ આપવી તેથી તેઓ તેના બધા ઉપદેશોનો અમલ કરી શકે અને જનતાને દુષ્ટતા, જાતિવેર તથા કડવાશથી દૂર રહેવાનુ કહી જનતાની પ્રવૃત્તિઓને સત્ય તથા વિશ્વભ્રાતૃભાવને પથે વાળી શકે



હિંદમાં બધી શાળાઓને સૂચના આપવામા આવી છે કે હિંદની સ્વાતંત્ર્યની ચળવળને લાંછન લગાડે તેવા લેખ કે વાત જે પુસ્તકમાં હોય તેને પાઠય પુસ્તક તરીકે ચલાવવા નહિ

વળી હિંદની રાજકીય, સામાજીક તથા વૈજ્ઞાનિક પ્રગતિમા જે મહાન હિંદીઓએ ફાળો આપ્યો હોય તેમના જીવનચરિત્રોને અભ્યાસક્રમમાં દાખલ કરવાની શાળાઓના અધિકારીઓને વિનંતિ કરવામાં આવી છે આનો હેતુ,કુમળા વિદ્યાર્થીઓના મનમાં રાષ્ટ્ર માટે પ્રેમ તથા રાષ્ટ્રીય આગેવાનો માટે માન ઉત્પન્ન કરવાનો છે



અમેરિકન ' હુઝ હુ ' ( ટુંકી ચરિતાવલિ ) મા ૫,૪૩૦ નવાં જીવનચરિત્રો દાખલ કરવામાં આવ્યાં છે તેમા મહાત્મા ગાંધી, પંડિત નેહરૂ, મિ ઝીણા, એમ. મોલોટોવ, માર્શલ ટિટો અને હેલ સિલાસીના જીવનચરિત્રોનો સમાવેશ થાય છે.



૧૯૨૧ ના અસહકારના સમયમાં મહાત્મા ગાંધીજીએ સ્થાપેલ રાષ્ટ્રીય વિદ્યાપીઠ– કાશી વિદ્યાપીઠ– મહાત્મા ગાંધીજીના જીવન, લખાણો તથા ભાષણોને હિંદમાં ૨૫ ભાગોમાં પ્રગટ કરવાનુ નક્કી કર્યું છે આ માળામા જગતભરમાંથી તેમને આપવામાં આવેલ અંજલીઓનો પણ સમાવેશ કરવામાં આવશે આ માળાનુ સચાલન શ્રી કમલાપતિ શાસ્ત્રીની દેખરેખ હેઠળ થશે દરેક પુસ્તક સચિત્ર થશે અને એક પુસ્તકમાં તો ફક્ત ચિત્રોજ આપવામા આવશે દરેક પુસ્તકની કીમત રૂ દોઢ રાખવામાં આવી છે પરંતુ જે કાયમી ગ્રાહક તરીકે નામ નોંધાવશે તેને પુસ્તક ફકત એક રૂપિયામાં મળશે



ઇગ્લાંડમા જૂનાં પુસ્તકાલયોમાં તથા જૂનાં પુસ્તકો વેચનારની દુકાનોમાં અણશોધ્યા સાહિત્યવિષયક ખજાના પડેલા છે કોઇ આવીને તેમને જગ જાહેર કરે ત્યાં સુધી તેઓ ત્યાં પડયા રહે છે અથવા તો ગમે તે રીતે અદૃશ્ય થઈ જાય છે

તાજેતરમા એક આવો દાખલો પ્રકાશમાં આવ્યો છે ઓકસફર્ડ ના બોડલિયન પુસ્તકાલયે ' પિલિગ્રિમ ટ્રસ્ટ ' ની સહાયથી પ્રખ્યાત અગ્રેજ તત્ત્વવેત્તા જ્હોન લોકના હસ્તલખાણો તથા પત્રવ્યવહારનો મોટો સગ્રહ પ્રાપ્ત કર્યો છે સત્તરમી સદીમાં લોકે પોતે તેને ઇસ્કોતરામાં મુકયો ત્યારથી લગભગ ૩૦૦ વર્ષોથી તે લોર્ડ લવલેસના કુટુંબના ઇસ્કોતરામાં પડયો રહેલો

અલબત્ત, જૂની હસ્તપ્રતોની તથા પુસ્તકોની કીમત બેહદ વધી ગઇ છે. લંડનની ચેન્સેલરી લેનમાં આવેલ હરરાજી વાળા હોગ્સન્સ માત્ર પુસ્તકોનું જ કામકાજ કરે છે. ત્યાં 'પ્લિનેના' 'નેચરલ હિસ્ટરી' (કુદરતી ઇતિહાસ) નું ૧૬૦૧ માં ફી લેમન હોલન્ડે કરેલ ભાષાંતરનું પુસ્તક જોવામાં આવ્યું હતું

આ પુસ્તક બહુ વિરલ નથી, પણ શેકસ્પીઅરે આ આવૃત્તિનું સંસ્કરણ કરેલ હોઈ તેની ઉપયોગિતા વધી જાય છે,



ઇંગ્લેંડમાં જૂનાં વિરલ પુસ્તકો તથા હસ્તપ્રતોનો ભાવ આસમાને ચડાવી દેનાર ટી જે વાઇઝી હતો તેની કારકિર્દી રોમાંચક હતી આમ તો તે વેપારી હતો, પણ તેણે 'એશ્લી પુસ્તકાલય' નામથી ઓળખાતો પુસ્તકસંગ્રહ કર્યો તેની બે વિશિષ્ટતા હતી. એક તો એ કે વાઇઝી પાસે ઇલિઝાબેથના સમયના નાટકોની ઘણી મૂળ પ્રતો સામાન્યત સારી સ્થિતિમાં હતી ઉપરાંત તેની પાસે શેલી, બાયરન, ખોન્ટિસ તથા રિવન્બર્નના ગ્રંથોની મૂળ પ્રતોનો વિરલ સંગ્રહ હતો. કોઇપણ વિદ્વાન માટે તેના પુસ્તકાલયનાં દ્વાર હમેશ માટે ખુલ્લાં હતા પુસ્તકોના મૂળ પૂઠાં ન હોય ત્યારે તેને ફક્કડ મોરોક્કોમાં બાંધવામાં આવતા હતા

પોતાના મૃત્યુ સમયે વાઇઝે તેના વસિયાતનામામાં આ સંગ્રહ બ્રિટિશ સંગ્રહસ્થાનને આપતો ગયો તેની કિંમત સામાન્યત ૬૦,૦૦૦ પૌંડ-૭,૯૮,૬૧૨ રૂપિયા ગણવામાં આવે છે જો તેની હરરાજી કરવામાં આવી હોત તો તેના અઢી લાખ પૌંડ ઉપજ્યા હોત. સંગ્રહસ્થાન તેને એટલો કીમતી ગણે છે કે એક જુદા ઓરડામાં તે રાખવામાં આવેલ છે



જહૉન કીટસે આખું હાથે લખેલ સોનેટ 'હેપી ઇઝ ઇંગ્લંડ' (ઇંગ્લંડ સુખી છે) તથા તેના કાવ્યોનું પુસ્તક સોધેબીને ત્યાંથી તાજેતરમાં ૫૦૦ પૌંડમાં વેચવામાં આવ્યું હતું

જગતનું સૌથી કીમતી પુસ્તક, અત્યારે જેની એક નકલના એક લાખ પૌંડ બેસે છે- તેવું જગતનું ખુબજ કીમતી પુસ્તક બ્રિટનમાં ૨૫ શિલિંગમાં પ્રગટ થવાનું છે

તે પુસ્તકનું નામ 'ધી મિન્ટ' (The Mint) છે અને તેનો લેખક અરબસ્તાનનો લોરેન્સ છે તેમાં તેણે શાહી હવાઇ દળ સાથેના પોતાના અનુભવોનું વર્ણન કરેલ છે અમેરિકન પ્રકાશકોએ કોપી રાઇટ મેળવવા માટે બાર વર્ષ પહેલાં તેની દશ નકલો છાપી હતી અને તેનું વેચાણ અટકાવવા માટે નોંધપાત્ર કીમત ઠરાવી હતી કોઇ ખરીદનાર લખવું નહોતું

લોરેન્સે ૧૯૪૯ માં તેને સામાન્યત. પ્રગટ કરવાની છૂટ આપેલી હોઈ નવી આવૃત્તિ પ્રગટ કરવાની યોજના ઘડાઇ રહેલ છે.*

—છોટાલાલ માનસિંગ કામદાર.

*આમાંની કેટલીક નોંધો ઇન્ડીયન પી ઇ એન પરથી સાભાર લીધી છે

# પુસ્તકાલયના પગથારેથી

## વ્યાયામ પ્રવૃત્તિવિષયક પુસ્તક

વ્યાયામ પ્રવૃત્તિમાં રસ ધરાવનારાઓ માટે ઉપયોગી નીવડે એવુ પુસ્તક કાન્દીવલીની ટ્રેઇનિંગ ઇન્સ્ટિટયૂટ ઓફ ફિઝીકલ એજ્યુકેશનના જૂના વિદ્યાર્થીમંડળ તરફથી પ્રગટ થયુ છે પુસ્તકનુ નામ 'Our Physical Activities' ('આપણી વ્યાયામ વિષયક પ્રવૃત્તિઓ') લેખક શ્રી વી. કે દૂલકર્ણી છે.

## ગાંધીજી વિશે પુસ્તકો

અંગ્રેજીમાં ગાંધી સાહિત્યના સુપ્રસિદ્ધ સંગ્રાહક શ્રી આર કે પ્રભુ સંપાદિત નવું પુસ્તક 'India of My Dreams' ('મારા સ્વપ્નોનું હિંદ') પ્રગટ થયુ છે એમાં ગાંધીજી કેવું હિંદ ઇચ્છતા હતા તે વિશે ગાંધીજીના વિચારો સંગ્રહિત કર્યા છે પુસ્તકને આમુખ રાજેન્દ્ર બાબુએ લખ્યો છે આ અગાઉ શ્રી પ્રભુએ ગાંધીજીનું માનસ આબેહૂબ રીતે સમજાવતા ગાંધીજીના જ વિચારો 'The Mind of Mahtama Gandhi' એ નામે ગ્રંથસ્થ કર્યા હતા



સુપ્રસિદ્ધ અમેરિકન પત્રકાર શ્રી લુઈ ફિશરે ગાંધીજીની અંગત મુલાકાત લઇ એ વિશ્વવંદ્ય ગાંધીજીનુ માનસ સમજાવતું ઉપયોગી પુસ્તક 'ગાંધીજી સાથે અઠવાડીયુ' લખ્યુ હતુ એ પછી એ પત્રકારે 'ગાંધી અને સ્ટેલિન' (આ અંગ્રેજી પુસ્તક હિંદીમાં ભાષાંતર થઇ બહાર પડયું છે) નામનું પુસ્તક લખ્યુ છે હવે ખબર મળે છે કે પૂ ગાંધીજીના અવસાન પછી હાર્પર બ્રધર્સ નામની પ્રકાશન સંસ્થાએ લુઇ ફિશરને 'ગાંધીજીની કથા જીવન અને ઉપદેશ નામનુ પુસ્તક લખવા સોંપ્યું છે.



પૂ ગાંધીજીના અંગાગી અંતેવાસી અને એમના મંત્રીઓ પૈકીના એક શ્રી. નર્મદાકુમાર બોઝે ગાંધીજીના લખાણો ચૂંટીને સંગ્રહરૂપે 'Selections from Gandhi' નામે બહાર પાડયા છે નવજીવન પ્રકાશન મંદિરે એ બહાર પાડયા છે ને એ પુસ્તકની પ્રસ્તાવના ગાંધીજીએ પોતે લખી છે



## પૂ. ગાંધીજીની છત્રછાયા નીચેની સંસ્થાઓ

પૂ. બાપુજીની છત્રછાયા નીચે વર્ધામાં ઊભી થયેલી સંસ્થાઓનો પરિચય આપતુ એક પુસ્તક The 'Gandhin institutions of Wardha' (વર્ધાની ગાંધીવાદી સંસ્થાઓ) એ નામનુ શ્રી આર વી રાવે લખેલુ પ્રગટ થયુ છે.



## બિરલા કૃત 'બાપુ'

જાણીતા ગાંધીભક્ત ઉદ્યોગપતિ શ્રી ઘનશ્યામદાસ બિરલાનુ મૂળ હિંદીમાં લખેલું પૂ. ગાંધીજીનુ 'બાપુ' નામનુ પૂજ્ય ગાંધીજી પ્રત્યેના ભક્તિરસથી છલકાતું, જીવનચરિત્ર ગુજરાતીમાં કયારનું ય અવતાર પામ્યુ છે કન્નડ ભાષાના જાણીતા ગાંધીભક્ત સાહિત્યકાર શ્રી દિવાકરે એનુ મૂળ હિંદીમાંથી કન્નડમાં ભાષાંતર પ્રગટ કર્યું છે.

卐

## પૂ. ગાંધીજીનુ 'ગીતાબોધ' બંગાળીમાં

પૂ. ગાંધીજીએ 'ગીતા' ઉપર જે ગીતાબોધ' નામનુ પુસ્તક આપણી ગરવી ગૂજરાતી ભાષામા લખ્યુ છે તેનુ મૂળ ગૂજરાતી ઉપરથી બંગાળીમાં ભાષાંતર ડૉ. પ્રફુલચંદ્ર ઘોષે (કૉમિલ્લા કારાગારીના જાણીતા સભ્ય શ્રી કુમારચંદ્ર નામના બંગાળી અનુવાદકના સહકાર્યથી) કર્યું છે એ બંગાળી ભાષાન્તરની આલોચના કરતાં પૂ. ગાંધીજીના બંગાળી અંતેવાસી શ્રી નિર્મળકુમાર બોઝ લખે છે "Language is simple plain & preserves the spirit & intention of the original. (અનુવાદની ભાષા સરળ સ્પષ્ટ છે અને મૂળનો ભાવ તેમ જ હેતુ જાળવી રાખે છે.)"

## બ્રહ્મદેશની રાજ્યનીતિ

રંગૂનની હાઈકોર્ટના એક શ્રી એન સી સેન, નામના ભૂતપૂર્વ એડવોકેટનુ 'A Peep into Burma Politics' નામનુ પુસ્તક હમણાંજ પ્રગટ થયું છે એ પુસ્તક આપણા પાડોશી પ્રાંત–બ્રહ્મદેશની રાજ્યનીતિ પર ઠીક ઠીક પ્રકાશ પાડે છે

## એમ એન. રૉય

સુપ્રસિદ્ધ-રૉયિસ્ટ નેતા, ને રૉયિસ્ટ પક્ષના સંસ્થાપક શ્રી એમ એન રૉયનુ નવું પુસ્તક 'New Humanism' ('નવી માનવતા') એ નામે તાજેતરમાં બહાર પડયુ છે.

## સ્વ. રણજિત પંડિત

શ્રી વિજયાલક્ષ્મી પંડિતના પતિ સ્વ રણજિત પંડિત (એઓ ગુજરાતી હતા) એક ઉચ્ચ કક્ષાના સંસ્કૃતના વિદ્વાન હતા એમણે કલ્હણના પ્રસિદ્ધ પુસ્તક 'રાજતરંગિણી'નુ અંગ્રેજીમાં ભાષાંતર કરેલુ છે તાજેતરમાં, કવિકુલગુરુ કાળિદાસના 'ઋતુસંહાર'નું એમણે અંગ્રેજીમાં કરેલું ભાષાંતર પ્રગટ થયુ છે શ્રીમતી સરોજિનીદેવીએ 'Situation' એ શીર્ષક હેઠળ આ પુસ્તકની પ્રસ્તાવના લખી છે.

## લોકસાહિત્ય

લોકમાનસને શ્રીમતી સરોજિનીદેવીએ, વિદ્યા–માનસ તરીકે ઓળખાવ્યું છે જેમણે આસામના સાહિત્યની રૂપરેખા આપતી ચોપડી અખિલ હિંદ લેખક સંઘ (P. E N) ન

માટે લખી છે તે આસામના સુપ્રસિદ્ધ સાહિત્યકાર શ્રી. ડૉ બિરચીકુમાર બરુઆએ હિંદી સરકાર સમક્ષ લોક–સંસ્કૃતિ (Folk culture) અંગે એક યોજના રજૂ કરી છે આ યોજના અનુસાર લોકસંસ્કૃતિમાં મૌલિક સાહિત્ય રચયોના નામો, પ્રશ્નો ઈ૦ નો સમાવેશ થશે શ્રી બરુઆએ આવી જ એક યોજના ગૌહત્તિ વિશ્વવિદ્યાલયમાં રજૂ કરી છે

## પ્રિન્સિપાલ ગોકાક

ઘણા નહિ જાણતા હોય કે આપણા વિસનગર (ઉ ગુ ) કોલેજના પ્રિન્સિપાલ શ્રી વી કે ગોકાક કન્નડના સાગ કવિ અને એ ભાષાના ઉત્તમ વિવેચક છે અખિલ હિંદ લેખકસંઘે ભારતીય ભાષાઓના આધુનિક સાહિત્ય વિશે, બનારસની બેઠક વેળાએ જે ભાષણો કર્યાં હતાં તેમાં કન્નડ વિશે પ્રિન્સિપાલ ગોકાક બોલ્યા હતા

## અંગ્રેજી સુવાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર

સુપ્રસિદ્ધ અંગ્રેજી વર્તમાનપત્ર ‘The Times of India’ના દરરોજ આવતાં The Thought for To-day (‘આજના સુવિચારો’ એ વિભાગ ઘણાનું ધ્યાન ખેંચતો આવેલો છે એ જ સુવાક્યો ગ્રંથસ્થ પણ થયાં છે એ જ સુવાક્યોનું સંસ્કૃતમાં ભાષાંતર ‘સ્કીર્તનાવલિ’ એ નામથી વાસુદેવ સદાશિવ જોષી નામના લેખકે કર્યું છે એક વિવેચક ‘સુકીર્તનાવલિ’ ની આલોચના કરતાં લખે છે કે, આ પ્રકારનો પ્રયત્ન સંસ્કૃતમાં પહેલવહેલો જ નથી પણ પ્રો કે છાપેકરે ગ્રીક અને જર્મન કાવ્યકણિકાઓનાં સુંદર ભાષાંતર છેક ૧૯૦૩–૪ માં ‘वचनशतकम्’ અને ‘સુભાષિત માલિકા’ એ નામે અત્યારે બંધ પડેલા ‘Indian Antiqrary’ નામના માસિકમાં આપ્યાં હતાં

## તેલુગુ–હિન્દુસ્તાની

ગૂજરાતમાં હિન્દી શીખવા માટે તો ક્યારનાય, વર્ગો થયા, પગરણ મંડાયાં છે, પણ દક્ષિણ ભાગતમાં હિન્દીનો પ્રચાર આસાન નથી તેલુગુ ભાષાભાષીઓને હિન્દી શીખવા માટે ‘હિંદી પ્રચારક, નરસરાવ પેઠ, જિ ગન્તૂર,’ ( Hindi Pracharak, Narsa Peth Guntur Dt ) તરફથી શ્રી એમ હનુમન્તરાવ લિ ‘હિંદુસ્તાની શિક્ષક’ નામનું પુસ્તક એક રૂપિયાના મૂલ્યનું પુસ્તક પ્રગટ થયું છે

## વિદુષી શ્રીમતી કમલાદેવી ચટ્ટોપાધ્યાય

સમાજવાદી પક્ષના અગ્રણી કાર્યકર્ત્રી અને વિદુષી શ્રીમતી કમળાદેવી ચટ્ટોપાધ્યાયના નામથી ભાગ્યે જ કોઈ હિંદી અજાણ હશે હમણા એમના આંતરરાષ્ટ્રિય રાજનીતિ પર સંસ લેખો અંગ્રેજી માસિક ‘મોડર્ન રિવ્યૂ’ માં, ગાવિતા એમના એ લેખો અને બીજા લેખોમાંથી ચૂંટણી કરીને એક પુસ્તક શ્રી યુસુફ મહેરઅલીએ સંપાદન કર્યું છે પુસ્તકનું નામ આપ્યું છે. ‘At the Cross-Roads’ ‘ત્રિભેટે’) આ પુસ્તક શ્રીમતી કમલાદેવીની વિદ્વત્તાની મહત્તા સમજવામાં ઠીક ઠીક ફાળો આપશે

## પર્લ બક

મહાન અમેરિકન નવલકથાકાર શ્રીમતી પર્લ બકનો નવો વાર્તાસંગ્રહ ‘Far and Near’ (દૂર અને નજીક) પ્રગટ થયો છે એમાં જાપાન, ચીન અને અમેરિકાના

જીવનને સ્પર્શતી વાર્તાઓ મંગ્રહાય છે. આ પુસ્તકની આલોચના કર્તા એક વિવેચક લખે છે કે, પર્લ બકનો આ વાર્તાસંગ્રહ જોતાં શ્રીમતી પર્લ બક જેટલી સફળતાથી ચીની જીવનની વાર્તા લખી શકે છે તેટલી સફળતાથી ઇતર દેશના જીવનની લખી શકતાં નથી

## જીવન ચરિત્રો

"મહારાષ્ટ્રના ત્રણ તપસ્વીઓ"ના નામે ઓળખાતા શ્રી સાને ગુરુજી, શ્રી વા મ જોષી અને શ્રી. આગરકરનાં જીવનચરિત્રોનો સંગ્રહ મરાઠી ભાષામાં 'तीन तपस्वी' એ નામે પ્રગટ થયો છે ૬૦ જેટલા સ્વાતંત્ર્યના શહીદોનાં જીવનચરિત્રોનો સંગ્રહ હિંદીમાં 'આઝાદી કે પર્વાને' એ નામે પ્રગટ થયો છે આ પુસ્તકની ભૂમિકા શ્રી પુરુષોત્તમદાસ, ટંડને લખી છે મરાઠીમાં ક્રાંતિવીર ફડકેનું દળદાર જીવનચરિત હમણાં બહાર પડયું હતું આવું જ દળદાર જીવનચરિત્ર 'સરદાર ભગતસિંહ'નું હિંદીમાં બહાર પડયું છે. આ પુસ્તકની ભૂમિકા પણ 'આઝાદી કે પર્વાને'ની જેમ, શ્રી. પુરુષોત્તમદાસ ટંડને લખી છે

## અવસાન નોંધ

હિંદીનાં સુપ્રસિદ્ધ કવિયિત્રી અને લેખિકા શ્રીમતી સુભદ્રાદેવી ચૌહાણનું મોટર-અકસ્માતથી અવસાન થયું છે 'यह झांसीवाली रानी थी।' વાળુ ઝાંસીની રાણી લક્ષ્મીબાઇ પર લખેલું એમનું કાવ્ય અતિલોકપ્રિય છે.



* એક આશાસ્પદ યુવાન લેખક અને અનુવાદક શ્રી પીતાંબરદાસ રા ભારદ્વાજના અકાળ અવસાનની નોંધ લેતા ખેદ થાય છે. શ્રી ભારદ્વાજ પહેલાં 'કુમાર' માં ને પછી 'ભારતી સાહિત્ય સંઘ લિ.' માં કાર્ય કરતા હતા સાહિત્ય સૃષ્ટિમાં એમના સભા સ્વરૂપ અનૂદિત સંભારણું તેઓ મૂકતા ગયા છે, અને તે Alice in Wonder Land નું 'લીલી, અજાયબ દેશમાં' એ નામથી બહાર પડયું છે　　　　—'शिवम् सुन्दरम्'

---

# વિશ્વના સંવત્સરો

હાલમાં હિંદુસ્તાનમાં ચાલતા સંવત્સરો નીચે મુજબના મુખ્ય છે

| નામ | ચાલુ વર્ષ | નામ | ચાલુ વર્ષ |
|---|---|---|---|
| સૃષ્ટિ સંવત્સર | ૧૯૭૨૯૪૯૦૪૭ | વિક્રમ ,, | ૨૦૦૪ |
| પારસી ,, | ૧૮૯૬૧૫ | ઇસા ,, | ૧૯૪૮ |
| કલિ ,, | ૫૦૪૯ | શાલીવહાન ,, | ૧૮૬૯ |
| યુધિષ્ઠિર ,, | ૪૩૦૭ | હિજરી ,, | ૧૩૬૭ |
| મૂસા ,, | ૩૫૨૦ | બંગાળી ,, | ૧૩૫૫ |
| યૂનાની ,, | ૨૦૧૪ | ગુરુનાનક ,, | ૪૭૮ |
| બુદ્ધ ,, | ૨૪૯૧ | દયાનંદ ,, | ૧૨૩ |
| વીર ,, | ૨૪૭૪ | | |

અન્ય દેશોમાં નીચે મુજબના સંવત્સરો ચાલે છે

| | | | |
|---|---|---|---|
| ચીન સંવત્સર | ૯૬૦૦૨૪૯૭ | ઇબ્રાહીમ ,, | ૩૮૬૮ |
| મિશ્ર ,, | ૨૭૬૦૧ | રમઝ ,, | ૩૬૫૧ |
| ઇરાન ,, | ૫૯૫૫૨ | રૂમ ,, | ૨૭૦૦ |

# શાળા અને પુસ્તકાલય

શાળા અને પુસ્તકાલયનો સંબંધ મન અને શરીરના જેવો છે મન અને શરીર એક-બીજાના આધારભૂત છે, તેમ શાળા અને પુસ્તકાલય પણ એકબીજાના આધારભૂત ગણી શકાય જેમ શરીર વગર મન અને મન વગર શરીર હોઈ ન શકે, તેમ શાળા અને પુસ્તકાલય માટેનો સંબંધ કહેવો હોય તો કહી શકાય ખરો

પુસ્તકાલયથી શાળા સંસ્થાને પોષણ મળે છે ગામડાંની શાળાઓમાં પ્રાથમિક શિક્ષણ ઘણું ખરું વર્ગ ૫ પાસ થવાથી પૂરું થાય છે આ શિક્ષણ ચિરંજીવી હોતું નથી પરંતુ આટલું જ શિક્ષણ લઈ બાળક પુસ્તકાલયપ્રેમી બને તો જરૂર તેનું શિક્ષણ ટકાઉ થઈ દીપી ઊઠશે જેનું શિક્ષણ દીપી ઊઠેલું છે તેવું બાળક ભવિષ્યમાં એક નાગરિક તરીકે શાળા પ્રત્યે ઉચ્ચ આદર્શો ધરાવશે, અને શાળા સંસ્થાની કિંમત આંકતા શીખશે। ઉપરાંત વધુમાં ભાવિ પ્રજાને તે સારું શિક્ષણ અપાવશે.

વળી પુસ્તકાલય સિવાયના ગામે પ્રાથમિક શિક્ષણ પૂરું થયા પછી તે જ્ઞાનને વિસ્તૃત કરવાને કે ટકાવી રાખવાને કોઈ સ્થળ કિંવા ઇલાજ હોતાં નથી પરિણામે શાળામાં મેળવેલા શિક્ષણ પૈકી "મૂળ દ્વાર" કે "બારાખડી" પણ યાદ હોવા સંભવ નથી ! અને શિક્ષણનો અર્થ મારી જાય છે જેથી પ્રજાને શાળા તરફ વિમુખતા આવે વળી તે ધારે કે, ભણવાથી શો લાભ થવાનો છે ? આવી ખોટી વિચારણાથી શાળાની પ્રગતિ થવાના બદલે દિનપ્રતિદિન પાછળ જ પડતી જાય !

આ વસ્તુ શાળા અને પુસ્તકાલયનો સંબંધ મન અને શરીરના જેવો જણાવે છે. પુસ્તકાલયથી–વાચનાલયથી આમજનતાને ઘણું ઘણું જાણવાનું મળે છે સામાન્ય શિક્ષણ પામેલો માણસ પણ વર્તમાનપત્રના કે પુસ્તકના સહવાસથી સારું શિક્ષણ લીધેલા જેવા અને જેટલા જ આદર્શો ધરાવી શકે છે તેનામાં નવીન ભાવના જાગે છે અંતઃકરણની લાગણી સતેજ થાય છે નવા નવા વિચારો ઉપસ્થિત કરી શકે છે તેનામાં કંઈક નવું જાણવાની જિજ્ઞાસા જાગે છે. આ બધું કેળવવા માટે પુસ્તકાલયની જરૂરથી ઓથ લેવી પડે છે.

પુસ્તકાલયથી પ્રજામાં સુસંસ્કાર રેડાય છે પુસ્તકાલય એટલે મોટાઓ માટેનું શિક્ષણગૃહ ગણી શકાય અને તેની અંદરના પુસ્તકો તે શિક્ષણગુરુ કહી શકાય ! આ શિક્ષણગૃહમાં અને શિક્ષણગુરુ પાસે જ્ઞાન મેળવવાથી ઐહિક અને પારલૌકિક સર્વ પ્રકારની શાંતિ મળે છે અને જીવનના માર્ગો મોકળા બની જાય છે જે આટલી શક્તિ ધરાવતો થાય તે આપણી શાળાઓ તરફ ઉચ્ચ દૃષ્ટિથી કેમ ન જોઈ શકે ? અને શાળા તરફ ઉચ્ચ દૃષ્ટિથી જોતાં શીખે તો શાળાની પ્રગતિ કેમ ન સંભવે ? શાળાની પ્રગતિ એટલે સમાજની પ્રગતિ ગણી શકાય ! આટલા સહાયભૂત અને માર્ગદર્શક પુસ્તકાલયને શાળા માટે પરસ્પરનાં દેહ અને પ્રાણ કેમ ન ગણાય ? તેથી કહી શકાય કે શરીરથી મન અને મનથી શરીર રહેલાં છે તેમ શાળાથી પુસ્તકાલય અને પુસ્તકાલયથી શાળા ટકેલાં છે

મુ રણાસણ
તા. ચાણસ્મા

ચંદુલાલ કે. દવે,
ચાણસ્મા મદદ માનદ પુ પ્રચારક

# વાચનકળાની નવી દૃષ્ટિ

અંદરની ભૂખ વગર મિષ્ટાન્ન પણ તંદુરસ્તીને હાનિકારક થઈ પડે અંદરની ગરજ વગરનું વાચન—લેખન ક્લેશકારી જ થઈ પડે; બહારની ક્ષણિક ચળ ભાગે એ જુદી વાત છે.

—ગ. મો. શાહ

વર્તમાન જગતનો માનવસમુદાય મુખ્યત્વે કરીને વાચકજનતા છે એમ કહીએ તો તેમાં કંઈ ખોટું નહિ ગણાય, કારણ કે માનવસમાજના ઇતિહાસકાળમાં કોઈ સમયે આજની પેઠે આટલાં બધાં મનુષ્યોએ વાચનને રોજિંદી ટેવ રૂપે ભાગ્યે જ આચરી બતાવી હશે આજે રાજા કે રંક, ગામડિયો કે શહેરી, આસ્તિક કે નાસ્તિક, વૃદ્ધ કે યુવાન, સ્ત્રી કે પુરુષ, યુવક કે યુવતી એમ સૌ કોઈને દૈનિક વર્તમાનપત્ર એ તો નરી જરૂરિયાત થઈ ચૂકી છે, એ વાતની ભાગ્યે જ કોઈથી ના પાડી શકાશે વાચનની આ આદતે એવું તો જોર પકડ્યું છે કે કોઈ આકસ્મિક સંજોગોને લીધે એકાદ દિવસ છાપું વહેલું મોડું મળે અગર બિલકુલ મળવા જ ન પામે તો તેઓને કોઈ ભયંકર પ્રકારની માનસિક અકળામણનો અનુભવ થવા પામે છે. આ વાત સૌ કોઈના રોજના અનુભવની છે એટલે તેને દાખલાદલીલોથી સાબીત કરવાપણું રહેતું નથી. આમ હોવાથી એ વાચન અને તેની કળા એ શી વસ્તુ છે તે સમજી લેવા જેવું છે અને તેમ કરવા પૂરતો જ આ સ્વાધ્યાયપ્રયાસ છે.

જીવનમાં જુદા જુદા હેતુઓ માટે વાચનકળાનો ઉપયોગ થતો રહ્યો છે એટલે એ હેતુઓને ધ્યાનમાં લઈને આજે થઈ રહેલા વાચનને અવલોકીએ તો તેને નીચે પ્રમાણે મુખ્ય ત્રણ વિભાગમાં વહેંચી શકાશે

૧ વિચારપ્રાપ્તિ માટે થતું વાચન, ૨ વ્યક્તિગત આનંદની પ્રાપ્તિ માટે થતું વાચન, ૩ સાંભળનારી વ્યક્તિઓ પર પ્રભાવ પાડવા માટે થતું વાચન

આ ત્રણે પ્રકારો જરા મનનપૂર્વક અભ્યાસ કરવા જેવા છે

## વિચારપ્રાપ્તિ માટેનું વાચન

સામાન્ય રીતે તો વાચન પોતે વિચારપ્રાપ્તિની એક કળા માત્ર છે પરંતુ જે ભૂમિકા પર રહીને એ વાચનની ક્રિયા કરવામાં આવે છે તે ભૂમિકાઓના તો અનેક ભેદ હોય છે તેનું કારણ સમજવા જેવું છે તત્ત્વજ્ઞાનને લગતું એકાદુ માથાફોડિયું લાગતું પુસ્તક વાંચતી વખતે વાચકને, કોઈ નવલકથા અગર તો વર્તમાનપત્રના વાચનમાંથી મળતા અનુભવ જેવો આસ્વાદ મળતો નથી. મતલબ કે વિવિધ પ્રકારનાં વાચન વખતે તેને એક જ ભૂમિકાનો સ્પર્શ થતો માલૂમ પડે છે જાણકાર મનુષ્ય તો કહે છે કે એ સમયે વાચકનું ચિત્ત જુદી જુદી ભૂમિકાઓને સ્પર્શી રહેતું હોય એવું ભાગ્યે જ માલૂમ પડે છે એ જ વાતને જુદા સ્વરૂપમાં રજુ કરતા ત્રણસો વર્ષ પહેલાં સુપ્રસિદ્ધ અંગ્રેજ ચિંતક બેકને સાચું જ કહ્યું હતું કે, કેટલાંક પુસ્તકોને માત્ર 'ચાખવાં' જોઈએ, કેટલાંકને 'ગળી જવાં' જોઈએ, અને થોડાંકને ખૂબ જ 'ચાવીને પચાવવાં' જોઈએ એ કથન વાંચતી વખતે સાચો વાચક સમજી શકે છે કે એ બેકનને વાચનની જુદી જુદી ભૂમિકાઓનો સારો સરખો અનુભવ થવા પામ્યો હશે અને એવી ભૂમિકાઓને સ્પર્શવાના સ્વાનુભવ પરથી જ તેણે ખૂબ વિચારીને એ સાદી વાત લખી હશે તેનું એ કથન

ખુલ્લી રીતે સાબીત કરે છે કે વાચનની ક્રિયા પર વિષય તેમજ વસ્તુ એ બેની જ નહિ પણ વાચન પાછળ ડોકિયાં કરી રહેલા હેતુની પણ અસર થાય છે એ જ દષ્ટિબિંદુને ધ્યાનમાં રાખીને વા મો શાહે વાચક દુનિયા સમક્ષ 'જ્ઞાન બત્તી' ધરતા માત્યુ જ કહ્યું છે કે, 'છાપાં વાંચવાની અને ભાષણો સાંભળવાની ટેવ ઘણી બાબતોની વાકેફગીરીરૂપે લાભ કરવા સાથે, એક ગભીર નુકસાન પણ કરે છે જે એ છે કે માણસ બહુધા ઉતાવળો મન બાંધનારો બનવા પામે છે અને વધુ ગભીર નુકસાન તો એ છે કે ઘણી બાબતો એકી સાથે તેની મર્યાદિત માનસિક શક્તિઓ પર હક્ક કરતા આવી પડવાથી તે કોઇ પણ બાબતમા 'ઉંડો રસ' લેવા જેવી સ્થિતિમાં રહી શકતા નથી

## આનંદપ્રાપ્તિ માટે થતું વાચન

મનુષ્યો જ્યારે 'હળવા' સાહિત્યને નામે ઓળખાતુ સાહિત્ય વાચે છે ત્યારે તેમની નેમ એવાં વાચનમાથી જાણપણુ કે હકીકત મેળવવાની ભાગ્યે જ હોય છે, બલ્કે આનંદપ્રાપ્તિની જ નેમ હોય છે એ સમજી શકાય તેવુ છે આ બે પ્રકારની નેમો વચ્ચે કોઇ પ્રકારનો કુદરતી વિરોધ હોતો નથી એ વાત સાચી છે, છતા પણ પુસ્તકોમાં રહેલા જ્ઞાનને ખાતર થતા વાચનમા સાધારણ રીતે તેના 'આનંદ' કરતાં 'શ્રમ' જ સમાયેલો હોય છે, એ વસ્તુ ભુલી જવાય છે 'રમત વિરૂદ્ધ ગમત' નામના કેળવણી શાસ્ત્રને લગતા સિદ્ધાંતમા જે ભેદ સમાયલો છે, એ જ ભેદ આ 'આનંદ' વિરુદ્ધ 'શ્રમ' ના સિદ્ધાતમાં રહેલો છે એ ભુલાવુ ન જોઇએ

વાચન ભલેને અભ્યાસ ખાતર કરવામાં આવતુ હોય કે પછી આનંદની પ્રાપ્તિ ખાતર થતું હોય, પરતુ એ બન્ને પ્રકારના વાચનમાં મુખ્ય જરૂરિયાત તો રીતસરની સમજણની છે એ સમજણશક્તિ વગર વાચનનુ અસ્તિત્વ જ સંભવતુ નથી, એ ગોખી લેવા જેવુ છે એ સમજણ જેટલી સહેલાઇથી આવતી જણાશે તેટલી જ ઝડપથી વાચનનો સાચો હેતુ બર આવતો માલમ પડશે

એ પ્રકારની સમજશક્તિના વિકાસ માટે સઘળા સુધરેલા સમાજોમા ભાષાના પ્રાવીણ્યનું અમુક ધોરણ રાખવામાં આવ્યુ હોય છે અને સમાજના પ્રત્યેક સભ્ય એ ધોરણને અપનાવી લે એવુ ઇચ્છવામાં આવે છે પરંતુ સાચી વાત જ એ છે કે આજે એ ધોરણને ઘણા મોટા પ્રમાણમાં 'મોળું' કે 'નીચુ' કરવામાં આવ્યુ છે પરિણામ એ આવ્યું છે કે ગભીર ચિંતનને પ્રેરે તેવાં પુસ્તકોને પણ આમવર્ગ સમજી શકે એવી, અગર બીજી રીતે કહીએ તો શેરીમાંથી પસાર થતી કોઇપણ વ્યક્તિ સમજી શકે એવી સહેલી ઇબારતમાં લખવામાં આવે એવા પ્રયોગો પાશ્ચાત્ય દેશોમાં થઈ રહ્યા છે આજે એવી સહેલી રીતે સહેલા બનાવાયેલા પુસ્તકોનુ પ્રમાણ ઘણું જ અલ્પ છે એ વાત સાચી છે, પરંતુ લોકવર્ગની એ ખરેખરી જરૂરિયાત છે અને એ જરૂરિયાતને પહોંચી વળવાના પ્રયત્નો સાગિયે સભ્ય દુનિયામાં થઇ રહ્યા છે એ પણ એટલુ જ સાચુ છે વીસ કે પચીસ વર્ષ પહેલાં ગુજરાતીમાં લખાયલાં પુસ્તકોની ભાષા તેમજ શૈલી સાથે આજે પ્રગટી રહેલાં પુસ્તકોની ભાષા શૈલીને સરખાવવાનો પ્રયત્ન કરવામાં આવે તો એ વાતનું તથ્ય આપોઆપ સમજાઇ જાય એમ છે. તાત્પર્ય એટલુ જ કે આજે પ્રગટી રહેલાં પુસ્તકોમાં મોટા જડબાતોડ શબ્દોને માટે સ્થાન જ રહેવા પામ્યું નથી અને એમ હોવાથી એવા શબ્દોને સમજવા માટે માથાફોડ કરવાનુ પ્રમાણ અગાઉ કરતાં આજે ઘણું જ ઓછુ રહેવા પામ્યુ છે.

## વાચનની ઉપયોગી પદ્ધતિ

આજે કરવામાં આવતાં વાચનનો મોટો ભાગ તો તેમાં સમાયેલી સઘળી વિગતોને વાચક સ્પર્શી શકે એટલી હદ સુધીના ઊંડાણવાળો તેમ જ શ્રમસાધ્ય ભાગ્યે જ હોય છે, કારણ કે હળવી રીતે અગર તો ઓછા શ્રમથી થઈ શકે એવાં વાચનની ગરજ આજે સૌ કોઈ કરતું હોય છે. એ વાચનનો પ્રકાર જ એવો છે કે તેમાં ઉપયોગી એવી સઘળી વસ્તુને વાચક પકડી પાડવા પ્રયત્ન કરે છે અને તેને નિરુપયોગી જણાતી વસ્તુને તે જતી કરતો હોય એમ દેખાય છે

વાચનની આ ક્રિયા દેખાય છે તો તદ્દન સીધી-સાદી, પરંતુ એ સહેલાઈથી પ્રાપ્ત થાય એવી વસ્તુ નથી-બલ્કે ખૂબ જ શ્રમસાધ્ય છે ડેરીવાળો દૂધમાંથી માખણ માટેની મલાઈ કાઢી લે તે મુજબ વાચનમાંથી વિચારરૂપી સત્ત્વ તારવી લેવું એ કાંઈ સહેલું કામ ન ગણાય વાચન-માંથી બિનઉપયોગી અને ઉપયોગી એવું સઘળું પકડી પાડવું—એ બે ક્રિયાઓ દેખાય છે જુદી જુદી, પરંતુ ખરું કહીએ તો એકજ ક્રિયાના બે સ્વરૂપ માત્ર છે—વસ્તુતઃ તો તે એક જ ક્રિયા છે. અલબત્ત એ બે ક્રિયાઓથી તદ્દન જુદી પડી જતી એક ત્રીજી ક્રિયા પણ છે. તે ક્રિયા એટલે જેમતેમ વેઠ પડે તેવી ઉપરછલ્લી રીતે કરાતું કાર્ય. આ ક્રિયા તદ્દન નિરુપયોગી છે એમ અનુભવી-ઓનું કહેવું છે એ જ પદ્ધતિઓ અજમાવનારાઓની સંખ્યા કંઈ નાનીસૂની નથી એ ક્રિયાને આપણે વધારે સરળ રીતે સમજાવવી હોય તો કહી શકાય કે 'વાંચી લેવા'ની ક્રિયા અને 'વાંચી નાખવા'ની ક્રિયા એમાંના 'વાંચી લેવું' અને 'વાંચી નાખવું' એવા ઉપરથી તો એક જ અર્થ સૂચવનારા શબ્દો ખૂબ જ સૂચક છે એમ અનુભવીઓનું કહેવું છે.

હમણાં હમણાં કેળવણીકારોએ વાચન દરમ્યાન બિનઉપયોગી સઘળું છોડી દેવાની આ ટેવને અભ્યાસની એક પદ્ધતિ તરીકે ઓળખાવવા માંડી છે અને તે ટેવનો વિકાસ થવા દેવા સારુ ઊંડા ઉતર્યા વગર પણ વાંચી શકાય એવાં પુસ્તકોનો નામનિર્દેશ વાચક વર્ગ સમક્ષ કરી રહ્યા છે પરંતુ દુર્ભાગ્યે, સઘળી વિગતોને સ્પર્શી રહે એવી જૂની પદ્ધતિના વાચનની ટેવવાળા શિક્ષકો એ પદ્ધતિનો સાચો મર્મ સમજી શકતા નથી અને તેથી તેઓ આ નવી પદ્ધતિના ઉપયોગી હેતુને પણ સ્પર્શી શકતા નથી અને એ જ કારણને લઈને ખૂબ ઉપયોગી નીવડી ચૂકેલી એ સર્વમાન્ય પદ્ધતિનો તેવો અસ્વીકાર તો કરી શકતા નથી એ વાત બાજુએ રહી પરંતુ તેની પૂરેપૂરી અવગણના કરવાની દરેક તકનો તેઓ ઉપયોગ કરી રહેતા માલૂમ પડે છે પરિણામ એ આવ્યું છે કે હાલની આપણી શાળાપાઠશાળાઓમાં ઝડપી વાચનની ઉપયોગી ક્રિયાને સાચું કહીએ તો ઘણી જ વિકૃત પદ્ધતિએ રજૂ કરવામાં આવે છે અને તેથી વાચનની આદતને અપનાવવાની યુવાનો તેમ જ યુવતીઓને સાચી પ્રેરણા મળવી જોઈએ તે અટકી જતી માલુમ પડે છે

તે ઉપરાંત, વાચનની દુનિયામાં પ્રવર્તી રહેલી કેટલીક મોટી માન્યતાઓને પરિણામે આ દુઃખદાયક સ્થિતિ ઉભી થવા પામી હોય એમ પણ કલ્પી શકાય ખરું. મનન વગરનું વાચન એ વાચન જ ન કહેવાય, એવી ભ્રમભાવનાની તો ઘણા વાકેફ હશે એ ભાવ-નાને માનનારાઓ એવું ઠસાવવા માગે છે કે વાચન એ તો અતિ ગંભીર પ્રકારની ક્રિયા છે અને તે મનન વગર સંભવી શકે જ નહિ; કારણ કે અભ્યાસ અને વાચન તો ગંભીર તેમજ ઊંડા

ગોમાં પણ તે પોતે જાણે નહિ તેવી રીતે તેની વિવેકશક્તિ ગોક્રિયા કરી રહેતી માલૂમ પડે છે એ દૃષ્ટિએ આ વિવેકશક્તિનો તો સર્વ સ્થળે ખોલબાલા છે. આંગ્લ લેખક કોલરિજે તેના એક નિબંધમાં સાચુંજ કહ્યું છે કે, વરસાદ વરસી રહ્યો હોય ત્યારે કોઇ પૂલ નીચે થોડા સમય માટે આશરો લઇ રહેલા મનુષ્યોમાંથી જેણે વાચન દ્વારા પોતાની વિવેકશક્તિનો વિકાસ સાધ્યો હોય તેવા માણસો તો તુરતજ પારખી શકાય છે અને ટોળાંમાંના સંસ્કારી માણસોને તેમની બોલી અગર વાણી છતા કરી દે છે એજ રીતે કહી શકાય કે કોઇ મનુષ્ય કેટલા પ્રમાણમાં સંસ્કારી છે તે સમજવા માટે તે જે પ્રકારનું વાચન સેવે છે તે વાચન જ તેના સંસ્કારની ભૂમિકા-નો પરિચય કરાવી દે છે એક સાચો ચિંતક યોગ્ય જ કહે છે કે 'તમે શું વાંચો છો તે મને કહો એટલે તમે કેવા મનુષ્ય છો તે હું તમને કહી શકીશ'

આજે તો મોટે ભાગે આનંદપ્રાપ્તિ માટે વાચન થતું જોવાય છે પરંતુ એ વાચન દ્વારા મળતી આનંદપ્રાપ્તિના પણ પ્રકાર હોય છે એ ભૂલવું નથી જોઇતું કોઇ મનુષ્ય એકાદ પુસ્તકના શાંત વાચન દ્વારા આનંદની મોજ માણી લે છે અથવા મોટેથી-સંભળાય એવી રીતે-વાંચીને પણ હર્ષના આવેગનો અનુભવ કરી શકે છે મૂકવાચનમાં તો વિચારોની સુંદરતા જ વાચનારને આનંદ અર્પે છે જ્યારે મોટેથી થતા વાચનમાં તો અવાજની સુંદરતા એ આનંદના આવેગમાં ઉમેરો કરે છે બીજાઓ સાંભળી શકે એવી રીતે થતા સાહિત્યના ઉપભોગમાંથી જ ખરેખરા આનંદનો અનુભવ થાય એવા પણ સંજોગો હોય એ ભૂલી જવા જેવું નથી એ ક્રિયા કરતી વખતે લાગણીઓ સતેજ કરવામાં આવે છે. ત્યારે મધુરાં સંગીતની મોજ જેવા જ અનુભવ થાય છે. બીજી બાજુએ મૂકવાચનમાં તો સંગીતમય આનંદનો લોપ થાય છે. કારણ કે તેમાં તાલ તેમજ રણકારને નહિ જેવું સ્થાન મળવા પામે છે. વળી શ્રવણયુક્ત વાચન બીજી રીતે પણ સરસાઇ લે ગવે છે સાંભળી શકાય એવી રીતે વાંચન મગજ પર વધુ લાંબા સમય સુધી ટકે તેવી છાપ પાડી શકે છે. તેમ થવાનું કારણ શોધવા માટે બહુ દૂર જવાની જરુર પડે તેમ નથી મૂક વાચન વખતે માત્ર આંખ જ મગજને સંદેશો આપી શકે છે, જ્યારે શ્રવણયુક્ત વાચન વખતે તો આંખ અને કાન સંપસપીને કામ કરે છે અને તેનો પ્રભાવ કંઇ ઓર જ હોય છે, એમ અનુભવીઓ કહે છે

## જ્ઞાન અને આનંદશાસ્ત્ર

કેટલાક કહેશે કે વાચનનો હેતુ માત્ર જ્ઞાનપ્રાપ્તિનો હોય ત્યારે વાચન દ્વારા શ્રવણેન્દ્રિયના ઉપયોગથી મળતો આનંદ બહુ ઉપયોગી ન ગણાવો જોઇએ પણ વાચનશાસ્ત્રના પ્રખર અનુભવીઓ એથી જુદી જ વાત સુણાવે છે એવાં કેટલાયે પુસ્તકો હોય છે જેમાં વિચારોનું સૌંદર્ય વિચારદર્શનના સૌંદર્ય કરતા અનેક રીતે ચઢિયાતું હોય છે ઇતિહાસના કે તત્ત્વજ્ઞાનના, ગણિતના કે વિજ્ઞાનનાં પુસ્તકોના વાચનથી ઉપર કહેલી વાતના સમર્થનમાં જોઇએ તેટલા દૃષ્ટાંતો મળી રહે તેમ છે એવા દૃષ્ટાંતો સ્પષ્ટ રીતે સાબીત કરે છે કે વિચારોમાં માત્ર આલેખનથી જે છાપ પડે છે તે છાપ કરતાં વિચારોમાં આલેખનના સૌંદર્યથી વધુ જોરદાર છાપ પડવા પામે છે

## છેડાની રીત

અત્યાર સુધી માત્ર વાચકને જ ધ્યાનમાં લઇને વાચનની વિચારણા કરવામાં આવી છે એટલે વાચક પોતે કેટલી સરસ રીતે સમજી શકે છે અગર મુદ્દલ સમજી શકતો નથી એ જ મુખ્ય

મુંબઈની જૂનામાં જૂની સાહિત્યસંસ્થા

# રૉયલ એશિયાટિક સોસાયટિ

આપણા દેશની કેટલીક સારી મનાતી જે સંસ્થાઓ અંગ્રેજોને હાથે સ્થાપિત થઈ છે, તેમાંની એક સંસ્થા મુંબઈની રૉયલ એશિયાટિક સોસાયટી છે મુંબઈના ટાઉન હૉલની અંદર ગંભીર વાતાવરણથી ભરેલું એ સ્થાન ભવ્ય લાગ્યા વિના રહેતું નથી જે અંગ્રેજ ગૃહસ્થે ૧૮૦૪ માં ' લિટરરી સોસાયટી ઑફ બૉમ્બે ' એ નામે પહેલાં સોસાયટીની સ્થાપના કરી હતી તેનું નામ સર જેમ્સ મેકીન્ટૉશ હતું એ ગૃહસ્થ તે વખતે મુંબઈના રેકોર્ડર અને કંપની સરકારનો સનદી નોકર હતો તેને સાહિત્ય પ્રત્યે ખૂબ અનુરાગ હતો તેણે મુંબઈના ગવર્નર ડંકનના મંગલામાં તા ૨૬ મી નવેમ્બર ૧૮૦૪ ને દિવસે ૧૭ ગૃહસ્થોની એક સભા બોલાવી હતી અને ત્યારથી ઉક્ત લિટરરી સાસાયટીનો જન્મ થયો હતો મેકીન્ટૉશ તેનો પ્રમુખ થયો, ચાર્લ્સ ફોર્બ્સ ખજાનચી થયો અને વાલિયમ એરસ્કીન મંત્રી થયો

સોસાયટીનો પ્રારંભ ગ્રંથસંગ્રહથી થયો ૨૫-૨-૧૮૦૫ ને રોજ થોડાં પુસ્તકો ખરીદીને ગ્રંથ સંગ્રહાલયની સ્થાપના કરવામાં આવી હતી એ જ સંગ્રહનો વિસ્તાર વધતાં વધતાં આજે એક લાખ ગ્રંથો એ સોસાયટી પાસે છે મુંબઈ શહેર અને બેટનો આંકડાવાર હિસાબ, હિંદુસ્તાનમાંના ભાષાઓ અને બોલીઓનો તુલનાત્મક કોશ, પ્રાચીન સંસ્કૃત ગ્રંથોના અંગ્રેજી ભાષાંતરો ઇત્યાદિ તૈયાર કરવાની વિવિધ યોજનાઓ મેકીન્ટૉશે સોસાયટી સમક્ષ મૂકી અને પોતાની નોકરી-માંથી બચતા સમયનો ઉપયોગ તેણે એ કાર્ય કરવા પાછળ કરવા માંડ્યો તેણે સારી પેઠે કામ કર્યું ૧૮૧૧ માં જ્યારે તેણે હિંદનો કિનારો છોડયો ત્યારે સોસાયટીને તેની ગેરહાજરી એક મોટી ઊણપ લાગવા માંડી.

---

( સામેના પૃષ્ઠનું ચાલુ )

ચર્ચાનો વિષય હતો પરંતુ એ વાતની બીજી અગત્યની બાજુ પણ છે અને તે એ છે, કે વાંચનાર મનુષ્ય પોતાના વાચનના મદદ વડે શ્રોતાવર્ગના મગજ પર કયા પ્રકારે કયા પ્રકારની અસર પાડી શકે છે સૌ કોઈએ એટલું તો અવલોકન કર્યું હશે કે કેટલાયે કેળવાયલા મનુષ્ય પોતા માટે સરસ રીતે વાંચી શકતા હોય છે, પરંતુ બીજાઓ પર અસર પાડી શકે એવું વાચન તેઓ કરી શકતા નથી આજની શાળામાં વિરામચિહ્નોની અમુક પ્રકારની સમજણ, ઉચ્ચારની ચોકસાઈ અને ઠીક ગણી શકાય તેવી ઝડપ એટલી વસ્તુઓ વાચકનું પદ પ્રાપ્ત કરવા માટે બસ ગણાય છે, અને તેનીજ તાલીમ અપાય છે, એમ કહેવામાં ન્યૂનોક્તિ કરવાને પણ ભય નથી શાળાઓમાં એ પ્રકારના વાચન કરતાં વધુ ઉચ્ચ કોટિના વાચન માટે પ્રગતિ સાધી શકાતી નથી. તેના કારણમાં પેલી લોકમાન્યતાને જ આગળ ધરવી ઠીક થઈ પડે છે કે વાચન એ તો એક પ્રકારની કુદરતી કળા હોય છે અને ઘણા જ મનુષ્યોને એ કળાની બક્ષીસ કુદરતી રીતે મળેલી હોય છે, એમ હશે એમ કદાચ આપણે માની લઈએ પરંતુ એટલું ભૂલવું ન જોઈએ કે જે કંઈ વંચાતું હોય તેનો અર્થ અસ્પષ્ટ રહેવા ન પામે એવી છટાથી તેમજ ચોકસાઈપૂર્વક વાચન થવું જોઈએ સારા અક્ષર એ સૌંદર્યશાસ્ત્રના ક્ષેત્રનો વિષય ભલે ગણાતો હોય, તેમ સારું વાચન એ પણ ભલે વક્તૃત્વકળાના ક્ષેત્રનો વિષય હોય, પરંતુ એ કારણને લઈને સારા વાચનની આવડતને અવગણવી કે ઉવેખવી ન જોઈએ તેવું કંઈ ન હોવું જોઈએ *

" પ્રબુદ્ધ "ના એક અંકમાંથી

—ત્રિભુવનભાઈ વીરજીભાઈ હેમાણી

મેકીન્ટોશે હિંદ છોડતી વખતે સોસાયટીની પ્રગતિ માટે સારી પેઠે ગોઠવણો કરી રાખી હતી, તેથી ૧૮૧૧ થી ૧૮૩૧ સુધીનાં વર્ષોમાં સોસાયટીએ ગ્રંથસંગ્રહ ઉપરાંત બીજા અનેક કામો હાથ પર લીધાં હતાં. એ કામોમા આજનું મુંબઈનું મ્યુઝિયમ, નેચરલ હિસ્ટરી સોસાયટી, એન્થ્રોપોલોજિકલ સોસાયટી ઇત્યાદિનો સમાવેશ થાય છે ૧૮૨૩ માં ઓબ્ઝર્વેટરી સ્થાપવાનો પ્રયત્ન થયો હતો, ૧૮૩૧ જ્યોગ્રોફિકલ સોસાયટી સ્થાપવામાં આવી હતી સોસાયટીનુ મહત્વનુ કામ The Journal of the Royal Asiatic Society નામનુ પોતાનુ મુખપત્ર ૧૮૧૯ માં શરૂ કરવામાં આવ્યુ તે હતુ આ કાર્યોમા મુંબઇના ગવર્નર સર જોન માલ્કમે સારો રસ લીધો હતો, અને મેકીન્ટોશની ખોટ જાણે ભરપાઇ થઇ હતી

સોસાયટીને માટે કાયમની જગ્યાની હવે જરૂર હતી ૧૮૩૧ માં મુંબઇનો ટાઉન હોલ બંધાયો ત્યારે સોસાયટીએ તે કામ અંગે રૂ ૧૦ હજાર આપ્યા અને તેમાં તેને કાયમની બેઠક મળવા પામી.

સોસાયટીની સ્થાપનાને ૨૧ વર્ષ થયાં તે વખતે લંડનમાં રોયલ એશિયાટિક સોસાયટીની સ્થાપના થઇ મુંબઇની સંસ્થા જનકસંસ્થા હતી એટલે તેને ઉક્ત સોસાયટીએ માન્યતા આપી, પરંતુ તે લંડનની સોસાયટીની એક શાખા થવા પામી એટલે 'લિટરરી સોસાયટી ઓફ બોમ્બે' એ નામ બદલાઇને 'રોયલ એશિયાટિક સોસાયટી, મુંબઈ શાખા' એ નામ ચાલુ થયુ, અને તેને આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા પ્રાપ્ત થઇ ૧૮૦૪ થી ૧૮૬૫ સુધી એ સંસ્થામા યુરોપિયન વિદ્વાનોનુ વર્ચસ્વ હતુ તેમાં માલ્કલસન, ડૉ કાર્ટર, ડૉ બર્ડ, ઇસ્ટવીટ, સર ઇ પેરી વગેરે નામો જાણીતા છે. પણ વખત જતા તેનું પરિણામ એ આવ્યું કે સત્તાની સાથે વિદ્વત્તાનો યોગ થતા અંગ્રેજોમાં એક ગુરુત્વગ્રંથી Superiority complex ઉત્પન્ન થવા લાગી હિંદના દેશીઓમાં કોઇ સારા વિદ્વાનો ઉત્પન્ન થઈ શકે જ નહિ એવી એક માન્યતા તેઓમાં બંધાવા પામી, અને વખત જતાં દેશીઓને સોસાયટીના સભ્યપદે સ્વીકારવાની બંધી ફરમાવાઇ ! એક ઉદાહરણ આપવા જેવુ છે સોસાયટીના પહેલા હિંદી સભ્ય માણેકજી ખરશેદજી હતા, પરંતુ ૧૮૦૪ માં તેમના સભ્યપદનો સ્વીકાર થયો તે પૂર્વે કેટલીય વાર તેમની અરજી નામંજૂર કરવામાં આવી હતી એ ગૃહસ્થ ખૂબ જ પ્રયત્નવાદી હતા. એટલે મંડયા જ રહ્યા, તેથી છેવટે તેમને મંજૂરી મળી પછી તો હિંદી સભ્યો એક પછી એક દાખલ થવા પામ્યા ભાઉ દાજી, મંડલીક, જગન્નાથ શંકર, કાવસજી જહાંગીર, પ્રેમચંદ રાયચંદ, એ બધા હિંદી સભ્યો હતા અને તેમાંના કેટલાક સોસાયટીના આશ્રયદાતા પણ થયા હતા સામાન્યત ૧૮૬૫ સુધીનો સોસાયટીનો સમય બાલ્યાવસ્થાનો હતો. એ સમયમા અનેક કાર્યોનો પ્રારંભ થયો હતો. પરંતુ તેમાં હિંદી વિદ્વાનોની કાર્યકુશળતા દેખાઇ આવતી નહોતી ૧૮૬૫ થી ૧૯૦૦ સુધીના સમયમાં પરિસ્થિતિ ધીમે ધીમે પલટાવા લાગી એમ કહી શકાય દેશમાં એક મહત્ત્વનું સ્થિત્યંતર એ થયુ હતું કે ઇસ્ટ ઇંડિયા કંપનીનુ રાજ્ય પૂરૂ થયુ હતુ અને ઇંગ્લાંડના રાજાનુ રાજ્ય શરૂ હતુ આથી સનદી નોકરોનો વધુ સમય રાજ્યકારભારના કામમાં જવાથી તેઓનુ ધ્યાન સોસાયટી તરફ ઓછુ થવા લાગ્યું, એટલે સ્વભાવિક રીતે હિંદી વિદ્વાનોને તક મળવા પામી તેલંગ અને ભાંડારકરનાં કામો એ જ રીતે દીપી નીકળ્યાં, અને સિદ્ધ થયું કે હિંદીઓ પણ અંગ્રેજ વિદ્વાનોની બરોબરી કરી શકે તેવા હોય છે ૧૮૭૩ માં મુંબઇની જ્યોગ્રોફિકલ સોસાયટી આ સંસ્થામાં ભળી ગઈ, પરંતુ,સોસાયટીની એ શાખા આગળ વધી શકી નહિ અને વિદ્વાનોનુ આકર્ષણ પણ કરી શકી નહિ

( અનુસંધાન સામેના પૃષ્ઠ ૮ )પર

# મહેસાણા પ્રાંતની મહાલ પુ. પરિષદો

## હારીજ મહાલ પ્રથમ પુ. પરિષદ

### (પીપલાણા તા. ૨૧–૩–૪૮)

હારીજ મહાલમાં ગામડાની સંખ્યા ૩૮ છે, તેમા શાળાઓની સંખ્યા ૮ છે અને એવા ગામોમાં પુસ્તકાલય પણ છે ગામડા અને શાળાઓની સંભાળનુ કામ જોતાં હારીજ મહાલ કેળવણીની દૃષ્ટિએ ખૂબજ પાછળ છે એમ જણાઈ આવે છે આ સ્થિતિમા પુસ્તકાલય પ્રવૃત્તિ એટલે શુ એનો ખ્યાલ તો ત્યાંની જનતાને ક્યાથી હોય ? હારીજ મહાલમાં આજ સુધી એકેય પુ પરિષદ્ ભરાઇ નથી તેથી એની પહેલ કરવાનુ પીપલાણા શાળાની મુખ્ય શિક્ષક શ્રી ખીમજીભાઇ ટી ઠાકરે બીડું ઝડપ્યુ પીપલાણા ગામ હારીજથી સાતેક માઇલ દૂર છે પછાત વસ્તીનુ ગામડુ છે. વસ્તી પણ ઉજળીયાત નથી. એવા સ્થળમાં પરિષદ્ની ભાવના ઉત્પન્ન કરવી, મહેમાનોને બોલાવી તેમનું સ્વાગત કરવુ વગેરે કાર્ય કઠણ છે છતાં ભાઇ ઠાકરે તે કરી બતાવ્યુ



તા ૨૧–૩–૪૮ ના રોજ સવારના પરિષદ્ની શરૂઆત થવાની હતી એટલે બહારથી આવનાર મહેમાનો તા. ૨૦ મીના રોજ રાતના હારીજ આવી ગયા હતા ભાઇ ઠાકરનો ઉત્સાહ એટલો વધ્યો હતો કે, રાતના બાર વાગે પણ પીપલાણાથી ઘોડેસ્વાર થઈને ટ્રેનમાં આવનાર મહેમાનોનુ સ્વાગત કરવા હારીજ સ્ટેશને આવ્યા હતા તા ૨૧ મીના સવારે મ્હેમાનોને તેડવા માટે ૭–૮ બળદ ગાડીઓ આવી પહોંચી આ ગાડીઓમાં બેસી મહેમાનો પીપલાણા સવારે ૧૦ વાગે આવી પહોચ્યા. હારીજથી પીપલાણા જતી આ બળદગાડીઓનું દશ્ય જાણે કોઈ અનેરું હતુ ગામની ભાગોળમાં આ બળદગાડીઓ પ્રવેશતાં સ્વાગતના ઢોલ ત્રાંસા વાગ્યા અને ગ્રામ જનતામાં આનંદ–આનંદ વ્યાપી રહેલો જણાયો

---

( સામેના પૃષ્ઠનુ અનુસંધાન )

સંસ્થા સ્થિર થયા પછી તેની પ્રત્યેનુ આકર્ષણ ઓછુ થાય છે, તેવુ જ ૧૯૦૦ પછી આજ સુધીની સોસાયટીની સ્થિતિ ઉપરથી માલૂમ પડે છે છેલ્લા પચાસેક વર્ષમાં એ સોસાયટી ધીમે પગલે ચાલી રહી છે ૧૮૦૪ માં ૧૭ સભ્યોથી શરૂ થએલી સોસાયટીના આજે ૯૪૦ સભ્યો છે તેનો ગ્રંથસંગ્રહ એક લાખ ગ્રંથોનો છે સોસાયટીએ વિદ્વાનોના સન્માન માટે ૧૯૦૭ માં કેમ્પબેલ મેમોરિયલ સુવર્ણચંદ્રક અને ૧૯૩૦ થી પોતાનો રૌપ્યચંદ્રક પ્રાચ્યવિદ્યા સંશોધકોને આપવાનો રવૈયો ચલાવ્યો છે સુવર્ણચંદ્રક મેળવનારાઓમાં ડૅા ઓરેલ સ્ટેન, ડો ભાંડારકર, એ એ મેકડોનલ, ડો જીવણજી મોદી, સર જ્યોર્જ ગ્રીઅર્સન, સર જદુનાથ સરકાર, સર જ્હોન માર્શલ, ગંગાનાથ ઝા, મ મ કાણે, ઈત્યાદિ મુખ્ય છે ૧૯૪૭ માં સંસ્કૃત વિદ્યાના સંશોધનાર્થે શ્રી પી વી કાણેને સુવર્ણચંદ્રક આપવાનુ ઠરાવાયું છે

લગભગ દોઢ સદી સુધી ધીમે પણ અવ્યાહત રીતે ચાલીને પોતાના કાર્યને આગળ વધારી રહેલી આ સંસ્થા મુબઇના એક ભૂષણરૂપ છે વેપાર–ઉદ્યોગમાંજ નિમગ્ન એ નગરીમા આવી સાહિત્યસંસ્થા પોતાનુ જીવન ચલાવ્યે જાય અને દીર્ઘાયુષી બને એ ઓછા આનંદની વાત નથી. સ્વતંત્ર હિંદમાં એ સંસ્થા વધુ ફાલશે–ફૂલશે એવી આશા સ્વાભાવિક છે

[ ' મનોહર ' ]

ગ મની ભ ગોળે શાળાનુ મકાન આવે‌ન્‌ , એમાં મ્હેમાનોનો ઉતારો અપાયો હતો મહે માનોમાં મુખ્ય મહેસાણા પ્રાંતના ધારાસભ્ય શ્રી. મા સિ ગ પૃથ્વી‌રાજ. પટેલ પુસ્તકાલય ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ પટેલ, રાજ્ય પુ પ્રચારક શ્રી વલ્લભભાઈ, મહેસાણા પ્રાંત પુ મ ડળના મ ત્રી શ્રી નાનજીભાઇ જે. પટેલ, માણુસા મહાલના પુ ના મંત્રી શ્રી કરુણા શ કર પી વ્યાસ, મહેસાણા મહાલ પુ મ. ના મ ત્રી શ્રી. શિવુજી સાલેજી વાઘેલા, તથા હારીજના વેપારી શ્રી. આશાભાઈ પટેલ મુખ્ય હતા

પરિષદ માટે ગામની વચમા નાનો પણ એક સુંદર મંડપ ઉભો કરવામાં આવ્યો હતો અને તેને વાવટા–તોરણો તથા મહાન દેશભક્તોના ફોટાઓથી સુદર રીતે શણગાર્યો હતો

પરિષદનુ કાર્ય બરાબર ૧૧ વાગે શરૂ થતાં સભા મ ડપ આખોય ઉપરોક્ત મહેમાનો અને તે ઉપરાંત બોરતવાડાના શ્રી કરસનભાઇ તથા શ્રી કરમશીભાઇ તેમજ હારીજ, વાંસ, બોરતવાડા, પીપલાણા, અને દુનાવડા પુસ્તકાલયના મ ત્રી ભાઇઓ તથા પીપલાણથી અને તેની આજુબાજુના ગામડાની ગ્રામ જનતાથી ચીકાર થઇ ગયો હતો બ્હેનોની સ ખ્યા પણ સારા પ્રમાણમા હાજર હતી

શરૂમા " ગીરધરલાલજીરે " નુ ગ્રામગીત, બાળાઓએ ગાયા બાદ શ્રી ઠાકરના પુત્રોએ 'મહાનલ એકજ દે ચિનગારી' એ ગીત ગાઈ સભાજનોના મન એકચિત્ત કરી દીધાં હતાં

તે પછી શ્રી ખીમજીભાઈ ઠાકરે સૌનું સ્વાગત કરી પરિષદના વરાયેલા પ્રમુખ શ્રી વહીઆ સાહેબ અનિવાર્ય કારણોને લઇ નહી આવી શકયાથી ધારાસભ્ય શ્રી માનસિંગભાઇને પ્રમુખસ્થાન સ્વીકારવાની દરખાસ્ત મૂકતાં, અને તેને હારીજ મહાલ પુ મ ના મત્રી શ્રી હરગોવિંદદાસનુ અનુમોદન મળતાં શ્રી માનસિ ગભાઈએ પ્રમુખસ્થાન સ્વીકારી સૌનો આભાર માન્યો હતો ત્યાર બાદ સ્વાગતપ્રમુખ શ્રી મણિલાલ ભીખાભાઈ ખત્રીએ પધારેલા મ્હેમાનોને મીઠો આવકાર આપી ગામનો ટુંક ઇતિહાસ વર્ણવી, ગામની પુસ્તકાલયપ્રવૃત્તિનુ ટૂંક બ્યાન આપ્યુ હતુ તે પછી સ દેશવાચન થતાં તેમાં ગ પુ મ ના મ ત્રી શ્રી રામભાઇ કા પટેલ, ગ પુ મ ના સહમંત્રી શ્રી ના નં ચોકસી, રાજ્ય પ્રજા મ ડળના પ્રમુખ શ્રી ચુનીભાઈ શાહ તથા ડભોઈવાળા શ્રી ચીમનલાલ દેશાઇ વગેરેના મુખ્ય હતા સદેશવાચન બાદ પ્રમુખશ્રીએ ભાષણ શરૂ કરતાં જણાવ્યું હતું કે,

'ઘર આંગણે ગ ગા' ની માફક આપણે ત્યાં જે શાળાઓ છે તેનો લાભ આપણાં બાળકોને ખાસ લેવડાવવો જોઇએ એક એક બાળક શાળામાં જવુ જોઇએ ને બાળક ગુજરાતી ચાર ધોરણ ભણીને પોતાના ધ ધ મા વળગે તે વખતે મેળવેલુ જ્ઞાન ભૂલી ન જવાય તે માટે પુસ્તકાલયો છે તમે સૌ કોઇ ભણ્યા હશો છતાં સહી કરતાંય પણ ભૂલી ગયા હશો તો વાચતાં તો ક્યાંથી જ આવડે ? શાળામાં મેળવેલા જ્ઞાનનો ઉપયોગ પુસ્તકાલય દ્વારા ચાલુ ન રાખીએ તો આપણે બધુ જ ભુલી જઈએ. શાળાની કેળવણીથી જ માણસ ઘડાય છે એવુ નથી નવુ જ્ઞાન મળે, નવી વાતો જાણવા મળે એ માટે પુસ્તકાલયો છે. આપણા ઋષિમુનિઓ, કવિઓ, લેખકોના વિચારો પુસ્તકમાં છપાય છે તે પુસ્તકો દરરોજ સવારમાં શિરામણ માફક વાંચવાની ટેવ

# ચાણસ્મા મહાલ પુસ્તકાલય પરિષદ સંમેલન

## ( મીઠી ધારીઅલ તા. ૨૮-૩-૪૮ )

ચાણસ્મા મહાલમાં ગામડાની સખ્યા ૧૧૩ છે એમાં શાળાવાળા ગામોની સંખ્યા ૫૪ છે એ તમામ ગામોએ પુસ્તાલયો પણ છે ચાણસ્મા મહાલની પુસ્તકાલપ્રવૃત્તિ આગળ-પડતી છે એનુ મહાલ પુ મંડળ પણ નિયમિત અને પદ્ધતસર કાર્ય કર્યે જાય છે દર વર્ષે પુસ્તકાલય પરિષદો ભરવી, વિદ્યાર્થીઓ માટે શિષ્ટ વાચનની પરીક્ષા લેવી, પુસ્તકાલયોનાં ત્રિમાસિક નિવેદનો મગાવી ખાતા તરફ મોકલી આપવા, પુસ્તકાલયોને મળતી ગ્રામપચાયતોની મદદ મહાલ કચેરીમાથી એકસહા મેળવી, જે તે પુસ્તકાલયો વતી પુ સ સ મડળમાં ભરી દેવી, ઠરેલી તારીખે વાર્ષિક સભા ભરવી વગેરે કાર્યો મહાલમડળ તરફથી દર વર્ષે અચૂક થાય છે જ

---

સામેના પૃષ્ઠનુ અનુસંધાન

૬. મહાલનાં જે તે પુસ્તકાલયો ખાતા તરફથી ઠર્યા પ્રમાણે દર ત્રણ માસે ત્રિમાસિક નિવેદન ભરીને મહાલ તરફ મોકલાવી આપવા જે તે પુસ્તકાલયોને વિનતિ કરે છે

૭ આજની પરિષદના પ્રમુખ શ્રી માનસિહ પૃથ્વીરાજ પટેલે પરિષદને સફળતાપૂર્વક પાર પાડી છે તે બદલ આ પરિષદ તેઓશ્રીનો આભાર માને છે

૮ પરિષદને આમંત્રણ આપી તેને પાર પાડવા બદલ પીપલાણાના શિક્ષક બધુઓ અને નાગરિકોએ જે શ્રમ લીધો છે તે બદલ આ પરિષદ પીપલાણાના નાગરિકોનો અને શિક્ષકોનો આભાર માને છે.

પરિષદમાં પધારેલા મહેમાનો સાંજના પાંચ વાગે પીપલાણાથી રાવીદરા કે જ્યા શ્રી ખીમજીભાઈ ઠાકરે નિ સ્વાર્થ વૃત્તિથી એક રાત્રિશાળા શરૂ કરી છે ત્યાં ગયા હતા. રાત્રિશાળાનું કાર્ય જોઇ મ્હેમાનોએ પોતાનો સંતોષ વ્યકત કર્યો હતો અને સરકારી શાળા ઉઘડે તો તેનો લાભ લેવા સૌ કોઇને જણાવ્યુ હતુ ત્યાંથી રાતના ૯ વાગે ઓરતવાડા આવી ત્યાંની ગ્રામજનતાને પણ પધારેલા મહેમાનોએ સામાજિક રીતરિવાજો ઉપર પ્રેરક વ્યાખ્યાન આપ્યાં હતાં.

છેવટમાં પ્રમુખશ્રીએ ઉપસહારનુ ભાષણ કરતાં કોમી મતભેદો દૂર કરી સપથી રહેવાનુ અને આજે જે કાંઇ સાભળ્યું છે તે જીવનમાં ઉતારવાનું જણાવ્યા બાદ ગામનો તથા પધારેલા મહેમાનોનો પરસ્પર આભાર મનાઇ પરિષદનુ કાર્ય બપોરના ત્રણ વાગે પૂર્ણ કરવામાં આવ્યું હતુ



આ પ્રમાણે તા ૨૧-૩-૪૮નો આખો દિવસ જાણે 'જ્ઞાનયજ્ઞ' મડાયો હોય એવુ જણાઇ આવતું હતુ તા ૨૨-૩-૪૮ની સવારના એક વાગે હારીજ પરત આવી ત્યાંથી સવારના ચારની ટ્રેનમાં જ્ઞાનયજ્ઞના સૌ ઉપાસકો પોતપોતાના સ્થળે વિદાયા હતા

ચાણસ્મા મહાલને પુસ્તકાલય પ્રવૃત્તિમાં આગળ લાવનાર મુખ્ય સૂત્રધારો શ્રી. નાનજી-ભાઇ જે પટેલ, શ્રી.કરૂણાશંકર મો વ્યાસ, શ્રી સાકળેશ્વર જી વ્યાસ અને શ્રી શકરભાઇ રા પટેલ છે આ સર્વે શિક્ષકો છે આ શિક્ષકોને સાથ આપનાર મહાલમા બીજા પણ કેટલાક શિક્ષકો છે આ સર્વે શિક્ષકોએ મહાલની જનતાના હૃદયમાં પ્રવેશી, તેમના હૃદય જીતી લીધા છે અને તેના પરિણામે જ ત્યાની પુસ્તકાલયપ્રવૃત્તિ આજે આગળ ધપી રહી છે

ચાણસ્મા મહાલના મીઠી ધારીયન ગામની વસ્તી ૧૧૯૧ છે ત્યાં શાળા છે અને પુસ્તકાલય પણ છે ત્યાની વસ્તી પણ ઉજળિયાત છે, શાળાના મુખ્ય શિક્ષક શ્રી સરતાનભાઈ પુસ્તકાલયના મત્રી છે જ્ઞાતિએ રબારી છે, પણ ઉચ્ચ વિચારો અને સેવાની ભાવનાવાળા છે આ ભાઇએ ગ્રામ જનતાના પૂરેપૂરા સહકારથી મહાલ પરિષદ ભરવાનુ આમંત્રણ આપ્યુ અને તે પરિષદ તા ૨૮-૩-૪૮ના રોજ ભરાઇ

આ પરિષદના મુખ્ય સૂત્રધારો ત્યાના નગરશેઠ શ્રી પુનમચદ દોલચદ, શ્રી હેમરાજ દ્વારકાદાસ પટેલ, શ્રી નારણજી જગનાથ દવે શ્રી ઇશ્વરલાલ ગોરધનદાસ ઠક્કર અને મુખ્ય શિક્ષક શ્રી સરતાનભાઇ હતા

પરિષદને માટે ગામની વચમાં એક સુદર મોટો મડપ તૈયાર કરવામાં આવ્યો હતો અને તે પૂજ્ય મહાત્માજીના જીવનની વિધવિધ તસ્વીરો તથા દેશચિંતિત બતાવતા કેટલાક બેઠો મહાન નેતાઓ તેમજ તોરણોથી સારો શણગારયો પણ હતો.

પરિષદ તા ૨૮ મીએ સવારથી ૮ વાગે શરૂ થવાની હોવાથી, પરિષદમા આવનાર પ્રતિનિધિઓ તથા મહેમાનો તા ૨૭ મીની સાંજે મીઠી ધારીયાલ ગામે આવી ગયા હતા મહેમાનોમાં મુખ્યત્વે, આજની પરિષદના પ્રમુખ ચાણસ્માના જાણીતા સેવાભાવી વકીલ શ્રી અબાલાલ શિ પટેલ, તથા શ્રી સુરજમલ વકીલ, શ્રી જેહાલાલ વકીલ, શ્રી. ગોપાળભાઈ વકીલ, શ્રી કાન્તિલાલ વકીલ, શ્રી શંકરલાલ ગ પટેલ, ચાણસ્મા એ. વી સ્કૂલના હેડમાસ્તર શ્રી તુળસીભાઇ, ચાણસ્મા સુધરાઇના પ્રમુખ શ્રી ભૂરાભાઇ, બાળમદિરના આચાર્ય શ્રી. બાબુભાઈ, પ્રજામડળ કાર્યકર શ્રી રઘુભાઇ, ગ પુ પ્રચારક શ્રી વલ્લભભાઈ મહેસાણા પ્રાત પુ, મ ના મત્રી શ્રી નાનજીભાઇ, મહેસાણાના વકીલ શ્રી સુમતરાય તથા તેમના પત્ની, તેમ જ મોઢેરાના શ્રી પ્રહલાદજીભાઇ વગેરે હતા

શરૂઆતમા પ્રાર્થના, ગીત વગેરે પ્રાગલિક વિધિ થયા બાદ, સ્વાગતપ્રમુખ શેઠ શ્રી પુનમચદ દોલચદે સૌનુ સ્વાગત કરી, મીઠી ધારીયાલ અને તેની આજુબાજુના પ્રદેશોનો ઇતિહાસ વર્ણવી છેવટમા શાળા અને પુસ્તકાલયની પ્રગતિ દર્શાવી હતી તે બાદ આજની પરિષદના પ્રમુખની વરણી માટે મોઢેરાના શ્રી ખેતશીભાઇ તરફથી દરખાસ્ત મૂકાતા અને ચાણસ્માના શ્રી શકરભાઇ રા પટેલ તરફથી તેને અનુમોદન મળતા, ચાણસ્માના વકીલ શ્રી અબાલાલભાઇએ પ્રમુખસ્થાન સ્વીકારી પોતાનુ છાપેલુ લાંબુ વ્યાખ્યાન વાચવુ શરૂ કરતાં જણાવ્યુ હતુ કે " દરેક ઘેર સારા પ્રમાણમાં પુસ્તકો વસાવવાં જોઇએ, પુસ્તકાલયો માટે સારા પુસ્તકોની પસંદગી કરનારની સમિતિ નીમવી જોઇએ સાચા જીવનની મજા માણવી હોય અને સેવાનો અમૃતલાભ લેવો હોય તો ઘેર-ઘેર નાનુ આદર્શ પુસ્તકાલય રચ-

વાના કાર્યમા શ્રીમતોએ ખરા દીલથી લાગી જવુ જોઈએ દરેક ઘરમા પુસ્તકાલય હોવુ જોઈએ, દરેક ઘરમા નાના બાળકો માટે અલગ એક ઠેકાણા તેનુ અલગ બાલ-પુસ્તકાલય પણ હોવુ જોઈએ સ્ત્રીઓ માટે પણ ઉપયોગી અને બોધક પુસ્તકોનો સંગ્રહ દરેક ઘરમા હોવો જોઈએ, આમ પુસ્તકાલયને જ્ઞાનમંદિર બનાવવુ જોઈએ, જ્ઞાનના ભંડાર જેવા પુસ્તકોને અમૂલ્ય તથા ઉપયોગી સમજીશુ અને સમાજાવીશુ તો આપણે પણ દરેક ઘરમાથી નિરક્ષરતા તથા અભણતાના રાક્ષસનો નાશ કરીશુ અને આઝાદ હિંદના નવઘડતરમા ઉપયોગી ફાળો આપી શકીશુ જે જે ક્ષેત્રમા કે વિષયમાં તમારૂ મન પ્રેરણ કરે તે ક્ષેત્રમા કે વિષયમા તમો એકનિષ્ઠ થઈ, તે વિષયના પુસ્તકો પુસ્તકાલયમાથી મેળવી લો, ખૂબ વાચો અને વિચારો વગેરે વગેરે કહી છેવટમાં આ જગતમા જ્ઞાન જેવી બીજી કોઈ પવિત્ર વસ્તુ નથી એ શ્રીકૃષ્ણ ભગવાનનુ ગીતાવચન હમેશા સ્મરણમા રાખવા જણાવી પોતાનુ વ્યાખ્યાન પૂરૂ કર્યું હતુ ત્યાર બાદ પૂજ્ય શ્રી રવિશંકર મહારાજ, મુનિ શ્રી દર્શનવિજયજી મહારાજ, શ્રી નાણીકલાલ ન ચોકસી, શ્રી ચીમનભાઈ હ અમીન, શ્રી મોટાલચંદ પટેલ, શ્રી પુનમચંદ શાહ, શ્રી ગુપ્તે વકીલ વગેરેના આવેલા સદેશાનુ વાચન થયુ હતુ તે પછી રાજ્ય પુ પ્રચારક શ્રી વલ્લભભાઈ પટેલ મહાલ શાળાધિકારી શ્રી ગંગારામભાઈ, શ્રી મુન્જમલ વકીલ, શ્રી સુમતરાય વકીલ, પ્રાંત પુ મ ના મંત્રી શ્રી નાનજીભાઈ, બાલમંદિરના આચાર્ય શ્રી બાબુભાઈ, ચાણસ્મા એ વી સ્કુલના હેડમાસ્તર શ્રી છોટાલાલ તથા મહુચરાજી એ વી સ્કૂલના હેડમાસ્તર શ્રી તુલસીભાઈ વગેરેના પ્રાસંગિક વિવેચન થયાં હતા

સાંજના ચાર વાગે પરિષદની ફરી બેઠક શરૂ થતાં, શરૂઆતમા શ્રી ડંકાશંકર મો વ્યાસે મહાલ પુ મંડળનુ, તથા શ્રી સરતાનભાઈએ મહી ધારીયલ પુસ્તકાલયનુ અને શ્રી ખેતશીભાઈએ અતિહાસિક માહિતી સમિતિનુ નિવેદન રજુ કર્યાં હતા. તે પછી ઠરાવોનુ કામ હાથ ધરાતા નીચે પ્રમાણેના ઠરાવો પસાર કરવામાં આવ્યા હતા —

## પસાર થએલા ઠરાવો

(૧) રાષ્ટ્રપિતા પૂજ્ય બાપુજી કે જેઓએ પોતાનુ આખુ જીવન એક તપશ્ચર્યારૂપે ગાળી જગત સમસ્તને શાંતિ, સંયમ અને અહિંસાનો પોતાના જીવનદ્વારા જે સુંદર બોધપાઠ આપ્યો છે, તથા તે દ્વારા હિંદને પરાધીનતામાથી મુક્ત કરી, સ્વાતંત્ર્યની જે ઉષાના દર્શન કરાવ્યા છે તે ઉષા પૂરેપૂરી ઝળકવાનો પ્રસંગ આવે તે પહેલાંજ એઓનુ અકાળ અવસાન થતાં જગત આખુય આજે દુખ અને એકલતા અનુભવે છે તેની આ પરિષદ ભારે હૈયે નોધ લે છે, અને એઓશ્રીનો પવિત્ર આત્મા આપણ સર્વેને કાયમી પ્રેરણા આપે એવી આ પરિષદની હૃદયપૂર્વક ને સતત ભાવના છે ,
—પ્રમુખસ્થાનેથી

(૨) વડોદરા રાજ્યનાં પુસ્તકાલયોમા વર્તમાનપત્રો, માસિકો, પુસ્તકો, નોકર ખર્ચ વગેરે અત્યારની બેહદ મોઘવારીના કારણે નિતપ્રતિદિન ખૂબ વધતો જાય છે અને તેને પહોંચી વળવા પુસ્તકાલયો તે પ્રમાણે બજેટ બનાવે છે, પણ પુસ્તકાલયોને અપાતી સરકાર મદદની રકમમા બિલકુલ વધારો નહિ થયો હોવાના કારણે જે તે પુસ્તકાલયનાં બજેટ માગણી પ્રમાણે મંજુર થતા નથી, જેથી આ પરિષદ પુસ્તકાલયોને અપાતી સરકાર મદદની ગ્રાન્ટમાં ખાસ વધારો કરવા શ્રીમંત સરકારને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે .

(૩) વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ તરફથી દરેક પ્રાતમા પુસ્તકાલય શિક્ષણવર્ગો ભરાય છે પરંતુ છેલ્લાં ત્રણચાર વર્ષોથી મહેસાણા પ્રાંતમા ભરાયો નથી હવે પહેલાના જેવી મુશ્કેલી રહી નથી તો ચાલુ સાલે મહેસાણા પ્રાનનો શિક્ષણવર્ગ ભરવા અને તે ચાણસ્મા મહાલમાં ભરવા આ પરિષદ રાજ્ય પુસ્તકાલય મંડળને આગ્રહપૂર્વક વિનંતિ કરે છે

(૪) પુસ્તકાલય ખાતા તરફથી છેલ્લા બે વર્ષથી પંદર દિવસના જે પુસ્તકાલય શિક્ષણ-વર્ગ ખોલાય છે તેવો વર્ગ મહેસાણા પ્રાત ખાતે ચાણસ્મા મહાલમાં (કે જે પુસ્તકાલય પ્રવૃત્તિમાં સારો રસ ધરાવે છે) કોઇ યોગ્ય સ્થળે મે વેકેશનમા વહેલી તકે ભરવા આ પરિષદ સંમેલન આગ્રહભરી વિનંતિ કરે છે.

(૫) વડોદરા રાજ્યના શ્રીમંત સરકારે જ્ઞાન પ્રચાર માટે રેડીઓની જે યોજના દાખલ કરી છે, એ યોજનાને આ પરિષદ આવકારે છે એ પુસ્તકાલય પ્રવૃત્તિનુ એક અંગ છે, જેથી પુસ્તકાલયો દ્વારા આમ જનતાને રેડીઓનો લાભ મળે તેવી યોજના કરવા આ પરિષદ રેડીઓ ખાતાને વિનંતિ કરે છે

(૬) વડોદરા રાજ્યના ગામ પુસ્તકાલયોનાં મકાન બાધવાની યોજનાનો ખાતાએ સ્વીકાર કરેલો છે તદનુસાર આ તાલુકામા છેલ્લા પાચ વર્ષમાં ઘણા ગામોથી પુસ્તકાલયનાં મકાનો માટે લોકમદદની રકમ ભરવામા આવી છે, પરંતુ આજ દિન સુધી એક પણ મકાન બાધવાની તજવીજ થઇ આવી નથી તે બદલ આ સભા ખેદ જાહેર કરે છે રાજ્યમાં ઘણા તાલુકાઓમાં ગામ પુસ્તકાલયોના મકાનો થયા છે, જ્યારે આ તાલુકામા એક પણ ગામ પુસ્તકાલયનુ મકાન નથી તો વિનંતિ કરવાની જે ખાતુ ગામ પુસ્તકાલયોનાં મકાન બાંધવાં શરુ કરે ત્યારે આ તાલુકાને અદ્યાપિ લાભ મળ્યો નથી, તે ધ્યાનમાં લઇ તેના અગ્રહકનો વહેલી તકે સ્વીકાર થાય તેવું આ પરિષદ ઇચ્છે છે

(૭) ચાણસ્મા મહાલની ગામ પંચાયતો તરફથી જે તે પુસ્તકાલયોને મળતી મદદ એકસહ અને એક જ વખતે જે તે પુસ્તકાલયો વતી પુસ્તકાલય ખાતાને મોકલાવી આપવા જે તજવીજ કરી છે તે બદ્દલ ચાણસ્મા મહાલ વહીવટદાર શ્રી ઉપલપ સાહેબના તથા જીતોડા, રૂપપુર મોઢેરા અને ભાંડી ધારીઆલ ગામોમા પુસ્તકાલયો માટે મકાનની મદદ અંગે જે તે આગેવાન ગૃહસ્થોએ જે મદદ કરી છે તે બદલ તેમનો તથા પુસ્તકાલય પ્રવૃત્તિમાં જ્યારે ત્યારે મદદરૂપ થવા બદલ મોઢેરાના અગ્રગણ્ય નાગરિક શ્રી ઉમીઆશંકર ઉગ્રેશ્વર પુરોહિત અને માજી મુન્સફ સા શ્રી ચીમનલાલ દેવશંકર પંચોલીનો આ પરિષદ આભાર માને છે ,

—પ્રમુખસ્થાનેથી

(૮) દર સાલે ઉત્તમ ઉપયોગી પુસ્તકોની પસંદગી કરી તેની યાદી બહાર પાડવા ને તે પુસ્તકો ગામે ગામ પુસ્તકાલયોમા વસાવવાની ભલામણ કરવા માટે આ પરિષદ નીચેના ભાઇઓની સમિતિ નીમે છે

(૧) પ્રમુખશ્રી, (૨) રા ચાણસ્મા મહાલ શાળાધિકારી સા (૩) મંત્રી, (૪) શ્રી. સુરજમલભાઇ વકીલ (૫, શ્રી છોટાલાલભાઇ, (૪. સ્કુલના હેડમાસ્તર સા)
(૬) શ્રી બેનશીભાઇ ગઢવી

આ સમિતિને જરૂર પડયે વધુ સભ્યો ઉમેરવાની સત્તા આપવામાં આવે છે

—પ્રમુખસ્થાનેથી

(૯) પ્રમુખ સાહેબે જે શ્રમ લઇ આ પરિષદને સફળ રીતે પાર પાડી છે, તે બદલ પરિષદ તેમનો આભાર માને છે

(૧૦) મીઠી ધારીયાલ ગામે આ પરિષદને આમંત્રી તેને પાર પાડવામાં ગામ જનતા અને શિક્ષકોએ જે મહેનત ઉઠાવી છે તે બદલ પરિષદ તેમનો આભાર માને છે

છેવટમાં પ્રમુખશ્રીનું ઉપસંહારનું ભાષણ થઈ, પ્રમુખ તથા ગ્રામજનોનો આભાર મનાઈ પરિષદનું કાર્ય પૂરું કરવામાં આવ્યું હતું.

ગતના સુંદર મનોરંજન કાર્યક્રમ રાખવામાં આવ્યો હતો તેમાં શ્રી મેરુજીદાન ગઢવી, શ્રી ખેતશીભાઈ, અંધ કવિ વગેરે ખાસ હતા

આ પરિષદને પાર પાડવામાં મીઠી ધારીઅલના શેઠ શ્રી પુંજાચંદે તથા તેમના બીજા સહકાર્યકરોએ સારો શ્રમ અને ખર્ચ ઉઠાવ્યો હતો શેઠશ્રીએ તો પુસ્તકાલયનું મકાન બાંધવા માટે રૂ ૨૦૦૦) ની દેણગી પણ આપી છે

આ પ્રસંગે શેઠશ્રી તથા શ્રી. નારણલાલ જગન્નાથ દવે મધ્ય પુ મંડળના આજીવન સભ્ય પણ બન્યા હતા

આ રીતે મીઠી ધારીયાલ ગામે ભરાયલો ચાણસ્મા મહાલનો જ્ઞાનમેળો ખરેખ રખુબ સરસ ઉજવાયો. મીઠી ધારીયલની ગ્રામજનતાનાં મીઠાં મધુર સ્વાગત અને પ્રમુખપદના વક્તવ્યને, મહેમાનો પ્રતિનિધિઓ કોઈ રીતે ભૂલી શકે તેમ નથી

તા. ૨૯ મીની સવારથી મીઠી ધારીયલ ગામની ગ્રામજનતામાં આખો દિવસ રહી ઓતપ્રોત થયેલા મહેમાનો–પ્રતિનિધિઓ, ગ્રામજનતાના હૃદયમાંથી ભારે હૈયે "મહેમાનો પુન પધારજો" ના ભાવભર્યા ગુંજારવ વચ્ચે વિખુટા પડી, સૌ કોઈએ પોતપોતાના સ્થળે પહોંચવાને પ્રસ્થાન કર્યું હતું

વલ્લભભાઈ મૂ મ પટેલ
વિ રા. પુ પ્રચારક.

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમજ માનદ પ્રચારકોએ નીચેનાં સ્થળોની મુલાકાત લઈને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે અને દફતરી તથા પુસ્તક ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી વર્ગીકરણ અને વાચનપ્રચારની કામગીરી બજાવી છે –

(૧) વડોદરા પ્રાંત પ્રચારક રા છગનભાઈ મથુરભાઈ પટેલ-માહે માર્ચમાં-

વડોદરા મહાલના–(૧) દામાપુરા (૨) કાજલપુર ૩) કોરીપુરા (૪) સગર (૫) રૂવાદ (૬) (૭) સમસાબાદ (૮) મેઘાકુઈ (૯) સમસપુરા (૧૦) પાતળભરેણું (૧૧) તાવવપુરા (૧૨) ધનિયાની (૧૩) સુંદરપુરા (૧૪) જાબુઆ (૧૫) વડસર (૧૬) કલ્યાવી (૧૭) બીલ (૧૮) ચાપડ (૧૯) અલીપુર (૨૦) માણેજા (૨૧) ઉંડેરા (૨૨) વડસાલા

પાદરા મહાલના ––(૨૩) મેવાદ (૨૪) વીરપુર (૨૫) ડુંસેપુર કામગીરી દિન ૨૨ પુ રૂબરૂ વાંચવા આપ્યાં ૩૦૮

(૨) દહેગામ મહાલ માનદ પ્રચારક રા પ્રહલાદ અ. વ્યાસ માહે જાનેવારી ફેબ્રુઆરીમાં –(૧) પટનાકુવા (૨) સલાટપુર (૩) નાના જલુંદ્રા

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઈઓએ જે જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જે જે સૂચના–સમજુત આપી હોય તેનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે મંત્રી ભાઈઓને ભલામણ કરવામાં આવે છે.

ના નં ચોકશી.
સહમંત્રી.
વ. ગ્ર પુ મંડળ



૧ કૈલાસપતિ હુંસ મહારાજ—મૂળ બંગાળીમા લેખિકા શ્રી હેમલતા રૉય, અનુવાદક શ્રી. રમણીક અ. મહેતા, પ્રકાશક સસ્તુ સાહિત્ય કાર્યાલય, ભદ્ર, અમદાવાદ, ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૮૮, બોર્ડપઠીનું પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨–૮–૦

અધ્યાત્મજિજ્ઞાસુ અભ્યાસીઓ પોતાની અધ્યાત્મજિજ્ઞાસા તૃપ્ત કરવા માટે સત મહાત્માઓનો સમાગમ શોધે-સેવે છે. એવા એક સત અવધૂત સમા શ્રીહસદેવજી મહારાજ, ઉપર્યુક્ત કક્ષાના જિજ્ઞાસુઓથી ભાગ્યેજ અપરિચિત હશે. એ મહાત્માનું જીવનકથન મૂળ બંગાળીમાં લખાયેલુ તે અનુવાદરૂપે આ પુસ્તકમાં આપવામા આવ્યું છે. બાબાજીનો ઉપદેશ દષ્ટાંતાત્મક હોઇ શ્રોતાઓને સરળ સુગમ થાય તેવો છે અધ્યાત્મજ્ઞાનના ઉપાસકોને આ મહાપુરુષના જીવન અને તેમનો ઉપદેશ ઉપલબ્ધ કરવામા આ પુસ્તક ઠીક ઉપયોગી નીવડે તેવુ છે જિજ્ઞાસુ વાચકો માટે એ વસાવી લેવાય

૨ પંચીકરણ—અનુવાદક શ્રી જયકૃષ્ણ વ્યાસ; પ્રકાશક ઉપર પ્રમાણે ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૪૮, સાદુ સચિત્ર પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦

'પચીકરણ' એ વેદાંતમાર્ગીઓના અભ્યાસનો એક ઉપયોગી ગ્રંથ છે. યોગમાર્ગનુ અનુસરણ કરનાર માટે આ પુસ્તક એક સારા ભોમિયાની ગરજ સારે છે, પરંતુ આવુ પુસ્તક સમજવા માટે ગુરુગમ જરૂરી છે.

આપણા શરીર કયા કયા તત્ત્વોનું બનેલું છે, અને આત્માનો શરીર સાથે શુ સબધ છે તેનું તાત્ત્વિક દૃષ્ટિએ આમાં નિરૂપણ છે શરીરવિજ્ઞાન જાણવા માગનાર તેમજ તેનો જીવ-ચેતન સાથેનો સબધ-સમન્વય જાણવા ઇચ્છનાર જિજ્ઞાસુઓને તે ઠીક માર્ગદર્શક નીવડે તેવો છે. અધ્યાત્મચિંતન અને આત્મનિરીક્ષણમા આ પુસ્તક ઠીક સહાયરૂપ થઇ પડશે

૩ ગીતા વાર્તાલાપ-ભાગ ૧ થી ૫—પ્રયોજક મુનિશ્રી ભાગ્દારજજી, પ્રકાશક: શ્રી રામચંદ્ર એમ દેસાઇ, નવસારી ડેમી આઠપેજી કદના પૃષ્ઠ પહેલાના ૫૯૬, મૂલ્ય રૂા ૩–૦–૦; ભાગ બીજાનાં પૃ૪ ૨૭૨, મૂલ્ય રૂા ૧–૮–૦, ત્રીજાનાં પૃષ્ઠ ૨૬૦, મૂલ્ય રૂા ૧–૧૨–૦, ચોથાનાં પૃષ્ઠ ૩૨૮, મૂલ્ય ૧–૧૨–૦ અને પાંચમાનાં પૃષ્ઠ ૩૦૮, મૂલ્ય રૂા ૧–૧૨–૦.

ઉપલા પ્રકારની જેમ આ પાંચ ભાગનો મહાગ્રંથ પણ અધ્યાત્મજ્ઞાનપિપાસુઓ માટે શ્રીમદ્ભગવદ્ગીતા પરના એક મહાન ભાષ્યરૂપ હોઇને એમાં ગીતામાં સબોધાયેલા ઉપદેશોની વિસ્તૃત સમીક્ષા આપવામા આવી છે એમા આપેલ વિસ્તૃત ટિપ્પણો અને સમજૂતો હરકોઇ જ્ઞાનપિપાસુને ગીતારૂપી મહાન જ્ઞાનાર્ણવ-મહાસાગરનો સચોટ ખ્યાલ આપે છે નિવૃત્તિપૂર્વક શ્રીમદ્ ભગવદ્ગીતાના પઠન-પાઠન અધ્યયન માટે આ ગ્રંથ જરૂર ઉપયોગી નીવડશે ખાસ પ્રચારાર્થે એનું અલ્પ મૂલ્ય રખાયેલુ હોઇને આ પાચેય ગ્રંથો પુસ્તકાલયમાં આવતા જ્ઞાનાર્થીઓ માટે સુખે વસાવી લેવાય.

૪ ભક્ત સૂરદાસના પદો—સંપાદક પં મગનજી ઉદ્દવજી શાસ્ત્રી, પ્રકાશક ઉપર પ્રમાણે, પૃષ્ઠ ૮૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૪–૦

વૈષ્ણવ ભક્ત કવિ સૂરદાસના પદો—ભજનો આજે વૈષ્ણવ સંતોને જિહ્વાગ્રે હોય છે અને જ્યારે તે સાજ-સંગીત સાથે ગવાતાં હોય છે ત્યારે અતિ આહ્લાદક લાગે છે અને તેનો મધુર રસ સાંભળનાર કર્ણોને રસતરબોળ બનાવી મૂકે છે એવાં સુગેય ૫૬ પદો આ નાની પુસ્તિકામાં સંગ્રહવામાં આવ્યાં છે એમને પાંચ વિભાગોમાં-આખ્યાનાત્મક, ઉપદેશાત્મક, પ્રાર્થનાત્મક, વિરહાત્મક તેમજ દૃષ્ટકૂટ પદોમાં સંકલિત કરી ગોઠવેલા છે સંગીતપ્રિય ભજનાનંદીઓને આ નાનો સરખો સંગ્રહ જરૂર ગમશે

૫ ભર્તૃહરિનીતિ શતક—અનુવાદક શ્રી શાન્તિલાલ ઠાકર, એમ એ પ્રકાશક ઉપર પ્રમાણે પૃષ્ઠ ૮૦, સાદું સચિત્ર પૂઠું, મૂલ્ય ૦–૩–૦

વિરાગી રાજર્ષિ ભર્તૃહરિએ રચેલાં શતકો પૈકીનું, આ નીતિશતક મનુષ્યને નીતિને માર્ગે પ્રેરે તેવું હોઇને સંસ્કૃત સાહિત્યના એક વિશિષ્ટ અલંકાર તરીકે એ પુરવાર થઈ ચૂકેલું છે. એ નીતિશતક અહીં મૂળ શ્લોકો સહિત રજુ કરાયેલ છે મૂળ સંસ્કૃત એના ભાષાલાલિત્ય અને અનુવાદ એની સુગમતાપ્રેરક હોઇને પુસ્તકાલયોમાં એ સુખે વસાવી શકાય

૬ મોત ઉપર મનન—કર્તા શ્રી ફિરોઝ કાવસજી દાવર, પ્રકાશક ગુજરાત વિદ્યા સભા, અમદાવાદ. ડેમી આઠપેજી કદનાં પૃષ્ઠ ૩૭૬, સાદું પૂઠું, મૂલ્ય રૂા. ૪–૦–૦

પ્રો દાવરે આ પુસ્તકમાં, મોતથી ડરનારાઓને માટેનું એક સચોટ શસ્ત્ર રજુ કર્યું છે માણસ મોતથી ડરે છે, પરંતુ મોત આવવાથી ડરવાનું કંઇ નથી, એમ લેખકે આ પુસ્તકમાં પ્રતિપાદિત કર્યું છે મરણને લગતા જુદા જુદા લેખકોએ, જુદા જુદા ધર્મશાસ્ત્રો અને ઇતર ગ્રંથોમાં અત્યાર સુધીમાં જે મંતવ્યો રજુ કરેલા છે તેમાંના ઉપયોગી એવા અવતરણો પણ લેખકે આ પુસ્તકમાં રજૂ કરી માણસને મરણથી ભય ન પામવાનું-અભયદાન આપ્યું છે, એમ કહીએ તો તે અતિશયોક્તિ નહિ લેખાય.

મરણ અને મરણોત્તર સ્થિતિ વિષે પણ લેખકે ઠીક પ્રકાશ આ પુસ્તકમાં આપ્યો છે દરેક પુસ્તકાલય આ પુસ્તક વસાવે અને મરણવિજ્ઞાનના આ ગ્રંથનો પ્રચાર કરે

૭ કલાને ચરણે—લેખક શ્રી ડૉ હરિપ્રસાદ વ્રજરાય દેસાઈ પ્રકાશક આદર્શ પુસ્તક ભંડાર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૬૦૪, કવર જેકેટસહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૪–૮–૦

ડૉ હરિપ્રસાદ દેસાઇ આપણા સાહિત્યના તેમ જ કલાના એક અચ્છા વિવેચક છે. તેઓશ્રીએ કલાદર્શનને લગતાં સર્જેલાં વિવેચનોનું અહીં નિરૂપણ છે ભારતીય કલા અને ચિન, જાપાન, ઇરાન વગેરે દેશોના કલાવિધાનનું તુલનાત્મક અને સમન્વયદર્શી નિરૂપણ આ પુસ્તકમાં આપ્યું છે કલાપ્રેમીઓ અને કલાનિરીક્ષકોને આ કલાવિવેચનગ્રંથ જરૂર ગમશે

એમાં આપેલી આર્ટપ્લેટો પણ એ કલાદર્શન સમજવામાં સહાયરૂપી નીવડે તેવી છે

૮ ઉન્મત્ત ગંગા—(કટાક્ષકાવ્યો) લેખક અને પ્રકાશક શ્રી દેવકૃષ્ણ પીતાંબર જોષી અને પીતાંબર નારાયણ જોષી. ધડકા ચોક, સિહોર ક્રાઉન કદનાં પૃષ્ઠ ૧૨૦, બોર્ડનું પાકું પૂઠું. મૂલ્ય રૂા. ૨–૦–૦

શ્રી જોષી એક અચ્છા કટાક્ષ કાવ્યકાર છે વર્તમાન પ્રસંગોને ઉઠાવી લઇ તેને હળવા રૂપમાં રજુ કરવાની કટાક્ષકળા શ્રી જોષી ધરાવે છે આ અગાઉ તેઓશ્રીએ રચેલ "કટાક્ષ કાવ્યો" ઠીક આવકાર પામ્યું હતુ અને એમનાં એ કાવ્યોનું ખાસ વાચન અમદાવાદની ગુજરાત સાહિત્ય સભાએ ગોઠવ્યું હતું એવોજ કટાક્ષમય કાવ્યોનો તેઓશ્રીએ રચેલો આ બીજો સંગ્રહ છે એમાં વર્તમાન પરિસ્થિતિને અનુલક્ષીને લખેલાં વિવિધ વિષયનાં ૫૫ કટાક્ષકાવ્યો આપ્યા છે ઉપરાંત સ્વ પીતાંબર રચિત ૧૬ કાવ્યો પણ એમાં સંગ્રહાયા છે હળવા મર્મપ્રેરક એવાં આ કાવ્યો વર્તમાન પરિસ્થિતિ પર ઠીકઠીક પ્રકાશ ફેંકી જાય છે.

૯ ગીતાધર્મ—ઇશાવાસ્ય ઉપનિષદ-૧-૮, રચયિતા સ્વામીશ્રી વિદ્યાનંદજી મહારાજ, પ્રકાશક ગીતાધર્મ કાર્યાલય, સાક્ષી વિનયક, કાશી રોયલ આઠપેજી પૃષ્ઠ ૫૩૬, પાકુ બોર્ડ પરીનુ પૂઠુ, મૂલ્ય રૂ ૫-૦-૦

સ્વામીશ્રી વિદ્યાનંદજીના સદુપદેશોના પ્રચારાર્થે ચાલતા "ગીતાધર્મ" માસિકનો આ વાર્ષિક અંક છે એમાં અષ્ટાદશ ઉપનિષદો પૈકીના ઇશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, તૈતિરીય અને ઐતરેય, એ આઠ ઉપનિષદોનાં શ્રી વિદ્યાનંદજી મહારાજ દ્વારા ઉપદેશાયેલ વિવરણ આ અંકમા ગ્રથિત કરવામાં આવેલ છે. બ્રહ્મજિજ્ઞાસુઓ અને અધ્યાત્મજ્ઞાનેપ્સુઓને આ અંક જરૂર ગમશે સ્વા વિદ્યાનંદજીની વાણીનો આ અંક દ્વારા ઘેર બેઠાં લાભ સુગમ કરેલો છે.

મ પ્ર વ્યાસ

૧૦ ભારતીય રસશાસ્ત્ર—લેખક-પ્રકાશક વૈદ્યરાજ બાપાલાલ ગરબડદાસ-હસોટવાળા, મુ. સુરત ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૭૪, મૂલ્ય રૂ ૮-૦-૦

રસશાસ્ત્રના ગ્રંથો ગુજરાતી સિવાય બીજી ભાષામા પણ છપાયા છે, પરંતુ અત્યાર સુધીમા ગુજરાતી ભાષામાં આવો એકેય ગ્રંથ છપાયો જાણુમાં નથી અને છપાયો હોય તો આ કદાચ પહેલોજ હશે.

રા રા વૈદ્યરાજ બાપાલાલભાઇ ગુજરાતના વૈદ્યોમાં એક અગ્રગણ્ય અને આયુર્વેદના સાચા પ્રેમી તેમજ સુપ્રતિષ્ઠિત વૈદ્ય છે તેઓ વનસ્પતિશાસ્ત્રના પ્રખર અભ્યાસી હોઇને તેમણે વનસ્પતિ માટે નિઘંટુ આદર્શના પૂર્વાર્ધ, ઉત્તરાર્ધ બે ગ્રંથો ગુજરાતી ભાષામાં ઘણા સારા લખ્યા છે. તે સિવાય પણ આયુર્વેદના બીજા ગ્રંથો લખ્યા છે તેમાં વળી આ ભારતીય રસશાસ્ત્ર નામનો ગ્રંથ ગુજરાતી ભાષામા લખીને ગુજરાતના વૈદ્યો અને આયુર્વેદના અભ્યાસીઓને તેનાથી એક સારી ખોટ પૂરી પાડી છે. આ ગ્રંથ આયુર્વેદના વિદ્યાર્થીઓ માટે પાઠ્ય પુસ્તક તરીકે ખાસ ઉપયોગી થઇ પડે તેવો છે

ગ્રંથ તૈયાર કરવામા વૈદ્યરાજે ઘણા રસગ્રંથોનો આધાર લીધો છે, ઉપરાંત તેમાં પોતાનો અનુભવ પણ દર્શાવ્યો છે ગ્રંથમાં રસો, ઉપરસો, ધાતુ, ઉપધાતુ, રત્નો, ઉપરત્નો દરેકનુ શોધન મારણ ઘણી જ સહેલાઇથી સમજી શકાય તેવી સરળ ભાષામાં લખ્યુ છે

અને રસોપરસોની માત્રા લેવાની વિધિ પણ ચોક્કસ લખી છે, જેથી ઉપયોગ કરનારને ઘણી જ સરળતા થાય એમ છે. વળી સ્થાવર જંગમ વિષો ઉપવિષોનો ઉપયોગ પણ સારી રીતે થઇ શકે તેવી રીતે પોતાનો સ્પષ્ટ રીતે અનુભવ રજૂ કર્યો છે એકંદર રીતે ગ્રંથ અત્યંત ઉપયોગી થયો છે વૈદ્યસમાજમાં તે સારો આવકાર પામશે

વૈદ્ય ચંદુલાલ લ. પંડ્યા.

૧૧ ખાદી વિદ્યા પ્રવેશિકા—પ્રકાશક નવજીવન કાર્યાલય, કિંમત રૂા ૧-૪-૦ ગુજરાતી ભાષામા ખાદીશાસ્ત્ર વિષેનું આ પુસ્તક ઉત્તમ છે ખાદીશાસ્ત્રના નિષ્ણાતોના અનુભવમાંથી પ્રગટ થએલ આ પુસ્તક છે. એમાં કપાસથી માંડી વણાટ સુધીની વિગતવાર માહિતી ભેગી કરવામાં આવી છે મનુષ્યમાત્રને બે વસ્તુની મુખ્ય જરૂરીઆત છે· અનાજ અને કાપડ ખેતી માટે તો ઘણું વિચારવુ બાકી પડ્યુ છે. પરાપૂર્વથી આવેલ રીત પ્રમાણે હજુ ખેતી માટે ઘણી મુશ્કેલી ઉભી થઈનથી કાપડ માટે દરેક વ્યક્તિ સ્વાવલંબી થઈ શકે હિંદુસ્તાનમાં એક લાખથી વધુ વસ્તિવાળાં શહેરો ચાળીસેક છે બાકીની બધી વસ્તી ગામડામાં છે. ગામડામા જે કાપડ સરળતાથી કેવી રીતે પેદા કરી શકાય એ માટેના માર્ગદર્શન રૂપ આ પુસ્તક ઘણું ઉપયોગી છે

૧૨ યંત્રો સામે બળવો—અનુવાદક શ્રી ચંદ્રશંકર પ્રા શુકલ, પ્રકાશક—નવજીવન કાર્યાલય, અમદાવાદ કિંમત રૂા ૦-૧૦-૦.

સન ૧૯૩૩ માં ઈંગ્લેંડમાં જુદી જુદી જગાએ આપેલા આચાર્ય એલ. પી જેકસનાં આ વ્યાખ્યાનો છે એકની એક ક્રિયા ફરીફરીને થતી હોય તે યંત્ર યંત્ર સૌને ઉપયોગી છે એ મનુષ્યનું સેવક મટી શેઠ બને ત્યારે તેની સામે બળવો ઉઠાવવાની મનુષ્યમાત્રની ફરજ છે જેટલો પાક લણવાને વીસ માણસની જરૂર પડે તેટલો પાક એક માણસ યંત્રના મદદથી લણી શકે છે બાકી ફાજલ રહેલા માણસો માટેની બેકારીનો ઉકેલ કેવી રીતે લાવવો ? શાંતિથી વિચાર કરી જોઇશુ તો જણાશે, કે યંત્રોએ આપણને ઉંડા અને ડહોળા પાણીમાં ઉતાર્યા છે આ વિષયોની છણાવટ આ પુસ્તકમાં કરેલી છે. આ પુસ્તક સાથે શ્રી. નરહરિભાઈનુ નવજીવન કાર્યાલય તરફથી પ્રગટ થયેલ ' યંત્રની મર્યાદા ' પુસ્તક જરૂર વાંચી જવા જેવુ છે

—વિનાયક

પાતાળકૂવો—લેખક શ્રી ઈશ્વર પેટલીકર, પ્રાપ્તિસ્થાન નવસર્જન કાર્યાલય, મોગ આંકડિયા, કાઠિયાવાડ. ૧ લી આવૃત્તિ ૧૯૪૭, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૨૪૬, પૂંઠુ કાર્ડ બોર્ડ-પટ્ટીનું, કિં રૂ ૩-૦-૦

શ્રી ઈશ્વર પેટલીકરની કલમ રોચક રસવાનીઓ પીરસવા માટે હવે તો પંકાઇ ચૂકી છે એવી જ એક રોચક વાનગી આ 'પાતાળકુવા' ની છે એમા લેખકે માધો દરબાર નામના એક પાટણવાડિયા બહારવટિયાની પરાક્રમગાથા રસમય શૈલિમા ગૂંથી છે સરળ જીવન ગુજારતો માધો એક લુચ્ચા લહેણદાર લુહાણાના કવખતના તગાદાથી ઉશ્કેરાઇ જઇને તેનુ ખૂન કરી બેસે છે. પરિણામે એણે મ ણવા ધારેલુ પ્રણયજીવનનું સ્વપ્ન ઉડી જવાથી તે પ્રથમ ચોર અને પછી બહારવટિયાઓની ટોળીનો ભેરુ બને છે, અને થોડા જ વખતમાં બહારવટિયા ટોળીનો સરદાર બની માધો દરબારને નામે ઓળખાવા લાગે છે માધો બહારવટિયો છતાં એનાં આચરણ અને નેક ટેક એક સારા દરબારને છાજે તેવા હતાં પોતાના સૌજન્ય અને સંકટગ્રસ્તોને સહાય કરવાની તત્પરતાથી તે લોકપ્રિય પણ બનવા પામ્યો હતો અને તેથીસ્તો તે બ્રિટિશ, ગાયકવાડી તથા નવાબી વગેરે રાજસત્તાઓને વર્ષો લગી હંફાવી શક્યો હતો છતાં આખરે પોતાના સહાયક અને સાગરીતોના મહેરબાન કરવા ખાતર તે હાથે કરીને પકડાઇ જાય છે અને એ રીતે એની જીવનલીલા પર પડદો પડે છે.

પ્રસગોની ગૂથણી અને લખાણની શૈલિ એવી સુદર છે કે એકી પકડીએ પૂરું કરીનેજ પુસ્તક હેઠે મુકાશે પુસ્તક વસાવવા જેવુ

૧૪ વામા—અનુવાદક શ્રી ગમનાગયણ વિ પાઠક તથા નગીનદાસ ના પારેખ, પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય સઘ લિ મુબઇ અને અમદાવાદ બીજી આવૃત્તિ ૧૯૪૭, ક્રાઉન ૧૬ પેજી પૃષ્ઠ ૧૯૨, પૂઠુ કાર્ડ બોર્ડ પટીનુ, કિંમત ૨–૮–૦

આ પ્રકાશન લેખકોની "ચુબન અને બીજી વાતો" નામક કૃતિની બીજી આવૃત્તિ છે એમા 'ઉઘે ઘેરાયા' ની વાત કમી થઇ છે, જ્યારે બીજી ૪ નવી વાતો સામેલ કરાઇ છે એકદર ૧૧ વાતો આ પ્રકાશનમા હોઈ તેમાથી ૪ ફ્રેન્ચ, ૨ રશિયન, અને એક જર્મન એક ઇટાલિયન એકપોલીશ અને હગેરિયન ભાષાઓમાથી અનુવાદિત થએલી છે પરદેશી વાર્તાઓનો રસ ચાખવા માગનારાં વાચકોને લબ્ધપ્રતિષ્ઠ લેખકોની કલમે અનુવાદિત થયેલી શિષ્ટ સામગ્રી આ પ્રકાશનથી મળી રહેશે

—ના ન

૧૫ ચદ્ર—લેખક શ્રી. છોટુભાઈ સુથાર, પ્રકાશકનુ તારક મંડળ, ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણુદ. ક્રાઉન સોળપેજી પૃષ્ઠ ૧૪૪, પૂઠુ કાડબોર્ડનુ કપડાની પટ્ટીનુ તથા ઉપર જેકેટવાળુ, કિંમત ૩–૦–૦

તારક મડળ, આણુદ તરફથી ખગોળને લગતા પુસ્તકો, તારાના નકશા તથા 'આકાશ ગગા' નામનુ માસિક પ્રસિદ્ધ થાય છે. આ મડળે જ આ પુસ્તક પણ પ્રસિદ્ધ કર્યું છે મડળના સભ્યોને તે એમ ને એમ બીજાને રૂ ૩-૦-૦ ની કિંમતે આપવામાં આવે છે આ પુસ્તકમા ચદ્રને લગતી સવિસ્તાર માહિતી આપી છે મગળ, ગુરુ, શનિ, વગેરે સબધી માહિતી પણ આમા આપેલી છે આ બધી માહિતી સમજાવતાં સખ્યાબધ ચિત્રો પણ આ પુસ્તકમા છે આપણી ભાષામા ખગોળવિજ્ઞાનને લગતા પુસ્તકો ઘણા થોડાં છે એમા આ મડળના પુસ્તકો સારો ઉમેરો કરે છે આ પુસ્તક પણ આવો એક સારો ઉમેરો છે આ જાતના સાહિત્યનો પ્રચાર વધારે થવાની જરૂર છે આપણા સમાજમા વૈજ્ઞાનિક જ્ઞાનને અભાવે કપોલકલ્પિત બાબતો ઘણી પ્રચલિત છે આથી આ જાતનાં પુસ્તકોને વધારે ઉત્તેજન મળે તે ઇષ્ટ છે આ પુસ્તકના કાગળ તથા છપાઇ સરસ છે. કસ્બા પુસ્તકાલયો તેમ જ મોટા ગ્રામપુસ્તકાલયોને આ પુસ્તક ખરીદવા અમારી ભલામણ છે

—શ સો પટેલ

## ખાસ સુધારો

આ અકના પૃષ્ઠ ૪૨૭ ની છેલ્લી લીટીમા "અનુસધાન સામેના પૃષ્ઠ પર" એમ છપાયું છે તેને બદલે "પૃષ્ઠ ૪૨૮ પર" એમ સુધારીને વાચવા વિનતિ છે

—તત્રી



૧ ધર્મોનું મિલન (નવી આવૃત્તિ) મૂળલેખક શ્રી રાધાકૃષ્ણન, અનુવાદક શ્રી. ચંદ્રશંકર શુક્લ, પ્રકાશક: ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય, અમદાવાદ મૂલ્ય રૂ ૫-૦-૦

૨ તર્પણ-લેખક શ્રી. મંજુલાલ ચાકરલાલ દેસાઈ પ્રકાશક: સાધના પ્રકાશન મંદિર-ખંભાત મૂલ્ય રૂ ૧-૦-૦

૩ કળ ને કળજ્જો-લેખક: શ્રી બાલકૃષ્ણ જોષી, પ્રકાશક ત્રિશક્તિ કાર્યાલય, કેળાપીઠ સુરત મૂલ્ય રૂ ૦-૩-૦

૪ સમૂળી ક્રાન્તિ-લેખક શ્રી કિશોરલાલ ઘ મશરૂવાળા, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. મૂલ્ય રૂ ૧-૮-૦

૫ મહાવીર સ્વામી નો આચારધર્મ-સંપાદક શ્રી ગોપાળદાસ જીવાભાઈ પટેલ, પ્રકાશક જૈન સાહિત્ય પ્રકાશન સમિતિ, અમદાવાદ મૂલ્ય ૧-૧૨-૦

૬. ભારતીય રસશાસ્ત્ર-લેખક અને પ્રકાશક: શ્રી બાપાલાલ ગ વૈદ્ય, ગોપીપુરા, સુરત મૂલ્ય ૦-૮-૦

૭ આતમગુંજન-લેખક કિસ્મત કુરેશી. પ્રકાશક સરસ્વતી પ્રકાશન મંદિર, દાણાપીઠ, ભાવનગર મૂલ્ય ૦-૮-૦

૮ દીવડા-લેખક શ્રી રસુલભાઈ ન વહોરા, પ્રકાશક ચરોતર એજ્યુકેશન સોસાયટી, આણંદ, મૂલ્ય રૂ ૦-૧૦-૦

ચંદ્ર-લેખક શ્રી છોટુભાઇ સુથાર; પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૨-૮-૦

૯ ફૂલશૈયા—મૂળલેખક. ચારુચંદ્ર મ દો પાધ્યાય અનુવાદક શ્રી રમણલાલ સોની, પ્રકાશક વોરા એન્ડ કંપની લિ રાઉન્ડ બિલ્ડિંગ, મુંબઇ-૨ મૂલ્ય રૂા ૩-૦-૦

૧૦ કર્મયોગી રાજેશ્વર-(નવી આવૃત્તિ) લેખક: શ્રી. ચુનીલાલ વર્ધમાન શાહ, પ્રકાશક ગાંડીવ સાહિત્ય મંદિર, હવાડિયા ચકલો, સુરત મૂલ્ય રૂા. ૪-૮-૦

શિષ્ટવાચનની પરીક્ષા —શિષ્ટવાચનની ૨૬ મી પરીક્ષા માટે ઠરેલું "શ્રી. મોતીભાઈ અમીનનું જીવનચરિત્ર" નું પુસ્તક પ્રેરક માહિતીઓથી ભરપૂર હોઇ તેનો બહોળો પ્રચાર થાય એમ ખાસ ઇચ્છવામાં આવે છે એટલે મજકુર પરીક્ષાનો લાભ બહોળી સંખ્યામાં લેવાય એટલા માટે પરીક્ષાની તારીખ ૨૫ મી એપ્રિલને બદલે ૨૦ મી જુન સુધી લંબાવાઈ છે આશા રાખવામાં આવે છે કે શિષ્ટવાચનના લાભ સમજનાર વાચક જનતા તેમ જ માધ્યમિક શાળાનો વિદ્યાર્થીવર્ગ આ તકનો લાભ જરૂર ઉઠાવશે પરીક્ષાને કામે પુસ્તકની નકલો જેમને જોઇતી હશે તેમને તે રૂ ૨-૦-૦ ને બદલે રૂ ૧-૮-૦ ની કિંમતે પુ સ. સ મંડળમાંથી મળી શકે એવી યોજના રખાઇ છે

પ્રમાણપત્રની પરીક્ષા.-- છેલ્લી તક છે. ઉમેદવારી નોંધાવો અને તમારો અભ્યાસ કરવા માંડો.

## પુસ્તકાલયોને મદદ

ધારીસણા તા દહેગામ --લગ્ન પ્રસંગે જાનો આવેલી તેમના તરફથી સાર્વજનિક પુસ્તકાલયને રૂ ૧૧ શેઠ શ્રી. પુંજીલાલ ગુલાબચંદ તરફથી અને રૂ ૩ લાકરોડાના શેઠ શ્રી. કેશવલાલ પ્રેમચંદ તરફથી

ટીંટોદણ ( તા. વિજાપુર ) ને રૂ. ૧૫) લોરણુ ગામના શ્રી. ભોગીલાલ સોમનાથ તરફથી

---

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૪ સને ૧૯૪૭-૪૮

## વિષય

ગ્રામ પુસ્તકાલયોના ગ્રંથપાલો અને મંત્રીઓ માટે પ્રાંતવાર શિક્ષણવર્ગો

ગ્રામ પુસ્તકાલયોનું કામ કરનારા મંત્રીઓ તથા ગ્રંથપાલો માટે પ્રાંતવાર તાલીમવર્ગો ભરવાની યોજના વડોદરા રાજ્ય પુ મંડળે વર્ષો થયા અમલમાં મૂકી છે. વિશ્વયુદ્ધ અંગે ઉપસ્થિત થયેલી મોંઘવારી અને માપબંધી વગેરેની હાડમારીને કારણે છેલ્લાં ચારેક વર્ષ મોકૂફ રહેલી એ પ્રવૃત્તિ, માપબંધી હવે નીકળી જવાથી, ચાલુ સાલથી પુન. શરૂ થાય છે.

ચાલુ સન ૧૯૪૭-૪૮ ની સાલે વડોદરા અને નવસારી પ્રાંતો માટે એ વર્ગો નીચેની વિગતે ભરવાનું ઠરાવ્યું છે —

| | પ્રાંત | તારીખ | સ્થળ |
|---|---|---|---|
| ૧ | વડોદરા | ૨૩-૨૪-૨૫ એપ્રિલ | પોઇચા તા સાવલી |
| ૨ | નવસારી | ૧-૨-૩ મે | અનાવલ તા. સાવલી |

આ વર્ગો અંગે થતો બધો જ ભોજનખર્ચ રાજ્ય પુસ્તકાલય મંડળ ભોગવી લેશે અને પ્રાંતના દરેક પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલ ઉમેદવારને થતો મુસાફરી ખર્ચ જે તે પુસ્ત-

કાલયના બજેટમાં પાડી શકાય તેવી યોજના રહેશે આ શિક્ષણવર્ગો ચલાવવા માટે રાજ્ય પુસ્તકાલય મંડળના સહમંત્રી, તથા રાજ્ય અને પ્રાંત પુસ્તકાલય પ્રચારકો ઉપરાંત પુસ્તકાલય ખાતાના અધિકારી સાહેબ હાજર રહેશે.

શિક્ષણવર્ગોનું કામ ત્રણે દિવસ સવારના ૭ાા થી ૧૦ાા તથા બપોરે ૨ાા થી ૫ાા એમ બે કડકે ચાલશે વચલો વખત ભોજન, આરામ, વાર્તાલાપ તથા રમતગમત વગેરે માટે રહેશે રાત્રે ૮ાા થી ૧૦ સુધીના વખતમાં શક્ય હશે તો મનરંજનનો કાર્યક્રમ રાખવામાં આવશે કે પછી ઉપયોગી છતાં આનંદજનક વાર્તાલાપ ચાલશે ત્રીજે દિવસે સવારના ભાગમાં શંકાનિવારણનું કાર્ય અને સાંજના ભાગમાં નજીકમાં જોવા જાણવા જેવું કોઈ સ્થળ હશે તો તેની મુલાકાતે જવાનું ગોઠવાશે

પુસ્તકાલયોના મંત્રી વા ગ્રંથપાલ જે હાલ હશે તેમને વર્ગમાં પ્રથમ પસંદગી આપવામાં આવશે બીજા ભાઈઓ પણ પોતાને ખર્ચે આવવાની શરતે અરજી કરી શકશે અને જગો હશે તો તે મંજુર રખાશે બ્હેનો પણ લાભ લઈ શકશે એકંદરે ૨૫ ઉમેદવારો આ સાલ લેવાની યોજના છે શિક્ષક હશે તેમની કામગીરી ગણાય એ માટે હાજરીના દાખલા આપવામાં આવશે

સાવલી મહાલનાં પુસ્તકાલયોના મંત્રી વા ગ્રંથપાલો પોઇચાના વર્ગનો અને મહુવા મહાલનાં પુસ્તકાલયના મંત્રી વા ગ્રંથપાલો અનાવલના વર્ગનો લાભ અવશ્ય લે એમ ઇચ્છવામાં આવે છે જે તે પ્રાંત ખાતે નવીન ઉઘડેલા વા ઉઘડવાનાં પુસ્તકાલયનું કામ કરનાર મંત્રી વા ગ્રંથપાલને તો આ વર્ગનો લાભ લેવાની ખાસ ભલામણ કરવામાં આવે છે.

વર્ગમાં આવનાર ઉમેદવારોએ પથારી, જળપાત્ર વગેરે અંગત જરૂરી સામાન ઉપરાંત પુ. ખાતાના વટહુકમ-સૂચનાઓનાં એકીકરણ, વર્ગીકરણ પદ્ધતિનું પુસ્તક, પોતપોતાના પુસ્તકાલયનું જનરલ રજિસ્ટર ઉપરાંત વિષયવારી, નામવારી પત્રકો તૈયાર હોય તો તે, તેમજ સ્વ. રા. બ ગોવિંદભાઈ દેસાઈકૃત 'ઘરમાં રમવાની રમતો' એટલું સાથે લેતા આવવું

જે તે મહાલના વર્ગનો લાભ લેવાની વ્યક્તિગત સૂચના જે તે મહાલની સંસ્થાઓના મંત્રી તરફ મોકલી આપવામાં આવી છે તે મુજબ જે તે સંસ્થાનું કામ કરનાર ગ્રંથપાલ અને જ્યાં મંત્રી અને ગ્રંથપાલની જવાબદારી એક જ વ્યક્તિની હોય ત્યાં મંત્રી જે તે મહાલના વર્ગનો લાભ લેવાનું નક્કી કરી વર્ગના સ્થળે જરૂર આવી પહોંચે વર્ગનું કામ ઠરેલા પ્રથમ દિવસના સવારથી જ શરુ થવાનું હોવાથી આવેના ઉમેદવારો આગલી રાત્રે જ વર્ગના સ્થળે હાજર થઈ જાય એ ખાસ ઇચ્છવાજોગ છે

ના ન ચોકસી

સહમંત્રી, વ રા. પુ મંડળ

---

સા. પુ. કડીમાં

# પૂ. ગાંધીજીના તૈલચિત્રનો અનાવરણવિધિ

કડી સાર્વજનિક પુસ્તકાલય—કડીમાં પૂ ગાંધીજીના તૈલચિત્રનો અનાવરણવિધિ સમારંભ મુંબઈવાળા શેઠશ્રી અંબાલાલ લ ઝવેરીના પ્રમુખસ્થાને ગઈ તા ૩–૮–૪૮ ના રોજ યોજવામાં આવ્યો હતો

શરૂઆતમાં સંસ્થાના પ્રમુખ શ્રી દિનકર અ જોષી વકીલે સંસ્થા વિષે બે શબ્દ કહી તૈલ ચિત્રનો અનાવરણવિધિ કરવા શેઠશ્રીને વિનંતિ કરી હતી અને શેઠશ્રીએ તૈલચિત્રનું અનાવરણ કર્યું હતું

પછી કાર્યની શરૂઆત થતાં સંસ્થાના પ્રમુખ શ્રી રામલાલ કે ઘડાવાળાએ બોલતાં સંસ્થાના કાર્યનો ટુંકો ખ્યાલ આપ્યો હતો અને જણાવ્યું હતું કે, કડીમાં હવે મહિલા પુસ્તકાલયની, બાળપુસ્તકાલય વગેરેની જરૂર જણાય છે આ જરૂરને સંતોષવા આર્થિક મદદ કરી આ પ્રવૃત્તિ વેગવંત બનાવવા વિનંતિ કરી હતી. સંસ્થાની દિનપ્રતિદિન પ્રગતિનો ખ્યાલ સંસ્થાના કાર્ય અને આંકડાથી સમજાવ્યો હતું રાષ્ટ્રપિતા પૂ બાપુના સ્મારક માટે ટાઉન હૉલ બાંધવો સંસ્થાએ વિચાર્યું છે અને એ માટે અલગ નિમાયેલ ગાંધી સ્મારક સમિતિને વિનંતિ કરવામાં આવી છે

બાદ શ્રી ડાહ્યાભાઈ વકીલે ટૂંકું પણ સુંદર શૈલીમાં પૂ બાપુના કેટલાક પ્રસંગોનું રસપાન કરાવ્યું હતું બાદ શ્રી. પુરૂષોત્તમદાસ વકીલે બોલતાં જણાવ્યું હતું, કે પૂ બાપુને ગોખલાદેવ બનાવી પૂજવામાં તેમના સિદ્ધાંતોને ભૂલી ન જવાય તે બાબત પર ભાર મૂક્યો હતો પછી શ્રી સીતારામ શર્માએ આવો પ્રસંગ પ્રાપ્ત થવા બદલ સંતોષ વ્યક્ત કરતાં જણાવ્યું હતું કે કડીમાં જે કેટલાક વર્ષથી ફાટફૂટનો રોગ લાગુ પડયો છે અને તેને લઈને કડીની પ્રવૃત્તિઓ નષ્ટપ્રાય થતી જાય છે તેને માટે ફરી પાછા એક થઈ કડીના ગૌરવવંતા નામને દીપાવવા બનતું કરવા સૂચન કર્યું હતું ચાર અને ચાર આઠને બદલે ચાર ગુણ્યા ચાર સોળ થાય તેમ એક થવા, કડીમાં આવી પ્રવૃત્તિઓ વિકસાવવા કંઈક સક્રિય પગલાં ભરવા દિશાસૂચન કર્યું હતું. શ્રી પુરૂષોત્તમદાસે કડીમાંથીજ જવાહર, વલ્લભભાઈ જેવા વીર નરો પાકે તેવી અભિલાષા વ્યક્ત કરી હતી

અંતમાં, શેઠશ્રીએ બોલતાં જણાવ્યું હતું કે જ્યારે બહારના દેશો પૂ ગાંધીજીનું નામ અને કાર્ય જાણવા અધીરા બને છે તો આપણે તેમના સિદ્ધાંતો જીવનમાં વણી દેશને ગૌરવવંતો કેમ ન કરીએ તેમના અમેરિકા ખાતે સ્થગના આ સંબંધેના ટુંકા અનુભવો જણાવ્યા હતા

પછી શેઠશ્રીએ સંસ્થાના કાર્યથી સંતોષ વ્યક્ત કરી રૂા ૧૦૦૧) એક હજાર એકની ઉદાર દેણગી કરી હતી, જે માટે શ્રી ડાહ્યાભાઈએ શેઠશ્રીનો આભાર માન્યો હતો.

છેવટે હારતોરા થઈ સમારંભ પૂરો થયો હતો આ તૈલચિત્ર સર્વ વિદ્યાલય હાઈસ્કૂલ—કડીના ચિત્રશિક્ષક શ્રી તિલાલ સ્વામીએ તૈયાર કર્યું હતું. તેમના આ સુંદર કૃતીની કદર કરવામાં આવી હતી

સંસ્થાના મંત્રી શ્રી રણછોડલાલ ના પરીખ, શ્રી જીવણલાલ ના ખમાર અને ગ્રંથપાલ શ્રી. રસિકલાલ મૂ આચાર્ય સંસ્થાને આદર્શ બનાવવા બનતું કરે છે તે બધાને નજરે પડતું હતું, અને છેલ્લાં બે વર્ષમાં સંસ્થાએ કરેલી પ્રગતિની મુક્ત કંઠે પ્રશંસા થઈ રહી હતી

---




## વિલંબ માટે ક્ષમા પ્રાર્થના

"પુસ્તકાલય" માસિકનો આ એપ્રિલ અંક કોઇ વખત નહિ થયેલો તેટલો મોડો પ્રસિદ્ધ થાય છે તે માટે અમે એના ગ્રાહક-વાચકવર્ગની ક્ષમા પ્રાર્થીએ છીએ

નવા પ્રેસમાં માસિકનું છાપકામ ફેરવાયાને આજે ત્રણ-ચાર માસ થયા છે અને એ આખાય સમય દરમ્યાન પ્રેસની અવ્યવસ્થાને કારણે અમે જે નવા નવા અનુભવો અનુભવી રહ્યા છીએ તેવા અને તેટલા પાછલા વર્ષો દરમિયાન ભાગ્યેજ અનુભવવા પડયા હશે એ બધા અનુભવો વર્ણવવાનું આ સ્થળ નથી એ બાબત સંસ્થા અને છાપગર વચ્ચેની છે, એટલે અહીં તો ઉદ્દેશ માત્ર અમે ઉપર્યુક્ત કારણે અંક મોડો પ્રસિદ્ધ કરાય છે તેની ક્ષમા પ્રાર્થનાનો જ છે

આ અંકનું છાપકામ, જે દિવસે એ પ્રસિદ્ધ થાય છે તેજ દિવસે શરૂ કરવામાં આવ્યું હોઇને પ્રેસમાલિકની પુસ્તકાલય પ્રત્યેની કંઇક અવકૃપાના અમારે ભોગ બનવું પડયું છે અને તેથી જ જાન્યુઆરી, ફેબ્રુઆરી અંકોના કરતા અસાધારણ વિલંબે આ અંક પ્રકટ કરી શકાયો છે.

આ બાબત અમે પ્રેસના સંચાલક સાથે પતાવી લેઇશું, એટલે પછી અમને આશા છે કે, હવે પછીના અંકો આટલા મોડા પ્રસિદ્ધ થવા વખત નહિ જ આવે

અંતે ફરીવાર મોડા થવા માટે અમે વાચક-ગ્રાહકોની ક્ષમા પ્રાર્થીએ છીએ. ઇતિ

## શિષ્ટ વાચન પરીક્ષા

પાદરા મહાલ પુસ્તકાલય મંડળ તરફે વિદ્યાર્થીઓની શિષ્ટ વાચન પરીક્ષા તા ૨૫-૧-૪૮ ના રોજ લેવામાં આવી હતી ૧૫ સંસ્થાઓમાંથી ૩૭૮ વિદ્યાર્થીઓ અને ૫૭ વિદ્યાર્થિનીઓએ એ પરીક્ષાનો લાભ લીધો હતો તે પૈકી ૩૩૯ વિદ્યાર્થીઓ અને ૫૫ વિદ્યાર્થિનીઓ ઉત્તીર્ણ થયા હતા.

## મહાલ પુસ્તકાલયોના મંત્રીઓનું સંમેલન

કરજણ મહાલના પુસ્તકાલયોના મંત્રીઓનુ એક સંમેલન તા ૨૫-૪-૪૮ ને રોજ બપોરના બાર વાગે કરજણ મહાલ વહીવટદાર સા ના પ્રમુખપદે યોજાયુ છે.

## વ. રા. પુ. મંડળ દ્વારા

શિક્ષણવર્ગો.—ચાલુ સાલે ભગનાગ વડોદરા તથા નવસારી પ્રાંત આગેના પુસ્તકાલય શિક્ષણવર્ગો સંબંધી જાહેરાત નં. ૪ ચાલુ અંકમાં અન્યત્ર પ્રસિદ્ધ થયેલ છે. તે તરફ લાગતાવળગતાઓનું ધ્યાન ખેંચવામાં આવે છે.

# સેવાગ્રામની યાત્રાએ

સેવાગ્રામમાં પહેલી જ વાર જનારની દૃષ્ટિએ કેટલીક નવીન બાબતો દેખાઈ આવશે અને પૂ. બાપુજીના સાન્નિધ્યમાં જે થોડો સમય કોઈ ગાળી આવ્યો હશે તો તેણે તે અનુભવી પણ હશે.

## આદર્શ ઝુંપડીઓ

પૂ. બાપુજીની ઝુંપડી અને સેવાગ્રામની ઈતર ઝુંપડીઓ માટીની ગારની હોવા છતાં ત્યાં ચોમાસામાં બીજી ઝુંપડીઓની માફક ભેજનો વિશેષ ત્રાસ હોતો નથી, કેમકે ત્યાંની ઝુંપડીઓની ભીંતોને બહારની બાજુએથી ખજુરીના પાંદડાંની ચટાઈઓ લગાડેલી છે. આ ચટાઈઓ મેંગ્લોરી નળિયા જેવી ઉપયોગી ઠરી છે. ઉભણી ઉંચી ન હોય તેવાં સીમેંટના ઘરોને સુદ્ધાં ચોમાસામાં ફુટ દોઢ ફુટ સુધી ભેજ લાગે છે, પરંતુ ખજુરીનાં પાંદડાંની ભીંતોનું પૂરું રક્ષણ થાય છે.

## પીનેકા પાની

અહીં એક ઝુંપડીમાં 'પીનેકા પાની' એવું પાટિયું લગાડેલું નજરે પડે છે. માટીનાં બે મોટાં વાસણોમાં ઉકાળીને ઠંડુ કરેલું પાણી રાખવામાં આવેલું હોય છે. વિશિષ્ટતા એ હોય છે કે આ માટીનાં વાસણોના નીચેના ભાગને નળની ટોટી બેસાડેલી દેખાય છે. આમ ન હોય તો પાણી માટે પ્યાલો કે દાંડીવાળો લોટો ઢાંકણું ઉપાડીને અંદર નાખવો પડે. અહીં તો ટોટી ફેરવતાં જ પાણી મળે છે. કિંમતના પ્રમાણમાં આ ટોટીઓ અતિશય ઉપયોગી છે.

---

(સામેના પૃષ્ઠનું અનુસંધાન)

'કબીરજીની તમારી વાતે તો અમારા પડળ ઉખડી ગયાં છે!' બીજા ભાઈઓ કહેવા મંડ્યા.

મેં તો હમણાં પ્રૌઢશિક્ષણ માટે, મારી તૈયાર થતી 'ચોથી ચોપડી' માંથી એક બે વાતો ઉપાડી લીધેલી. એમાં કબીરજીની પણ એક વાત છે. એ વાત અહીં અસરકારક નીવડી એટલે આ લોકોને જે કાંઈ આપવાનું છે એની ભાષા માહિતી મારી સાચી હતી એટલો આત્મસંતોષ થયો. ત્યાં તો એ ભાઈઓને મારા મૌનનો અર્થ હકારમાં લેતાં જોઈને મારે તરતજ મારા વિચારદોરાને અટકાવી વાતને નવો વળાંક આપવાની તૈયારી કરવી પડી. વખત હોત તો આસપાસનો બધો બનાસ પ્રદેશ જોઈ કાઢવાની મારી ઈચ્છા હતી, પણ અત્યારે તો એ અશક્ય હતું.

એમાંથી ફલિત આટલું જ થાય છે. અહીં સમજણનો કોઈ પાર નથી. બીજું દરેક વ્યક્તિગત રીતે જે સમજે છે. તે સમૂહમાં કહેવાની કે આચરવાની હિમ્મત તો જ કરે જો એને કંઈક પણ પીઠબળ મળતું રહે. આવા તો અનેક વિચારો ત્યાં આવી ગયા. આપણી સરકાર નિરક્ષરતાને નાબુદ કરવાનો પ્રયત્ન કરવા માગે છે. એને આ કામ કેટલું અગત્યનું છે એ હવે ફરી ફરીને કહેવાની ખાસ જરૂર જ ન હોય. પણ મને લાગે છે કે ખાસ ગંભીર નુકશાન થતું ન હોય તો, સઘળા પ્રકારના 'ઈઝમ' 'ગાંધીઝમથી માંડીને કોમ્યુનીઝમ' સુધી નિરક્ષરતા નાબુદ કરવાના પ્રયત્નમાં તો એકમત થઈ ન શકે? એ પણ એક પ્રકારની દેશ સેવા જ છે! હા, એટલું ખરું કે સામાન્ય જ્ઞાનપ્રચાર કરતાં કોઈ પોતાનું 'ઈઝમ' ફેલાવવાનો પ્રયત્ન ન કરે તો જ આ શક્ય બને

—ધૂમકેતુ

* "ઊર્મિ અને નવરચના"માંથી

## બાપુજીનાં ઉશીકાં

ચરખા પર સુતર કાંતતાં તૂટેલા ધાગા ફેંકી ન દેતાં પૂ. મહાત્માજી તે એકઠી કરી રાખતા હતા અને આવા ધાગામાંથી બનાવેલાં પોચાં ઉશીકાં વાપરતા હતા. કરકસર સહજ શક્ય હોય છતાંય અનેક વાર અજાણપણે અને આળસને લીધે આપણે કરકસર કરતા નથી. મહાત્માજી આ વિષયમાં અત્યંત દક્ષ હતા. પોતાની પર આવેલા પત્રોનાં પરબીડિયાં ફોડીને તેમની પાછળની કોરી જગા પર તેઓ જગતને હલાવી મુકનારા પોતાના લેખો લખતા અને ટાંચણ કરતા, એ સર્વવિદિત છે જ.

## ફૂલબાગ

ખાલી શોભા કરતાં ઉપયોગિતા તરફ બાપુજી વિશેષ લક્ષ આપતા. તેમના બાગમાં સુરેખ ગુલાબનાં ફૂલો થતાં, પણ મેજ પર, ફૂલદાનમાં કે વાળમાં ખોસવા માટે તેમનો ઉપયોગ ત્યાં કદી થયેલો નથી. તેમનો ગુલકંદ કરવામાં આવે ખરો, નહિતર ઇતર ફુલો ઝાડ પર જ હશે. માત્ર પૂ. કસ્તુરબા કદી કદી દેવપૂજા માટે ફૂલ તોડતાં.

## આશ્રમમાંનું અન્ન

આશ્રમમાં અન્ન કેવળ બાફેલું અને અમિશ્ર એવું તૈયાર કરાય છે. અન્નમાં કૃત્રિમ સ્વાદ નિર્માણ કરવાથી જીભનો સંયમ પાળી શકાતો નથી અને માણસ પ્રમાણ કરતાં વધારે ખાય છે. તે જ પ્રમાણે કૃત્રિમ સ્વાદ કરેલું અન્ન પચવામાં પણ ભારે હોય છે. ત્યાં શાકભાજી બાફેલાં હોય છે. તેમાં મરચું, મીઠું, મસાલા મુદ્દલ નંખાતા નથી. દાળ સીઝવવામાં આવે છે, પરંતુ તેમાં હળદર નથી નાખવામાં આવતી. કોઇ પણ પદાર્થ તળવાનું આશ્રમમાં વર્જ્ય છે. સવાર બપોર અને સાંજ, એ સિવાય ઇતર વેળાએ ખાવાનું નહિ એવો આશ્રમનો નિયમ છે.

## આહારવિષયક પ્રયોગો

પૂ. બાપુજીને આહાર વિષે જુદા જુદા પ્રયોગો કરી જોવાની જબરી ઇચ્છા જ હતી અને એ પ્રયોગો પ્રથમ તે પોતા પર જ કરી જોતા. બાપુજી હમેશાં કહેતા કે 'શરીર પરમેશ્વરે પ્રયોગો કરવા માટે જ આપેલું છે.' પહેલાં એક વાર ડૉ. દાસનો મુકામ સેવાગ્રામમાં હતો તે વખતે તેમની સૂચના પ્રમાણે લીલાં મરચાં અને નાગરવેલના બે પાન જમતી વખતે જ પીરસવામાં આવતાં હતાં. તેજ પ્રમાણે ધાન્યના પ્રમાણમાં બેવડું શાક પીરસવામાં આવતું હતું. અન્ન અમિશ્ર જ ખાવું પડતું. તેમજ પ્રત્યેક પદાર્થ થોડા થોડા અંતરે ખાવો એવી પ્રથા ડૉ. દાસે પાડી હતી. એટલે કે એક વેળા માત્ર રોટલી ખાવી, પછી ફક્ત દાળ જ પીવી—એ પ્રમાણે કાંદા-લસણ ઉત્તેજક હોઈ ધાર્મિક વૃત્તિના લોક તે ખાદ્ય નિષિદ્ધ માને છે. પરંતુ પૂ. બાપુજીએ સ્વાનુભવ પરથી એ બેઉનો ઉપયોગ ખૂબ પ્રમાણમાં શરૂ કર્યો હતો. શિયાળામાં તાલ ગાજરનો ખૂબ મોટા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે છે. ગાજરનું શાક અથવા શીરો પણ કરી શકાય છે. નાના બાળકોને ચવાણા તરીકે એ જ વહેંચવામાં આવે છે.

# પુસ્તકોના પ્રચારનો પ્રશ્ન

આપણે ત્યાં કોઈ પુસ્તકવિક્રેતાએ પોતાના અનુભવોની નોંધ કરી હોય તેવું ધ્યાનમાં નથી. એવી નોંધ પોતે રસિક તો થઈ પડે, પણ એ ઉપરાંત પ્રજાકીય સંસ્કૃતિની એ એક પ્રકારની પારાશીશી થઈ રહે એક જમાનો એવો હતો જ્યારે દેલવાડાકર કૃત 'નીતિ-માણેક'ની બોલબાલા હતી વળી એક જમાનો એવો આવ્યો,' જ્યારે 'ગઝલમાં ગીતા'ની સેંકડો નકલો ઉપડી ગઈ! આવી રીતે વાચન એ પણ જાણે વ્યક્તિગત જરૂરિયાત કરતાં ફેશનની વસ્તુ તરીકે આપણી પ્રજાએ આજ દિવસ સુધી સ્વીકાર્યું લીધી હોય તેમ જણાય છે એને એક જરૂરિયાત તરીકે સ્વીકારનારો વર્ગ ઘણો જ ઓછો નીકળે એ સ્વાભાવિક છે ત્યારે બીજી તરફ વિશાળ જનસમુદાયને પહોંચવા માટે, પુસ્તકોને આપણે શી રીતે લોકપ્રિય કરવાં એ પ્રશ્ન પણ ઘણો અટપટો ને વાદવિવાદ ભરેલો છે બ ક ઠા જેવા વિદ્વાન સસ્તી લોકપ્રિયતાને એક રીતે અપરસનો ફેલાવો ગણે છે એ પણ એટલું તો કબૂલ કરશે જ કે સાહિત્ય ભલે અધિકારી જનો માટે હોય, પણ એ અધિકારનું ખેડાણ પણ સાહિત્ય વિના બીજી કોઈ રીતે થઈ શકે તેમ નથી ત્યારે એવું પ્રાથમિક ખેડાણ કરનારું સાહિત્ય કયું? મા, ભૂ પા, બા, એ તો નહિ જ? એટલે એવું સાહિત્ય રચવાની પણ કોઈના અંતરની તમન્ના જાગે એને આપણે સસ્તી લોકપ્રિયતા કહીને ધીટકાર્યાં જ કરીએ એ વસ્તુ બરાબર નથી જણાતી હા, એમાં અપરસ ફેલાવનારાઓને પણ અપનાવી લેવા એમ કોઈ કહેતું જ નથી પણ અત્યંત ક્લિષ્ટ શૈલીમાં નવીન કાવ્યપ્રકાર લેખે આપણે જે વસ્તુઓ પ્રગટ કરીએ એ જ સાહિત્ય, એ દૃષ્ટિ વધુ સંકુચિત જણાય છે એમાંથી તો પરસ્પર પ્રશંસા વડે ઉત્પન્ન કરેલી માયાની ભ્રમજાળમાં અટવાયા જેવું થાય!

આજનો વાદવિવાદ કોઈ પણ નિર્ણીત પરિણામ લાવી શક્યો નથી, અને લાવી શકે નહિ અધિકારી જનો માટે જ સાહિત્ય—એમ કહેતાં તો ઘણું જ લખાણ, ખુદ ગાંધીજીનું પણ, સાહિત્યમાંથી બાતલ થઈ જાય આ વાત કોણ માન્ય કરશે? બીજી તરફ સત્યને પણ આંગળીઓ ઊંચી કરીને નિર્ણય કરવાની વસ્તુઓ લેખે ગણવા પણ કોણ તૈયાર થશે?

આ વસ્તુસ્થિતિનો અંત એક જ રીતે આવી શકે•

સઘળું મહાકાલને ચરણે સોંપી દો, એ નિર્ણય કરી દેશ

દરમ્યાન જેને જરૂરિયાત જણાય તે જરૂરિયાત લેખે ભલે સર્જન કરે જેને સસ્તી લોકપ્રિયતા આકર્ષે એ ભલે એમ કરે. જેને ક્લિષ્ટતાનો મોહ હોય એ ભલે ક્લિષ્ટ થાય જે કોઈ પોતાની જાતને ખેવશે નહિ હોય એ એક કે બીજી રીતે પણ આકર્ષક રહેશે જ અને જે જાતને જ ખેવશે હશે—એને માટે કોઈ સ્થાન નહિ હોય એ પણ ચોક્કસ આ એક જ વસ્તુ અત્યારે માર્ગદર્શક જણાય છે

મને જ્યારે એક પ્રકાશકે કહ્યું કે, હિંદી સાહિત્યની વિદ્વત્તાના પ્રમાણમાં એનું ઉંડાણ નથી, ત્યારે એક વસ્તુનો વિચાર આવ્યો. હિંદી પ્રચારને અતિ પ્રધાનપણે અપનાવી લેવાનો આગ્રહ જે માણસો રાખે છે એમની શુદ્ધ બુદ્ધિ માટે સહેજ શંકા થઇ. જે ભાષાને હિંદી પ્રચલિત કરવી છે તે તો હિંદ પ્રચલિત છે જ— જ્યારે એનું સાહિત્ય, બંગાળી, મરાઠી ગુજરાતીને હિસાબે પણ બહુ મૂલ્યવાન ન હોય, એમાં પ્રચલિત કરવાપણું બહુ ઓછું રહે છે. તો પછી કેવળ ભાષા સારૂ આ આગ્રહ શા માટે? જે હિંદુસ્તાની ભાષા વડે આપણે રાજકીય અને આર્થિક વ્યવહારો ચલાવવા છે, તે ભાષા તો લોકો નિત્યવ્યવહારમાંથી જ શીખે છે, પાઠ્યપુસ્તકોનો આગ્રહ એ તો કેવળ એવા લોકોનો આગ્રહ છે, જેમને સંસ્કૃતમય ને ઉર્દૂમય હિંદી દ્વારા વિવેચનનો રસ માણવા કરવો છે! એ વિદ્વદ્ભોગ્ય ચર્ચા આપણા માટે તો અત્યારે અર્થહીન જેવી જ છે!

બાકી તો જેમને હિંદીને હિંદવ્યાપ્ત કરવાનો રસ છે, એમને તો ખબર હોવી જોઇએ કે જે સાધનો ઉપર એમનો અંકુશ પણ નથી, અને જે સાધનોમાં એમનો ગતાગમ પણ નથી, એ સિનેમા, નાટક, રંગભૂમિ ભાષાને એક છેડેથી બીજે છેડે ફેલાવી જાય છે, ફેલાવી જાય છે એટલું જ બસ નથી, એ જ લોકમાનસને પણ ઘડી જાય છે અને છતાં હજી એમના તરફ કોઇની દૃષ્ટિ જોઇએ તેવી રીતે પડી નથી. એમને કોઇએ કોઇ પ્રકારની શુદ્ધિ વિષે આગ્રહ કર્યો? હજુ સરકાર એક બોર્ડ રાખે છે ને કોઇ કોઇ વખત એના પ્રધાનો સિનેમા નાટક જોઇને સમજ્યા વિના મહાન વિચારોની જાહેરાત કરે છે એટલું જ! માત્ર દસ રૂપરડીની જગ્યા મેળવવા માટે? ખરી વાત તો એમ છે કે આપણને આપણા ઉપરના કામનો લેશ પણ ખ્યાલ હોત અને એની વિશાળતા વિષેની જરા પણ કલ્પના હોત, તો આપણી આખી પ્રણાલિકા જુદા જ પ્રકારની હોત. આ કામ એટલે સામાજિક, રાજકીય, આર્થિક, સાંસ્કૃતિક ગમે તે પ્રકારનું કામ એમ સમજવાનું છે. એક જ ઉદાહરણ આપું. હમણાં હું મણુંદરોડથી બે અઢી માઇલ દૂર આવેલા સડેર ગામે ગયો હતો. ત્યાં એક કામ માટે આવવાના તો રવિશંકર મહારાજ હતા, પણ છેક છેલ્લી ઘડીએ એ આવી શક્યા નહિ એટલે કાર્યકરોએ મને પકડ્યો! ત્યાં મહારાજને જોવા આતુર એટલે ઠીક ઠીક સમુદાયમાં મેળો જામ્યો હતો.

ત્યાર પછી તો સભા થઇ ગઇ બે વેણ જે આવડ્યા તે કહ્યા. અને મહાદેવના મંદિરમાં ઉતારો હતો ત્યાં સૌ આવ્યા.

પણ આસપાસના ગામડેથી જે ખેડૂભાઇઓ આવેલા એમણે પોતના આખા ગામને આ વેણ સંભળાવવાનો મનમાં નિશ્ચય કર્યો. એમણે મોડેથી સ્થાનિક કાર્યકર્તાને પકડ્યા ત્યારે જમીને નિરાંતે સૌ પડ્યા હતા ને ઉપલે માળે પતરાનું છાપરું હતું, એટલે નીચેની ઓરડીમાં લાંબું કર્યું હતું. ત્યાં તો 'કવિરાજ!'ના સંબોધનથી હું ભડકી ઉઠ્યો. અહીં પણ કોઇ સ્થાનિક કવિરાજ આવ્યા છે કે શું? એ વિચાર કરું છું ત્યાં તો પેલા ભાઇએ મને જ કહ્યું 'કવિરાજ! આ ભાઇઓ તમને આજ જવા નહિ દે. કાલે હું પોતે તમને સ્ટેશને મૂકવા આવીશ. પણ આજ રાતે તો પાંચેય ગામડાંઓમાં સભા કરવાની છે!' સભામાં થયેલું ધૂમકેતુનું સંબોધન સૌ ભૂલી ગયેલા. એટલે એમને જે સહજ લાગ્યું, કવિરાજ એ જ એમણે રાખ્યું હતું. એટલે આ કવિરાજ નામ સારુ જ હતું એ મને હવે ખબર પડી.

(અનુસંધાન સામેના પૃષ્ઠ પર)

# ગુરુ અને શિષ્યનો સંબંધ

૧ જે ગુરુના અંતરમાંથી બાળપણની નિર્દોષ મસ્તી ઓસરી ગઇ હોય છે, તે બાળકોની જવાબદારી લેવાને અયોગ્ય બને છે ગુરૂ-શિષ્ય વચ્ચે કેવળ સામીપ્ય નહિ, પરંતુ સાયુજ્ય અને સાદૃશ્ય હોવાં જોઇએ, નહિ તો આદાન પ્રદાનનો આતંરિક યોગ નભે નહિ જે જન્મથી જ શિક્ષક હોય છે તેનો અંદરનો આદિબાળસ્વભાવ બીજા બાળકોની હાકલ સાંભળતાં આપમેળે વ્યક્ત થાય છે

૨ જેઓ ધૈર્યવાન હોય છે તેઓ જ સાચા શિક્ષક થવાને લાયક છે જેમનામાં બાળકો પ્રત્યે સ્વાભાવિક સ્નેહ હોય છે, તેઓ જ સાચા ધૈર્યવાન ગણાય શિક્ષકની દૃષ્ટિથી જોતાં એક મોટી મુશ્કેલી એ છે, કે જેમની સાથે પોતાનું પાનું પડયું હોય છે તેઓ શક્તિની દૃષ્ટિથી તેમના સમોવડિયા હોતા નથી સહેજસાજ નજીવા કારણથી કે કોઇ કાલ્પનિક અટકળથી તેમને સતાવવાં, તેમનું અપમાન કરવું, તેમને શિક્ષા કરવી, એ તરતજ શક્ય બની જાય છે દુર્બળ પરજાતિને શાસન કરવાનું જ જેમનું કાર્ય થઇ પડયુ હોય છે તેઓ જેવી રીતે પોતાથી અજાણપણે જોતજોતામાં અન્યાય તરફ લપસી જાય છે, તેવી રીતે અહીં પણ બને છે જેમનામાં ક્ષમા આપવાની સહજ યોગ્યતા હોતી નથી તેઓ અશક્ત તરફ ગેરવર્તન કરવાથી ગભરાય તો શું, પણ ઉલટા આનંદ માને છે ! બાળકો તો નિર્દોષ ભાવે દુર્બળ બનીને માને ખોળે બેસે છે આથી તેમનું રક્ષણ કરવાનો મુખ્ય ઉપાય માતાના હૃદયમાં રહેલો અપાર સ્નેહ છે આમ છતાં અસહિષ્ણુતા અને શક્તિનું અભિમાન સ્નેહને વટાવીને પણ બાળકો પર અન્યાય, અત્યાચાર વર્તાવે છે એનાં પ્રમાણ જ્યાં જુઓ ત્યાં મળી આવશે બાળકોને કઠણ કે ભારે દંડ દેવાનાં દૃષ્ટાંત જ્યાં જ્યા જણાય, ત્યા ત્યાં ઘણે ભાગે મૂળમા શિક્ષકો જ જવાબદાર છે પોતે સ્વભાવથી દુર્બળ મનવાળા હોવાને કારણે તેઓ કઠોરતા દ્વારા પોતાનું કર્તવ્ય સરળ કરવા માગે છે

૩ ભલે રાષ્ટ્રતંત્રમાં કે શિક્ષણતંત્રમાં, કઠોર શાસનનીતિ જ શાસન કરવાની અયોગ્યતાનું પ્રમાણ છે. જ્યા ક્ષમા ક્ષીણ થાય છે ત્યાં શક્તિની પણ ક્ષીણતા જ જણાય છે

૪ કોઇનું ભલુ કરવાના માત્ર મનસુબાથી જ કંઇ ભલુ કરી શકાતુ નથી ભલું કરવાનો પણ અધિકાર જોઇએ છે જે મોટો હોય છે તે નાનાનું બુરૂં સહેલાઇથી કરી શકે છે, પરંતુ નાનાનું ભલું કરવા માટે કેવળ મોટાં થવું બસ નથી, નાના થવુ પડે છે, નાનાના બરોબરિયા થવુ પડે છે માનવ કોઇ પણ દિવસ કોઇપણ સાચુ હિત ભિક્ષારૂપે ગ્રહણ કરતો નથી, ઋણરૂપે પણ નહિ, કેવળ હક્ક તરીકે જ ગ્રહણ કરી શકે છે

---

( સામેના પૃષ્ઠનું અનુસંધાન )

## ત્રણ મોસંબી બરાબર એક આમળું

ત્રણ મોસંબી બરાબર એક આમળું એ સેવાગ્રામ આશ્રમનું સમીકરણ બનેલું છે ત્રણ મોસંબીઓનો ગુણ એક આમળામાં ખરેખર છે આશ્રમમાં જમ્યા પછી મુખશુદ્ધિ માટે એક તાજું આમળું આશ્રમમા મળતુ આમળું એટલે કાચુ આમળું, આ આશ્રમમા ભેંસના દૂધ કરતાં ગાયના દૂધનો વપરાશ વધારે છે માત્ર પૂ. બાપુજી બકરીના દૂધનું અથવા એ દૂધના જપદાર્થોનું સેવન કરતા આજે બાપુજી દેહરૂપે નથી, તેમની સ્મૃતિ જ રહી છે, અને તે યાવચ્ચંદ્રદિવાકરૌ રહેશે

( તા ૨૧-૩-૪૮ના " પ્રજાબંધુ " માંથી )

# મૃત્યુંજય સોક્રેટિસ

[ જગતના આધ્યાત્મિક શહીદોની હારમાળામાં ગાંધીજીનું બલિદાન એક અપૂર્વ ભાવના જગવી જાય છે. એવા શહીદોમાં સોક્રેટિસનું નામ પણ મોખરે છે સત્યના પ્રચારને માટે એમનો કોર્ટ સમક્ષ કેસ ચાલે છે. તેઓ પોતાના સત્યને વળગી રહે છે અને એમને લોકમતથી ઝેર દઈ મોતને ભેટવાની સજા થાય છે ગાંધીજીના પ્રસંગમાં પણ એવું જ છે. ફક્ત એક અંતર છે અને તે એ કે સોક્રેટિસ અને ઈસુના વખતમાં ત્યાંની મોટા ભાગની જનતા પોતાનો મત આપીને એમને દેહાંતદંડની શિક્ષા આપે છે, ત્યારે ગાંધીજીના કિસ્સામાં વિપુલ બહુમતિ એ કૃત્યને ધિક્કાર આપે છે અને જે હુમલો થયો તે એ રીતે તો એક ક્રુર કાવતરું છે છતાં સોક્રેટિસે એ ઝેર લેવાના પ્રસંગે બતાવેલી શાંતિ અને રજૂ કરેલી વિચારસરણી બાપુજીની વિચારસરણી અને એમના વાક્યોને મળતી હોઈ અહીં ટૂંકમાં આપીએ છીએ ડૉ. હરિપ્રસાદ શાસ્ત્રીના એક અભ્યાસપૂર્ણ સંવાદમાંથી આ વસ્તુ ટૂંકાવીને અહીં આપવામાં આવી છે

---

સ્થળ—કારાગાર

સમય—રાતના ત્રણ [ ક્રિટો સોક્રેટિસનો ધનિક મિત્ર છે ]

ક્રિટો સોક્રેટિસ, મારી એક વિનતિ માનશો ?

સોક્રેટિસ ક્રિટો, તને ક્યાં ખબર નથી કે સત્ય સિવાય હું કોઈનું માનતો નથી ! તું તારે કહે સત્યને અનુકૂળ હશે તો માનીશ

ક્રિટો મારી એક જ વિનતિ છે સોક્રેટિસ, તમે અહીંથી નાસી ન છૂટો ? બહાર બધું તૈયાર છે

સો. પણ અંદર ક્યાં બધું તૈયાર છે ? મને સમજાવીશ ખરો કે શા માટે નાસી છૂટવું ?

ક્રિ અહીંના લોકોને તમારી કદર નથી બીજે જશો તો ત્યાં તમે સુખી થશો થેસીલીમાં મારા મિત્રો રહે છે ત્યાં તમને કોઈ નહિ પજવે

સો. ક્રિટો, હવે મારી વાત સાંભળ, જીવનમાત્ર અમૂલ્ય છે ?

ક્રિ ના, સારું જીવન

સો. વારુ તો કહે, આપણે પહેલાં શી વાતો કરતા હતા? આપણાથી કંઈ ખૂરું ન થાય, ખૂરા સામેય ખૂરું ન થાય ખરું કે નહિ ? તો પછી મારાથી વતનના કાયદાનું ઉલ્લંઘન થાય ? ક્રિટો, મને ઈશ્વરનો આદેશ પાળવા દે, દોરે ત્યાં જવા દે.



મીત્સ, સિમિયસ, સાંભળો તમે, ખરા તત્ત્વજ્ઞાનીને મૃત્યુ સમયે આનંદ થાય છે. શાથી તે તમને સમજાવું ? તમે માનો છો કે મૃત્યુ જેવી ચીજ તો છે.

સીમિયસ ખરેખર.

સો ને મૃત્યુ એટલે શું ? આત્માથી દેહ છૂટો પડે એ જ ને ?

સી હા

સો. તો આત્માને દેહના બંધનમાં રહેવાનું મન થાય કે એમાંથી છૂટવાનું ?

સી. છૂટવાનું.

સો: તો પછી ખરો તત્વજ્ઞાની મૃત્યુથી ખુશ થાય કે નાખુશ ?

સી ખુશ

સીબ્સ. તો પછી આત્મહત્યા કરીને છુટવા કરે એનુ પગલું ગેરવ્યાજબી ગણાય ખરું ?

સો: એય તને સમજાવું. આત્મા દેહના બંધનમાં છે. અર્થાત્ કેદીથી પોતાની મરજી મુજબ છટકી જવાય ખરું ?

સીબ્સ ના એ જેલરની સત્તા છે.

સો: બરાબર તો, આ આત્માય ઈશ્વરની સત્તામાં છે એના ફરમાન વના આત્માથી ફાવે તેમ બંધનમાંથી છટકી ન જવાય, સમજ્યા ?

સી' હા.

સો હવે કહો, આત્માને વહાલુ શુ ? જીવનનો મોહ કે નિર્મોહ ?

બંને નિર્મોહ.

સો' તો હવે તમે સમજી શકશો કે મને જીવનનો મોહ ક્યાંથી હોય ? જીવનનો નિર્મોહ એજ દરેક તત્વજ્ઞાનીનું ધ્યેય છે, છતાં તે જીવનથીય ડરતો નથી જીવન દ્વારા એ સત્ય ઉપાસે છે, અને એ સત્ય દ્વારા પરમ ગતિ પામે છે

મિત્રો ! સત્યના ઉપાસકને જીવનનો મોહ નથી મૃત્યુનો ભય નથી એને મન જીવન એ મોટો લહાવો છે અને મૃત્યુ એથી ય મોટો લહાવો છે

બસ મિત્રો આ મારા ચિંતનનું જ્ઞાન છે મારા જીવનનો રાહ છે મારા મૃત્યુનો મર્મ છે.

મને હવે ઈશ્વરનો સાદ સંભળાય છે આત્મા પ્રસન્ન થઇ તેની પાસે જવા તૈયાર છે તમે સહુ વહેલા મોડા ચાલવા જશો મારે હવે ઝેર પીવાનો વખત થશે.

પણ તે પહેલાં હું સ્નાન કરી લઉં તો સારૂ, પછી મારા શબને સ્નાન કરાવવુ ન પડે.

ક્રિ' પણ તમારે અમને કઇ કહેવાનુ છે, સોક્રેટિસ ! અમે તમને દાટીએ કે શુ કરીએ?

સો: મને ? પણ તમે બધા મને પકડી રાખી શકશો ખરા ? (ઊભો થાય છે.) ક્રિટો હજી સોક્રેટિસને ઓળખતો નથી મે હમણાં જ સમજાવ્યુ કે હું તો ઝેર પીને દેવલોક સિધાવીશ. અહી તો પડી રહેશે મારું શબ. દેહને તો હું છોડી જવા માગું છુ મારા ગયા પછી એનુ ગમે તે કરો, બાળો કે દાટો, મારે મન સરખું છે

[ સોક્રટિસની પત્ની ખાવાનુ ટિફીન લઈ દાખલ થાય છે ]

સો' તુ ભલે આવી, પણ આ બધું શું લાવી છે તુ ?

સન્થિપ્પી–તમોને ભાવતી બધી વાનગીઓ લાવી છુ હવે કાલે તમને પીરસવાનું છે કાંઇ?

સો: ના આ દેહને તું નહિ પીરસી શકે, પણ સન્થિપ્પી ! હુ દેહ નથી, હુ તો દેહથી છૂટવાની તૈયારીમાં છું. જેને છોડી જવો છે તેને ક્યાં સુધી પટાવવાનો ?

સન્થિપ્પી: તમે કેવા છો, સોક્રેટિસ ? તમને છોકરાંનીય કંઈ પડી છે ! એમનેય ના આવવા દીધાં અંદર !

સો૦ છોકરાંની મને કાળજી નથી એવું નથી મને તેમને લાડ લડાવવાનો મોહ નથી મે તને એમની જ વાત કરવા અંદર બોલાવી છે હું એમને શું કહું ? એ તો બિચારાં કદાચ રડી પડે સન્થિપ્પી, છોકરાંઓને જ્ઞાની બનાવજે. મારી પાસે ધનની દોલત નથી, જ્ઞાનની દોલત છે. એમને તું ભણાવજે કે તારા પિતા દેહ કરતાં આત્માને ચાહતા જિંદગી કરતાં સત્યને ચાહતા હતા બસ, તું જીવે ત્યાંસુધી તારી ફરજ બજાવજે.

સન્થિપ્પી સોક્રેટિસ, કદાચ તમે મહાન હો, ને હું તમને સમજી શકી નથી

સો મારા મિત્રોમાંથીયે કોણ મને સમજી શક્યો છે, એ તો કોણ જાણે. સન્થિપ્પી !

મારી છેલ્લી વાત સમજ તારા પતિનું જીવન સત્યમય માનતી હો તો તેની પૂર્ણાહુતિ પર આંસુ ન સારતી.

સન્થિપ્પી તમારી ઘણી આજ્ઞા નથી માની, આ આજ્ઞા માનવા મથીશ

( પગે પડે છે )

સો૦ સો, સન્થિપ્પી, તું હવે ઘેર જા બાળકોનેય ઘેર લઇ જા હું હવે જેલરની રાહ જોઉં છું જા, શાંતિથી જા.

( સન્થિપ્પી ધીરે ભારે પગલે જાય છે ),

સો ક્રિટો, જા તપાસ કર. કટોરો તૈયાર કરવા દે

ક્રિટો૦ સોક્રેટિસ, હજી શી ઉતાવળ છે ? હજી તો છેક સાંજ પડવા દે છે

સો એમને મન મોડું છુટવામાં લાભ છે, પણ જપ્ત થયેલું આ જીવન લંબાવીને મને શો લાભ ? જા ક્રિટો, તું મેં કહ્યું તેમ કરી આવ.

( ક્રિટો જાય છે થોડી વારમાં જલ્લાદને લઈ પાછો ફરે છે જલ્લાદ પાસેથી સોક્રેટિસ કટોરો લઇ લે છે અને તરત જ હસતે ચહેરે ગટગટાટ પી જાય છે તેને પીતો જોઇ બધાના હોશ ઉડી જાય છે ક્રિટો આંસુ ખાળી શકતો નથી )

સોક્રેટિસ આ શી રડારડી ભાઇ ! આવું ન બને એટલા માટે તો સ્ત્રીને મે વહેલી રવાના કરી. મનુષ્યનું મૃત્યુ તદ્દન શાંતિથી થવું જોઇએ, તમે શાંત રહો, પામર ન બનો.

(બધા હોબાળા પડે છે સોક્રેટિસના દેહમાં કાંઇ હીલચાલ થાય છે અને તે છતાં થઇ જાય છે. ક્રિટો એની પાસે જઇને તેની આંખો અને મોં બંધ કરે છે બધાં ગળગળા થઇને તેને છેલ્લા પ્રણામ કરે છે )

ક્રિટો સોક્રેટિસ, જે જીવી જાણે છે તે મરીયે જાણે છે ધન્ય છે તેને. મારા જેવા ધનંજય ઘણા હશે, તારા જેવા મૃત્યુંજય તો વિરલ છે

[ "વિશ્વવાત્સલ્ય"માંથી ]

---

મધ્યવર્તી પુસ્તકાલય

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા ૫-૪-૪૮

# જાહેરાત અંક ૧૨/૧૯૪૭-૪૮

## વિષય

પુસ્તકાલયના મકાનની લોકમદદના વ્યાજ બાબત

સાર્વજનિક પુસ્તકાલયોનાં મકાન માટે રાજ્યમાંના જુદા જુદા ગામોએથી જેમણે પુસ્તકાલય ખાતા તરફ લોકમદદ મોકલી છે, તેનુ ખાતામાં જમા થવા તારીખથી તે ૧૯૪૭ ના જુલાઈ માસ આખર સુધીનું નીચે પ્રમાણે ૧ ટકા લેખેનું વ્યાજ ગણવામાં આવેલું હોઈ જેમની તેમની જાણ માટે તે પ્રસિદ્ધ કરવામાં આવે છે

| અનુ અંક | ગામનુ નામ તથા તાલુકો | | માહે જુલાઈ ૧૯૪૭ આખર સુધી વ્યાજની રકમ રૂપીઆ |
|---|---|---|---|
| ૧ | આમલી | નવસારી | ૧૬-૧૧-૦ |
| ૨ | ધસંડ | કલોલ | ૨૬- ૮-૦ |
| ૩ | ઉંઝા (મહિલા) | સિદ્ધપુર | ૮૦- ૫-૦ |
| ૪ | કુરાલ | પાદરા | ૩૫- ૫-૦ |
| ૫ | કહોડા | સિદ્ધપુર | ૩૦-૧૪-૦ |
| ૬ | કામરોલ | વઘોડીઆ | ૩૦- ૩-૦ |
| ૭ | કમાણા | વિસનગર | ૨૫- ૦-૦ |
| ૮ | કામળી | સિદ્ધપુર | ૩૧- ૫-૦ |
| ૯ | કાણીસા | ભાદરણ | ૧૮- ૨-૦ |
| ૧૦ | ખરોડ | વિજાપુર | ૨૪-૧૧-૦ |
| ૧૧ | ગુંજા | વિજાપુર | ૩૧- ૧-૦ |
| ૧૨ | ચોરંદા | કરજણ | ૫૨- ૫-૦ |
| ૧૩ | ભાથી | વડોદરા | ૩- ૯-૦ |
| ૧૪ | છીઆરડા | મહેસાણા | ૨૭- ૦-૦ |
| ૧૫ | છાલા | દહેગામ | ૮૦- ૪-૦ |
| ૧૬ | જોથીકુવા | ભાદરણ | ૪૩- ૮-૦ |
| ૧૭ | જંગરાલ | પાટણ | ૩૦-૧૨-૦ |
| ૧૮ | જગુદણ | મહેસાણા | ૧૩૦- ૦-૦ |
| ૧૯ | ટુંડાવ | સિદ્ધપુર | ૫૦- ૨-૦ |
| ૨૦ | ડભોડા | ડભોડા | ૨૮- ૮-૦ |
| ૨૧ | ડભાસા | પાદરા | ૨૬- ૪-૦ |
| ૨૨ | ડાંડીવાડા | ચાણસ્મા | ૨૦- ૦-૦ |
| ૨૩ | ડાભલા | વિજાપુર | ૧૨- ૮-૦ |
| ૨૪ | ઢુંઢી | પલસાણા | ૩૦-૧૩-૦ |

| | | | |
|---|---|---|---|
| ૨૫ | દિવેર | શિનોર | ૪૩– ૪–૦ |
| ૨૬ | દશરથ | વડોદરા | ૪૧– ૮–૦ |
| ૨૭ | દેણપ | વિસનગર | ૨૮– ૮–૦ |
| ૨૮ | દસાજ | સિદ્ધપુર | ૨૫–૧૩–૦ |
| ૨૯ | દઢિઆળ | વિસનગર | ૫–૧૪–૦ |
| ૩૦ | ધાવટ | કરજણ | ૨૦– ૮–૦ |
| ૩૧ | પીપળી | ભાદરણ | ૪૮–૧૨–૦ |
| ૩૨ | પલીઅડ | કલોલ | ૪૪– ૨–૦ |
| ૩૩ | પેટલાદ (મહિલા) | | ૧૩૦– ૯–૦ |
| ૩૪ | પુદગામ | વિસનગર | ૧૧– ૮–૦ |
| ૩૫ | પાડરસીંગા | દામનગર | ૨૮– ૦–૦ |
| ૩૬ | પુંધરા | વિજાપુર | ૩૬–૧૦–૦ |
| ૩૭ | પીપળોજ | ભાદરણ | ૩૧– ૮–૦ |
| ૩૮ | પલાસર | ચાણસ્મા | ૧૧– ૩–૦ |
| ૩૯ | બ્રાહ્મણવાડા | ” | ૩૬– ૮–૦ |
| ૪૦ | બોડેલી | સંખેડા | ૨૨–૧૪–૦ |
| ૪૧ | મંજુસર | સાવલી | ૬૫– ૮–૦ |
| ૪૨ | માલોસણ | વિજાપુર | ૧૧– ૦–૦ |
| ૪૩ | મોઢેરા | ચાણસ્મા | ૧૮– ૯–૦ |
| ૪૪ | મરોલી | નવસારી | ૧૬– ૪–૦ |
| ૪૫ | મુજપુર | પાદરા | ૨૯– ૦–૦ |
| ૪૬ | મોરડ | પેટલાદ | ૨૪–૧૦–૦ |
| ૪૭ | મોટા આંકડીઆ | અમરેલી | ૨૦– ૪–૦ |
| ૪૮ | મલાતજ | પેટલાદ | ૧૯– ૮–૦ |
| ૪૯ | મગોડી | દહેગામ | ૧૬– ૧–૦ |
| ૫૦ | મોટી દાઉ | મહેસાણા | ૫– ૦–૦ |
| ૫૧ | મોટી ધરીઅલ | ચાણસ્મા | ૦– ૩–૦ |
| ૫૨ | રણુપુર | કરજણ | ૨૭– ૫–૦ |
| ૫૩ | રૂપપુર | ચાણસ્મા | ૫– ૦–૦ |
| ૫૪ | વેમાર | કરજણ | ૦– ૦–૦ |
| ૫૫ | વિજાપુર (મહિલા) | | ૧૨–૧૪–૦ |
| ૫૬ | વાર | કામરેજ | ૨૮–૧૦–૦ |
| ૫૭ | વાલમ (મહિલા) | વિસનગર | ૨૬– ૮–૦ |
| ૫૮ | વસાઈ | વિજાપુર | ૩– ૧–૦ |
| ૫૯ | બ્રાહ્મણવાસણા | આતરસુંબા | ૦– ૨–૦ |
| ૬૦ | શામપુરા | કામરેજ | ૫૦– ૨–૦ |
| ૬૧ | સિદ્ધપુર (મહિલા) | | ૮૮– ૫–૦ |

| અનુક્રમ અંક | ગામનું નામ તથા | તાલુકે | માહે જુલાઇ ૧૯૪૭ આખર રકમ |
|---|---|---|---|
| ૬૨ | સોજા | કલોલ | ૩૬-૧૨-૦ |
| ૬૩ | સુણ્ણુ | પેટલાદ | ૩૬- ૩-૦ |
| ૬૪ | સોજીત્રા | પેટલાદ | ૬૬-૧૩-૦ |
| ૬૫ | સામેત્રા | મહેસાણુ | ૨૮-૧૦-૦ |
| ૬૬ | સેજાકુવા | પાદરા | ૩૧-૧૨-૦ |
| ૬૭ | સીમળી | કરજણુ | ૨૧- ૨-૦ |
| ૬૮ | સુદાસપુર | વિજાપુર | ૨૧- ૧-૦ |
| ૬૯ | સરસીઆ | ધારી | ૨૦-૧૫-૦ |
| ૭૦ | સુદીઆ | ખેરાળુ | ૧૯- ૭-૦ |
| ૭૧ | સરદારપુર | વિજાપુર | ૧૭- ૨-૦ |
| ૭૨ | સંજાયા | પેટલાદ | ૩૦- ૪-૦ |

કુલ એકંદર ૨૨૪૭-૧૨-૦

ઉ. મો. પટેલ

મદદનીશ વ્યવસ્થાપક

---

પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

વડોદરા તા ૩-૪-૪૮

## સૂચના નં. ૧૩ સને ૧૯૪૭-૪૮

### વિષય

કસ્બા પુસ્તકાલયોને કેટલીક મહત્ત્વની સૂચનાઓ.

રાજ્યના કસ્બા પુસ્તકાલયોની દફતર તપાસણી કરતાં જણાયું છે કે તેઓ વર્તમાનપત્રો, સામયિકો વી પી. થી અગર મનીઑર્ડરથી મંગાવે છે તેમજ પુસ્તક ખરીદી પણ પુસ્તકાલય ખાતામાં મંજૂર કરાવ્યા સિવાય કેટલેક સ્થળે ખરીદાય છે.

ઉપરની પરિસ્થિતિ સસ્થાના સચાલકો દીર્ઘ દ્રષ્ટિથી જુએ તો સંસ્થાને હાનિકારક છે - પુસ્તકાલય સહાયક સહકારી મંડળી એ પુસ્તકાલયોને મદદ કરનારી સસ્થા છે. ત્રીસ વર્ષથી ચાલતી આવતી સસ્થા રાજ્યના તમામ સાર્વજનિક પુસ્તકાલયોને મદદ કરવા તયાર છે, છતા કસ્બાના ગ્રંથપાળ કે મત્રી ભાઇઓની ગેરસમજને લીધે પુસ્તકો પરભાર્યાં ખરીદવાનું કે વર્તમાન પત્રો મનીઑર્ડર કે વી પી. થી ખરીદવાનું રખીકારી ખર્ચમાં વધારો થાય છે અને પુસ્તકોમાં સારી રીતે ખરીદી થઈ શકતી નથી માટે વિનંતિ કરવામાં આવે છે કે જુલાઈ આખર સુધીમાં યાદીઓ તૈયાર કરવી જોઇએ આ ઉપરાંત કોઇ સસ્થાને નવીન પુસ્તકો મંગાવવા હોય તો યાદી તૈયાર કરવાનુ કામ ગ્રથપાળોએ ચૂકવુ જોઇએ નહિ કોઇ એક સસ્થા ખાનગી વિક્રેતા પાસે પુસ્તક લેવા જશે કે તમારી પાસે તે આવે તે પ્રસગે લોકોની જરૂરીઆત તેમ જ સંસ્થાના હિત

તરીકે ઉચ્ચ કોટીનાં પુસ્તકો વસાવવાની ભાવના કેટલીક વખત જતી કરવાના પ્રસંગો ઉભા થાય એ સ્વાભાવિક છે માટે પુસ્તકોની યાદી તૈયાર કરી ખાતામાં મંજુર કરાવીને ટેન્ડર દ્વારા ખરીદવાં. અગર પુસ્તકાલય સહકારી મંડળમાંથી ખરીદવાં એ ફરજ અદા કરશો એમ આશા રાખીએ છીએ

ત્રિમાસી નિવેદનો નિયમિત ખાતામાં મોકલવાં જોઇએ. અંદાજપત્ર ઓગસ્ટની ૩૦ મી સુધીમાં ખાતામાં બીનચુક મોકલવું જ જોઇએ

મહિલા કે બાળવિભાગોને પુરતી મદદ અને સલાહ આપી કામ નિયમિત કરવુ જોઇએ

જ્યાં સ્વતંત્ર મહિલા કે બાળવિભાગો નથી ત્યાં સ્ત્રીઓ અને બાળકો માટે સ્થળની અનુકૂળતા પ્રમાણે પુસ્તકો આપ-લે કરવા માટે બે દિવસો ખાસ નિયત કરવા જોઇએ.

દફતરની વ્યવસ્થા તેમજ પુસ્તક ગોઠવણી અને જીર્ણ પુસ્તકો રદ્દી કરવાનું કામ પણ વ્યવસ્થિત કરવા આગ્રહ કરવામાં આવે છે.

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક.

---

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

વડોદરા, તા ૫-૪-૪૮

## સુચના અંક ૧૪ સને ૧૯૪૭-૪૮

## વિષય

કસ્બા પુસ્તકાલયોના બીજા છમાસિક બીલ બાબત

રાજ્યનાં કસ્બા પુસ્તકાલયોને નિભાવ માટે પંચાયત મદદ આપવામાં આવે છે. પરંતુ આ મદદ પુસ્તકાલયો તરફથી ખર્ચનું બીજું છમાસિક બીલ આવ્યા સિવાય આપી શકાય નહી. અને તે માટે ઉઘરાણીઓ કરવી પડે છે. આ પ્રમાણે ન બને તે તરફ મંત્રી ભાઈઓનું લક્ષ ખેંચવામાં આવે છે

ચાલુ સાલે જેમનાં બીલ મોડામાં મોડાં મે ૧૯૪૮ના છેલ્લા અઠવાડીઆ સુધીમાં નહિ આવે તેમને પંચાયત મદદ મળી શકશે નહી સદર સુચનાની નોંધ લઇ જેમણે તેમણે પોતાનાં બીલ ઠરાવેલી મુદતમાં મોકલવા તજવીજ કરવાની છે તા ૫-૪-૪૮

ઉ મો પટેલ
મદદ વ્યવસ્થાપક



## આ અંકમાં




: વાર્ષિક લવાજમ

દેશમાં રૂ. ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૬-૦

વ્યવસ્થાપક
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી કૉમ)
મંત્રી પુ. સ. સ. મંડળ લિ. વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

# આ પુસ્તકો આપને ત્યાં છે?

પ્રેમરસના મહાસાગર સમો
રાજવી કવિ કલાપી કૃત
સંવેદનશીલ

## મહાન ગ્રન્થ

# કલાપીનો કેકારવ

(નવી આવૃત્તિ)

આ ગ્રંથની ઓળખ આપવી એટલે નિત્ય પ્રકાશતા સૂરજને ઓળખાવવા સરખું છે

જેની ઉપયોગિતા અને ચિરંજીવતા સદાને માટે અંકાઈ ચૂકેલી છે, અનેક સાક્ષરો, વિવેચકો અને રસકવિઓએ જેનો રસોલ્લાસ માણ્યો છે એ કાવ્યગ્રંથ તમારો માનીતો સાહિત્યગ્રંથ છે

## હજી ન વસાવ્યો હોય તો આજે જ વસાવી લ્યો.

સુંદર સચિત્ર કવર જેકેટ અને પાકી બાંધણી સાથે ૮૦૦ પાનના આ દળદાર ગ્રંથનું મૂલ્ય માત્ર

## રૂપિયા સાત

વી પી ટપાલ ખર્ચ અલગ

જીવનચરિત્રોના પુસ્તકોમાં અગ્રસ્થાન ધરાવતો આદર્શ ચરિત્રગ્રંથ

# સ્વ. મોતીભાઈ અમીન

## જીવન અને કાર્ય

ગુજરાતના આ મૂક સેવકની પ્રકટ તેમજ ગુપ્ત સેવાઓ, દરિદ્રો પ્રત્યેની તેમની દયાદાનવૃત્તિ, તેમજ શિક્ષણપ્રચાર માટેના તેમણે કરેલા આજીવન અથાગ પ્રયત્નોની સળંગ જીવનગાથા

આશરે સાડીછસો ઉપરાંત પૃષ્ઠ, પાકી બાંધણી છતાં મૂલ્ય માત્ર

## અઢી રૂપિયા

સ્ત્રીસમાજના આજન્મ સેવિકા
ગરવી ગુજરાતનાં આદર્શ સન્નારી
શ્રી. શારદાબહેન મહેતાની
આત્મકથા

# જીવન સંભારણાં

એના પૃષ્ઠે પૃષ્ઠે શ્રી શારદા બહેનની સેવાભાવના એમના બાળપણથી લઈને આજ પર્યંતના સામાજિક સેવાના પ્રયત્નોનો ઇતિહાસ અને સ્ત્રીકેળવણીના પ્રચાર માટેની તેમની ધગશ એ બધું એમની પોતાની કલમે જીવનકથામાં આલેખાયલું મળશે

ગુર્જરનારીના સમુત્થાનનું સુરેખ આલેખન
સાડીચારસો પૃષ્ઠ, પાકાં પૂઠાં અને ૨૫ આર્ટપ્લેટ તસ્વીરો સાથે છતાં

## મૂલ્ય રૂપિયા અઢી

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ.
પો.બો. ૧૦, વડોદરા

# તદ્દન નવાં ગુજરાતી સાહિત્યનાં પુસ્તકો

## સોભનાં પાણી

શ્રી નંદકુમાર પાઠકે લખેલી નારીત્વની મંગલતા અને માનવતા આલેખતી નવયુગની પલટાતી પ્રણયભાવનાની પ્રસંગભરપૂર રંગદર્શી સળંગ વાર્તા મનોહર મુદ્રણ રૂ. ૨-૮-૦

## સમરભૂમિ

મશહૂર મરાઠી વાર્તાલેખક પ્રો ના. સી. ફડકેની જીવનસંગ્રામમાં ઝૂઝતાં શીખવતી દાંડીકૂચના દિવસોની દિલચસ્પ રાષ્ટ્રીય નવલકથા ઉંચા કાગળ દ્વિરંગી જેકેટ રૂ. ૨-૮-૦

## પ્રારબ્ધના પાસા

માનવીની મેલી મુરાદો નહિં પણ માલીકની મરજી જ આખરે પ્રબળ પૂરવાર થાય છે, એમ સાબીત કરતી રોમાંચક અને રહસ્યભરપૂર સનસનાટીભરી સામાજીક વાર્તા સુંદર ગેટઅપ રૂ. ૪-૮-૦

## અભિસાર

પ્રો મનસુખલાલ ઝવેરીનાં પ્રાસાદિક અને પ્રવાહી કાવ્યોનો તદ્દન નવો સંગ્રહ ચન્દ્રદૂત સાથે આકર્ષક રૂપરંગ રૂ. ૩-૮-૦

## મેંદીનાં પાન

શ્રી અવિનાશ વ્યાસ કૃત પ્રેક્ષકોની પ્રશંસા પામેલી તખ્તા લાયક નવ ગીતનાટિકાઓ મીરાબાઇ, ભૂખ, પરાકાષ્ટા, સોનાનું ઝાંઝર, રાગલીલા પરીક્ષા, કાળભૈરવ, વૈષ્ણવજન, રૂ. ૨-૮-૦

## લલિતનો લલકાર

સ્વ. લલિતજીની કોમલ પદાવલી અને અપૂર્વ ભાવમાધુર્યથી નીતરતા સુગેય ગીતો અને કાવ્યોનો સંપૂર્ણ દળદાર સંગ્રહ ૭૦૦ પાનાં રૂ. ૮-૦-૦

જેની વર્ષોથી રાહ જોવાતી હતી તે
પ્રાચીન જ્ઞાનભંડારનો વારસો

## प्रवीण सागर

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ આદિ સકળ શાસ્ત્રોના સારરૂપ શૃંગાર, વ્યવહાર, નીતિ, સદાચાર, યોગ વગેરેનો જ્ઞાનસભાર, પ્રવીણ અને સાગરની અમર પ્રેમકહાણીના સ્વરૂપમાં હૃદયંગમ રીતે અહીં રજુ થાય છે.

સરળ હિન્દી ટીકા સાથે : જુજ નકલો શીલીકમાં છે
સંશોધિત નવી આવૃત્તિ : ૧૨૫૦ પાનાં રૂ. ૧૫-૦-૦

**પાંજરાપોળ** શ્રી ચન્દ્રવદન મહેતાનું લમસંસ્થા સામે લાલ બત્તી ધરતું હાસ્ય અને કટાક્ષભરપૂર તદ્દન નવું નાટક ૨-૦-૦

### કેટલુંક ચિરંજીવ સાહિત્ય

| | |
|---|---|
| સરસ્વતીચંદ્ર ભાગ ૧ લો દસમી આવૃત્તિ | ૬-૮ |
| સરસ્વતીચંદ્ર ભાગ ૨ જો નવમી આવૃત્તિ | ૩-૦ |
| સરસ્વતીચંદ્ર ભાગ ૩ જો છઠ્ઠી આવૃત્તિ | ૩-૦ |

**એન. એમ. ત્રિપાઠી લિ.** બુકસેલર્સ પબ્લીશર્સ પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨.

# બાલવિનોદનું બાલસાહિત્ય

## બાલકો માટે સર્વોત્તમ છે.

ભારોભાર ચિત્રોવાળાં, પાંચથી પંદર વર્ષનાં બાલકો માટેનાં
નીચેનાં પુસ્તકો વિના કોઇ પણ પુસ્તકાલય અધુરૂં છે

"પુસ્તકાલયમાં વધુ વાચકો તો ગામનાં ઉછરતાં બાલકો અને જુવાનો હશે, તેમ જ પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિના પરિણામે નવાં વાંચતાં શીખેલાં પ્રૌઢો માટેનાં પુસ્તકોનો પણ તમારે વિચાર કરવાનો છે. આ બાબતમાં બાળકો અને પ્રૌઢો સરળતાથી વાંચી શકે એવી નાની સરળ ભાષામાં અને મોટા અક્ષરે જ્ઞાન આપે એવી પુસ્તિકાઓ પ્રગટ થઈ હોય તે લક્ષમાં લેતાં જજો અને એમને માટેનાં પુસ્તકો વસાવવાનું રખે ચૂકતા.

'પુસ્તકાલય' ના તંત્રીની જુલાઈ ૧૯૪૩ ના અંકમાંની આ સૂચના
ધ્યાનમા રાખો અને તમારા પુસ્તકાલયમા બાલવિનોદનાં પ્રકાશનો વસાવો.

બાલવિનોદના બાબામેટ [ પાંચથી ૭ વર્ષનાં બાળકો માટે ] બેથી
પાંચ રંગમાં છાપેલાં ૨૫૦ ચિત્રોવાળા ૩ પુસ્તકો અક્ષરમાળા,
શબ્દમાળા, ને અંકલેખન મનોહર બોક્સમાં ........ રૂ ૧–૪–૦

બાલવિનોદ ગ્રંથાવલિ [ ૭ થી સાત વર્ષનાં બાળકો માટે ] બે રંગમા
મોટા અક્ષરે છાપેલાં ૩૦૦ ચિત્રોવાળાં ૧૦ પુસ્તકો સંગીતશાસ્ત્રી,
ચિત્રલેખા, ત્રણ દીકરા ને અંધેરી નગરી વગેરે સુંદર બોક્સમાં......રૂ ૪–૦–૦

બાલવિનોદમાલા [આઠથી દસ વર્ષનાં બાળકો માટે] ૨૦૦૦ ચિત્રો ને
૨૨૦૦ પાનના વાંચનવાળાં ૬૦ મનોહર પુસ્તકો ત્રણ સુંદર બોક્સમાં . રૂ ૧૭–૮–૦

અશોક બાલપુસ્તકમાલા [ દસથી પંદર વર્ષનાં બાળકો માટે ]
૧૨૦૦ ચિત્રો ને ૪૫૦૦ પાનાના રસિક વાંચનવાળાં ૯૯ વિવિધ
વિષયોનાં પુસ્તકો દશ સુંદર બોક્સમાં.. ... .. ......રૂ ૩૫–૦–૦

સાહસકથાવલિ [ તેર વર્ષની ઉપરનાં બાળકો માટે ] ૪૦૦ પાનના
અત્યંત રસિક વાંચનવાળાં ચાર પુસ્તકો, મનોહર બોક્સમાં ...... રૂ ૫–૪–૦

**બાલવિનોદ કાર્યાલય : ૧૪૯, પ્રિન્સેસ સ્ટ્રીટ. (મુંબાઈ—૨)**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર



પુસ્તક ૨૮ મું | મે-૧૯૪૮ | અંક ૧૦ મો

# સાહિત્ય સૃષ્ટિનું અવનવું

થોડા સમય પહેલાં એક જ વિષય પર હિંદી તથા ઉર્દૂમાં બે પુસ્તિકાઓ પ્રગટ થઇ છે તેમનાં નામ પણ ખૂબ સામ્ય ધરાવે છે શ્રી. અમૃતલાલ નાગરના પુસ્તકનું નામ 'આદમી નહિ, નહિ' છે શ્રી કૃષ્ણચંદ્રના પુસ્તકનું નામ 'હમ વહશી હે' ( આપણે જંગલી છીએ ) છે તાજેતરના આંતર્જાતીય ખૂનામરકીમાં પ્રદર્શિત થયેલ "માણુસાઇનો અભાવ" બન્નેનો મુખ્ય વિષય છે

શ્રી અમૃતલાલ નાગરે બંગાળાના દુકાળ વિષે હિંદીમાં એક ફકકડ નવલકથા 'મહાકાલ' લખી છે

ઉપર નિર્દિષ્ટ કરેલ પુસ્તકોમાં, 'સોક્રેટીસ' પૃથ્વી પર પાછો આવે છે અને તે હિંદમાં જે જે જુએ છે તેની લેખક નોંધ કરે છે સળગતા પાક, નિર્દોષોની કતલ, ઘરો સળગાવી મૂકવાં, મસ્જિદ તથા મંદિરોને ભ્રષ્ટ કરવા, એ બધા વચ્ચે ઐક્ય અને માણસાઇ માટે યત્ન કરતો રડયો-ખડયો કોઇ મનુષ્ય મળી આવે છે સાદી હિંદી ભાષામાં લખાયેલ આ પુસ્તિકાનું હિંદની દરેક ભાષામા ભાષાંતર કરાવી તેનો બહોળો પ્રચાર થવાની જરૂર છે લેખકે પુસ્તક પર પોતાના હકક સ્વાધીન રાખ્યા નથી

શ્રી કૃષ્ણચંદ્રનું સ્થાન ઉંચું નવલિકાલેખક તરીકે અજોડ છે તેમના પુસ્તકમાં પોતાના જાતિભાઇઓ પ્રત્યેના મનુષ્યના પશુતાભર્યાં વર્તન સામે વિરોધ છે. તેનું પુસ્તક 'લાલ બાગ' મુંબઇના ગુંડાના અભ્યાસરૂપે છે અને 'અંધે' પંજાબની રક્તભર્યાં વેરને ખુલ્લુ પાડે છે.

o

યુનાઇટેડ પ્રેસ ઑફ ઇન્ડિયાને લંડનમાંરહેલા ન્યુઝીલેંડના આધારભૂત સાધનો દ્વારા ખબર મળે છે કે ન્યુઝીલેંડમાં પંડિત જવાહરલાલ નહેરુના પુસ્તકોની માગ દિનપ્રતિદિન વધતી જાય છે ત્યાં તેમની 'આત્મકથા' નું સારામાં સારુ વેચાણ થાય છે તથા તેમનાં બીજા બે પુસ્તકો 'ગ્લિમ્પ્સિઝ ઑફ વર્લ્ડ હિસ્ટરી' તથા 'ડિસ્કવરી ઑફ ઇન્ડિયા' નું વેચાણ સતત વધ્યાજ કરે છે

o

મુંબઈ યુનિવર્સિટીએ મરાઠી ભાષામા બહાર પાડેલ શ્રેષ્ઠ પુસ્તક માટેનુ રાવબહાદુર દાદોબા પાંડુરંગ તરખડકર પારિતોષિક, શ્રી એ કે પ્રિયોકરને ' ડી પી તરખડકરના જીવન-ચરિત્ર ' માટે આપ્યુ છે શ્રી પ્રિયોકરને આ પારિતોષિક બીજી વખત મળે છે ૧૯૩૫માં તેને ' નલ-દમયંતિ સ્વયંવર ' નામના પુસ્તક માટે પહેલી વાર આ પારિતોષિક આપવામાં આવ્યુ હતું.



ટાડિઝ્ક પ્રજાસત્તાકના લેખક મિર્ઝો ટુર્સુન ઝેડેને હિંદ વિષેના કેટલાક કાવ્યો માટે સ્ટેલિન પારિતોષિક આપવામાં આવ્યુ છે દિલ્હીમાં વિદ્વાન પરિષદમાં હાજરી આપતી વખતે હિંદની તેના પર કેવી છાપ પડી છે તેનુ આ કાવ્યોમાં વર્ણન છે. આમાના અતિ પ્રસિદ્ધ કાવ્ય ' ઇન્ડિયન બેલડ ' ( હિંદનું કથાગીત ) અસ્પૃશ્યોને અર્પણ કરવામાં આવેલ છે બીજા કાવ્ય ' ધૂમસઘેર્યાં પશ્ચિમના માણસોને ' માં ટાડિઝ્ક કવિ હિંદ તથા તેના લોકોને લૂટનાર સંસ્થાન--વાસીઓની ઝાટકણી કાઢે છે.



કવિસમ્રાટ શેક્સ્પીઅરના જન્મસ્થાન સ્ટ્રેટફર્ડ-ઓન-એવનમાં ૫ દરમી એપ્રિલે મેમો-રીઅલ થીએટરમાં ઉત્સવ ઉજવવાની તૈયારીઓ પૂરજોસમાં કરવામાં આવી હતી આ ઉત્સવમા તેનાં નાટકો ભજવવામાં આવેલા તે જોવા માટે ગયા વર્ષની માફક આ વર્ષે પણ દુનિયાના બધા ભાગોમાંથી લોકો ત્યાં આવ્યા હતા. હજુ ઉત્સવનાં પહેલાં તેર અઠવાડિયાં માટેનુ બૂકીંગ ખુલ્લુ થયુ છે. પહેલાજ મહિનામાં ૧૦,૦૦૦ પૌંડની ૫૦,૦૦૦ ટિકિટો વેચાઇ ગઇ છે



આ વર્ષની વિશિષ્ટતામા ' કિંગ જ્હૉન ' માં તથા ' હેમ્લેટ ' માં પ્રસિદ્ધ બ્રિટિશ એક્ટર રૉબર્ટ હેલ્પમેન પાઠ લેવાનો છે.



મફત જાહેર પુસ્તકાલયો અમેરિકન જીવનનો અગત્યનો ભાગ છે યુનાઇટેડ સ્ટેટસમાં આવાં ૭,૫૦૦ થી વધારે પુસ્તકાલયો છે તથા તેમાં ૧૩૧૦ લાખ પુસ્તકો છે. ૧૯૪૭ મા પુસ્તકોનો ફેલાવો ૩૫૬૦ લાખનો હતો.



* શ્રીમતી ચંદ્રકિરણ સોન્રેક્સાને તેના નવલિકાગ્રંથ 'આદમખોર' માટે હિંદી સાહિત્યનું રૂ. ૫૦૦/નુ પારિતોષિક આપવામાં આવ્યું છે. હિંદી સ્ત્રી લેખિકાઓ માટેનુ આ એક જ પારિતોષિક છે.



* 'નયા હિંદુસ્તાન' માં શ્રી દેવીદયાલ ચતુર્વેદી એક લેખ લખીને પ્રસિદ્ધિ માટે મોકલેલા લેખો પ્રત્યે હિંદના સામયિકોના તંત્રીઓના મોટા ભાગની ઉપેક્ષાવૃત્તિની ફરિયાદ કરે છે તેની ફરિયાદ એ છે કે (આ ફરિયાદમાં તે ઘણા લેખકોનો સૂર વ્યકત કરે છે કે ) લેખોની પહોંચ ભાગ્યે જ સ્વીકારવામાં આવે છે જ્યારે લેખ પ્રગટ થાય છે ત્યારે તે લેખની છાપેલ નકલ સામા-ન્યત મોકલાતી નથી, પુરસ્કાર પણ અનેક વખત યાદ આપ્યા બાદ જ મોકલવામાં આવે છે પત્રવ્યવહારમાં તંત્રીઓની સભ્યતાના અભાવની પણ તે ફરિયાદ કરે છે

* શ દ પ્રેસ, અલ્હાબાદ તરફથી પ્રગટ થતા હિંદી સામયિક "લેખક"નુ પુનઃ પ્રકાશન શરૂ થયુ છે લેખનકળા વિષે પ્રગટ થતું આ એક જ માસિક છે તેના તંત્રી શ્રી ભારતીય છે. અને લવાજમ રૂા. ૩) છે તેમા 'હિંદી લેખક સંઘના હેતુઓ તથા આદર્શો' આપવામાં આવ્યા છે (૧). આધુનિક હિંદી સાહિત્યના વિકાસની દોરવણી કરવી (૨) લેખકોના હક્કોનુ રક્ષણ કરવુ (૩) લેખકો વચ્ચે પરસ્પર સહકાર વધારવો (૪) હિંદી સાહિત્ય માટે કાર્યક્રમ નક્કી કરવો



* પર વર્ષની ઉમરે જાન્યુઆરીમાં વિદેહ થયેલ ચિપલૂનના શ્રી વી એલ ભાવેનાં બે ખાસ પુસ્તકો 'કલમી આંબે' (નવલિકા સંગ્રહ) તથા 'મુચકુંદ હરી' છે તે 'આનંદ'ના તખલ્લુસ હેઠળ ઘણાં માસિકોમાં કાવ્યો છપાવાતા હતા



* અખિલ પાકીસ્તાન મુસ્લીમ લીગ "અખિલ હિંદ મુસ્લીમ લીગની લડતનો ૧૯૦૬ થી ૧૯૪૮ સુધીનો ઇતિહાસ" બહાર પાડવાની પ્રાથમિક તૈયારીઓ કરી રહેલ છે



લંડનની પ્રકાશન પેઢી જ્હોન મરે ચાલુ મહિનામાં લોર્ડ હાર્ડિંજ ઓફ પેન્હર્સ્ટ કૃત 'મારાં હિંદના વર્ષો' (My Indian Years) પ્રગટ કરનાર છે તેમાં ૧૯૧૦ થી ૧૯૧૬ સુધીના વાઇસરોયના અમલના વર્ષો આવશે હિંદના ઇતિહાસના અગત્યના બનાવો છે શહેનશાહનો દિલ્હી દરબાર, દિલ્હીની રાજધાની તરીકે બદલી તથા ત્યા નવા શહેરની શરૂઆત, મોર્લી-મીન્ટો સુધારાનો અમલ, મહાસભાનો વધતો જતો પ્રભાવ અને રાષ્ટ્રીય ભાવના, યુરોપના યુદ્ધમાં હિંદ પહેલી વાર સપડાયુ તે પ્રથમ વિશ્વયુદ્ધની શરૂઆતનાં વર્ષો, મેસોપોટેમિયાની લડત તથા તકરારનો વિષય થઇ પડેલ કુટનુ પતન

આ પતનને અંગે મેસોપોટેમિયા કમિશનની નીમણૂક થઇ. તેમાં બીજાઓ સાથે લોર્ડ હાર્ડિંજની પણ સખત ટીકા કરવામાં આવી હતી

લોર્ડ હાર્ડિંજના આગલા પુસ્તક 'ઓલ્ડ ડિપ્લોમસી' (Old Diplomacy) માંથી આ હિંદ સબંધી વિભાગ પડતો મૂકવામા આવ્યો હતો, કેમકે તેમાં તેના જીવનનો જુદો તબક્કોજ આવતો હતો અને તે લખાણ જુદા પુસ્તકરૂપે પ્રગટ કરવાનું યોગ્ય લાગ્યું હતુ



જે ભાષણો તથા લખાણોમાં ગાંધીજીનો ઉલ્લેખ આવે તેવાં પંડિત નહેરુનાં ભાષણોનો કિંમતી સંગ્રહ ન્યુયોર્કમાં "ગાંધીજી વિષે નહેરુ" શીર્ષક પ્રગટ થવાનો છે

આ પુસ્તક લંડનમાં પણ પ્રગટ થવાનો સંભવ છે અને હિંદમાં તે કલકત્તાના સિગ્નેટ પ્રેસ તરફથી પ્રગટ થશે. આ પુસ્તકની બધી આવક મહાત્મા ગાંધી સ્મારક ફંડમાં આપવામાં આવશે

—છોટાલાલ માનસિંગ કામદાર



* નિશાનીવાળી નોંધો ઇન્ડિયન પી ઇ. એન પરથી સાભાર ઉદ્ધૃત.

મુંબઇ ઇલાકામાં

# રચનાત્મક કાર્યક્રમ અને પુસ્તકાલયપ્રવૃત્તિ

રાષ્ટ્રીય મહાસભાની અહિંસાત્મક લડતની શરૂઆતથી હિંદની આઝાદીના સ્વાતંત્ર્ય દિવસ સુધીમાં રાષ્ટ્રના ઘડતર માટે આર્ય ભૂમિમા અનેક પ્રવૃત્તિઓ શરૂ થઇ ચૂકી છે અને તે વેગવંતી પણ બની રહી છે બાસઠ વર્ષના મધ્યકાળનું સરવાયુ કાઢતાં સહેજે જણાઇ આવે તેમ છે કે જે ભૂમિમાં અનેક સુપુત્રોનાં જીવન ઘડાયાં છે તેના રાષ્ટ્રવિધાનમાં સાચા જીવનને ઘડનાર કેળવણીના બીજરૂપ પુસ્તકાલયપ્રવૃત્તિ આવશ્યક એવો વિકાસ પામેલી જણાતી નથી

દુનિયામાં કેળવણીના વિકાસમા પુસ્તકાલયપ્રવૃત્તિએ હિંદ બહારના દેશોમાં જે ઉન્નતિ પ્રજાના ઘડતર માટે સાધી છે તેનાથી ઓછા અંશે પણ હિંદમા આ પ્રવૃત્તિને વિકસવાનુ સ્થાન હજી નષ્ટ થયુ નથી. તો પછી હિંદની પ્રજાના જીવનઘડતર માટે ક્યાં કારણો નડતરરૂપ છે તે સહજ તપાસી જોવાનુ અત્ર ઇષ્ટ જણાય છે

## પુસ્તકાલય પ્રવૃત્તિમાં પછાતપણું

સ્વાભાવિક છે કે બહારના દેશોમાં જેમ તે તે દેશની પ્રજાનું પીઠબળ કોઇપણ ઉન્નતિકારક પ્રવૃત્તિમાં જેટલુ સહકારયુક્ત જણાયુ છે તેટલુ હિંદમાં જણાઇ આવ્યુ નથી કોઇપણ પ્રવૃત્તિ પરદેશમાં જેમ કાયદાનુ સ્વરૂપ સત્વરે પકડે છે, તેમ હિંદમા થવુ જોઇએ તેટલા પ્રમાણમાં થયેલું જણાતું નથી, અને કોઇપણ પ્રવૃત્તિને પગભર બનાવવા માટે તત્પર રહેનાર કાર્યકુશળ નિષ્ણાત સ્વયંસેવકો આ બધુ દેશની ઉન્નતિ બીજાઓને દૃષ્ટાંતરૂપે કેવી રીતે થઇ પડે એ હેતુથીજ દેશની સેવામાં આગળ ધરાય છે અને તેનાજ પરિણામે અત્યારે આપણે જોઇ શકીએ છીએ કે હિંદ કરતાં ઇતર દેશો કેળવણીની બાબતમાં ગૌરવાન્વિત છે. એના મૂળ બીજરૂપે તેઓએ પુસ્તકાલય પ્રવૃત્તિને જ પ્રથમ આધારભૂત ગણેલી છે જે આધારે તે તે દિશાઓમા તેઓએ પ્રગતિકારક વિકાસ સાધ્યો છે અને આજ સુધી એટલાજ પૂર્ણજોશે પ્રૌઢશિક્ષણના પાયાને પણ મજબૂત કરી રહ્યા છે તેમજ "ભણેલું ભુલાય નહિ" એ હેતુને બર લાવી શક્યા છે

હિંદમાં આવી યોજનાના અનુકરણરૂપે આજથી પચાસ વર્ષ અગાઉ આ વસ્તુ સ્વીકારવાનું સમજાયુ હતુ અને પરિણામે પરદેશોનાં મુખ્ય શહેરમાં ત્યાંના ગ્રામવિસ્તારોને વિકસાવવાનુ ધ્યેય જેટલે અંશે તે તે દેશોમાં સાધ્ય થયેલુ જણાય છે તેટલુ હિંદમાં ગ્રામ્યવિસ્તાર માટે શહેરો તરફથી થયેલુ જણાયુ નથી. આ બાબતનો ખ્યાલ તો હવે બહાર પડી ચૂકેલી યુનાઇટેડ સ્ટેટસના પ્રચાર ખાતા તરફથી હિંદમાં જનતાને દેખાડવામાં આવતી કેળવણીવિષયક અને પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક ફિલ્મો ઉપરથી પણ સહેજે આવી શકે તેમ છે

## હિંદમાં પ્રવૃત્તિની શરૂઆત.

ત્યાંનાં સાધનો, આર્થિક સહકાર એક વખતનાં આપણાં ધર્મસ્થાનો, મઠો, વિહારો, વિદ્યાપીઠો, ધર્માચાર્યો અને પ્રયાગો જે પુસ્તકાલય પ્રવૃત્તિનાં ઉદ્‌ગમસ્થાનો હતાં તે સમયના વહેણની સાથે બદલાતા પરદેશી પ્રજાના સાર્વભૌમત્વ હેઠળ તણાઈ આવેલી અનેક પ્રવૃત્તિઓ પૈકી કેળ-

વણીવિષયક પ્રવૃત્તિ ફક્ત મિશનરીઓના હસ્તકજ માત્ર ન રહેતાં પરદેશ ભેદતા જેટલાક હિંદ છે અખિલ હિંદ પુસ્તકાલય મંડળની સ્થાપના પછી કેટલાક અંતરાયો પુસ્તકો મેળવવામાં જણાતા હતા, તે પણ પરસ્પર લેવડદેવડને લગતા અત્યાર અગાઉ ભરેની પરિષદોમાં પસાર થયેલાં ઠરાવોના આધારે દૂર થયા જણાયા છે એટલે શહેરમાં-વિશ્વવિદ્યાલયો, વિદ્યાપીઠો અને માધ્યમિક શાળાઓમાં સાર્વજનિક પુસ્તકાલયો સ્થપાયા હોઈ તે દ્વારા મળતો લાભ ઠીક ઠીક પ્રમાણમાં લેવાય છે. શહેરોમાં હવે પ્રાંતિય પુસ્તકાલય મંડળો પણ આ બાબતે ઠીક ઠીક કાર્ય કરી રહ્યા હોઇ અત્યાર અગાઉ જણાયેલી ઉણપ ધીરે ધીરે દૂર થતી જાય છે, પરંતુ હવે પ્રશ્ન રહે છે ગામડાઓનો અને ત્યાં પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસ માટેનો એટલે રાષ્ટ્રીય-કરણની દૃષ્ટિએ એ માટે આપણે હવે શું કરવું આવશ્યક છે તે સહજ વિચારીશું. સાધારણ રીતે હવે તો જાણવામાં આવ્યું હશે કે જ્યારથી પ્રધાન મંડળોએ પ્રાંતોનો વહીવટ પોતાના હસ્તક કર્યો ત્યારથી અવનવા ફેરફારો અન્ય ક્ષેત્રોના થવા લાગ્યા, તેજ પ્રમાણે પુસ્તકાલય પ્રવૃત્તિમાં પણ બન્યુ પ્રૌઢશિક્ષણની પ્રવૃત્તિ હાથ ધરાઇ, અને ત્યારથી પુસ્તકાલય ક્ષેત્રના ઉજ્જવલ ભવિષ્યની પરિસ્થિતિ ઉદ્‌ભવી.

પ્રધાનમંડળોને સમજાયું કે પ્રજાના જીવનની સંસ્કૃતિ જાળવી રાખવાના સાધનરૂપ પુસ્તકાલય એક આવશ્યક જરૂરિયાત હોઇ તેમના જીવનઘડતરનો આધાર તેના ઉપર છે, એટલે તેઓએ નાની મોટી મદદો એ પ્રવૃત્તિને વિકસાવવા માટે મંજુર કરી સાથે સાથે એ વિષયના નિષ્ણાતોને એ કાર્ય સોંપવા નિર્ણય કર્યો આજે દરેક પ્રાંતમાં વત્તેઓછે અંશે પણ કેળવણીનું પ્રમાણ વધારવા પુસ્તકાલયો સ્થાપવાનું કાર્ય હાથ ધરાયું છે અને હવે તો જ્યારે તમામ રાજ્યાકરભાર હિંદને પોતાના પ્રજાકીય નેતાઓના હસ્તક મળ્યો એટલે તો પૂજ્ય મહાત્માજીની ગ્રામોન્નતિની પ્રથમ આવશ્યકતા અંગે હિંદના તમામ ગામડાઓને પુસ્તકાલયો તથા વાચનલયોનો લાભ સત્વરે કેમ મળે એ પ્રશ્ન પ્રથમ દર્શનીય હોઇ હસ્તગત કરવો જ રહ્યો વડોદરા રાજ્યે પોતાની હકુમતના દરેકે દરેક ગામડાઓમાં "શાળા ત્યાં પુસ્તકાલયો" એ સિદ્ધાંતને અમલમાં લાવવા જેમ પ્રયત્નો કર્યા છે, તેમ ઇતર દેશી રાજ્યો પણ જેને પોતપોતાના સરહદના દરેક શાળાયુક્ત ગામોમાં નાના મોટા સ્વરૂપે જ્ઞાનપરબો ઉઘાડી નાખવા નિર્ણય કરે તો જણાઇ આવેની નિરક્ષરતાનું પ્રમાણ એકદમ ઘટતુ જણાય. આ કાર્ય હવે જ્યારે આપણા દેશીનો વહિવટ આપણા હસ્તક થતો જાય છે ત્યારે જેટલું વિલંબે એ કાર્ય થાય તેટનેજ સત્વરે થવો જોઇતો જ્ઞાન દ્વારા જીવનવિકાસ અવરોધાય

## આપણે વધારે વિકાસ કરીએ.

આજે તો આપણી પાસે અનેક યોજનાઓ મૂર્ત સ્વરૂપ ઇચ્છી રહી છે સાથેસાથ અનેક ટ્રસ્ટો રાષ્ટ્રધનના ભંડોળ રૂપે પણ પડયા છે, જેમાંથી એક યા બીજા સ્વરૂપે ઉન્નતિકારક કાર્યો હાથ ધરાયાં છે સ્વ. પૂજ્ય કસ્તુરબા સ્મારકમાંથી જેવી રીતે સંસ્થાઓ નભી રહી છે, તેવીજ રીતે ઇતર સ્મારકોમાંથી પણ પુસ્તકાલયો અને વાચનલયો ઉદ્‌ભવે અને નભાવી શકાય તેમ થવું જરૂરી ગણાશે મદ્રાસ, બંગાળ, બિહાર, અને પંજાબ આ પ્રાંતોમાં થયેલી પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસને ધ્યાનમાં લેતાં મહાગુજરાત પાસે હજુ એવા વિકાસ માટે વધુ અપેક્ષા રાખવી સંભવનીય છે. ખાસ કરીને સૌરાષ્ટ્રમાં તો આ પ્રશ્ન સત્વરે જ હાથ ધરવો યોગ્ય ગણાય આમ

છતા મહાગુજરાતમાં પણ વડોદરા રાજ્યને એ દિશામાં પ્રગતિસાધક અને આદર્શ તરીકે ગણીએ તો પણ હજુ જેમ મહારાષ્ટ્રમાં, મધ્યપ્રાંતમાં તેવી આશા સેવાતી જાય છે કે આ વિજ્ઞાનયુગમાં આવા વા સદારોએ જનકલ્યાણની ભાવના સાથે જ્ઞાનપરબોના સાચા લોકસેવકો બનીને જ રહેવું રહ્યું અને તે સાથે 'न हि ज्ञानेन सदृश पवित्रमिह विद्यते'એ મહામૂલ્યવાન જ્ઞાનમંત્રના સાચા ઉપાસક તરીકે નિવડવું જ રહ્યું, આજનો યુગ જ્ઞાનને ઝંખે છે, જે ઉપર સમગ્ર વિશ્વની સાંસ્કૃતિક ઉન્નતિનો આધાર છે આપણા હિંદમાં વિશ્વવિદ્યાલય, વિદ્યાપીઠો અને ઔદ્યોગિક શિક્ષણની શાળાઓની સંખ્યા પણ ઘણી ઓછી છે, તેજ પ્રમાણે પુસ્તકાલયોની સંખ્યા પણ ઘણી ઓછી છે તેનાથી મફત સાર્વજનિક પુસ્તકાલયોની અને વાચનાલયોની સંખ્યા તો એથી પણ ઓછી છે અને જે જે સાર્વજનિક તથા ઇતર પુસ્તકાલયો આપણા હિંદમાં છે, તે પરદેશોનાં પુસ્તકાલયોની માફક દરેક રીતે સમૃદ્ધ સાહિત્યયુક્ત ન હોઇ જોઇએ તેટલા પ્રમાણથી જનસમાજની જ્ઞાન-પિપાસા તૃપ્ત કરી શકે તેવા નથી જણાતાં. જેઓથી હવે તો નામદાર હિંદ સરકારે પણ આમ પુનર્રચનાના અંગભૂત મફત પુસ્તકાલયો અને વાચનલયો ઠેર ઠેર ઉઘાડી નિભાવવા બનતુ કરવુ જ રહ્યું

આપણા મુંબાઇ ઇલાકામાં એ સંબંધી તપાસ કરતા અમોને જણાય છે કે બંગાળ ઇત્યાદિ પ્રાંતો કરતાં આ દિશામા આપણી ટકાવારી ઓછી આવે છે, જે બાદ અમે નામદાર મુંબાઇ સરકારને આ માટે એક નમ્ર વિનંતિ કરેલી, કે હાલ તુરત જેટલાં પુસ્તકાલયો આ ઇલાકામાં છે તેમાંનાં ઘણાંખરાં તો લવાજમો અથવા ફાળાથી નભતાં હોઈ તેઓ હવે સરકારી મદદની સારી રીતે અપેક્ષા માગે છે, જે માટે નામદાર સરકારે ઘટિત કરવુ યોગ્ય થશે પરંતુ ઉપર કહ્યું તેમ આપણી સરકારને હવે આ ઉપરાંત અનેક યોજનાઓ તરફ પણ દીર્ઘદષ્ટિથી જોવાનું રહ્યું છે, જેથી એટલું તો જાણવા મળ્યું છે કે જ્યાં મફત પુસ્તકાલયો સાર્વજનિક ઉપયોગ માટે વ્યવસ્થિત રીતે નભતા હોય અને જ્યાં રેફરન્સ વાચન માટે વધુ લાભ લેવાતો હોય ત્યાં ત્યાં હાલ પૂરતુ તો મુંબઈમાં અગાઉ થયેલી લાયબ્રેરી કમિટિની યોજનાને માન્ય રાખીને હાલ તો એકજ સ્થળે, એવા એકજ પુસ્તકાલયને મદદ આપવા ઠરાવ્યુ છે અસ્તુ એટલે હવે પછી ગામડાઓમાં પણ આ વસ્તુ જ્યારે મૂર્ત સ્વરૂપ લેશે ત્યારે તે તે પ્રાંતો અને તાલુકાઓ પોતપોતાના પ્રાંત અને તાલુકા મંડળો મારફત ગામડાઓને શરૂઆતમાં ફરતા પુસ્તકાલયોની યોજનાના અમલરૂપે પુસ્તક વાંચનનો લાભ અપાવી સમય જતાં " શાળા ત્યાં પુસ્તકાલય " એ સિદ્ધાંતને સાચા સ્વરૂપે આગળ ધરશે, જે દરમ્યાન લોકોની મદદ ઉપરાંત સરકાર મદદ પણ ઠીક ઠીક પ્રમાણમાં મળતી હશે પુસ્તકાલયોને આ પ્રમાણે ધીરે ધીરે પોતાનાં મકાનો થઇ જશે, અને આપણે ઇચ્છીએ છીએ તેમ સારાયે હિંદમાં અને ખાસ કરીને મુંબઇ ઇલાકામાં ગામડે ગામડે પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાઇ એ પ્રવૃત્તિ ખૂબ વ્યાપક બની રહેશે.

આમ થાય ત્યારેજ પેલુ જ્ઞાનસૂત્ર " સાર્વજનિક પુસ્તકાલય આમજનતાનુ સાચું વિશ્વ-વિદ્યાલય ("The public Library is a people's University ') સાચી રીતે ઉપયોગી થયેલુ ગણાય અને ત્યારેજ એ જ્ઞાનસૂત્ર ફળીભૂત થયેલુ સ્વીકારી શકીએ કારણ. આજના યુગમાં જ્ઞાન-શક્તિ એ આવશ્યક બળ હોય સાર્વજનિક પુસ્તકાલય એ જ્ઞાનમાર્ગનું શક્તિ-કેન્દ્ર છે ' એ ' The public Library is a power-house of learning " આ સત્ય વચના પ્રમાણે ત્યારે જ નિરક્ષરતારૂપ અંધકાર સારાય જગતમાંથી દૂર થશે, અને એ

વાસીઓએ સ્વદેશીય રીતે પોતાના દેશમાં પણ લાવેલા અને ઉછેરીને તેનો વિકાસ કરવા નિર્ણય કર્યો આ રીતે હિંદમાં પરદેશીઓને આમ ત્રણ મળ્યા જેમણે કમિશનો મારફત રિપોર્ટ ઉપસ્થિત કર્યા અને હિંદમાં કેળવણીના વિકાસરૂપ પ્રશ્નો હાથ ધરાયા એ જ રીતે પુસ્તકાલય પ્રવૃત્તિને વિકસાવવા માટે પણ થયુ પરિણામે કે શ્રીમંત વડોદરાનરેશે અમેરિકાથી પુસ્તકાલય પ્રવૃત્તિના નિષ્ણાત મિ. બોર્ડનને પોતાના રાજ્યમાં બોલાવ્યા એજ રીતે ઇતર રાજ્યોમાં પણ બનવા માડયુ. હિંદમાં બ્રિટિશ સરકારનું કેળવણી ખાતુ ઉદ્દભવ્યુ અને એને અનુભવે જણાયુ કે હિંદના હજારો ગામડાઓમાં પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસની રાષ્ટ્રીયકરણની યોજનારૂપે જરૂર હતી ઉપરાંત સહકાર વડે બ્રિટિશ સરહદના પ્રદેશોમાં જેમ પુસ્તકાલયો અને વાચનાલયો સ્થપાયાં તેમ દેશી રાજ્યોએ પણ વત્તાઓછા અંશે આ કાર્ય હાથ ધર્યું હતુ અને આ પ્રમાણે જ્ઞાનપરબોની શરુઆત થઇ

આમ આશરે બસો વર્ષના અંગ્રેજી અમલ બાદ હિંદમાં પુસ્તકાલયપ્રવૃત્તિ શરૂ થઇ અને તેના ઘડતર માટે અખિલ હિંદ પુસ્તકાલય મંડળ સ્થપાયેલ હોઈ આજે જ્ઞાનપરબો મારફત અનેકને લાભ મળતો થયો છે. આટલું થયા છતાં જે બાબતો પુસ્તકાલય પ્રવૃત્તિના વિકાસમા નડતર રૂપ જણાયાં છે તે સહજ રીતે જાણી શકાય તેમ છે અને એ કારણોથી જીવનઘડતર માટે જરૂરી પુસ્તકાલયપ્રવૃત્તિનું સાધન જોઇએ તેટલા પ્રમાણમા વસાવી શકાયુ ન હોવાથી જરૂરી એવો કેટલો વિકાસ અટકી પડે છે તે જણાઈ આવ્યુ છે પુસ્તકાલયપ્રવૃત્તિની ભૂતકાળની પરિસ્થિતિની આટલી ઝાખી કરી લીધા બાદ આપણે હવે પુસ્તકાલયપ્રવૃત્તિની વર્તમાન પરિસ્થિતિ પર આવીએ મહાગુજરાતમાં આ પ્રવૃત્તિને વિકસાવવાની વધુ આવશ્યકતા ઉભી જ છે. ખેતીપ્રધાન દેશમાં પ્રજાને ઉપયોગી થઇ પડે તેવાં વાંચનવૃદ્ધિનાં સાધનો સરકારે પ્રજાના સહકારથી પણ પુરા પાડવા જોઈએ

## મુંબઈ સરકારનો સ્તુત્ય પ્રયાસ

આનંદની વાત એ છે કે જેમ બીજા પ્રાંતોમાં તેમ મુંબઈ ઇલાકામાં પણ પુસ્તકાલયપ્રવૃત્તિના કાર્યને મુંબઇ સરકારના માનવંતા મુખ્ય પ્રધાન શ્રી બાળા સાહેબ ખેરના દુરંદેશી વહીવટી અમલમાં ઠીક ઠીક વેગ અને પ્રોત્સાહન મળતાં રહ્યાં છે અને સાથે સાથે આ સંબંધમાં ઉલ્લેખ કરવો ઇષ્ટ જણાય છે, કે પોતે કેળવણી ખાતાના પણ પ્રધાન હોઈ કેળવણીના ક્ષેત્રમાં તેઓની અમૂલ્ય સેવાઓ ઉપયોગી અને માર્ગદર્શક થઇ પડી હોઇ અત્યાર અગાઉ જે રીતે જનકલ્યાણની ભાવનાએ પોષતા આવ્યા છે તેમ ભવિષ્યમા પણ આપવો ચાલુ રાખશે જ આજે તો પુસ્તકાલય પ્રવૃત્તિને મુંબઇ ઇલાકામા મજબૂત બનાવવા જે પ્રયત્નો ગતિમાન થઇ ચુક્યા છે તેની સફળતારૂપે બાબાવાર મધ્યવર્તી પુસ્તકાલયો મળ્યા જેથી પુના, અમદાવાદ, અને ધારવાડમાં ત્રણ કેન્દ્રોમાં પુસ્તકાલયપ્રવૃત્તિનું કાર્ય શરૂ થયુ છે અને ત્રણેના કેન્દ્રરૂપે મુંબઇમાં મુખ્ય મધ્યવર્તી પુસ્તકાલયની પણ સ્થાપના થઈ ચુકી છે. વળી હવે જાણવા મળે છે તેમ આખા ઇલાકામાં બાળપુસ્તકાલયો માટેની યોજના પણ હવે તો મુંબઇ સરકાર પાસે રજુ થવા પામી છે, પણ સમયાનુસાર સંજોગવશાત્ સફળતા પામે એજ ઇચ્છવુ રહ્યું

## ઇલાકાનાં વિધવિધ પુસ્તકાલય મંડળો

આ ઉપરાંત મુંબઇ ઇલાકામાં મુંબઇ પુસ્તકાલય મંડળ, ગુજરાત પુસ્તકાલય મંડળ, મહારાષ્ટ્ર પુસ્તકાલય મંડળ પણ સ્થપાઈ કાર્ય કરી રહ્યાં છે તે જ રીતે વડોદરામા વડોદરા

ગજ્ય પુસ્તકાલય મંડળ પણ સારૂ કાર્ય કરી રહેલ છે એટલે હવે જીલ્લાના દરેક ગામે "શાળા ત્યાં પુસ્તકાલય" એ સિદ્ધાંતનો અમલ કરવાની આશા વ્યક્ત થઇ છે. હિંદમાં હવે ઉપસ્થિત થયેલાં આવા પુસ્તકાલય મંડળો મારફત ચાલતા મંડળોની પુસ્તકાલયપ્રવૃત્તિ અંગેનો ઇતિહાસ અખિલ હિંદ પુસ્તકાલય મંડળ તરફથી નિમાયેલી ઉપસમિતિ દ્વારા એકત્ર કરાતો જાય છે

## પ્રજાનો સહકાર પણ જરૂરી

અત્રે એક વસ્તુનો નિંર્દેશ કરવો અસ્થાને નહિ લાગે પ્રાંતિક સરકારો પાસે અનેક યોજનાઓ છે અને તેમાં દેશમાં આર્થિક ભાગો પણ એટલાજ પ્રમાણમા ઉભા છે એટલે કેવળ સરકાર પર આર્થિક રકમની સહાય માટે આપણે અવલંબન રાખવુ હિતાવહ નહિ ગણાય આમજનતાએ પણ એ માટે સક્રિય ફાળો આપવોજ રહ્યો, નહિ તો જે રીતે જેટલા આપણે પુસ્તકાલયપ્રવૃત્તિને વિકસેલી જોવા ઇચ્છીએ છીએ તે રીતે તેટલી વિકસિત જોવાને માટે ધાર્યા કરતાં ઘણો વધુ સમય લાગશે એક વખત સરકાર મદદ અને લોકમદદનાં ધોરણો નક્કી થઇ જતાં સ્થાપી ફંડો ઉભા કરી લઇને આખું કાર્યતંત્ર નવેસર પુસ્તકાલયો અને વાંચનાલયો ઉઘડવાની સાથે, વ્યવસ્થિત રહેવું જોઇએ આ માટે વડોદરા રાજ્યની પુસ્તકાલય પ્રવૃત્તિમાં ગ્રામ પુસ્તકાલયો માટે જે ધોરણ નક્કી કરવામાં આવ્યું છે અને જે આદર્શ જળવાયો છે તેવાં ધોરણે અને સ્વરૂપે આ નવુ કાર્ય હાથ ધરવુ હિતાવહ થઇ પડશે

હિંદમા પુસ્તકાલયપ્રવૃત્તિના નિર્માતાઓ વડોદરાનરેશ કૈ શ્રીમંત સરકાર સર સયાજીરાવ ગાયકવાડ મહારાજાનો નામનિર્દેશ પ્રથમ કરવો યોગ્ય ગણાશે એમણે રાજ્યમાં નિષ્ણાતોનું આવી જ્ઞાનવાડીઓના વિકાસાર્થે નિયોજન કર્યું, જેમાં અમેરિકાના ગ્રંથાધ્યક્ષ શ્રી બોર્ડન, તેમજ શ્રી કુડાલકર, શ્રી. ન્યુટનમોહન દત્ત, શ્રી મોતીભાઈ અમીન—આ સ્વર્ગસ્થોએ રાજ્યમાં તેમના સેવાકાળ દરમ્યાન, નવા સ્વરૂપે સિંચન કર્યું, બાદ રાજ્યના પુસ્તકાલય ખાતાના ભૂતપૂર્વ વ્યવસ્થાપક શ્રી વાકનીસ જેઓ વડોદરા સરકારના સેક્રેટરી હતા તેમને એ પ્રવૃત્તિના વધુ વિકાસાર્થે સોંપીને ગયાં એજ રીતે હિંદના બીજા પ્રાંતો અને પ્રદેશોમા પણ પુસ્તકાલય પ્રવૃત્તિના પીઢ પુરૂષોએ અને ચાહકોએ હિંદમાં જ્ઞાનવાડીઓ તેમની પાછળ ચાલી આવતા પુસ્તકાલયજગતને પેઢી વંશજોને સાચવી સંભાળી લોકોપયોગી બનાવવા વારસારૂપે આગળ ધરી છે

## વર્તમાન પરિસ્થિતિ

પરદેશી અમલ દ્વારા જે બધું નવા સ્વરૂપે જણાયુ છે તેથી આપણા દેશને અનેક સાધનોથી તૈયાર થવાની તક મળી આજ તો નાનામાં નાની સોયથી માંડી જેમ વહાણો બનાવવાના સાધનો સુધી બન્યુ તેમ રદ્દી કાગળોના કચરાના નવા સ્વરૂપથી માંડીને કાગળની મિલો પ્રિન્ટિંગ પ્રેસો અને પુસ્તકો બાંધવા બનાવવા સુધીના પ્રચલિત ઉદ્યોગો હાથ ધરાયા પરિણામે સાહિત્ય યુગમાં જણાતી ખોટનું સાધન મળી જતાં કેળવણીનો વિકાસ થવા માંડયો, અને પુસ્તકાલયોની આવશ્યકતા જણાઇ આજે તો આ રીતે હિંદમાં સારી સંખ્યામાં પુસ્તકાલયો સ્થપાઇ ચૂક્યાં છે, જેમનો લાભ આમજનતા આબાલવૃદ્ધ એક યા બીજી રીતે સુખેથી લઈ શકે

અંધકાર દૂર થતાં, અત્યારે જે અનિષ્ટ તત્ત્વો ઘાતકરૂપે કામ કરી રહ્યાં છે, તે બંધ થશે ખરી રીતે જોતાં તો આવાં અનિષ્ટ તત્ત્વોની ઉત્પત્તિ એ જ્ઞાનનો અભાવ જ સૂચવે છે આપણી પાસે એવું અસરકારક સાહિત્યવાચન ન રહ્યું, એવી જ્ઞાનપરબો ન રહી અને જે હતી તેમાંથી પૂરતું અને યોગ્ય જ્ઞાન-પાન પણ ન મળ્યું હોત અને તેથીજ જગત પરના આજના ખેલાતા આ તાંડવનૃત્યો-સંહારનૃત્યો-જોવા મળે છે. એટલે મોડે મોડે પણ આપણા હિન્દમાં આપણી સરકાર દ્વારા આપણા સમગ્ર સર્વસામાન્ય પ્રજાવર્ગ માટે જ્ઞાન-પ્રકાશપૂર્ણ જ્યોતિમય બની લોકભોગ્ય અને એવી આશા હવે રાખવી ઘટે. આશા છે કે મુંબઈ સરકારને આ દિશામાં પ્રજાનો સહકાર પણ આવા શુભ કાર્યો માટે-જ્ઞાનવાડીઓના વિકાસાર્થે મળી રહેશે પ્રજાએ પ્રજાજીવનનું ઘડતર પ્રતિનિધિઓની પ્રેરણાએ શી પ્રાપ્ત કરવું જ રહ્યું

## પ્રચારનાં બીજાં સાધનો

આવા પ્રચારકાર્ય માટે રેડીઓ, વર્તમાનપત્રો, લાઉડસ્પીકરો, સિનેમાગૃહો, નાટયગૃહો, રંજન કાર્યક્રમો, સાહિત્યવિષયક ફિલ્મો, રેકર્ડો ઇત્યાદિ સાધનો ઠીક ઠીક ઉપયોગી નીવડી શકે છે એ રીતે જેમ ઇતર ઇલાકામાં થયો હશે અને થતો હશે તેમ આવા જ્ઞાનપ્રચાર માટે આવાં આવાં સાધનો પણ સત્વરે ઉપયોગમાં લેવાય તેવો પ્રબંધ થવો ઘટે. આવી જ રીતે પ્રૌઢ શિક્ષણ અને પુસ્તકાલયપ્રવૃત્તિનો ઠીક ઠીક સમન્વય સધાશે, અને જરૂરી એવું પ્રાન્તીય સ્વભાષાયુક્ત સરળ સાહિત્ય આમજનતાને મળતું થશે-જ્ઞાનવૃદ્ધિ થતી રહેશે એ જ રીત બાળકો માટે, સ્ત્રીઓ માટે, આંધળાઓ માટે પણ ઇલાહીદાં પુસ્તકાલયો ઉપસ્થિત કરવાની આવશ્યકતા ખરી જ. અરે, આપણે ખરી રીતે વિચારીશું તો સમજાશે કે આપણે આપણી હૉસ્પિટલોમાં માંદાઓ માટે તેમજ જેલોમાં કેદીઓની નૈતિક સુધારણા માટે જોઈએ તેટલું અને જોઈએ તેવું વાચન પૂરું પાડવા યોગ્ય વ્યવસ્થા કરી શક્યા છીએ ?

## પુસ્તકાલયની યોજનાઓ

એ જ પ્રમાણે ફરતા પુસ્તકાલયોની યોજના People's Mobile Library પિપલ્સ મોબાઇલ લાયબ્રેરી, Library On wheels લાયબ્રેરી ઑન વ્હીલ્સ એટલે કે વાહનો મારફત પુસ્તકપ્રચાર વિષયક યોજનાઓ જેમ ઇતર દેશોમાં પ્રચલિત છે તેવી યોજનાઓ શરૂઆતમાં નાના પાયા પર પણ શરૂ કરવી હવે ઇષ્ટ જણાય છે. આપણી સરકાર આવી આવશ્યક જરૂરીઆત માટે વિચારશે ખરી કે ? આવા પ્રશ્નો અત્યાર અગાઉ ભરાયેલી અખિલ હિંદ પુસ્તકાલય-પરિષદમાં શા માટે ચર્ચાયા નથી જણાતા ? હવે તો આ બાબતો પણ એક યા બીજા સ્વરૂપે અખિલ હિંદ પુસ્તકાલય પરિષદોની બેઠકોમાં રજૂ થવી ઘટે, જેના નિર્ણયો અમલમાં લાવવા અખિલ હિંદ પુસ્તકાલય મંડળ અને પ્રાન્ત પુસ્તકાલય મંડળ દ્વારા યોગ્ય પગલાં લેવાનું હિતાવહ મનાશે આ ઉપરાંત આના વિકાસાર્થે પરદેશોમાં છે તેમ પબ્લીક લાયબ્રેરી એક્ટ દાખલ કરવાનું પણ અસ્થાને નહિ મનાય. જે પુસ્તકાલયપ્રવૃત્તિમાં ઠીક ઠીક મદદરૂપ થઈ પડશે

## પરિષદો, પ્રદર્શનો વગેરે યોજો.

પુસ્તકાલય પરિષદો, પ્રદર્શનો, પુસ્તકાલયશાસ્ત્ર અને પુસ્તકાલયપ્રવૃત્તિવિષયક સામયિકો આના પ્રચાર અને વિકાસ માટે તદ્વિષયક જ્ઞાન આપનાર સ્વભાષાયુક્ત ઘણાં જ ઓછાં પુસ્તકો લખાયાં છે; અને સામયિકો તો ફક્ત ગણ્યાંગાંઠ્યાં ત્રણ ચાર જ ચાલુ હોવાનું જણાય

છે એટલે આથી તો સ્પષ્ટ જણાઇ આવે છે કે ઇતર દેશોની સરખામણીમાં આ દિશામાં આપણી પ્રકાશન અને પ્રચાર પ્રવૃત્તિ ઘણીજ ઓછી છે આપણી સરકારનું અને અન્ય પુસ્તકાલય મંડળોનું, તેમજ પ્રકાશન સંસ્થાઓનું આ વસ્તુ તરફ ખાસ લક્ષ ખેંચવાનું અત્રે ઉચિત માનું છુ

હજુ આપણાં પુસ્તકાલયો પાસે જો પુસ્તકાલયવિષયક ઔદ્યોગિકરણની દષ્ટિએ તપાસીશુ તો જણાશે કે ઇતર દેશોમાં છે તેવાં ઉત્ક્રમનાં પુસ્તકાલયને ઉપયોગી સાધનો નથી. જેથી એ શાસ્ત્ર અંગેનું જ્ઞાનોત્પાદન એટલુ ઓછુ જ મળી શકે છે, જેના અભાવે દેશનું દ્રવ્ય વત્તા ઓછા પ્રમાણમાં પરદેશ જતું ચાલુ રહ્યું છે એમાં પુસ્તકાલયના શાસ્ત્રીય ગ્રંથોથી માંડીને પુસ્તકાલયોમાં જોઇતા નાનામાં નાના સાધનો ઉપર કેટલેક સ્થળે તો આધાર રાખવામાં આવ્યો હોવાનું હિંદના કેટલાક અગત્યનાં પુસ્તકાલયોની લીધેલી મુલાકાતમાં જોવા મળ્યું છે આવુ આવુ જરૂરી સાહિત્યનું ઉત્પાદન આપણા દેશમા જે તે વિભાગમા થતુ ચાલુ રહે તો આર્થિક દષ્ટિએ પણ "આપણું ધન આપણા દેશ માટે" એ અર્થશાસ્ત્રનો સિદ્ધાંત પણ કંઇક અંશે સાચો કરી ઉપયોગી નિવડે આમ ઔદ્યોગિકરણની દષ્ટિએ પણ પુસ્તકાલયવિષયક સાધનો વધારી રાષ્ટ્રીયકરણની યોજનાનુસાર "દેશનુ સાહિત્યધન દેશના બંધુઓ માટે" સાનુકૂલ બની રહે એ જ હવે તો આપણે અપેક્ષા રાખવી યોગ્ય ગણાશે આ અને આવાં બીજાં પ્રચાર કાર્યો, હાથ ધરાતાં મુંબઈ ઈલાકામાં આ પ્રવૃત્તિને અનેક પ્રકારે સહાયભૂત નિવડશે *

* વડોદરા રેડીઓના સૌજન્યથી —હિંમતલાલ કા વ્યાસ

## કેટલાક લેખકોની ખુબીઓ-ખાસિયતો

૧ મહાકવિ લોર્ડ બાયરન લખવા બેસતા પહેલાં વિચારો લાવવા માટે મીઠાનુ થોડું પાણી પી લેતા હતા અને તેનાથી એમને અનહદ પ્રેરણા મળતી.

૨ અંગ્રેજી સાહિત્યકાર ડ્રાયડન કંઇપણ લખવાનો આરંભ કરતો ત્યારે શુ લખવુ અને શું ન લખવુ તે માટે તે પોતાના દાક્તરની સલાહ લેવા દવાખાને દોડી જતો. હતો

૩ વિખ્યાત નાટયકાર બેર્ન જોન્સન સભામાં કે જાહેર ભાષણમાં મૂંગો બની જતો, પણ ઘેર આવીને તે આખું ભાષણ આબેહુબ આખુ ને આખુ લખી નાખતો હતો.

૪ અંગ્રેજ કવિ અને લેખક ગોલ્ડસ્મિથ લખવામાં બહાદુર પણ બોલવામાં ખૂબ બીકણ અને નમાલો હતો તેનું બોલવુ કોઈ સાંભળતુ નહિ, પણ કાવ્યો સર્વ કોઇ વાંચતાં

૫ વિદ્વાન જોસેફ રોડીંજરને દૂધ ભાવતું જ ન હતુ ચામાં દૂધ રેડવાથી તેને સખત વમન થતું. તે કહેતો, "મને જો દૂધને બદલે ઝેરનો પ્યાલો આપશો તો હું આનંદથી ગટગટાવી જઇશ

૬ ડોન કેડોટ અને શેક્સપીઅર એક જ દિવસ, એક જ સમય સન ૧૬૧૬ની એપ્રિલ માસની ૨૩મી તારીખે મૃત્યુ પામ્યા હતા આથી શેક્સપીઅરની કીર્તિ સાથે જ્હોન કેહોટની કીર્તિ પણ અમર થઈ છે

૭ કવિ લીઓન ત્રિપટસન વાચનનો ભારે શોખીન કવિ હતો. 'વર્જીલ' નામનો ગ્રંથ એણે એટલી બધી વાર વાંચ્યો હતો કે તે આખો ગ્રંથ પાનાંના નંબર સહિત તેને યાદ થઇ ગયો હતો અને આખું પુસ્તક એ મોઢે બોલી શકતો હતો એ મરણપથારીએ હતો ત્યારે પણ તેની પાસેથી આજ ગ્રંથ નીકળ્યો હતો.



## જિંદગાની પર અસર પહોંચાડતાં પુસ્તકો

અમેરિકાથી આપણા 'કુમાર' માસિકના રૂપરંગનું 'Coronet' નામનું માસિક પ્રસિદ્ધ થાય છે એ માસિકનો ફેલાવો ૨૫ લાખ પ્રતનો છે આ માસિકે જે જુવાનો એમની કારકીર્દિમાં સફળતાને વર્યા છે તેવા ૩૦૦ જુવાનો પર કયાં ઉત્તમ પુસ્તકોએ અસર કરી હતી એ બાબત લખી જણાવવા વિનંતિ કરી હતી જે ઉત્તમ પુસ્તકોની યાદી આવા સેંકડો યુવાનોએ મોકલી તેના ઉપરથી આ માસિકના સંપાદકોએ સૌથી શ્રેષ્ઠ પુસ્તકોની એક યાદી તારવી કાઢી છે. તેમાંનાં કેટલાકનાં નામ આ નીચે આપ્યા છે —

| | પુસ્તકનું નામ | લેખક |
|---|---|---|
| ૧ | બાઇબલ | |
| ૨ | હાઉ ટુ વિન ફ્રેન્ડઝ એન્ડ ઇન્ફ્લુએન્સ પીપલ (મિત્રો કેમ મેળવવા અને લોકોપર લાગવગ કેમ વધારવી ? | ડેલ કાર્નેગી |
| ૩ | Life of Abraham Lincoln (અબ્રાહામ લિંકનનું જીવનચરિત્ર) | Ida |
| ૪ | Think & Grow Rich વિચારો અને ઉન્નત થાવ, | નેપોલિયન હિલ |
| ૫ | Essays ( નિબંધો ) | ઇમર્સન |
| ૬ | Dissenting opinions of justice Homes | (Vanguard Press) |
| ૭ | Selections from the work of George Santyan | Irwin Edman |
| ૮ | Connecticut Yankee | withur Lucius cross |

## હિન્દમાં અંગ્રેજી કેળવણીના સૂત્રધારો

હિંદમાં અંગ્રેજી કેળવણીના આઠ સૂત્રધારો–ડફ, હેર, એલ્ફિન્સ્ટન, મનરો, ગ્રાન્ટ, થોમ્પસન, રાજા રામમોહન રોય અને સર સૈયદ અહમદખાનનું જીવન અને કાર્ય આલેખતું પુસ્તક Biographical Studies in Modern Indian Education' ('આધુનિક ભારતીય શિક્ષણનો જીવનચારિત્રાત્મક અભ્યાસ') તાજેતરમાં પ્રકટ થયું છે એના લેખક શ્રી એચ વી હેમ્પટન હિંદના સરકારી કેળવણી ખાતામાં એક સભ્ય હતા અને હાલ તેઓ મુંબઈની સેકન્ડરી ટ્રેનિંગ કોલેજના પ્રિન્સિપાલ અને કેળવણીના પ્રાધ્યાપક છે. હિંદમાં કેળવણીના ક્ષેત્રમાં રસ ધરાવનારાઓને આ પુસ્તક અવશ્ય ઉપયોગી નીવડે તેવું છે

## ' હિંદની સુવાસ '

હિંદની સુવાસ—હિંદના મંદિરો, સંસ્કૃતિ, તેમજ રીતરિવાજની સુવાસ લૂઈ રેવેલ નામના એક ફ્રેન્ચ લેખકે સૂંઘીને વખાણી તેનું એક પુસ્તક ફ્રેન્ચમાં લખ્યું છે ફ્રેન્ચ લેખક લૂઇ રેવેલે જીનેવાથી માંડીને મુંબઇ સુધીની પોતાની મુસાફરીની રોજનીશી લખી હતી ને એમાંથી આ પુસ્તકનું સર્જન થયું છે દક્ષિણ હિન્દનાં તીર્થધામોએ–ગોમટેશ્વર, સોમનાથપુરમ્, ચિદમ્બરમ્ વગેરે–લેખક પર ખૂબ અસર કરી છે. ને દક્ષિણ હિંદનાં વિશાળ તીર્થમંદિરોમાં માનવીના આત્માને આધ્યાત્મિક શાંતિ આપવાની જે શક્તિ છે તેનો લેખકે ભક્તિભાવભર્યો ઉલ્લેખ કર્યો છે. મૂળ ફ્રેન્ચ પુસ્તક ઉપરથી અંગ્રેજી અનુવાદ,' The Fragrance of India ' ' હિંદની સુવાસ 'એ નામે તાજેતરમાં પ્રગટ થયો છે.



## ડૉ. પટ્ટાભિ સીતારામૈયા

દક્ષિણના સુપ્રસિદ્ધ નેતા શ્રી ડૉ. પટ્ટાભિ સીતારામૈયા અંગ્રેજીના એક સારા લેખક પણ છે અંગ્રેજીમાં એમણે લખેલાં ' History of Indian National Congress ' ભાગ ૧–૨ તેમની ' Featbetrs & Stones ' ખૂબ લોકપ્રિય છે તાજેતરમાં એમનું એક નવું પુસ્તક 'Some Fundamentals of Indian Problems ' ( હિંદી પ્રશ્નોના કેટલાક મૂળ તત્ત્વો) પ્રગટ થયું છે



## પ્રાચીન સમાજ

' પ્રાચીન સમાજ ' ( Ancient Society ) પર બૃહત્નિબંધ સરખું એ જ નામે એક પુસ્તક શ્રી લુઇ હેન્રિ મોરગન લિખિત પ્રગટ થયું છે. લેખકનું પાયસો ઓતિર પૃષ્ઠનું આ પુસ્તક એક અભ્યાસપ્રચૂર ગ્રંથ છે મૂળ અંગ્રેજી પુસ્તકમાંથી રશિયન ભાષામાં પણ તેનું ભાષાન્તર થયું છે. આ અંગ્રેજી પુસ્તકની પ્રથમ આવૃત્તિ તાજેતરમાં કલકત્તાથી પ્રગટ થઇ છે



## એ. એન વાઇટહેડ

શ્રી એ એન ( આલ્ફ્રેડ નોર્થ ) વાઇટ હેડનું નામ વૈજ્ઞાનિક ફિલસૂફ તરીકે વિખ્યાત છે એના નિબંધોનું નવું પુસ્તક ' Essays in Science & Philosohhy ' (વિજ્ઞાન અને ફિલસૂફી વિશે નિબંધો ) એ નામે તાજેતરમાં પ્રગટ થયું છે આ નિબંધોમાં માત્ર વૈજ્ઞાનિક કે ફિલસૂફીવિષયક નિબંધોનો જ સમાવેશ થતો નથી, પણ કેળવણીવિષયક અને અંગત સંસ્મરણોનો પણ સમાવેશ થાય છે.



## લોકકથા

ચાર્લ્સ પેરટ નામનો એક મહાન ફ્રેન્ચ વિદ્વાન ફ્રાન્સના રાજા લુઇ ૧૪માના રાજ્ય-અમલ દરમ્યાન થઈ ગયો એના અમલમાં એ રાજ્યનો સૌથી મોટો બુદ્ધિશાળી માણસ, મહાન વક્તા અને કવિ ગણાતો રાજાના વતી રાજ્યની વિદ્વાન સભા બોલાવવાનું માન પણ એને જ

મળતુ બહુ મોટી ઉંમરે તે રાજ્યની નોકરીમાંથી નિવૃત્ત થયો અને પછી નિવૃત્તજીવન ગાળવા એ ગ્રામ્ય પ્રદેશમાં જતો રહ્યો. ગ્રામવાસીઓની વચ્ચે વસીને ગ્રામવાસીઓની વાતો એ રસપૂર્વક સાંભળતો. અને હૈયામાંથી સીધી બોલાતી લોકભાષામાં એને સાહિત્યનો સાચો સૂર સંભળાતો. પણ પણ વિદ્વાનો એનું આ લોકભાષા પરત્વેનું સાચુ સાહિત્યક માનસ સમજી શકયા નહિ અને ' પેરટનું તો ખસી ગયુ છે, ' પેરટની સાડે બુદ્ધિ નાઠી છે ' એવું એવુ એના વિશે ધારવા લાગ્યા. પણ આ દરમ્યાન વિદ્વાન ચાર્લ્સ પેરટ સાહિત્યનો સાચો આનંદ લૂંટી રહ્યો હતો, અને સાચા સાહિત્યનો સંગ્રહ કરી રહ્યો હતો, એની એ કાળે કોને ખબર હતી ? એ ફ્રાન્સની લોકકથાઓ લોકો પાસેથી સાંભળી એનો સંગ્રહ કરતો હતો બિચારો પેરટ પોતે પણ લોકકથાસંગ્રહના કાર્યથી શરમાતો હતો, કારણ, એ વેળાના વિદ્વાનો લોકકથાને–લોકભાષાને સાહિત્ય જ ગણતા નહોતા એક વાર પેરટનો મિત્ર એના આ ' સાઠે બુદ્ધિ નાઠેલા ' મિત્રને મળવા ગયો ત્યારે પેરટ બધ બારણે લોકકથા લખી રહ્યો હતો મિત્રે બારણું ખખડાવ્યું કે તરત જ ધડકતા હૈયે પેરટે એ લોકકથા કબાટના ખાનામાં ઊંડે ખોસી દીધેલી !

કહે છે કે પેરટનુ અત્યારે કોઇ કાર્ય અમર નથી રહ્યુ, માત્ર અમર રહ્યો છે એનો આ લોકકથાઓનો સંગ્રહ ફ્રાન્સની શ્રેષ્ઠ લોકકથાઓ સિન્ડેલા ' બ્લુબ્યર્ડ ' અને ' પુસ ઇન બૂટસ ' નો આશીર્વાદ આ પેરટને લીધેજ હજુ પણ એની વાચકજનતા લઇ રહી છે.



## કાશ્મીરનો કડીબધ ઇતિહાસ

કલ્હણ કૃત ' રાજતરંગિણી ' એ કાશ્મીરના પ્રાચીન ઇતિહાસનો થોડાક કાળનો પદ્ધતિપુરઃસરનો ઐતિહાસિક ગ્રન્થ છે હિંદના ઐતિહાસિક ગ્રન્થોમાં એ આદ્યગ્રન્થ છે છતા કાશ્મીરનો પ્રાચીન કાળથી તે અત્યાર સુધીનો કડીબધ ઇતિહાસ આલેખનારા સ્તુતિપાત્ર પ્રયત્નસમુ એક પુસ્તક ' Kashmir Past and Present ' ભાગ ૧–૨ ( કાશ્મીર ભૂતકાળનુ અને આજનું ) તાજેતરમા પ્રગટ થયુ છે શ્રી ગ્વાશાલાલ નામના લેખકે એ લખ્યુ છે



## રશિયન ચિત્રકાર રોરિક

રશિયન ચિત્રકાર સ્વ રોરિક વિશે આ કટારોમાં અગાઉ આવી ગયુ છે તાજેતરમા એનો નવો ગ્રથ ' Himalayas : Abode of Light ' (પ્રકાશધામ હિમાલય ) એ નામે પ્રગટ થયો છે



## નિસર્ગશાસ્ત્રી 'ઇહા'

સુપ્રસિદ્ધ યુરોપીયન ( હિન્દમાં વસવાટ કરીને રહેલા ) નિસર્ગશાસ્ત્રી Eha (ઇહા) ( ઇ એચ એઇટકન ) નો 'The Common Birds of India' ( હિન્દના સામાન્ય પક્ષીઓ ) નામનો પ્રગટ થયો છે



## દેશી રજવાડાં

દેશી રજવાડાંઓ અત્યારે જ્યારે આથમવા માંડયાં છે ત્યારે તેના ભીતરમાં ડોકિયું કરતી એક રંગદર્શી નવલકથા અને તેય તે એક દાસી (Princely Maid) ના હાથે લખાયેલી તાજેતરમાં અંગ્રેજીમાં પ્રગટ થઇ છે, એ નવલનું નામ છે ' Inside Princellye India (દેશી રજવાડાની ભીતરમાં )

o

## વધામણાં

આપણે ત્યાં મૌલિક વૈજ્ઞાનિક વાર્તાઓ લખનાર ગણ્યા ગાંઠયા જ લેખકો છે તેમાં ' કુમાર ' માં અવારનવાર જેમની વૈજ્ઞાનિક સત્યો પર નિર્માણ થયેલી કલ્પનાકથાઓ આવે છે તે શ્રી કાલીદાસ જાધવ કદાચ મોખરે છે શ્રી કાલિદાસ જાધવ અમદાવાદની એક માધ્યમિક શાળામા ગણિતશાસ્ત્રના શિક્ષક છે. શ્રી જાધવની મૌલિક વૈજ્ઞાનિક વાર્તાઓનો પ્રથમ સંગ્રહ ' અદૃશ્ય શત્રુ ' નામે પ્રગટ થયો છે આ પુસ્તકની પ્રસ્તાવનારૂપે યુવાન સાહિત્યકાર શ્રી અશોક હર્ષે વૈજ્ઞાનિક વાર્તાઓનો સંક્ષિપ્ત ઇતિહાસ નિરૂપ્યો છે.

—શિવમ્ સુંદરમ્—

---

# બ્રિટિશ પુસ્તકાલયોની મુલાકાતે ઉપડે છે ડૉ.રંગનાથન્

બ્રિટનની કાઉન્સિલે ડૉ એસ આર. રંગનાથન, ડિ લિટ. એમ એ, એલ. ટી, એફ એલ એ ને આ વર્ષે બે ત્રણ મહિના માટે પોતાના મહેમાન તરીકે બ્રિટનનો પ્રવાસ કરવાનું આમંત્રણ આપ્યુ છે તદનુસાર તેઓ મે મહિનાની આખરમાં બ્રિટન જવા ઉપડશે અને સાથે સાથે ફ્રાન્સ અને નેધરલેન્ડઝની પણ મુલાકાત લેશે

ઇંગ્લેન્ડમાં ડૉ. રંગનાથન મોટાં મોટાં અને અગત્યનાં પુસ્તકાલયોની મુલાકાત લેશે અને તે દ્વારા તેઓ રાષ્ટ્રીય અને પરગણાંઓની મધ્યસ્થ પુસ્તકાલયોની યોજનાઓનો ત્યાં કેવી રીતે અમલ કરવામાં આવે છે તેનો અભ્યાસ કરશે તેઓ સાથી રાષ્ટ્ર સંસ્થાની આર્થિક અને સામાજિક સમિતિના આશ્રયે સપ્ટેમ્બર મહિનામાં માન્ચેસ્ટરમાં શરૂ કરવામાં આવતી ઉનાળાના સમય દરમિયાનની નિશાળમાં શિક્ષણ પણ આપશે.

( ડૉ. રંગનાથનનો પરિચયલેખ અમો " પુસ્તકાલય " માં આ અગાઉ આપી ગયા છે તેઓશ્રીની આ આગામી વિશિષ્ટ પ્રવૃત્તિને અમે સફળતા ઇચ્છીએ છીએ.

—તંત્રી )

# ટોલ્સ્ટોયની પુત્રી પોતાના પિતાનું જીવનચરિત્ર લખે છે.

રોમના મધ્ય ભાગમાં આવેલા ત્રણ માળના મકાનના પુસ્તકોથી ભરચક એક મોટા ઓરડામાં ૬૦ વર્ષની લાગતી પણ ૮૪ વર્ષની ઉમરની એક નાની ધોળા વાળવાળી સ્ત્રી દરરોજ સવારે બે કલાક ટાઇપરાઇટર પર બેસે છે તે રશિયાના નવલકથાકાર લિયોનિકોલેવિચ ટોલ્સ્ટોયની પુત્રી કાઉન્ટેસ ટેશિયાના છે કાઉન્ટેસ તેના પિતાનુ જીવનચરિત્ર લખવામા રોકાયેલ છે

ઇ. સ ૧૯૩૦ થી આ પ્રવૃત્તિશીલ વૃદ્ધ સ્ત્રી રોમમાં રહે છે આમ છતાં તેને પોતાના દેશમાંથી દેશનિકાલ કરવામાં આવેલ નથી, પણ તેણે પાસપોર્ટ લઇને રશિયાનો ત્યાગ કર્યો છે. જ્યારે જરૂર પડે ત્યારે રશિયાનો એલચી તેના પાસપોર્ટને નવો કરી દે છે તેને કંઇ પ્રશ્નો પૂછવામાં આવતા નથી.

સોવિયેટોને કાઉન્ટેસ સાથે અગર તેના પ્રસિદ્ધ કુટુંબ સાથે કંઇ વિખવાદ નથી અત્યારે કાઉન્ટ ટોલ્સ્ટોય રાષ્ટ્રવીર ગણાય છે. ટેશિયાનાને ઘણા બોલ્શેવિક આગેવાનો સાથે મૈત્રીભર્યો સંબંધ હતો અને તે હજુ સોવિયેટ રશિયાના સંખ્યાબંધ મુખ્ય અધિકારીઓ સાથે પત્રવ્યવહાર ચલાવી રહેલ છે તેના ભાઇ સર્જેને મોસ્કોમાં રહેવાનું પસંદ છે તેની બેન એલેક્સાન્ડ્રા યુનાઇટેડ સ્ટેટસમાં છે અને ટેશીયાના રોમમાં છે.

ટોલ્સ્ટોયના મહાન નામ પ્રત્યે માન દર્શાવવા સોવિયેટ એલચી કોસ્ટીનેવ દર મહિને પોતાના સ્ટાફમાંથી બે બાળાઓને કાઉન્ટેસ પાસે મોકલે છે આ બે બાળાઓ પુસ્તકો, સામયિકો, વર્તમાનપત્રો, ટપાલ તથા રશિયામાથી મળેલ ભેટો પોતાની સાથે લઇ જાય છે કાઉન્ટેસ પોતાના મહેમાનોને રશિયન પદ્ધતિની ચા પીવા માટે રોકે છે અને તેઓ આનંદથી વાતચિત કરે છે. પોતાની માતૃભાષામાં વાત કરવાની તેને આ એક જ તક મળે છે

૮૪ વર્ષની ઉમરે ટેશિયાનાને વાતો કરવાનુ ગમે છે અને વર્તમાન બનાવોમાં તે ખૂબ રસ લઇ રહેલ છે. પરંતુ તેનો પ્રિય વિષય, તો તેના પિતા વિષેની વાતચિત છે જ્યારે તે લિઓનિકોલેવિચના નામનો નિર્દેશ કરે છે ત્યારે તેનો ચહેરો ઝગી ઉઠે છે. તે કહે છે કે તેના વિષે મને જેટલુ યાદ છે તે બધુ હુ લખુ છુ અને તેમના 'સ્મરણો' તરીકે પ્રગટ કરવાની દૃષ્ટિથી નોંધ કરી રાખુ છું. જો હુ જીવતી રહીશ તો બધાને સરખાં કરીને પ્રગટ કરીશ, નહિતર મારી દીકરીની ઇચ્છા તે કાર્ય ચાલુ રાખવાની હશે તો તે તેનો ઉપયોગ કરશે

નોંધ કરવાની મારી રીત મારા પિતાના જેવી જ છે. તે કાગળના કટકાં હાથમાં ને મૂકતાં કાગળના મોટા ખોખામાં મૂકતા હતા પોતાના પિતા વતીથી પોતે તથા તેની માતા પ્રૂફો કેવી રીતે વાંચતાં તેનું તેને સ્મરણ છે આ કાર્યમા ટોલ્સ્ટોયને રસ નહોતો એક વાર હું 'વોર એન્ડ પીસ'નાં પ્રૂફ વાંચતી હતી અને મારી માતાના હાથમાં ટાઇપ કરેલ નકલ હતી ત્યારે મારા પિતાના પ્રશંસક એક મિત્ર આવી ચઢયા અને ત્યાં બેસીને સાંભળવા લાગ્યા

તેણે પૂછ્યુ 'તુ શુ વાંચે છે? વાચન સારૂ છે?' મે કહ્યુ 'હા, તે શું છે તે તમે જાણો છો? અમારા મિત્રને મારા પિતાનાં પુસ્તકોનાં કેટલાંયે પાનાં મોઢે હતાં. તે પોતાનું આશ્ચર્ય

દમાવી શક્યા નહિ તેમણે ગુસ્સામાં બૂમ પાડીને કહ્યું, પણ લિયોનિદોસેવિચ, આ તો હદ થઈ ગણાય ! તમે જ ' વૉર એન્ડ પીસ ' લખ્યું છે. અને તે તમને યાદ નથી !

મારા પિતા હસી પડયા તેમણે ખભા હલાવ્યા અને અમને આશ્ચર્યમાં મૂકીને ચાલતા થયા પોતાના પિતા અને પોતાના પત્ની પ્રિન્સ સોકુરીન વિષે તે પ્રગટ ન થયેલી વાત કહે છે માગ પિતા બહુ હોશિયાર જિનથ'ધાદારી ચમાર હતા, પોતાના મિત્રો માટે તે હાથે બનાવેલા પગરખા પસંદ કરતા મારા પતિની માગણીથી તેણે મારા પતિ માટે એક જોડ તૈયાર કરી હતી મારા પતિએ તેનો સ્વીકાર કર્યો અને બજાર ભાવે તેની કિંમત આપી મારા પિતાની તે પ્રસિદ્ધ નવલકથા પછી પુસ્તકાલયની અભરાઈ પર મૂકીને પગરખાં પર ચૌદમો તથા પંદરમો નંબર નાખ્યો

અમેરિકન એલચી ખાતાથી તથા વાયા વેનેટોની મોટી હોટલની નજીક બોર્ઘિસ ગાર્ડન્સ પાસે ચાર ઓરડાવાળા ખંડમા કાઉન્ટેસ ટોલ્સ્ટોય સાદાઈથી રહે છે તેને ત્યા પોતાના પિતાના ગ્રંથોનું સંપૂર્ણ પુસ્તકાલય છે થોડા અવશેષો તથા તેનાં ઘણાં સ્મરણો છે તેને એકાદ પુસ્તક લઈને પુસ્તકના આગળના ભાગમાં ઝીણા ઇટાલિક અક્ષરોમાં છાપેલ હકીકત બતાવવાનું ગમે છે તેનો અર્થ એ છે કે ' ભલા દેશોમાં છાપવા છપાવવાની છૂટ છે.'

પોતાના યુવાવસ્થા પ્રદર્શક દેખાવ માટે તે બહુ ચોક્કસ છે તેને મળવા આવનારાઓની દૃષ્ટિએ તેજ વસ્તુ પ્રથમ આવે છે તે શાકાહારને તેનું કારણ માને છે તે કહે છે કે 'તમે સેતો નિર્જીવ શબ ખાઓ છો; હું ખાતી નથી. તમારા પેટમાં એક કબ્રસ્તાન ખડું થાય છે-મરઘાં, મરઘા તથા ડુક્કરોનું કબ્રસ્તાન બને છે. '

આંખમાં ચમકાર સહિત તે આ કહે છે.

—છોટાલાલ માનસિંગ કામદાર

---

## વિજ્ઞાનની કરામત

વૈજ્ઞાનિકોના અંદાજ મુજબ, ૨,૦૦૦,૦ ૦,૦૦૦ (બે અબજ) વર્ષો પૂર્વે જે પૃથ્વી પર આપણે વસીએ છીએ તે ધગધગતા પદાર્થના સમુચ્ચય જેવી હતી સૂર્યથી છૂટી પડીને તેના ફરતી મહાવેગથી પરિક્રમણ કરતા કરતા, કાળે કરીને તેણે ગોળાકાર ધારણ કર્યો બીજા કેટલાક કરોડો વરસો બાદ પૃથ્વી ઉપર ઉપરથી ઠંડી પડી ને તેની સપાટી પર સખત પડ બંધાયું આ પડ પ્રમાણમા ઘણું આછું હતું. એટલે પેટાળનો ભાગ જેમ અચૂક ઠંડો પડતો ગયો તેમ આ પડ સંકોચાવા લાગ્યું, સંકોચની ક્રિયાના પરિણામે પૃથ્વીની સપાટી પર ખીણો, ડુંગરો ને પર્વતમાળાઓના તેમજ મહાસાગરો સમુદ્રો, સરોવરો અને નદી-નાળાઓનાં સર્જન થયાં, જો કે પૃથ્વી પર પાણીની પધરામણી તો ત્યાર પછી ઘણા કાળે થઇ

પૃથ્વી ઠંડી પડવાનું બીજું પરિણામ જાતજાતના ગેસોના મહાન જથ્થાઓના ઉદ્‌ભવમા આવ્યું ધગધગતી વરાળોમા પૃથ્વી કંકાઇ ગઇ ને આબોહવાનું સર્જન થયું વરાળના આ જથ્થાઓ એટલા તો ઘટ હતા કે સૂર્યનું કિરણ પણ પૃથ્વી પર પહોંચી ન શકે પણ કાળે કરીને વરસો ઠંડી પડી ને તેનું વાદળાંમાં રૂપાન્તર થયું



૧ સબળ ભૂમિ ગુજરાત—લેખક શ્રી ગોકુલદાસ દ્વા રાયચુરા, પ્રકાશક : પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ વડોદરા ક્રાઉન કદના પૃષ્ઠ ૨૭૦+૧૨, સચિત્ર દ્વિરંગી કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦

ગુજરાતની આદિવાસી જાતિઓમાં શૌર્ય વીરત્વભર્યું ખમીર છે એ કોમોમાંથી સૈન્ય-ભરતી થાય અને તેમને યોગ્ય લશ્કરી તાલીમ આપવામા આવે તો ગમે તેવા સબળ લશ્કર સામે પણ તે ટક્કર ઝીલી શકે તેવી બળશાળી કોમો ગુજરાતમાં વસે છે તેમને માત્ર તાલીમ આપી તેમનો લડાયક જુસ્સો કેળવી તેમનામાં દેશસંરક્ષણની ભાવના કેળવવાની જરૂર છે

આવી ગુજરાત–કાઠિયાવાડમા વસતી આદિવાસી કોમો જેવી કે આહીર, મેર રબારી, કાઠી, હાટી, વાઘેર, ભીલ, પાટણવાડિયા, ખારવા, કોળી અને ખાંટ સરખી વીર જાતિઓનાં તેમની ખાસિયતો અને ખુબીઓ વર્ણવતા રેખાચિત્રો લેખકે તેમની રસમય શૈલિએ આ પુસ્તકમાં આપ્યાં છે એ જાતિઓમાંની કેટલીકમા, ઘર કરી ગયેલા દુર્ગુણોને દૂર કરી તેમનામા જાત્ય-ભિમાન કેળવી તેમને યોગ્ય તાલીમ આપવામાં આવે તો ગુર્જર ભૂમિની અજોડ સેવા તેઓ બજાવી શકે એ નિર્વિવાદ છે

લેખકે પોતાના સંશોધનવ્યવસાય દરમિયાન સાધેલા તે તે કોમોના સંપર્કમાંથી મેળવેલાં આ ઉઠાવદાર રેખાચિત્રો આપણને આપ્યા છે

આ કોમો પ્રત્યે આપણા લોકસેવકો અને સહકારી તંત્રવાહકોનું લક્ષ દોરવામાં આવે તો તેઓ જનતાના તેમજ સરકારના બંનેના એક વિશિષ્ટ અંગ સરખા સહાયરૂપ નીવડી શકે

આ રેખાચિત્રોમાં વિશેષત કાઠિયાવાડની જાતિઓનાં રેખાચિત્રો વિશેષ છે, જ્યારે તળ ગુજરાતનાં ગણ્યાં ગાંઠ્યાં જ અપાયાં છે છતાં આપણે લેખક પાસેથી તળ ગુજરાતની આવી અન્ય જાતિઓના વિશેષ રેખાચિત્રોની અપેક્ષા રાખીશુ તો તે અસ્થાને નહિ લેખાય

પુસ્તકમાં આપેલી જે તે કોમના શરીર સૌષ્ઠવ દાખવતી આઠ આર્ટ પ્લેટો તે તે જાતિઓની ભવ્યતાનો ખ્યાલ આપી જાય છે

સ્વ મોતીભાઈ અમીન સ્મારક ગ્રંથમાળાના ગ્રાહકોને તો એ અવશ્ય મળશે જ. જ્યાં જ્યા આ પુસ્તક ન હોય ત્યાં અવશ્ય વસાવી લેવાય

૨ જૂનાગઢની લોકક્રાન્તિ— લેખક શ્રી રતુભાઇ કોઠારી, પ્રકાશક વોરા એન્ડ કંપની લિ પબ્લિશર્સ, કાલબાદેવી, મુંબઇ ૨ ક્રાઉન આઠ પેજી કદના પૃષ્ઠ ૬૪, ઉપરાંત સંખ્યાબંધ આર્ટ પ્લેટો અને નકશા સહિત સચિત્ર કવર પૂઠું, મૂલ્ય રૂા ૩–૦–૦

જૂનાગઢના નવાબના પાકીસ્તાન પ્રતિના પ્રયાણ અને તે પછી ત્યાંની આરઝી સરકારની સ્થાપનાથી ત્યાં થયેલી એકી ક્રાંતિનું રંગદર્શી આલેખન આ પુસ્તકમાં લેખ આપ્યું છે જે તે વખતે વર્તમાનપત્રોના પૃષ્ઠો પર આવી ગયેલા હોવાથી, આપણી વાચકજનતા આ ક્રાન્તિનો ઇતિહાસ વાચતી હતી પરંતુ એ વર્તમાનપત્રોનાં પૃષ્ઠો ક્ષણજીવી હોઈને એ ઇતિહાસ નાશવંત બને એ સ્વાભાવિક છે આથી એ ઐતિહાસિક ક્રાન્તિનો ઇતિહાસ પુસ્તકાકારે અમરપણે સચવાઇ રહે એ હેતુથી લેખકે આ પુસ્તકનું સંકલન કર્યું છે પુસ્તકના અંતભાગમાં આપેલી પ્રાસંગિક પ્રેસ તસ્વીરો ઇતિહાસનું દૃશ્ય દર્શન કરાવી જાય છે લેખકે આ દિશામાં કરેલો પ્રયાસ સ્તુત્ય હોઈને ભવિષ્યના ઇતિહાસકારને તે ઠીક ઠીક સામગ્રી આપી જશે પુસ્તકાલયોમાં સુખે વસાવાય

૩ પનઘટ—લેખક . શ્રી સ્નેહરશ્મિ, પ્રકાશક આર આર શેઠની કું, પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબઇ નં ૨ ડેમી આઠ પેજી કદના પૃષ્ઠ ૨૦૦+૮, સચિત્ર પાકું પૂઠું, મૂલ્ય રૂા ૩–૦–૦

શ્રી ઝીણાભાઇ દેસાઇ સ્નેહરશ્મિ નામથી કાવ્યો લખનાર કવિ તરીકે આપણા સાહિત્ય-રસિકોથી ભાગ્યેજ અજ્ઞાત હશે શ્રી સ્નેહરશ્મિ એક સ્વદેશપ્રેમી ગીતલેખક હોઇને એમને આત્મસ્ફુરણનો કાવ્યસંગ્રહ 'અર્ઘ્ય' નામથી આ અગાઉ પ્રગટ થઇ ચુક્યો છે એમનો આ બીજો કાવ્ય સંગ્રહ છે પહેલો કાવ્યસંગ્રહ ૧૯૨૯ માં છપાવો શરૂ થયો હતો તે છેક ૧૯૩૫ માં પ્રસિદ્ધ થયો અને આ સંગ્રહ ૧૯૪૨ માં શરૂ થઇ '૪૮ માં પ્રસિદ્ધ થયો, એ એ આરંભ ત વિલંબને લેખક પોતે સંતોષપૂર્વક સ્વીકારી લે છે

આ સંગ્રહમાં એમનાં રચેલા ૧૦૮ કાવ્યો સોનેરો મુક્તકો મળીને સંગ્રહાયા છે કવિની આંતરવીણાના નાદ સાંભળવા અને પરસાહિત્યની વાનગીઓ પણ તેમની કાવ્યપ્રતિભામાં ઝીલવા કાવ્ય રસિકોને આ ગ્રંથ વસાવી લેવા અમારી ભલામણ છે

૪ શ્રી વિશ્વવંદ્ય વિચારરત્નાકર—રચનાર શ્રી વિશ્વવંદ્ય, પ્રકાશક શ્રી. ઉપેન્દ્ર ભગવતસ્મારક પ્રવૃત્તિ પ્રવર્તક શ્રેયસ્સાધક, કારેલીબાગ, વડોદરા ડેમી આઠ પેજી પૃષ્ઠ ૧૭૨ સાદું બોર્ડનું પૂઠું મૂલ્ય રૂા ૨–૧૨–૦

શ્રી શ્રેયસ્સાધક અધિકારી વર્ગ તરફથી પ્રસિદ્ધ થતુ સાહિત્ય એ ઉચ્ચ કોટિનુ સાહિત્ય હતું એના સર્જકો અનન્ય મહાનુભાવિઓ હતા તેમાં પણ શ્રીમન્નૃસિંહાચાર્યપ્રેરિત શ્રી છોટાલાલ માસ્તરના તે સમયે 'મહાકાલ' માં પ્રસિદ્ધ થતા લેખો તો અત્યારે જનસમાજમાં ખૂબ જ વખણાતા અને એનું પ્રેરણાપાન અનેકોએ કરેલું તેઓશ્રી "વિશ્વવંદ્ય" નામથી લખતા તેમણે લખેલા ચિરંજીવ ગણી શકાય તેવા–જ્યારે વાંચો ત્યારે કંઇક નવીન જ લાગે તેવા–કેટલાક લેખો આ પુસ્તકમાં સંગ્રહાયા છે

ઉચ્ચ કોટીનુ આ વર્ગનું સાહિત્ય આજે પણ જો જનતામાં પ્રચાર પામે તો તે ઉપકારક નીવડે એ નિર્વિવાદ છે કારણ, એ અંતરના અભ્યાસપૂર્વક લખાયેલી વાણી હતી

અમે ઇચ્છીએ છીએ, આ વર્ગના સંચાલકો આજે નષ્ટ થઇ રહેલા એ સાહિત્યને પુનર્જીવન કરી જનતાને તે સુલભ કરે.

## નવાં સામયિકો

૧ સત્સંદેશ–તંત્રી શ્રી. નંદલાલ ચુનીલાલ બોડીવાળા, સંદેશ લિ અમદાવાદ. વાર્ષિક લવાજમ રૂા ૫–૪–૦

આપણા સાહિત્યમા હમણા હમણાં દિવસ ઉગે છે અને એકાદ નવુ સમાયિક પ્રકટ થવાના સમાચાર આપણને મળે છે એ ગુર્જર સાહિત્યની પ્રગતિનુ શુભ ચિહ્ન છે કે ચોમાસાની ઋતુમાં ઊગી નીકળતા અળસિયાં સરખા નીવડશે તે તો તેમના નીવડયે વખાણ, બાકી દરેક અંકનો પ્રથમ અંકો જોતાં તો તેઓ ભવિષ્યમા સારા નીવડવાની આશા આપી જાય છે

તાજેતરમાં જ, અમદાવાદના સંદેશ લિ. તરફથી "સત્સંદેશ" નામનુ માસિક ગઇ રામનવમીના દિવસથી પ્રકટ થવા માંડયુ છે ચાળસો ઉપરાત પૃષ્ઠ સંખ્યા ધરાવતા એ પ્રથમ અંકમાં ત્રણ વિભાગ રાખવામાં આવ્યા છે અને તે તે વિષયને લગતા વાચન મનન યોગ્ય ગણાય તેવા કેટલાક સારા લેખો એમા અપાયા છે એનું સંપાદક મંડળ પત્રકારત્વને પોતાનો વિષય કરી લેનાર વ્યક્તિઓનુ બનેલુ હોઇને તેમની રાહબરી હેઠળ એ સારી આશા આપી જાય તેમ લાગે છે

કોઇપણ સાંપ્રદાયિકતા સિવાયના ધર્મચિંતનને લગતા લેખો આપનાર આ માસિકને અમે આવકારીએ છીએ અને સંપાદકોને તેમની આ મજલમાં સફળતા ઇચ્છીએ છીએ છે

પ્રેમધર્મ–તંત્રી શ્રી શાન્તિલાલ દીનાનાથ મહેતા, સારંગપુર, ખડાયતાની વાડી, અમદાવા

"સત્સંદેશ" ની માફક સર્વ ધર્મ સમન્વયતા સંદેશપ્રચારનુ ધ્યેય લઇને પ્રસિદ્ધ થવા માંડેલું આ માસિક પણ ધાર્મિક તત્ત્વજ્ઞાનવિષયક લેખોની વિચારપ્રચુર સામગ્રી લઇને છેલ્લા સાત માસથી પ્રકટ થવા માંડયો છે હમણાજ તેનો મે માસનો અંક અમદાવાદમાં થોડાક માસ અગાઉ મળી ગયેલી ધર્મ પરિષદ અંગે જુદા જુદા ધર્મના આગેવાન ધર્માચાર્યો અને તત્ત્વવિવેચકોએ આપેલાં વ્યાખ્યાનો અને તદંગેના હેવાલોથી ભરપૂર હોઇને ઠીક ઠીક વિચારપ્રધાન સામગ્રી રજુ કરે છે પરિષદ સમારંભ પ્રસંગે લેવાયેલી તસ્વીરોની આઠ પ્લેટો પણ એમાં આપવામાં આવી છે

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિએ સર્વ ધર્મસમન્વયના પ્રચારાર્થે પ્રારંભેલુ આ તેનુ મુખપત્ર ધર્મજિજ્ઞાસુ જનતાને ગમી જાય તેવુ છે તેનુ વાર્ષિક લવાજમ રૂા ૬–૪–૦ છે

૩ દક્ષિણા–તંત્રી શ્રી સુન્દરમ્, પ્રકાશક અરવિન્દ કાર્યાલય, પાંડીચેરી. વાર્ષિક લવાજમ રૂા ૫–૦–૦

આ સામયિક આપણા અનેક સામયિકોમાં વિશિષ્ટ ભાત પાડી જાય છે શ્રી અરવિંદ સાહિત્યના અભ્યાસીઓને ઉપયોગી એવી ચિંતનસામગ્રીયુક્ત લેખોની સમૃદ્ધિ સાથે આ અંકો પ્રકટ થાય છે એમાં આવતા લેખો જિજ્ઞાસુ વાચકોએ મનન કરવા યોગ્ય હોઇને વિચારપ્રધાન સાહિત્ય આપી જાય છે તેમાં પણ અરવિંદ ઉપદેશામૃત અને ઈતર સામગ્રી ખાસ વાચનીય હોય છે એના તંત્રી શ્રી સુન્દરમ્ આપણા સાહિત્યગગનના એક તેજસ્વી સિતારા હોઇને એના દરેક અંકમાં એમની સાહિત્યપ્રતિભા હરકોઈ વાચકને આકર્ષે તેવી હોય છે

·



## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી

૧ દિલ્હી ડાયરી–લેખક શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી, મૂલ્ય રૂા ૩–૦–૦
૨ સમૂળી ક્રાન્તિ–લેખક: શ્રી કિશોરલાલ ધનશ્યામલાલ મશરૂવાળા, મૂલ્ય રૂા ૧–૮
૩ યંત્ર સામે બળવો–અનુવાદક શ્રી ચંદ્રશંકર પ્રાણશંકર શુકલ, મૂલ્ય ૦–૧૦–૦

## આર. આર. શેઠની કંપની–મુંબઈ તરફથી

૪ અપ્સરા ભાગ ૩ જો–લેખક શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ, મૂલ્ય રૂા ૫–૦
૫ પનઘટ–લેખક શ્રી સ્નેહરશ્મિ; મૂલ્ય રૂા ૩–૦–૦

## ગૂર્જર ગ્રંથ રત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૬ કીર્તિકથાઓ–લેખક શ્રી ઉમિયાશંકર ઠાકર, મૂલ્ય ૦–૫–૦
૭ બુલબુલ–લેખક શ્રી દુર્લભજી ભ જોષી, મૂલ્ય ૦–૫–૦
૮ સ્વપ્નદ્રષ્ટા– લેખક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, મૂલ્ય રૂા ૫–૦–૦
૯ વિજ્ઞાનની વાતો– લેખક શ્રી નવલકાન્ત ભાવસાર, મૂલ્ય રૂા ૦–૧૨–૦

## સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદનાં પુસ્તકો

૧૦ ગોસણી–લેખક શ્રી પ્રાણલાલ કા મુનશી, મૂલ્ય રૂા ૫–૮–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૧૧ પ્રલોભન–સંપાદક શ્રી શિવમ સુંદરમ્, પાકિસ્તાન–નવસર્જન કાર્યાલ આંકડિયા, કાઠિયાવાડ, મૂલ્ય રૂા. ૩–૦–૦
૧૨ સુવાસિની–લેખક પ્રો પ્રબોધ મહેતા, પ્રકાશક નવચેતન સાહિત્ય અમદાવાદ મૂલ્ય રૂા ૩–૦–૦
૧૩ પશુરાજ્ય–અનુવાદક શ્રી જયંતિ દલાલ, પ્રાપ્તિસ્થાન ભારતી સાહિત્ય અમદાવાદ મૂલ્ય રૂા ૧–૧૨–૦
૧૪ જૂનાગઢની લોકક્રાંતિ–લેખક શ્રી રતુભાઈ કોઠારી, પ્રકાશક વોરા એન્ડ કંપની મુંબઈ, મૂલ્ય રૂા ૩–૦–૦
૧૫ શ્રી વિશ્વવંદ્ય વિચારરત્નાકર–રચનાર શ્રી વિશ્વવંદ્ય, પ્રસિદ્ધ ઉપેન્દ્ર ભગવત્સ્માર્ક પ્રવૃત્તિ પ્રવર્તક શ્રેયસ્સાધકો, કારેલીબાગ, વડોદરા
૧૬ બસરી–લેખક શ્રી. કવિ મનુભાઈ ૨. રાવ, પ્રકાશક. લેખક પોતે, રૂા. ૧–૪–૦

છપાઇ સફાઇ અતિ સુંદર હોઇને સરસ આકર્ષક છે દરેક પુસ્તકાલય એનું આ થઇ જાય એ ઇચ્છવા યોગ્ય છે

૪ મનોરંજન—તંત્રી મુદ્રક અને પ્રકાશક શ્રી નંદલાલ મોહનલાલ ઠક્કર, એન એ ઠક્કર એન્ડ કું. પ્રિન્સેસ સ્ટ્રીટ. મુંબઇ–૨. વાર્ષિક લવાજમ રૂ. ૭–૮–૦

આપણે ત્યાં હાસ્યરસપ્રેરક સામયિકો નહિવત છે એવા હાસ્યરસાત્મક માસિક તરીકે કદ આ માસિક સૌ પ્રથમ હશે કેવળ હાસ્યરસને સમર્પણ થયેલ આ માસિક આપણે ત્યાં એક હશે ઇંગ્લેન્ડ અમેરિકાના માત્ર આ જ વિષયને અનુલક્ષીને પ્રકટ થતાં સામયિકો સંખ્યાબંધ હો છે, ત્યારે આપણે ત્યાં હજી હવે એ દિશામાં શ્રીગણેશ શરૂ થાય છે. એ દિશાનો પ્રથમ પ્રયા અવશ્ય આવકારપાત્ર છે એના પ્રથમ અંકમાં હળવા હાસ્યથી માંડીને અટ્ટહાસ્ય સુધીના લેખો ટુચકાઓ અપાયાં હોઇને ઠીક વાચન–પ્રેરક અંક તૈયાર થયો છે કેટલીક ઉણપો છતાં પ્રથમ હા સામયિક તરીકે અમે એને આવકારીએ છીએ અને ઉત્તરોત્તર આ સામયિક એની દિશા વિશિષ્ટતા પ્રાપ્ત કરે એમ ઇચ્છીએ છીએ પૃષ્ઠસંખ્યા અને કદ વગેરે જોતાં લવાજમ, સ છે કે, વધુ આકરૂ લાગે

૫ જયગુજરાત ( સાપ્તાહિક )— તંત્રી શ્રી મહેન્દ્ર શાંતિલાલ શેઠ, ખટાઉવ મુંબઇ નં ૪ વાર્ષિક લવાજમ રૂ ૫–૦–૦

આપણા અગ્રગણ્ય કલાકાર શ્રી રવિશંકર રાવળ, પ્રો. સી એન વકીલ શ્રી હરવ ત્રિવેદી અને શ્રી વિનાયક પંડ્યાના સંપાદકીય સહકારથી શરૂ થયેલું આ સાપ્તાહિક આ હળવા સાહિત્યના પ્રચારક પત્રોની હરોળમાં ઉભુ રહેવા બદલે ભવિષ્યમાં અગ્રસ્થાન લે એક માસ થયાં પ્રગટ થવા માંડ્યું છે એમાં સાહિત્ય સંગીત અને કલાના વિષયોથી વર્તમાન રાજકારણીય પ્રશ્નોની છણાવટ હળવે હાથે કરવામાં આવતી હોઇને સર્વસા વાચકવર્ગને પણ ગમી જાય તેવું આ સામયિક જણાય છે. એના છેલ્લા ચાર અંકો જોત હળવા સાહિત્ય સામયિકોની અગ્રહરોળમાં જઇ ઉભરશે એ નિ:શંક છે

કિતાબ—તંત્રી શ્રી નિસાર અહમદ, પ્રકાશક ટી એમ ઇસાભાઇ, બેગમપુરા, ઇ હાઉસ, સુરત. વાર્ષિક લવાજમ રૂ. ૫-૦-૦

ગઝલપ્રિય મિત્રો અને મુશાયરાની મહેફીલોના અગ્રસર ગણાતા ઉપર્યુક્ત તંત્રીએ " કિતાબ " માસિક પ્રગટ કરવા માંડ્યુ છે એમાં કાવ્યગાન, નાટિકા, વાર્તા વગેરે સાહિત્યસામગ્રી પીરસાય છે. ખાસ કરીને મુશાયરાપ્રેમી વાચકોને એ ખૂબ રોચક થઇ પ

૧૭ પજરી—લેખક શ્રી ધૈર્યચંદ્ર ર બુદ્ધ, પ્રકાશક ગુર્જર સાહિત્ય ભંડાર, લાઠી ( કાઠિયાવાડ ) મૂલ્ય રૂા ૨—૦—૦

૧૮ ફુલડાં—રચનાર શ્રી પ્રસન્ન, પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા ૧—૦—૦

૧૯ ગાડીવધર ગીતા—ભાગ ૧ થી ૩—લેખક શ્રી જમિયતરામ આચાર્ય, શ્રી પ્રણુદત્ત પ્રચારક મંડળ, રામસ્વામી આડી ખાતા, કરાંચી, મૂલ્ય વાર્ષિક લવાજમ રૂા ૪—૦—૦

૨૦ નવરાષ્ટ્રધર્મ વિધાન યાને વિશ્વધર્મ—ભા. ૧—લેખક શ્રી જમિયતરામ આચાર્ય. પ્રકાશક ઉપર પ્રમાણે, મૂલ્ય વાર્ષિક ઉપર પ્રમાણે

૨૧ રામભજનમાળા— લેખક પ્રકાશક મૂલ્ય ઉપર પ્રમાણે

૨૨ સિમકી તસ્વીરે (હિંદી) લેખક શ્રી ગિરિજાશંકર જોષી " મધુપ ", પ્રકાશક આવાઝ પબ્લીશર્સ, હમામ સ્ટ્રીટ ફોર્ટ, મુબઇ મૂલ્ય રૂા ૧—૧૨—૦

૨૩ અકસ્માતમા તાત્કાલિક ઉપાય—લેખક અને પ્રકાશક શ્રી રઘુનાથ ગંગારામ કદમ, બ્રાહ્મણ સભા પાછળ, દાંડીયા બજાર, વડોદરા. મૂલ્ય રૂા ૧—૨—૦

૨૪ પખીના મેળો—લેખક અને પ્રકાશક શ્રી મૂળજીભાઇ પી શાહ, વડોદરા મૂલ્ય રૂ ૧—૮—૦

૨૫ રાસલીલા લેખક પ્રકાશક ઉપર પ્રમાણે મૂલ્ય રૂ ૧—૦—૦

પ્રાથમિક શિક્ષણ — લેખક અને પ્રકાશક શ્રી, સોમાભાઇ કિ. પટેલ, મુ સુણાવ મૂલ્ય રૂા ૧—૮—૦

---

( અનુસધાન પાન ૪૭૭ )

**સા. પુ. વ્યાસવાસણા** ( તા આતન્બા )ને ૧૧ કામરાના શ્રી અંબાલાલ મગનલાલ ત્રિવેદી તરફથી; રૂા ૫) શ્રી કાશીનાથ હરજીવનરામ તરફથી રૂા ૫) ચોકસી મોહનલાલ છોટાલાલ રતનપુરવાળા તરફથી. રૂા ૧૧) શ્રી અંબાલાલ મગનલાલ તરફથી

**કરજણ મહાલ પૂ ના મંત્રી અધ્યાપકોનું એક સંમેલન** તા ૨૫-૪-૪૮ ના રોજ કરજણ મુકામે મળ્યુ હતુ તેમાં (૧) સેન્ટરવાર પુસ્તકાલયોની પ્રવૃત્તિની પુનર્ઘટના કરવા શ્રી સરકારને ભલામણ કરતો (૨) અધ્યાપકોને મધ્યવર્તી પુસ્તકાલયના પ્રમાણમાં પુરસ્કાર મળવા બાબતનો (૩) પુસ્તકાલય પ્રવૃત્તિ પાછળ વધુ ખર્ચ કરવા સરકારને ભલામણનો, (૪) પુસ્તકાલય પ્રવૃત્તિના વધતા જતા વિકાસ પ્રમાણે સરકારમદદ વધારવાની વિનતિ કરતો, (૫) સરકારના પ્રકાશન ખાતા તરફથી પ્રસિદ્ધ થતી પ્રકાશન પત્રિકાઓ આ પત્રિકાની માફક પુસ્તકાલયોના મંત્રીઓ તરફ મોકલવાનો વહીવટ રાખવા પ્રકાશન અમલદારને વિનતિ કરતો—એ પ્રમાણે ઠરાવો પસાર થયા હતા.




## પરદેશ ગમન કરતા પુસ્તકાલય કાર્યકર્તાને માનપત્ર



શ્રી મૂળચંદભાઈ લ પટેલ.

આ. પુ. વાલમના પ્રમુખ શ્રી મૂળચંદભાઈ લલ્લુભાઈ પટેલ તેમના ધંધાર્થે યુરોપ–અમેરિકાના પ્રવાસે જતાં તેમને અભિનંદન આપવાનો એક મેળાવડો સદર પુસ્તકાલયના સભાસદો તરફથી ગઇ તા ૨૮ ના રોજ વડોદરા ધારાસભાના સભાસદ શ્રી સાંકળચંદભાઇના પ્રમુખપદે યોજાયો હતો અને તેમને સફળ સફર ઇચ્છી હતી

શ્રી મૂળચંદભાઇ સદર પુસ્તકાલયને છેક ૧૯૩૫થી મદદ કરી રહ્યા છે તે બદલ તેઓશ્રીને આ અગાઉ શ્રીમંતના હીરક મહોત્સવ પ્રસંગે એક ચાંદ પણ એનાયત કરવામાં આવ્યો હતો તેઓશ્રીએ આ પુસ્તકાલય અંગેના વાચનાલયના મકાન માટે પણ ઉદાર દેણગી આપી હતી

અમે પણ શ્રી મૂળચંદભાઇને અભિનંદન અર્પી સફળ સફર ઇચ્છીએ છીએ અને વિદેશની પુસ્તકાલયપ્રવૃત્તિને લગતી કંઇક વિશેષતાઓ તેઓ પોતાના પ્રવાસ દરમિયાન મેળવે અને તેનો લાભ આપણને પણ આપે એમ ઇચ્છવા તેમને તેમના આ પ્રવાસમાં સફળતા ઇચ્છીએ છીએ

## નોંધી લેશો.

પુસ્તકોનાં પારસલો બાંધવાનું સાહિત્ય જેવું કે કંતાન તથા સુતળી વગેરેના ભાવ લગભગ ચારગણા વધી જવાથી મંડળમાંથી રેલવેમાર્ગે જાના થતાં પારસલો ઉપર સેંકડે સવા બે ટકા લેખે પેકિંગ ખર્ચ લેવાનું મંડળના વ્યવસ્થાપક મંડળે ઠરાવ્યું છે સભાસદ તેમ જ બીન સભાસદ સંસ્થા તથા વ્યક્તિઓ પાસેથી ઉપરના ધોરણે પેકિંગ ખર્ચ હવેથી લેવાય છે

## પુસ્તકાલયોને મદદ

આ. પુ. ટીંટોદણ ( તા વિજાપુર )ને રૂ ૫) લાડોલના પટેલ મફતલાલ ગોપાળદાસ તરફથી, ૧૦) દેથલ ( તા. કડી ) ના શ્રી ભિખાભાઇ ધનાભાઇ તરફથી

( અનુસંધાન પૃષ્ટ ૪૭૬ ઉપર જુઓ )

# અમારી એજન્સીનાં પુસ્તકો



## જીવન ચરિત્ર

મો. ન. અમીન જીવન અને કાર્ય ૨-૮-૦
માલવીયાજી સાથે ત્રીસ દિવસ ૩-૦-૦
ક્રીસ્ટોફર કોલમ્બસ " ૦-૬-૦
જીવનસંભારણા (શારદા મહેતા) ૨-૮-૦

## કાવ્ય સંગ્રહ

પ્રભાત પ્રાર્થનામાળા ૨-૦-૦
રાષ્ટ્રવીણા શ્રી. ગ પંડ્યા ૨-૦-૦
ફુલવેણી મૂળજીભાઇ શાહ ૧-૪-૦
રઘુરસિંયાના રાસ " ૦-૬-૦
રાસનિકુંજ " ૦-૧૨-૦
રાસપદ્મ " ૧-૮-૦
રાસકૌમુદી " ૧-૮-૦
તારાના તેજ " ૦-૮-૦
બાલવીણા " ૦-૧૨-૦
સ્મૃતિ નિકુંજ " ૦-૮-૦
પૂજારણ " ૦-૧૦-૦

## નાટક

સુગદર્શન મૂળજીભાઇ શાહ ૧-૪-૦
મછા ભૂત " ૦-૮-૦

અ સૌ. કુમારી યશવંત પંડ્યા ૧-૦-૦
મદન મંદિર " ૦-૧૦-૦

## વાર્તા-નવલકથા

નિરંજના મૂળજીભાઇ શાહ ૨-૦-૦
ત્રિનેત્ર " ૨-૦-૦
ફુલછાબ કે. હ. શેઠ ૨-૦-૦
જાતકકથાઓ ચંદ્રશંકર ભટ્ટ ૦-૧૦-૦
કુમાર વીરસેન ભાગ ૩ " ૦-૬-૦
રામસિંહ રાઠોડ " ૦-૬-૦

## આકર ગ્રંથો

બાલસાહિત્ય સર્વસંગ્રહ ભા. ૧-૨ ૨-૨-
જૂની ગુજરાતી ભાષા ૧-૧૨-૦

## ઇતર

ગ્રામચિત્રો ઇશ્વર પેટલીકર ૨-૮-૦
આબુનો પ્રવાસ મૂ. શાહ ૦-૪-૦

સામયિક ચિંતન

# નવી વાત

નાની સરખી કથરોટમાં મહારાજશ્રી કપડાં ધોઈ રહ્યા હતા બાજુ પર થોડા ખેડૂતો બેસી અનાજનો પ્રશ્ન ચર્ચી રહ્યા હતા હું પાસે જ હતો. એકાએક મહારાજ બોલી ઊઠયા' બાર કરતાં દશ વધુ અને દશ કરતાં આઠ વધુ ! આવુ તો કયાંય નથી ભણ્યા. અરે, પહેલી ચોપડીમાં ભણતા નિશાળિયાને જઈને પૂછો, તેય તમને હસી કાઢશે.

કપડામાથી મેલ કાઢતાં તેમણે ફરીથી કહ્યુ 'અનીતિથી મળેલા બાર કરતા દશ વધુ અને નીતિથી મળેલા આઠ વધુ" પછી તો એ કપડાં ધોવા લાગ્યા હું મારી ઓરડીમાં ગયો અને ખુરશી પર બેઠો આંખ મીચી મારી સામે 'બ્લેક' આવ્યા એક બે નહિ પચીસ, પચાસ, સો કાળાં બજાર આવ્યાં, માત્ર કપાસનાં જ નહિ લાકડાનાં, લોખંડનાં, બધાનાં મને થયુ આખુ જગત જ આવુ છે કે શુ ? આ તો 'લૂટે તેનુ ધન'નો જમાનો લાગે છે બધા જ લૂટે છે આ બિચારો ખેડૂત ! એને વર્ષો પછી આજે લૂંટ કરવાની તક મળી ત્યારે એ શા માટે ન લૂટે ? શા માટે એ લીલી નોટો ન જુએ ?

અને ભાઈ ! વાત પણ સાચી છે ધન અને નીતિને સબધ જ શો ? પૈસા પર કાંઈ ઓછુ લખાય છે કે આ પૈસામાં આટલી અનીતિ છે અને આટલી નીતિ છે ? અરે ભાઈ ! નીતિથી મેળવેલા પૈસાથી કઈ પા વાર કાપડ વધુ મળવાનુ છે ? જેટલું અનીતિથી મેળવેલા પૈસાથી મળશે એટલુ જ કાપડ નીતિથી મેળવેલા ધનથી તો પછી નીતિબીતિની પચાત શા માટે ? અને આ સાધુનેય જો નીતિ જ શીખવવી હોય, તો જાય શહેરમાં ને શીખવે પેલા વેપારીઓને, મિલમાલિકોને, અમલદારોને અમને એકલાને જ શા માટે ?

હુ વિચારમાં હતો ત્યાં સતબાલજીએ શરૂ કર્યું ' આપણી ચારે બાજુએ અનીતિ ચાલી રહી છે, આભ ફાટયુ છે, વેપારીઓનાં દિલ તો રીઢાં થઈ ગયાં છે પણ એ તો સમાજ-રૂપી ઝાડનાં બગડેલા પાંદડાં જેવાં છે સડીને ખરી પડશે તો તેથી કાંઈ ઝાઝું જવાનું નથી પણ ખેડૂત તો મૂળ છે, જગતનો તાત છે. એ નીતિ ચૂકે તે કેમ ચાલે ? તમારે હમેશાં કુદરતની સાથે રહેવાનુ છે સહેજ પણ ખોટુ થાય તો તમને ડખે છે થોડા દિવસ પરની વાત છે એક ખેડૂત આવ્યો કહે, " મહારાજ, મે પાચસો મણ ડાંગર પરદેશમાં મોકલી. મને થયુ, ઠીક

રૂપિયા મળી ગયા પણ થોડા દિવસ થયા ત્યાં મારો ૮૦૦નો બળદ મરી ગયો " બીજા ખેડૂતે કહ્યું, " મે કાળા બજારમાં ચોખા વેચ્યા તો છોકરો માંદો પડયો, બધુંય ગયું." ખેડૂતોના દિલ હજુ અનીતિથી રંગાઈ ગયાં નથી. તેમને કુદરતની સામે તાકીને જ જીવવાનુ છે તેથી તે બંનેએ કહ્યું, "અમારાં પાપનો બદલો મળી ગયો " વેપારી આવું નહિ વિચારે ખોટ જશે તો તે વધુ કમાઈ લેવાનો પાસો નાખશે એટલે જ અમે તમારી પાસે નીતિની આશા રાખીએ છીએ. બાંધેલે ભાવે અનાજ આપવું તમને પોષાતું ન હતું સરકાર આપણી હતી પણ તે ભાવે અનાજ લેવું એ અધર્મ હતો. રવિશંકર મહારાજે અને મે તમારા વતી અવાજ કાઢયો ગાંધીજીના પ્રયત્ને અંકુશ ગયો. એટલે જ હવે તમને કહેવાનું મન થાય છે અનીતિના પ્રવાહમાં તણાતા જગતમાં એક તમારી જ આશા છે. જો તમે સંગઠિત થઈ નીતિ પર ચાલવાનું નક્કી કરશો તો તમારા નૈતિક બળની અસર આખા જગત પર થશે."

મેઘ નીકળી ગયો કપડાં ધોવાઇ રહ્યાં તે ભાઇ ઉઠયા હું મારી ઓરડીમા ગયો મને થયુ: આ પૈસાએ તો આપણા દિલને સીલ લગાવી દીધી છે, આપણી બુદ્ધિને ભ્રષ્ટ કરી નાખી છે શું દુનિયામાં અર્થ સિવાય બીજું કાંઈ છે જ નહિ ? શું મનુષ્યના બધા સંબંધો અર્થને કાટલે જ તોલાય છે ? આપણી દુનિયાને તો જરા જુઓ ! બધાજ લૂટારા, અને જ્યા બધા જ લૂટારા હોય ત્યાં લૂટયા વગર કોણ રહે ! શાક લેવા જાવ, શાકવાળો ચારને બદલે છ આના પડાવી લેવા ચાહે છે, કાપડવાળો ૨૦ ને બદલે ૩૦ રૂપિયા પડાવી લેવા અને લોખંડવાળાને ૪૦ ના ૫૦ રૂ. જોઇએ છે. લૂટ, લૂટ ને લૂંટ ! અને છતાં ય તેમાં મઝા ! પણ કેવી દયાજનક સ્થિતિ ! જે લોખંડમાં લૂટે છે તે શાકમાં, કાપડમાં, લાકડામાં લુટાયા જ છે આ આપણો વેપાર !

ઉપરનું આંકડાશાસ્ત્ર આપણું મો ફેરવવા માગે છે લૂટારાઓની નહિ પણ દાતાઓની દુનિયા રચવાનો એને ઉમંગ છે અને એ તો ત્યારે જ બને કે જ્યારે આપણે સમજીએ, કે નીતિ-અનીતિ નોટોનાં કાગળીઆં પર લખાતી નથી પણ દિલમાં તો લખાય છે અંતરમાં અનુભવાય છે એ અનુભવને આપણે સાંભળતા થઇએ, અને દરેક ક્ષણે હું લૂટું નહી પણ સામાને માટે મારુ બધુ હોમી દઉં એવી ભાવના દિલમાં જગાવીએ વસ્તુ આપતાં પહેલા લેનારને એ પોષાશે કે નહિ, એમ વિચારતા થઇએ, અને એક એવો સમાજ પેદા કરીએ કે જ્યાં બધા જ દિલ ખોલી દેવાને બેઠા હોય, ત્યાં લૂટાય જ કોણ ? આ છે ઇશોપનિષદનો સમાજવાદ

આ આખું વિશ્વ ઇશ્વરમય છે તુ કોઇની વસ્તુનો લોભ મા કરીશ જગતની વસ્તુઓને ત્યાગીને ભોગવ

ઇશ્વર એ આપણો સમાજ, ને સમાજને અર્થે ત્યજીને ભોગવવાનો એમાં છે આદેશ

( "વિશ્વવાત્સલ્યમાંથી" ) —નવલભાઇ

# આસ્તેથી ઝડપ કરો.

'અરે ! આ મજૂરો પૈસા વધુ લે તેનુ દુઃખ નથી, પણ તેમણે કામ તો કરવુ જોઈએ ને' એક ખેડૂતે આજે સવારે કહ્યુ, 'પહેલાં તો દાડિયાં વહેલી સવારે ઊઠી કામે લાગી જતાં અને સાંજ પડે ઘઉંના વાડનો ઢગલો પાડી દેતાં આખો દિવસ રમતાં રમતાં કામ કરતાં આજ તો એથી ઊલટુ જ ! સૂરજ વાસ આમે ચઢે ત્યાં ચાન્બા પીને હળવેથી બહાર નીકળે અને કામ પણ બારએક વાગ્યા સુધી જ કરે ચારગણા પૈસા આપતાંય કામ ચોથા ભાગનું જ થાય'

એક મિલમ લિક મળ્યા 'અરે ભાઈ ! તમે મજૂરોની રોજી માટે લડો છો, પણ જવા દો ને વાત જ આ અમારી મિલમાં પહેલા જ્યારે મોંઘવારી નહોતી મળતી ત્યારે વાઇડિંગ ખાતામાં મજૂરો ૧૭–૧૮ રૂા નું કામ કરતાં હવે તો માંડ ૭ સાત રૂપિયાનું કામ થાય છે. ભાવનગરમાં તો આક ચાર રૂપિયા સુધી આવી ગયો'

પેલા આપણા ઓળખીતા સ્ટેશન માસ્તરને મળ્યો. તેય બબડતા હતા, 'એ જ ગાડી છે, એ જ એન્જીન છે, એ જ મજૂરો છે, ઓછા નહિ, પણ ઊલટા પાંચ વધ્યા હશે પહેલાં આ જ સ્ટેશન પર હું સાત ગુડઝ ટ્રેન ખાલી કરાવતો હતો, આજ માંડ ત્રણ ખાલી થાય છે. રેલ્વેય, શુ કરે ?'

મેં પૂછ્યુ 'એમ શા માટે ?'

Hasten Slow–આસ્તેથી ઝડપ કરો એ આજનુ મજૂરસૂત્ર છે. લડાઈમાં સરકારે ખૂબ માણસ રોકયાં હતાં હવે લડાઇ પૂરી થઇ છે એટલે ઓછાં માણસની જરૂર પડે અને મજૂર છૂટા કરવામાં આવે એટલા માટે તેમણે આ નવુ સૂત્ર અપનાવ્યુ છે. હમેશાં તમારાં ટેબલ ભરેલાં ને ભરેલાં દેખાય એવી રીતે કામ કરો

બાજુ પર બેઠેલા એક મૂક સેવક બોલી ઊઠયા, 'ભાઇ ! આ તો ઘણું ભયંકર કહેવાય મને થાય છે, તમારા શહેરના મજૂરોને તો આ કોઇએ શીખવ્યુ હશે, પણ ગામડામાં મજૂરોને આવુ કોણ ભણાવવા ગયુ હતું ! આ તો આપણા દેશને લાગુ પડતો ભયંકર રોગ છે આનાથી તો મને ડર છે કે જતે દિવસે આપણે આપણા હાથની કુશળતા ગુમાવી બેસીશુ જો આમ ને આમ ચાલે તો આપણા રાષ્ટ્રની કેટલી મૂડી વેડફાઇ જાય ?'

હું જેલમા હતો ત્યા મારે દવાખાનામા જવાનું થયુ સવારમાં એક યુરોપિયન નર્સ આવી મારી સાથેના દરદી બોલી ઊઠયા ફ્રકેડી આવી ! મને થયું આ શુ ? મે આજુબાજુ જોયુ પેલી યુરોપિયન નર્સ જોતજોતામાં હસતી વાતો કરતી ખબર પૂછતી એક પછી એક બધે ખાટલે ફરી વળી શી ચપળતા ! એકલી ચાર જણનું કામ કરી નાખતી એને હું તો જોઇ જ રહ્યો

આપણે ત્યાં પણ પહેલાં કેટલાંક માણસને લોકો સાત સમોલિયો કહેતા આ ઉપમા તો બળદ જુદી જુદી જાતની સાત સમોલે–હળની, ઘાણીની, કોશની, એક્કાની વગેરે–જોડાતો આમ જે બળદ સાતે સમોલે કામ આપે તે બહુ ઉત્તમ ગણાતો અને સાત સમોલિયો કહેવાતો પણ આજે તો એથી ઊલટુ જ થતુ જાય છે. આંખના દાકતરને કાનનું ન આવડે અને કાનના દાકતર દાંતનું ના જાણે અને તોય સ્પેશ્યાલિસ્ટ કહેવાય !'

(સાંધણુ સામેના પૃષ્ઠપર)

# સ્વપ્નદ્રષ્ટાનું સિદ્ધિપર્વ

૧૯૧૧માં 'ગુજરાતની અસ્મિતા' અને 'ગુજરાત એક અવિભાજ્ય' એ મંત્ર સાહિત્ય દ્વારા વ્યક્ત કરવાનું, ૧૯૨૩માં ગુજરાતના એક સાંસ્કૃતિક વ્યક્તિ તરીકે દર્શન કરવાનું અને આજે જ્યારે એ સ્વપ્નાં સિદ્ધ થતાં જાય છે–લગભગ થઇ જવા આવ્યાં છે–ત્યારે આ પ્રમુખસ્થાનેથી આશિવચન ઉચ્ચારવાનું મને એણે સદ્ભાગ્ય આપ્યું જો ઇશ્વર પ્રત્યે મારી એક પ્રાર્થના હોય તો એ કે એ સિદ્ધ જલદી થઇ જાય

## ભારતના ઘડતરમાં ફાળો

૧૯૦૭માં ગુજરાતને નષ્ટ સામ્રાજ્યોનું કબ્રસ્તાન Grave of vanished Empires ની ઉપમા મેં આપી હતી. ચાલીસ વર્ષે આજે ગુજરાતને હું એક ઉગતી વિશ્વશક્તિના ગણેશદ્વાર Main gate of a rising world power ની ઉપમા આપી શકું આ ચાલીસ વર્ષમાં ગુજરાતીઓએ દેશને ઘણો સમૃદ્ધ કર્યો ને એ ક્ષેત્ર સમૃદ્ધિની લહાણ કરી એમણે ઘણાં ક્ષેત્રો ખેડયાં ને નવા વિજયો મેળવ્યા ઘણી સેવા કરી અને ઘણો ત્યાગ પણ કર્યો વિદ્વાનો રાજવીઓ ને મુત્સદ્દીઓ, વ્યાપારીઓ ને સામાન્ય વર્ગીઓએ કંઇ કાઇ ક્રાંતિઓ સાધી અને ભારતના અવનવીન ઘડતરમાં મોટો ફાળો આપ્યો

## કૃષ્ણચંદ્રની કૌમુદી ઉજવો.

પણ માત્ર ચાલીસ વર્ષ પાછળ શા માટે જોઉં ? સો વર્ષ પર નર્મદે 'ગરવી ગુજરાત' ગાયું ને દયાનંદે રાષ્ટ્રધર્મનો પાયો નાખ્યો પૂજ્ય બાપુ ગુજરાતીઓને અંધકારમાંથી પ્રકાશમાં લઇ આવ્યા. ગાંધીજી તો રાષ્ટ્રના, સમસ્ત વિશ્વના ને સનાતન કાલના પણ આપણા પહેલા કવિએ તો ગુજરાતના 'કૃષ્ણચંદ્રની કૌમુદી ઉજવો' કહ્યો આજે તો એ ગાંધીજીના ગૌરવે ગરવો પણ છે એ ઉજ્જવળતા અને ગૌરવ આપણું ભાવિ ઘડશે એ વડે જ આપણે નવવિધાનનો ભાર ઉપાડવામાં મદદ કરી શકશું

---

(સામેના પૃષ્ઠનું અનુસંધાન)

આજે તો દુનિયામાં આર્થિક હરિફાઇ ચાલી રહી છે. એવે સમયે આપણી આવી દૃષ્ટિ ખરેખર આત્મહત્યા જેવી જ ગણાય આજે કામના એક કલાકના આંતરરાષ્ટ્રીય એકમ કરતાં ૧ અમેરિકાનો આંક વધુ છે, જ્યારે આપણો એ આંક .૦૭ છે જો જગતમાં આપણે ટકવું હોય તો આપણે આપણો એ આંક વધારવો જોઇએ આજે આપણને એ તક મળી છે જગતમાં જે જે દેશો આગળ આવ્યા છે તેમને આ આંક વધારી રાષ્ટ્રીય ઉત્પાદન વધારવું જ પડયું છે અમેરિકામાં એક કલાકમાં જેટલું ઉત્પાદન મળે તેના ચૌદમા ભાગનું ઉત્પાદન આપણને મળે છે અને આ અંતર વધતું જ જાય છે જો આપણે ટકવું હોય તો કાર્યદક્ષતા મેળવવી જ પડશે

યોગની એક વ્યાખ્યા કર્મમાં કુશળતા છે જે કામ એક માણસ કલાકે કરી શકે તે જ કામ જો બીજો માણસ તેટલી જ સારી રીતે ૦॥ કલાકમાં કરી આપે તો કુશળ ગણાય. આજે તો આપણે દિવસે દિવસે આપણાં હાથ મન અને બુદ્ધિની કુશળતા હણી રહ્યા છીએ યોગભ્રષ્ટ થઇ રહ્યા છીએ *

પ્રવાસી—'

* "વિશ્વવાત્સલ્ય"માંથી

## ચારે તરફ શૂન્યતા

ગાંધીજી આજે નથી એ મારાથી કલ્પાતુ નથી મે એમને એક વાર સૂર્યનારાયણ સાથે સરખાવેલા. જ્યાં એમનાં કિરણો પડે ત્યા ફળદ્રપતા સાપડે એ ગયા, આપણા હૈયા હજી રડે છે ચારે તરફ શૂન્યતા ભાસે છે, છતાં એક આશ્વાસન આપણે લઇ શકીએ સૂર્યબિંબ હરત થયુ ખરૂ, તેના પ્રેરણાતેજથી ક્ષણે ક્ષણે નવપલ્લવો ફુટયા જાય છે ને જવે એ ગયા-રાષ્ટ્રવિધાયક, સમ્રાટ પયગબર ને યોગી એ તો ઋષિમુનિઓના સઘમા જઇ ભળ્યા ને જગતમા કોઇએ નહિ કલ્પેલા એવા ભવ્ય અવસાનના ધણી થઇ ગયા, સાથે આપણને અવિરત સામર્થ્યનો વારસો આપી ગયા

રડતુ હૃદય તો છાનુ રાખવુ જ રહ્યું એ વારસાનુ રક્ષણ ને અભિવૃદ્ધિ એ જ હવે આપણુ કર્તવ્ય થઇ પડયું છે ભારત સ્વતત્ર થયુ આપણા પ્રશ્નો ને દૃષ્ટિબિંદુ પલટાઇ ગયા પરિસ્થિતિને નવા ધ્યેયો નવા નિર્ણયોની અગત્ય દર્શાવી રહે છે

આપણે સદ્ભાગ્યે ગુજરાતની મહત્તાના અર્વાચીન અવતાર સરદાર ગુજરાતને અને ભારતને ઘડી રહ્યા છે ગાધીજીની મહત્તા જગજાહેર છે, એ તો કર્તવ્ય અને વાણી બન્નેના સ્વામી હતા થોડાક જ સરદારની મહત્તાનુ માપ કાઢી શકે છે, કારણ કે એ તો નેપોલિયનના સૂત્રમા માને છે " શબ્દો જવા દો-કરણીથી જ જવાબ દો " સિદ્ધરાજ જયસિંહે શસ્ત્રોથી ગુજરાત એક કર્યું, પરશુરામે, અશોકે, સમુદ્રગુપ્તે ને અકબરે શસ્ત્રબળે ભારતને એક કર્યું સરદારે તો એ પ્રવૃતિઓ આદરી

## સરદારનું અગ્રસ્થાન

પદરમી ઓગસ્ટે ભારતના ૫૭૨ ટુકડા હતા, આજે ત્રણ ચાર અપવાદો સિવાય ભારત એક થઇ ગયુ છે ત્રણ મહિના પહેલા ગુજરાતીઓના ૨૫૦ ટુકડા હતા, આજે માત્ર ચાર જ રહ્યા છે આ એકતા શસ્ત્રબળે નથી રચાઇ, માત્ર મુત્સદ્દીગીરીથી બની છે આજે ભારતવાસીઓના હૃદયમા એમનુ સ્થાન છે અને સુરક્ષિતતાની મૂર્તિરૂપે ભારતના રાષ્ટ્રવિધાયકોના કીર્તિમંદિરમા એ તો અગ્રસ્થાને બિરાજે છે

પણ હુ તો બ્રાહ્મણ-સ્વભાવે લોભિયો ખરો ? ડુગરપુર, વાસદા, ને ઝાબુઆ રાજસ્થાનમા ગયા એમા ગુજરાતીઓને અન્યાય થયો માનુ છુ શિરોહી પણ ગુજરાત સિવાય બીજા સમૂહમા જાય એ પણ અસ્વાભાવિક છે, એ ન થવુ જોઇએ, ઉદયપુરની બહારના ભીલના પ્રદેશો મહાગુજરાતની બહાર રહે એ પણ ખોટુ આબુ ગુજરાતનો ઉત્તમ સ્તંભ, નદુરબાર પૂર્વદ્વાર, વસઇ દક્ષિણદ્વાર, આપણે ગુજરાતીઓ મુબઇ પ્રાતમા ફેરફાર માગતા નથી આપણે તો માત્ર એટલુ જ ઇચ્છીએ છીએ કે ગુજરાતીઓ બધા એક પ્રાન્તના રાજ્યવર્તુલમા આવી જવા જોઇએ

## નવીન ભારતમાં ગુજરાત

આપણી એકતા હવે બ્રિટિશ લશ્કર પર અવલંબતી નથી-એ તો ભારતના સ્વાતંત્ર્ય પર ટકી રહી છે, એટલે એ જ દૃષ્ટિએ આપણે વિચાર કરવો રહ્યો નવીન ભારતમા ગુજરાતનુ સ્થાન સીમાપ્રાતનુ છે હવે બ્રિટિશ જહાજો આપણુ રક્ષણ નથી કરતા, સિંધ ભારતમા નથી સૌરાષ્ટ્ર, કચ્છ, રાધનપુર, મારવાડ, અરે નાનકડા સૂઇ ગામે આતરરાષ્ટ્રીય સીમાનું જોખમભર્યું

ગૌરવ પ્રાપ્ત કર્યુ છે પાંચ આતરરાષ્ટ્રીય બદરો મહાગુજરાતમા છે થોડા વખતમાં વાયુયાનનાં મોટા મથકો આપણે ત્યા ઉભા થશે આ નવી જવાબદારી, નવા સામુદાયિક પરાક્રમો માગી રહી છે તમે શુ કરશો ? " શુ શા પૈસા ચાર ",તમારો ઉદ્ધાર નહિ થાય એ ચોક્કસ સમજજો

## માનસ બદલવુ ઘટે

પહેલું પરાક્રમ તો આપણે સામુદાયિક માનસ બદલવાનુ ઘટે છે માત્ર પૈસા બનાવ્યે મોજશોખ કર્યે વ્યાપાર ઉદ્યોગ વધાર્યે હવે નહિ ચાલે આપણે સૈનિક બનવુ જોઇએ ભારતીય સૈનિકના, નૌકાદળના, વાયુ દળના આ કામ જરા અઘરૂ છે, કારણ કે આપણને ગાદી પર બેસી ચોપડા લખવા ગમે, કાર્યાલય-માં જઇ કાગળ લખવા રૂચે કે ખાટલામા સૂઇ નવલકથાઓ વાચવામા રસ પડે પણ હવે વિરાટ સામર્થ્ય વિના ભારતનો ઉદ્ધાર નથી, અને યુદ્ધવિષયક તત્પરતા વિના ગુજરાતનો મોક્ષ નથી

ગુજરાતન સરક્ષણ ને એકતાના પ્રશ્ન સાથે ગુજરાતના માર્ગવ્યવહાર-Communications ને મેરો પ્રશ્ન જોડાયેલો છે ગુજરાતના રસ્તાઓ ને રેલવેઓ ઐતિહાસિક અકસ્માતથી અને જુદા જુદા રાજ્યોની સગવડ પ્રમાણે બધાય છે હવે આપણે મુબઇથી આબુ ને મારવાડ અને દાહોદથી કુડલા, રાજકોટ જૂનાગઢ ને ઓખા સુધી ઘોરી રસ્તા અને પહોળા માપની આગગાડીઓની જરૂર છે. અર્વાચીન જગતમા ઘોરી રસ્તાઓ, રેલવેઓ, વ યુમાર્ગો જેવા ગન્યમાગો તો સમુદ્રિક ઘોરી નસો છે. એમાથી જીવનનો પ્રવાહ સમગ્ર પ્રદેશ, શરીરની શક્તિ અને સમૃદ્ધિ આપે છે ભવિષ્યનુ માર્ગવિધાન એ સમસ્ત ગુજરાતની એકતાની દૃષ્ટિએ થવુ જોઇએ

## ગુજરાત વિદ્યાપીઠ

બીજો એક પ્રશ્ન ગુજરાતની વિદ્યાપીઠનો છે ૧૯૪૨ થી તો મે એને મારૂ એક પ્રિય ધ્યેય બનાવ્યુ છે ગુજરાત વિશ્વવિદ્યાલય સમિતિ ૧૯૨૭નુ વડોદરા યુનિવર્સિટી અને ગાયકવાડી સરકારે નીમેલી વડોદરા યુનિવર્સિટી સમિતિ બધાની સાથે મારો સબધ રહ્યો છે આણદ કૃષિગોવિદ્યાભવન અને કૃષિવિદ્યા કોલેજ અને બિરલા વિશ્વકર્મા વિદ્યાલય સાથે પણ હુ સંકળાયેલો છુ ત્યા પણ સંચાલકો વિદ્યાપીઠનાં સ્વપ્નો સેવે છે જ્યારે ગુજરાતનુ રાજકીય ચિત્ર દિને દિને બદલાતુ જાય છે, જ્યારે આખાનો નકશી નજર સામે આવતો થયો ત્યારે આ અનેક પ્રયત્નો આપણે સઘળાએ ભેગા મળી કેન્દ્રિત કરવા જોઇએ અને સ્થળને માટે સરદારશ્રીનુ માર્ગદર્શન મેળવવુ જોઇએ

આપણે તો જગવિખ્યાત વિશ્વવિદ્યાલય સ્થાપવાનું છે, ઢીંગલીનુ ઘર નથી જોઇતુ. અત્રે વખતે મુબઇ સરકારે વિશ્વવિદ્યાલયની તૈયારી કરવી જોઇએ મહારાષ્ટ્ર વિદ્યાપીઠ માટે ઝપાટાબેર તૈયારીઓ-સ્થળની, મકાનની, આર્થિક વ્યવસ્થાની-ચાલે છે ગુજરાતને માટે એ આટલો વિલબ કેમ સેવે છે ?

ત્રીજો પ્રશ્ન આપણા ગુજરાતની ભૌગોલિક સમૃદ્ધિનો આપણેનો સમુદ્રતીરવાસીઓ છીએ અને ગુજરાત-પુરાણો અનુપદેશ નદીઓના મુખોનો પ્રદેશ છે, પણ સાથે સાથે દરિયો વર્ષે વર્ષે આપણી જમીન ખાતો જાય છે ને રજપૂતાનાનુ રણ વર્ષે વર્ષે ગુજરાતમાં આક્રમણ કરતુ જાય

છે ભરૂચના અંભેટા ગામમાં જ્યા ગગા દાદાના સમૃદ્ધ ખેતરો હતા ત્યાં આજે વાવેતર અવરૂં થઇ પડયુ છે સરસ્વતીમા જ્યા હોડીઓ ફરતી ત્યા આજે પગની આગળી ભીજાય એટલુ પણ પાણી નથી આ પ્રશ્નો પર તો આપણે હજુ વિચાર પણ નથી કર્યો *

બ્રિટિશ રાજ્યની પ્રણાલિ હતી કે ગુજરાતમા જલપોષણ-Irrigation ની વ્યવસ્થા બને ત્યા સુધી નહિ કરવી, કાલેજ વાચ્યુ કે આજ સરકારે એ પ્રણાલિકાનો ભગ કરી જલપોષણ યોજના અમલમા મૂકવાનો નિશ્ચય કર્યો છે આ પ્રશ્નનો પૂરેપૂરો ઉકેલ અઘરો છે, એ હુ કબૂલ કરુ છુ પણ આ પ્રશ્ન જ પૂરવાર કરે છે કે ગુજરાતીઓનુ એકીકરણ ઘણુ જરૂરનુ છે

## કૃષિગોવીદ્યા

કૃષિગોવિદ્યાના વિકાસ વિશે વધારે કહેવાની જરૂર નથી પણ આણદની કૃષિગોવિદ્યા મે ખોલી ત્યારે મને પણ ખ્યાલ ન હતો કે આવી સસ્થા કેટલી ફાયદાકારક નીવડશે આજે એ સસ્થાના થાણા સુરત અને અમદાવાદમા છે જો ગાયકવાડ સરકાર અને રાષ્ટ્રની સરકાર પૂરતો સહકાર આપે તો એ સસ્થા ગોવર્ધનના કાર્યમા ગુજરાતના દરેક વિભાગમા વિકાસ સધી શકે

આ સસ્થા સાથે મારો સબધ છે તેથી હુ આમ નથી કહેતો, પણ અર્વાચીન જમાનામા નાની છૂટી છવાઇ સસ્થાથી ઉત્કર્ષ સધાય એમ નથી, જેમ મોટી થાય તેમ તે વધારે પ્રખર શિક્ષણો ગખી શકે, સશોધનમા વધારે પૈસા ખરચી શકે અને વધારે વૈજ્ઞાનિક વિકાસનો લાભ આપી શકે મારુ ચાલે તો હું દરેક જીલ્લામાં એક ગોવર્ધનકેન્દ્ર સ્થાપુ અને અમારી સસ્થાદ્વારા ગોકુલો Herds of cattle-ની અભિવૃદ્ધિ પ્રસારુ પણ ' વો દિન કહસે કે મિયાકે પાઉમે જુતિયા ! '

## શારીરિક સપત્તિ

અત્યંત અગત્યનો સવાલ તો આપણી શારીરિક સપત્તિનો છે આપણા યુવક યુવતીઓએ ઘણી દિશામા પ્રગતિ કરી છે, પણ એમના શારીરિક વિકાસ પર હજી આપણે ધ્યાન આપ્યુ નથી, આપણા આહાર પર આપણે ધ્યાન આપ્યુ નથી આપણી સ્ત્રીઓની નિર્બળ થતી જનનશકિતનો આપણે વિચાર કર્યો નથી

મુબઈનો એક પ્રખ્યાત જનનાલયના સચાલકે એક વાર મને કહ્યુ હતુ કે બધી કોમની સ્ત્રીઓ કરતા ગુજરાતી સ્ત્રીઓ જનન જેવા સામાન્ય નૈસર્ગિક અને અનિવાર્ય કાર્યમા ઘણી જ અસફળ નીવડે છે વધારે પ્રમાણમા મરે છે અથવા નિર્બલ રહે છે એનુ કારણ મને આપ્યુ કે ગુજરાતી સ્ત્રીઓ કસરત ઓછી કરે છે ને દૂધ ઘી ઓછા ખાય છે એમને ટાપટીપ માટે પૈસા સાચવી રાખવા છે અને જાડા થઇ જવાની બીક લાગે છે ! આ મજાક નથી નગ્નસત્ય છે આપણી સ્ત્રીઓના શરીર ન સુધરે તો આપણો વેલો ક્ષીણ થઇ જવાનો આ વિષયમા દેશી ઢબના અને અગ્રેજી ઢબના આપણા વૈદ્યોનો લોકમત કેળવે તો જ પ્રગતિ થાય

" ગુજરાત એક અને અવિભાજ્ય "ની માળા મે જપી છે, હવે સાથે એક, અવિભાજ્ય અને અભેદ્ય બને, એ મત્રનો જાપ આપણે જપવો રહ્યો ગુજરાતની ' અભેદ્યતા ' માત્ર માળા જપે આવે; એમ નથી ગુજરાતી મુત્સદ્દીઓ અને ચિન્તકો ભેગા મળી પ્રગતિની યોજના અમલમા આણે ત્યારે બને એના કેટલાક ફાયદા તો મે ગણાવ્યા ઘણા બીજા ગણાવી શકુ પણ એનો

હિંદમાં ચળવળ, પોતાના કાર્યમાં ઓતપ્રોત થઈ જવાની તેમની આ શક્તિનું આપણને સારૂ દિગ્દર્શન કરાવે છે અને તેમની આ શકિતને લીધે જ મે ઘણી વેળા કહ્યું છે કે, તેમનાં કાર્યોમાં આપણે છુપાઈ રહેલી ધર્મવૃત્તિને જોઈ શકતા હતા.'

'આ મહાન પુરૂષનો સેવામંત્ર પ્રૌઢ હતો, તેની કિંમત તેઓ કેટલી સમજતા હતા તે બતાવવા સાથે એ પણ બતાવ્યું કે જ્યાં એકનિષ્ઠાથી અને સત્યને જ વળગીને કાર્ય કરવામા આવે છે ત્યાં હિમાલયના જેવડી લાગતી અડચણો પણ ઝપાટાથી દૂર કરી શકાય છે.'

'આ જમાનામાં રાજ્યદ્વારી સંન્યમીજ સંન્યાસને દીપાવી શકવાના છે બીજા પ્રાય ભગવું સજવનારા જ હશે શુદ્ધ ધર્મમાર્ગે જનારો કોઈપણ ભારતવાસી રાજ્યપ્રકરણી કાર્યોમા ભાગ લીધા વિના ભાગ્યે જ રહી શકે, એટલે બીજા રૂપમાં કહેતાં શુદ્ધ ધર્મમાર્ગી લોકસેવાનો અંગીકાર કર્યા વિના રહીજ શકતો નથી રાજ્યતંત્રની જાળમાં આપણે બધા એટલે બધે દરજ્જે ગુંચવાઈ ગયા છીએ કે રાજ્યતંત્રમાં પડયા વિના લોકસેવા સંભવિત નથી જે ખેડુતો અસલના વખતમાં રાજાધિકારી કોણ છે તેને વિષે અજ્ઞાન રહેવા છતાં પોતાનું સરળ જીવન નિર્ભયપણે ગુજારી શકતા હતા, તેઓની એવી નિરાળી સ્થિતિ હવે રહી નથી આવે સમયે તેમનુ ધર્માચરણ રાજ્યપ્રકરણી સ્થિતિને અવલંબીને હોવું જોઈએ. આ મહત્ત્વનો સ્વીકાર આપણા સાધુઓ, ઋષિઓ, મુનિઓ, મૌલવીઓ, પાદરીઓ કરે તો સ્થળે સ્થળે હિંદ સેવક સમાજ હોય, અને ધર્મવૃત્તિ હિંદુસ્થાનમાં એવું વ્યાપક સ્વરૂપ પકડે કે જેથી રાજયતંત્ર જે અળખામણું થઈ પડયુ છે તે શુદ્ધ થાય, હિંદુસ્થાન જે ધાર્મિક સામ્રાજ્ય ભોગવતું હતું એમ આપણે જાણીએ છીએ તે સામ્રાજ્ય તે પાછું ભોગવે, હિંદનાં બંધનો એક ક્ષણમાં તૂટે અને એક પ્રાચીન દૃષ્ટિએ પોતાની અમર વાણીમાં વર્ણવેલી સ્થિતિ ઉત્પન્ન થાય. લોખંડનો ઉપયોગ તરવાર બનાવવામાં નહિ, પણ હળ બનાવવામા થશે, અને સિંહની સાથે ઘેટા મિત્રભાવે વિચરશે. એવી સ્થિતિ ઉત્પન્ન કરનારી પ્રવૃત્તિ ગોખલેજીના જીવનનો મંત્ર હતો, એજ તેમનો સંદેશો છે.

—શ્રી. કૃષ્ણદાસ ચિતલિયા

---

# સાચા જ્ઞાનની સમજ

હું એક ગામડામાં ગયો હતો ત્યાં દિવસે બૈરાંઓ બહાર આવી શકતાં ન હતાં રાત્રે તેઓ મારી પાસે આવ્યાં ગાંધીજીના અવસાનથી તેઓને દુઃખ થયું હતું, પણ ગાંધીજી કોણ હતા અને શું હતા તેની તેઓને ખબર ન હતી તેઓએ મને પ્રશ્ન પૂછ્યો 'ગાંધીજીની ગાદીએ કોણ બેઠું ?' તેઓમાં ગાંધીજી તરફ ખૂબ જ ભક્તિભાવ હતો, પણ સાચી હકીકતથી તેઓ અજ્ઞાત હતાં

સ્વરાજ મળ્યું છે, આપણા જ માણસો તેનું સંચાલન કરી રહ્યા છે, પણ સામાન્ય જનતાને તે રાજદ્વારી વિચારોની ખબર નથી તેનો ફક્ત અમલ કરવાનું તે જાણે છે, એટલે સાચું સ્વરાજ વ્યાપક થયું નથી એકબીજા સાથે સમભાવથી રહેતા શીખવું તે સાચી કેળવણી હું જ્યારે જેલમાં હતો ત્યારે મારા સાથીઓને તાવ આવતો કે બીજી મુશ્કેલીઓ નડતી ત્યારે અમે જેલના સુપ્રિન્ટેન્ડન્ટને તે વિશે વાત કરતા. ત્યારે તે અમને 'ચૂપ' રહેવાનો હુકમ કરતા અને કહેતા કે બીજાને માટે બોલવાનો તમને અધિકાર નથી સ્વરાજ્યમાં દરેક વ્યક્તિને પોતાના વિચારો દર્શાવવાનો અધિકાર છે

૧૫ મી ઓગસ્ટે જે સ્વરાજ આપણને પ્રાપ્ત થયું તેને માટે પૂ. ગાંધીજીએ ત્રીસ વર્ષથી જહેમત ઉઠાવી હતી તેઓ ગામેગામ ફર્યા હતા અને લોકોમાં સાચી જાગ્રતિ લાવવા પ્રયત્ન કર્યો હતો. તો પણ હજુ સુધી આપણે પૂરેપૂરા ગાંધીજીને સમજી શક્યા નથી ગાંધીજીનાં દર્શન કરવામાં અને તેમની જય બોલવામાં લોકોએ જે શક્તિ ખર્ચી છે તેમાંની થોડી શક્તિ પણ તેમને સમજવા પાછળ અને તેમનો સંદેશ ઝીલવા પાછળ ખર્ચી નથી

૧૫ મી ઓગસ્ટને દિવસે ગામેગામ સભાઓ યોજવામાં આવી હતી, સમારંભો ગોઠવવામાં આવ્યા હતા અને બધાના ગળાં બેસી ગયા હતાં, પણ કોઈને સાચું સ્વરાજ શું તેની ખબર ન હતી આપણો રાષ્ટ્રધ્વજ કે જેને માટે કેટલાંએ અમૂલ્ય બલિદાનો અપાયાં છે તેની સાચી સમજ કોઈને ન હતી, તેથી લોકોએ, પેરેસ્યૂટનાં કાપડના, મિલના કાપડના તેમ જ સાચા રંગો પણ છાપ્યા વગરના ધ્વજો ઘર ઉપર તેમ જ દુકાનો ઉપર ફરકાવ્યા હતા એવી બીકે કે રખેને તેઓ પાછળ રહી જાય અથવા તેઓનું કંઈક ઓછું કહેવાય

વિદ્યાર્થીઓ જેઓ પોતાને કેળવાયેલા માને છે તેમની પાસે પણ સાચી સમજણ નથી તેઓ છાપાઓમાંથી વિચારો લે છે, અને તેની ઉપર ચર્ચાઓ કરે છે જવાહરલાલનો આ મત છે અને સરદારશ્રીનો આ મત છે, તેમ છાપાઓમાંથી વાંચીને તે ઉપર ચર્ચા કરે છે, પણ સ્વતંત્ર રીતે વિચારેલો એક પણ વિચાર તેઓની પાસે નથી. તેઓની પાસે સાચી દૃષ્ટિ જ નથી તેને માટે કેળવણી બદલવી જોઈએ કેળવણીનો અર્થ જ્ઞાન, અને જે સ્વતંત્ર રીતે વિચાર કરવાની સાચી દૃષ્ટિ આપે તે જ જ્ઞાન

બાળક જન્મે છે ત્યારથી દરેક માણસ તેનામાં ખૂબજ જ્ઞાન ભરી દેવાની ઉતાવળ કરે છે. તેનો સ્વતંત્ર વિકાસ વિચારવાને બદલે તેનામાં બહારથી ખૂબજ જ્ઞાન રેડવામાં આવે છે તેને

લીધે અપચો થાય છે, જ્ઞાન વિકૃત થાય છે અને અકાળે મળેલું જ્ઞાન ભયંકર નુકસાન કરે છે આ કાચી કેરી ખાવા જેવું છે અમે નાના હતા ત્યારે કાચી કેરી ઝાડ ઉપરથી તોડતા અને તેને પાકી કેરી જેવી બનાવવા બારણાંની સાંખમાં ભીંસતા અને પછી તેને ખાતા અને પાકી કરીને ખાધાનો આનંદ માણતા આ રીતે કાચી કેરી ખાવા જેવી આ કેળવણી છે

બહારથી કોઈએ ઉપજાવેલું જ્ઞાન નકામું છે. ગોખેલા જ્ઞાનથી તાત્કાલિક સારું પરિણામ આવે છે, પણ તે સ્થાયી અસર મૂકી શકતું નથી હું ઓખામંડળ ગયો હતો ત્યાં રાજ્ય તરફથી ફરમાન જાહેર કરવામાં આવ્યું હતું કે જે કૂવો ખોદાવશે અને જો તેમાં પાણી નિકળશે તો રાજ્ય તરફથી તેને અમુક રૂપિયા મદદ મળશે હવે કૂવા બે જાતના હોય છે એક એવા કે જેને ચૂવા ઉપર આધાર રાખવો પડે અને બીજા એવા કે જેમાં પાતાળમાંથી પાણી આવતું હોય પણ આ લોકો તો બહારથી પાણી લાવીને થોડે સુધી ખોદેલા કૂવામાં રેડતા અને બતાવતા કે કૂવામાંથી પાણી નીકળ્યું છે ને ઑફિસર પણ તે સાચું છે તેમ મંજૂર રાખતો કારણ કે તેને પણ તેમાંથી લાભ મળતો બહારની કેળવણી આના જેવી છે તે બહારથી રેડેલા પાણીની જેમ થોડો વખત દેખાય છે અને પછી અદૃશ્ય થઈ જાય છે. એ સાચી કેળવણી નથી. આપણે તો પાતાળકૂવા જોઈએ છે એટલે હૈયાઉકલત લાવી શકે તેવી કેળવણી જોઈએ છે. બહારથી રેડેલું જ્ઞાન નહિ, પણ અંતરમાંથી સ્ફુરેલું જ્ઞાન જોઈએ છે

-દુર્ભાગ્યે આપણે ત્યાં છથી બાર ટકાએ જ આ કેળવણી લીધી છે, નહિ તો આપણો નાશ થઈ જાત બીજા આપણા નેવું ટકા લોકો તો હૈયાઉકલતથી જ કામ કરે છે તે જ સાચી કેળવણી છે

દાદા શબ્દ જ્યારે જેલમાં હું બાબા એરેકમાં હતો ત્યારે વિદ્યાર્થીઓએ મને સંબોધેલો. મને વિદ્યાર્થીઓ તરફ ભાવ હતો તેને લીધે તેઓ મારી પાસે આવતા અને વાતો કરતા તેઓએ મને 'મહારાજ' કરતા 'દાદા' શબ્દથી સંબોધવું વધારે પસંદ કર્યું ત્યાં પણ અંદર અંદર કેણ કેટલું ભણેલો છે અને કોણે કેટલી ડિગ્રીઓ મેળવી છે તેની વાતો ચાલતી અને જે વિદ્યાર્થીઓએ ઓછી ડિગ્રી મેળવી હતી કે ઓછું ભણ્યા હતા તેઓ નાનમ સમજતા અને તે મેળવવા ઇચ્છા તેમ જ પ્રયત્ન કરતા હતા આ સાચી કેળવણી નહિ, પણ કેળવણી માટેનો ખોટો મોહ છે.

ગાંધીજી જેને બુનિયાદી તાલીમ કહે છે તે જ સાચી કેળવણી છે જીવન જીવવાની કળા તેનું નામ [illegible] જીવનમાં કયા ગુણો વિકસવા જોઈએ અને કઈ કુટેવો પડવી જોઈએ તેને માટે જે સાચી સમજ આપે તે કેળવણી કેળવવું એટલે ટેવ હોવી સારી વસ્તુઓ કરવાને માટેની આપણે ટેવ પાડવી જોઈએ જેમ જમતી વખતે જમણો હાથ જ આપણે આગળ લાવીએ છીએ, તેમ સાચી વસ્તુ કરવાની આપણે ટેવ પાડવી જોઈએ સમૂહમાં કેમ બેસવું, કેમ ચાલવું, કેમ જમવું, સુખદુઃખની વખતે કેમ રહેવું એની સાચી સમજ એ જ સાચી કેળવણી આ જાતની જે હૈયાઉકલત આપે તે સાચી કેળવણી. ઇન્દ્રિયોની કેળવણી એટલે જે ઇન્દ્રિયો ઉપર સંયમ શીખવે તે જ. ગમે તેટલી ભૂખ લાગે પણ જો ખોરાક અપથ્ય હોય તો ન ખાવું એ જે શીખવે તેનું નામ ઇન્દ્રિયોની કેળવણી

ગાંધીજીની બુનિયાદી તાલીમ ઘણા ઓછા લોકો સમજે છે ખુ વર્ધા આશ્રમના મુખ્ય કાર્યકર્તાને તેની સમજ નથી તે જ્યારે તેના અહેવાલો અને બીજી વિગતો પ્રગટ કરતા ત્યારે ગાંધીજી કહેતા કે તે કઇ સાચી બુનિયાદી તાલીમ નથી સાચી બુનિયાદી તાલીમ તો ગર્ભાધાનથી માંડીને અન્ત્યેષ્ટિસંસ્કાર સુધી વ્યાપક હોય છે

સુદૈવ વધતી જાય તેનુ નામ જ્ઞાન સાચુ જ્ઞાન અ દરથી નીકળવુ જોઇએ

આ જાતનુ સાચુ જ્ઞાન આપવાની જે ભૂમિકા તૈયાર કરે તેનુ નામ કેળવણી. સાચા જ્ઞાનની લહાણી થવી જોઇએ અને તે આચારમા મૂકી શકાય તેવુ હોવુ જોઇએ મારો ભત્રીજો એમ એસ સી થયેલો છે તેણે એક પ્રયોગ કર્યો તેનુ તેણે મારી પાસે અર્ધા કલાક સુધી વર્ણન કર્યુ, પણ તેમાથી હુ કઇ સમજી શક્યો નહિ ઘરમા ભાઈ, બહેન, મા, બાપ, આસપાસના પાડોશીઓ પણ તે સમજી શકતા હોવા જોઇએ, ત્યારે સાચા જ્ઞાનની લહાણી થઇ કહેવાય

બધાને બીજાને પ્રશ્નો પૂછવાની બહુ જ ટેવ હોય છે પૂછનારે પોતે તે પ્રશ્નનો સાચો વિચાર કર્યો હોતો નથી. ધૂન આવી માટે પૂછી નાખ્યો તેવુ હોય છે તેથી તેના ઉત્તરમાંથી પણ તે ફાયદો મેળવી શકતો નથી પ્રશ્નો પોતાને પૂછવા જોઇએ તેનો જવાબ અંતરમા તો મેળવવા પ્રયત્ન કરવો જોઇએ આવી જાતના પોતાને પૂછાએલા પ્રશ્નોની આતરિક લડાઈ તેનુ નામ કેળવણી આવી જાતના વિચારેલા પ્રશ્નથી જો જવાબ ન જડે તો કોઇ મહાપુરુષ પાસેથી મળેલો ઉત્તર ખૂબ જ ઉપયોગી થશે

સ્વરાજ્યની સમજણ એ લે દરેક વ્યક્તિએ કરવાના કાર્યોની ક્રમબદ્ધતા. અત્યારે મોટા ભાગના ખેડુતોને અને ગામડાના બીજા માણસોને સ્વરાજ ની સાચી સમજણ નથી આ સ્વરાજ્ય સમષ્ટિનુ સ્વ રાજ્ય નથી. ગાંધીજી કહેતા કે જે દિવસે માર મેળવેલુ સ્વરાજ્ય છે તેમ બનશે અથવા મારુ કે અમુક વ્યક્તિઓનુ સ્વરાજ્ય છે તેમ બનશે ત્યારે તે રાક્ષસોનુ રાજ્ય કહેવાશે, સૌનુ રાજ્ય નહિ કાયદાએ સમાજમા વ્યવસ્થા સ્થાપવા માટે હોય છે કાયદાઓ થતાની સાથે તેનો ભગ કરવાનુ શરૂ કરવુ તે યોગ્ય નથી, પણ કાયદો કરવાની સામાજિક જ સ્થિતિ ઊભી થતાની સાથે જ કાયદો અમલમા આવ્યો હોય કે ન હોય પણ તેનુ પાલન શરૂ થઇ જવુ જોઇએ બધાં સમજી જાય તો કાયદાની જરૂર નથી સ્વરાજ્ય અને સ્વરાજ્યની વ્યાખ્યા સમજી શકાય તો જ કાયદા ઓછા કરી શકાય

હરિજનોના મદિરપ્રવેશ વખતે મારા એક વકીલમિત્ર મને મળ્યા હતા તેમણે મને કહ્યુ કે જો પહેલેથી મને મળ્યા હોત તો બધુ બીજુ થઇ જાત કારણ તેમણે જ મદિરપ્રવેશ ન કરવા દેવાની સમજ આપી હતી જી આઈ. પી રેલવેમા કાગળને અભાવે ટીકીટ મળતી ન હતી તેથી ગાર્ડ એક કાગળ પર મુસાફરોનાં નામોની યાદી કરીને એ કાગળ આપતા ત્યારે એક વિદ્યાર્થી જે મારી બાજુમાં બેઠા હતા તેમણે કહ્યુ કે, આ ઠીક થયુ, આમાં પૈસા દીધા વગર અહેલાઇથી છટકી જઈ શકાશે તેને છટકવાનો જ વિચાર આવ્યો, કારણ કે તેણે ખોટી કેળવણી લીધી હતી. ખરુ જોતા તેને મારાથી છટકાય જ કેમ એ વિચાર આવવો જોઇએ જો ગાર્ડ ભૂલી ગયા હોય તો સામેથી જઇને પૈસા આપવા જોઇએ. સદાચારની કેળવણી તેજ સાચી કેળવણી અને તેજ સ્વરાજ્ય ટકાવી શકશે તેની કેળવણી માટે સદાચારની ટેવની જરૂર છે ટેવ એ જ મુખ્ય જરૂરી વસ્તુ છે મને એક વિદ્યાર્થી કહેતા હતા કે ભૂત જેવુ કઇ

છે નહિ તેમ હું જાણું છું, છતાં તેની બીક લાગે છે તેણે તેનાથી ન બીવાની ટેવ પાડવી જોઇએ આટલા મહાન હોવા છતા ગાંધીજીને સર્પની બીક લાગતી હતી અને તેને માટે તેઓ વારવાર કાળજી લેવાનુ કહેતા હું તો જ્યાં ત્યાં ફરૂ છું તેથી મને તેની બીક રહી નથી. જો અંધારામાં ફરવાની ટેવ પાડીએ તો અંધારાની બીક જતી રહે છે

ઘણા એમ કહે છે કે ગાંધીજી બેરિસ્ટર થયેલા હતા માટે આટલા મહાન હતા, પણ બેરિસ્ટર થઇને આવ્યા ત્યારે તેમને જમાઉધારની પણ ખબર પડતી ન હતી તેમણે તો જાગ્રત રહીને સુટેવો પાડવાનો પ્રયત્ન કર્યો તેથી આટલા મહાન થઇ શક્યા ભાવનગરના સદ્‌ગત દીવાન પટ્ટણી, રામકૃષ્ણ પરમહંસ, દયાનંદ સરસ્વતી વગેરે બહુ ભણેલા ન હતા, પણ તેઓ, અંતરમાંથી સુટેવો માટે જાગ્રત રહેતા હતા તેથીજ તેઓ મહાન થઇ શક્યા સામાન્ય માણસોની જેમ ગાંધીજી પાસે પણ તેલ ઢોળાઇ ગયું, દૂધ ઢોળાઇ ગયુ વગેરે નજીવા પ્રશ્નોની વાતો થતી એજ વખતે દેશના મહાન નેતાઓ પણ પોતાની મૂંઝવણો લઇને આવતા એ બધાને સહેજ પણ ક્ષોભ વગર તાત્કાલિક ઉકેલ ગાંધીજી આપી શકતા તે સુટેવને લીધેજ !

પ યાની કેળવણી એટલે હૃદયને પૂછીને વિચાર કરવો ને અંદરથી ખોળેલુ જ્ઞાન તેજ સાચુ જ્ઞાન છે જે 'હરિશ્ચન્દ્ર' નાટક જોયા પછી ગ ધીજીમાં સત્ય માટેનો આટલો ઊંડો પ્રેમ ઊપજ્યો હતો તેજ ના ક જોઇને સામાન્ય માણસો એવો ધડો લે છે, કે સત્ય પાળવુ જોઇએ નહિ કારણ કે તેનાથી તો ખૂબજ દુ ખ સહન કરવુ પડે છે આ જાતની દષ્ટિ તે સાચા જ્ઞાનને અભાવે જ સંભવે અત્યારની વર્ગ કેળવણી જેલ જેવી છે, વિદ્યાર્થીઓને એક ઓરડામાં પૂરવામાં આવે છે અને શિક્ષક સોટી લઇને ઊભો રહે છે તે એમ જોવા કે કુદરતી વિકાસ કરી શકે તેવો કોઇ વિચાર તેના મગજમાં ઘૂમી ન જાય !

કેળવણીકારો અને વિદ્યાર્થીઓને મારુ સૂચન છે કે, આ જાતની ખોટી કેળવણી એકદમ દૂર કરે અને અંદર ખોળવાની ટેવ પડે તેવી સાચી કેળવણીનો પ્રચાર કરે

—શ્રી. રવિશંકર મહારાજ

(તા ૨૫-૨-'૪૮ ના રોજ થી રવિશંકર મહારાજે ભાવનગરની ઘરશાળામાં કરેલા પ્રવચન પરથી )

---

## સુખી જીવનનો સન્માર્ગ

તમે સુખી છો કે નહિ તેનો વિચાર કરવા માટે સમય ફાજલ પાડયા સિવાય તમને ગમતું હોય તેવુ કામ કરવામાં તમે સતત મચ્યા જ રહો એ જ તમારૂં જીવન સુખી બનાવવાનો માર્ગ છે.

મને કદી નવરાશનો વખત મળ્યો જ નથી હું મારા આખા જીવન દરમિયાન સખત કામમાં એટલો બધો ગુંથાયેલો રહ્યો છું કે હું મોટો માણસ થવાનો છું એવો વિચાર કરવાનો મને સમય જ મળ્યો નથી પોતે મહાન થવા સર્જાયેલ છે એવી વાત જે યુવાન તમારી પાસે કરે છે તે પોતાના જીવનમાં ભાગ્યે જ કાંઇ કરી શકે છે

જ્યારે હું કિશોર અવસ્થામાં હતો ત્યારે મને ચાચિયો થવાની ઇચ્છા થઇ આવતી લેખક થવાની મને કદી ઇચ્છા થઇ ન હતી. કારણ કે હું જન્મથી જ લેખક છું

પોતે મહાન કલાકાર અથવા ગવૈયો થવા ઇચ્છે છે એવુ મને ઘણા યુવકો અને યુવતીઓ જણાવે છે કે તે રાજકારણમાં પડવા ઇચ્છે છે એમ પણ કેટલાક યુવકો મને જણાવે છે, તેમની એ મહત્ત્વાકાંક્ષા કદાચ સફળ ન પણ થાય પણ તમે તેમને એવા થવા અટકાવો તમારા પુત્રને કોઈ પણ ધંધામાં પડી નાનીમોટી દુકાન ચલાવવાનુ અથવા શેર બજારમાં દલાલી કરવાનું કહો તમારી પુત્રી રંગભૂમિ ઉપર તારિકા થવા ઇચ્છતી હોય તો તેને પણ તેમ કરતાં અટકાવો, અને તેને કોઇ દુકાનદાર સાથે પરણી જવાનું કહો

(G B S.)

# આવતા માસની કાર્યદિશા

૧ તમોએ વર્ગીકરણ ન કર્યું હોય તો રજાઓ દરમ્યાન તે કરી નાખવા તજવીજ કરશો. આ કામ માટે પુસ્તકાલય વર્ગમા તાલીમ પામેલા શિક્ષક ભાઈઓ પોતાની આજુબાજુના ગામડાના તાલીમ પામ્યા સિવાયના ગ્રથપાલોને પણ મદદ કરશે એવી આશા છે

૨ વર્ગીકરણ કરતી વખતે આ પ્રમાણે અવશ્ય કરજો —
(૧) પુસ્તકની પીઠે નીચેથી બે આગળ છોડી પટ્ટી ચોડવી (૨) પુસ્તકના પૂંઠાની અદરની બાજુએ પુસ્તકાલયના નામ છાપેલા પત્તા ચોઢવા (૩) પુસ્તકના છેવટના પૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક આપ્યાની તારીખ જણાવતુ પત્તુ ચોઢવુ (૪) પુસ્તકના મુખપૃષ્ઠની પાછલી બાજુએ પુસ્તક ખરીદ્યાની તારીખ, માસ, સન નાખવો તથા કિમત લખવી તેમ જ પુસ્તકનો રજીસ્ટર નબર તથા વર્ગીકરણનો અક્ષર અને સજ્ઞા લખવી. (૫) પુસ્તકના ૧૧, ૧૧૧, ૨૧૧, ૩૧૧ એ પૃષ્ઠો પર શિક્કો મારી પુસ્તકનો રજીસ્ટર નબર તથા વર્ગ લખવો વગેરે જે કંઇ બાકી હોય તો તે પણ પૂર્ણ કરવુ

૩ જૂથ મ ડળમા ત્રિમાહી નિવેદનો મોકલવા ચૂકશો નહિ

૪ જુલઈ આખર સુધીમા માગણી પ્રમાણેના મળી શકે તેટલા બધા પુસ્તકો મોકલવાની તજવીજ પુસ્તકાલય સહાયક સહકારી મ ડળ કરશે જ માટે આ બાબતમા પત્રવ્યવહાર કરી વિનાકારણ ખર્ચ કરશો નહિ

૫ જે પુસ્તકાલયોએ ચાલુ વર્ષના અદાજમા મ જૂર કરાયેલી રકમના પુસ્તકોની યાદી બાકી હોય તેમણે અમારા તરફ તુર્ત મોકલવી. જુન સુધીમાં યાદીઓ નહિ આવશે તો અત્રેની પસદગીના પુસ્તકો મોકલવામાં આવશે

૬ પુસ્તકોની મેળવણી કરો અને કમી કરવા પાત્ર પુસ્તકોની યાદી અવશ્ય મોકલો

વડોદરા,
તા ૯-૫-૪૮

ઉ. મો. પટેલ
મ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય

સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા ૭-૫-૪૮

## જાહેરાત અંક ૧૩/૧૯૪૭-૪૮

## વિષય

## પુસ્તકોની ભલામણ

**જ્યાં નાણાંની સવડ હોય ત્યાં નીચેના પુસ્તકો તથા સામયિકો પુસ્તકાલયોમાં વસાવવા પુસ્તકાલયોનાં મંત્રીઓને અમારી ભલામણ છે.**

| પુસ્તકનું નામ | પ્રકાશક | કિંમત |
|---|---|---|
| ૧ સંગીતા | સોમપ્રસાદ એ વ્યાસ | ૦-૧૨-૦ |
| ૨ કુંવારાજ સારા | ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ | ૨-૦-૦ |
| ૩ ઓ બાપુજી પ્યારા | જીવન સાહિત્ય મંદિર-અમદાવાદ | ૦-૬-૦ |
| ૪ પ્રેમ પંથ | નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ | ૦-૪-૦ |
| ૫ કાનન કલ્લોલ | એમ સી કોઠારી-વડોદરા | ૨-૪-૦ |
| ૬ પ્રાથમિક શિક્ષણ | સોમાભાઈ કિશાભાઈ પટેલ-પુણાર | ૧-૮-૦ |
| ૭ દિલ્હી ડાયરી | નવજીવન પ્રકાશન મંદિર-અમદાવાદ | ૩-૦-૦ |
| ૮ શેષ વિવેચનો | આદર્શ પુસ્તક ભંડાર-અમદાવાદ | ૨-૧-૦ |
| ૯ પરિહાસ | ,, | ૨-૮-૦ |
| ૧૦ અશાતા | ,, | ૧-૮-૦ |
| ૧૧ ધુવડ બોલ્યું | ,, | ૨-૪-૦ |
| ૧૨ વૃજરાણી | ,, | ૩-૮-૦ |
| ૧૩ રસદર્શન | ,, | ૨-૧૨-૦ |
| ૧૪ બહિષ્કાર | ,, | ૩-૦-૦ |
| ૧૫ વિવાહમંદિર | ,, | ૩-૦-૦ |
| ૧૬ Constructive Programme | નવજીવન પ્ર મંદિર-અમદાવાદ | ૦-૬-૦ |

## સમાયિકો

| | | |
|---|---|---|
| ૧ રાની(હિંદી) | એડિટર "રાની" કલકત્તા | રૂ. ૫) વાર્ષિક લવાજમ |
| ૨ મહિલા જગત | મનુભાઈ દવે-તંત્રી | રૂ ૫) વાર્ષિક લવાજમ |

ક. મો. પટેલ.
સ વ્યવસ્થાપક.

**તમારેઃ—**

- બાળકોનુ ઘડતર,
- બાળકોના મૂંઝવતા પ્રશ્નો,
- આરોગ્યની વાતો,
- આરોગ્યની પ્રશ્નોત્તરી,
- સત્ય ઘટનાઓ
- સામાજિક ગૂંચોનો ઉકેલ,
- વ્યવહારૂ પ્રશ્નોની સમજ,
- ગામડાની આજની જરૂરીઆત ને પ્રશ્નો—
- વાર્તાઓ, પ્રેરક ગીતો,

અને ' આપના ભવિષ્યનો ઉકેલ ' જ્યોતિષની દૃષ્ટિએ જાણવુ છે? તો ફક્ત રૂા પાંમાં બાર માસ સુધી

## ગુજરાતનું સર્વોપયોગી

## સસ્તુ માસિક

# પ્રતિમા.......વસાવો.

તંત્રી : કાન્તિલાલ હ. પરીખ.

[ લવાજમ સાથે જ રૂા બેથી સવાબેનુ સુદર સેટ પુસ્તક આપવામ. આવે છે સેટ પુસ્તકના રજી ટ ખ ચાર આના જુદા

લવાજમ મોકલો—

## જીવન સાહિત્ય મંદિર

૪૧૮, કાલબાદેવી રોડ, મુંબઇ ૨

ગાંધીરોડ, અમદાવાદ.

ગામડાની કોઈ પણ લાયબ્રેરી આ બે માસિક વિનાની ન રહે.

# પુષ્પ (બાલકન-જી બારીનુ મુખપત્ર)

બાળકોનું પોતાનું, બાળકોના વિકાસમાં સૌથી મોટો ફાળો આપતુ માસિક

- સુંદર વાર્તાઓ,
- કુદતાં કુદતાં ગાવાં ગમે તેવાં ગીતો
- પ્રેરણા મળે તેવાં જીવનચરિત્રો અને પ્રસંગો.
- વાંચતાં રસ અને જ્ઞાન આપે તેવા લેખો.
- ખૂબ ચિત્રો અને ફોટાઓ.

લવાજમ ફક્ત રૂા. ત્રણ.

બાળકોનું સૌથી સસ્તુ ને સર્વ પ્રિય માસિક.

ગુજરાતી ભાષામાં

# સભાશાસ્ત્ર

લેખક કાકા સાહેબ ન વી ગાડગીલ

( લોકપ્રિય હિંદી પ્રધાનમંડળના વિદ્યુત, ખાણ અને જાહેર બાંધકામ ખાતાના પ્રધાન )

ભાષાંતરકર્તા—અનંત ગોવિંદ ભાગવત.

બી એ એલ એલ બી, વકીલ, વડોદરા

પુસ્તકમા સભાઓના કાયદાઓ, સામાન્ય સભાથી ધારા સભા સુધીના નિયમો અને ચાલી આવતી પરંપરાનો રસિક ઇતિહાસ, તેને અંગેના પ્રબંધોની સમજુતી, પ્રમુખની, સભાના નિયંત્રકોની, પોલીસતંત્રની અને સભાચાલકોની સત્તાઓ, હકક, જવાબદારીઓ વગેરેની સવિસ્તર ચર્ચા કરવામાં આવી છે સભાસ્થાન, સભાનિયંત્રકો, વકતાઓ, પ્રમુખપદ, ઠરાવને ટેકો અગર સુધારાની રજુઆત, સભામા ધાંધલ અંગે પ્રમુખ અને પોલીસનુ વલણ, સભામોકુફી, સભા બરખાસ્ત કરવી, કોરમ, અસાધારણ સંજોગોમા સભાનુ નિયંત્રણ—વગેરે અંગે આધારભૂત હકિકતો વિસ્તારપૂર્વક ચર્ચવામા આવી છે

સામાજિક તથા રાજકીય સંસ્થાઓને અને દેશના પ્રત્યેક નાગરિકને પોતાના હકકો, હિતો અને જવાબદારીનુ સંપૂર્ણ ભાન કરાવતું આ પુસ્તક જનતાને જરૂર ઉપયોગી અને રસદાયક થઇ પડશે.

## અભિપ્રાયો

ગણેશ વાસુદેવ માવલંકર-હિન્દી પાર્લામેન્ટના પ્રમુખ દિલ્હી — બંધારણીય અને કાનુની રીતરીવાજો, ધારાઓ વિગેરેનું જ્ઞાન લોકશાહીના યુગમા આવશ્યક છે નિષ્ણાતો માટે લખાયેલ ગ્રંથમા વિવેચન તાત્વિક હોય છે અને તેથી ભાષા પણ વિશિષ્ટ પ્રકારની હોય છે, શ્રી કાકા સાહેબનો ગ્રંથ સામાન્ય જનો માટે લખાયેલો છે વિષયનુ પ્રતિપાદન હરકોઇ સમજી શકે એવી સરળ શૈલીમા છે રોજ બ રોજના અનુભવથી ભરપૂર હોવાથી વાચનારને કંટાળો આવતો નથી વ્યવહારૂ સૂચનાઓ અને માર્ગદર્શન મળે છે

મ અ સુધાલકર, દિવાન વડોદરા રાજ્ય-સ્વાતંત્ર્યપ્રાપ્તિ પછી સભાશાસ્ત્રનું જ્ઞાન જનતાને વધારે આવશ્યક બન્યુ છે શ્રી ભાગવત વકીલે ઉપરોકત ગ્રંથનુ ગુજરાતીમા ભાષાંતર કરી આવા ગ્રંથની મોટી ઉણપ પૂરી પાડી છે અનુવાદ સુંદર અને સરળ હોઇ શ્રી ભાગવતને ધન્યવાદ ઘટે છે આશા છે કે ગુજરાતી વાચકો આ પુસ્તકને વધાવી લેશે

ડૉ. સ ગુતરીઆ—નાયબ દિવાન વડોદરા રાજ્ય—હાલના જમાનામા સભા, સમીતી, મોટી મંડળી, ધારાસભા પંચાયતો તમામના કામકાજમા શાસ્ત્રની જરૂર પડે છે સારા અભ્યાસીઓને પણ આ પુસ્તકની ઘણી જરૂર રહે છે નામદાર ગાડગીલે પોતાના પુસ્તકમાં સભાને લગતા તમામ કામકાજનુ વિદ્વત્તાપૂર્ણ વિવેચન કર્યુ છે અને તેનો આ ગુજરાતીમાં અનુવાદ છે આ પુસ્તક દરેક અભ્યાસીએ વાચવા જેવું છે

રાજરત્નમિત્ર આર એન માને પાટીલ સી આઇ ઇ દિવાન રાજકોટ —
હાલના જમાનામા આ ગ્રંથ અત્યંત ઉપયોગી અને માર્ગદર્શક હોવાથી ગુજરાતી વાચકો તેને વધાવી લેશે એમાં બીલકુલ સંદેહ નથી

પાકું પુઠું કિં રૂ ૯ ટપાલ ખર્ચ ૧૨ આના

પ્રકાશક : ચંદ્રકાન્ત ચીમનલાલ વોરા બુકસેલર્સ એન્ડ પબ્લીશર્સ • અમદાવાદ.

## આ અંકમાં



### સામયિક દોહન




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ ૩-૮-૦ પરદેશ રૂ ૫-૦-૦ છૂટક નકલ રૂ. ૦-૬-૦

વ્યવસ્થાપક
વાઘજીભાઈ નારણભાઈ અમીન (બી કૉમ)
મંત્રી પુ સ સ. મંડળ લિ વડોદરા.

તંત્રી
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

બા, બાપા અને બાળક સાથે બેસી
વાંચી શકે તેવું નવું માસિક



## મનોરંજનને મળેલો સત્કાર

"મનોરંજનને મળતાં-વાચતાં આનંદ થયો, વસ્તુ અંદરની ખુબ સરસ છે. અભિનંદન
— શ્રી કનુભાઈ દેસાઈ

"મનોરંજન અને વિશેષત હાસ્યને પોતાનો ખાસ વિષય બનાવતું આ માસિક ઓગષ્ટથી શરૂ થયુ છે પ્રથમ અંકમાં ટાગોરના લેખથી માંડીને ગધેડાની આત્મકથા સુધીના ભિન્ન ભિન્ન લેખકોના લેખો આપવામા આવેલ છે"
—પ્રજાબંધુ સાપ્તાહિક

"મનોરંજન ગુજરાતી સાહિત્યમા હળવુ એવુ આ પહેલુ માસિક છે હાસ્યરસ અને મનોરંજન પીરસ્તુ અત્યારે તો આ એકલુ જ છે, આ અનુકુલા માસિકને આપણે અપનાવવુ જ રહ્યુ"
— મુંબઈ સમાચાર સાપ્તાહિક

મનોરંજનનું વાર્ષિક લવાજમ હિંદમાં રૂા. ૧-૧૨-૦ પરદેશ શીલીંગ ૧૫) છુટક અંક ૦-૧૦-૦ આના લવાજમ ભરવાનુ સ્થળ

# નવાં જ બહાર પડેલાં પ્રકાશનો

**વાગ્દત્તા ભાગ ૧-૨ સાથે**

કિંમત રૂ. ૪-૧૨-૦ વી. પી. ૮ આના

શ્રી. પ્રભ વતીદેવી સરસ્વતીની સળંગ નવી નવલકથા જે મ્લેચ્છ ગ્રહે વાસ કરતી પરંતુ પતિ-પ્રેમથી વંચિત એવી કોઠભરી સુશીલ વાગ્દત્ત નારીના કુટુંબપ્રેમ અને આત્મવિલોપનના નિરવાર્ય ત્યાગની અપૂર્વ કથા

**પ્રિયમિલન** કિંમત રૂા. ૨-૮-૦ વી પી. ૬ આના.

આર્યનારીના ઉચ્ચતમ સંસ્કારો દાન વિષયગામી અને કુટેવે ચડેલા પતિને પ્રેમ અને સ્નેહથી જીતતી એક બંગનારીના સંસારજીવન ની ઉચ્ચતમ નારીકથા

**પ્રેમ-પરખ** કિંમત રૂા ૨-૧૨-૦ વી પી ૬ આના 'પરખ' નામની સુવિખ્યાત હિંદી નવલકથાનો ગુજરાતી સુંદર અનુવાદ

**ડીટેકટીવ કુમારગુપ્ત**: કિ રૂા ૨-૧-૦ સળંગ ડિટેકટીવ નવલકથા વી પી ૦-૬-૦

**જનારદન જાસુસનાં જબ્બર પરાક્રમો** રૂા ૨-૦-૦ વી. પી ૬ આના

તમારી નકલ માટે ખલાસ થાય તે પહેલાં લખો—

# એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ : પબ્લીશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨

ગુજરાતના અગ્રગણ્ય બાલસાહિત્યકાર બાળકોના જાણીતા ને માનીતા લેખક શ્રી. રમણલાલ સોનીનાં લખેલાં અને ભારત સરકારની ખાસ પરવાનગીથી પ્રકટ કરેલાં

# શિશુ સંસ્કારમાળાનાં બાર સચિત્ર પુસ્તકો

| | |
|---|---|
| (૧) અક્કલપુરના અક્કલદાસ | (૭) ચટુ |
| (૨) બાડીયો બતરી લખણો | (૮) પપૂડો |
| (૩) તક તક તકરડી | (૯) હામલો |
| (૪) ચીનાઈ ચોટલી | (૧૦) નાથિયો |
| (૫ ગટુ ગવૈયો | (૧૧) ગાગરમલ |
| (૬) ભગો પટેલ | (૧૨) મરઘાસિંગ |

દૂધ જેવા સફેદ જાડા ટકાઉ કાગળ, લગભગ ૪૦૦ પૃષ્ઠ, પોણોસો ચિત્રો, જાડા કાર્ડના બે રંગી પૂઠાથી સુશોભિત છતા બારે પુસ્તકોના સેટની કીમત

ફક્ત રૂા. ૪-૮-૦ છુટક દરેકના ૭ આના

આ સેટ વસાવી બાળકોને આપવાથી તેમને જ્ઞાન સાથે ગમ્મત આપશે, તેમની બુદ્ધિશક્તિને તેજસ્વી બનાવશે

**હરિહર પુસ્તકાલય,** ટાવર રોડ-**સૂરત.**

# નવા બજેટ માટે યોગ્ય પુસ્તકો

| | | | |
|---|---|---|---|
| **હાસ્યરસિક** | | શરદ્‌વાણી (રમણલાલ સોની) | ૨-૦-૦ |
| આનંદઘર | ૩-૦-૦ | બાતાસી ( „ „ ) | ૨-૮-૦ |
| હાસ્યમઝીલ | ૩-૦-૦ | સોહાગરાત ( „ „ ) | ૩-૦-૦ |
| રમુજનો રાજા | ૩-૦-૦ | વિજયા (શરદ્‌બાબુ) | ૨-૮-૦ |
| કલમચાબૂક | ૧-૪-૦ | પ્રણયયજ્ઞ | ૨-૮-૦ |
| **સામાજીક** | | **બહેનો માટે નવા રાસ** | |
| માધવી (ટાગોર) | ૨-૦-૦ | રાસ મંગળા | ૧-૮-૦ |
| પતિપત્નિ (નિરૂપમાદેવી) | ૨-૮-૦ | રાસ રજની | ૩-૮-૦ |
| મોક્ષદા ( „ „ | ૩-૦-૦ | **અન્ય પુસ્તકો** | |
| મિલન (નારાયણ બાબુ) | ૩-૦-૦ | ડિટેકટીવ દેવેન્દ્ર | ૩-૮-૦ |
| વારસદાર ( „ „ ) | ૩-૦-૦ | ભેદી જાસુસ | ૨-૪-૦ |
| પતિમંદિર ( „ „ | ૧-૧૨-૦ | મુક્તિ (ક્રાન્તિકારી) | ૧-૮-૦ |
| કૃષ્ણકાન્તનું વીલ (બંકીમબાબુ) | ૩-૦-૦ | બલુન પ્રવાસ (જુલેવર્ન) | ૩-૦-૦ |
| દુર્ગેશનંદિની ( „ „ ) | ૩-૦-૦ | હાથની ભાષા | ૬-૪-૦ |
| પ્રેયસી ભા. ૧-૨ | ૬-૮-૦ | ઘરનો જોશી | ૫-૪-૦ |
| જીંદગીના ખેલ | ૨-૮-૦ | શક્તિવર્ધક આસનો | ૩-૦-૦ |
| રસીયો જીવ | ૩-૮-૦ | ટોકીઝ ગાઈડ | ૩-૧૨-૦ |

**શ્રી હરિહર પુસ્તકાલય,** ટાવર રોડ- **સુરત.**

સમસ્ત ગુજરાત અને મુખ્યત્વે વડોદરા રાજ્યની પુસ્તકાલયપ્રવૃત્તિનું એકજ મુખપત્ર




પુસ્તક ૨૪ મુ | જુન-૧૯૪૮ | અંક ૧૧ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

મહાત્મા ગાંધીજીની આત્મકથા "સત્યના પ્રયોગો" વૉશિંગ્ટનના 'પબ્લીક અફેર્સ પ્રેસ' તરફથી પુનર્મુદ્રિત થવાની છે તે માટે નવી દિલ્હીના નવજીવન ટ્રસ્ટ સાથે ગોઠવણો થઇ ચુકી છે

યુનાઇટેડ સ્ટેટસના હિંદી ખબર ખાતાના ડિરેક્ટર મિ ફ્રેડ ડી મેયોએ આ વાટાઘાટો ચલાવી હતી

પુસ્તકના જેકેટ પર ચરખાનું ચિત્ર આવશે ⁃ મુખપૃષ્ઠ પર ગાંધીજીની વપરાયલી વસ્તુઓ, ભોજનનાં પાત્રો, ચંપલની જોડ, એક પુસ્તિકા તથા ચશ્માનું ચિત્ર આવશે

જેમ જેમ ગોઠવણ થતી જશે, તેમ તેમ આ પ્રેસ ગાંધીજીનાં બીજાં પુસ્તકો પણ પ્રગટ કરનાર છે.



હિંદ તથા ફ્રેંચ મૈત્રીની વૃદ્ધિ કરવાના આશયથી મુંબઇમાં એક નવું સાપ્તાહિક 'The Courrier des Indes' નામથી શરૂ થયું છે

તેના પહેલા અંકમાં 'સત્યના પ્રયોગો' પર રચાયેલા મહાત્મા ગાંધીજીની જીવનરેખા, ગાંધીજીના સિદ્ધાંતો તથા યુરોપનાં વર્તમાનપત્રોએ તેમને અર્પેલ અંજલિઓ પ્રગટ થઇ છે તેનું વાર્ષિક લવાજમ રૂા. ૧૫) છે તથા ઓક ચેમ્બર્સ, ઓક લેઇન, મુંબઇ ૧ થી તે પ્રગટ થાય છે



*કલકત્તા વિશ્વવિદ્યાલય તરફથી ત્રણ વર્ષના ગાળામાં પ્રગટ થયેલ શ્રેષ્ઠ નવલકથા માટે અપાતું શરતચંદ્ર સ્મારક પારિતોષિક શ્રી તારાશંકર બેનરજીને આપવામાં આવ્યું છે. તેમના પુસ્તક 'હંસુલી બાંકેર ઉપકથા' માટે આ પારિતોષિક આપવામાં આવ્યું છે આ પારિતોષિક પહેલી જ વાર અપાયું છે

*ધારવાડની મનોહર ગ્રંથમાલાએ પ્રકાશનની શતાબ્દી ઉજવવાની યોજના કરી હતી તેમાં એક કાર્યક્રમ સાહિત્ય હરીફાઈનો હતો. તે માટે સખ્યાબધ ઇનામોની જાહેરાત કરવામાં આવી હતી તેને સારો આવકાર મળ્યો હતો પરંતુ એક પણ લેખ પ્રથમ ઇનામને પાત્ર નીવડે તેવો મળ્યો ન હતો નવલકથા, નાટક, નવલિકા, એકાંકી નાટક, જીવનચરિત્રો તથા કાવ્યો માટે છ જુદાં જુદાં ઇનામો જાહેર કરવામાં આવ્યાં હતાં એક જ લેખકને આ બધા ઇનામો મળ્યા હતાં. આ લેખક બનારસ હિંદુ વિશ્વવિદ્યાલયના શ્રી કે. અશ્વત્થનારાયણ રાવ છે. શ્રી રાવને મળેલ માન વિરલ છે.



*બેંગલોરની શ્રી ચેન્નાબસેશ્વર નાટક મંડળીએ સાહિત્યવિષયક પારિતોષિકની જાહેરાત કરી છે મંડળીએ કન્નડ રંગભૂમિની શતાબ્દી તેમ જ પોતાનો હીરક મહોત્સવ ઉજવવાનું નક્કી કર્યું છે કન્નડ ભાષામાં લખાયેલ મૌલિક નાટકની હરિફાઈનો આ કાર્યક્રમમા સમાવેશ થાય છે. આ સબધમાં રૂા ૧૦૦૦) ની કિંમતનાં ત્રણ પારિતોષિકો આપવાનુ નક્કી કરવામાં આવ્યુ છે



*ગોવાના પ્રખ્યાત ઇતિહાસવેત્તા અને હિંદના મધ્યકાલીન ઇતિહાસના સશોધક શ્રી પી. એસ પિસુર્લેંકરને બંગાળાની રોયલ એશિયાટિક સોસાયટીએ પહેલી જ વાર રૂા. ૪૮૦) ની કિંમતનો ' સર જદુનાથ સરકાર સુવર્ણચંદ્રક ' અર્પણ કર્યો છે.



*શ્રી એસ એમ બાપટને પોતાના કાવ્યસગ્રહ ' ફુલાચે અશ્રુ ' માટે ગ્વાલિયર રાજ્ય તરફથી રૂા ૧૨૫), સાંગલી રાજ્ય તરફથી રૂા ૧૦૦) તથા પુનાની દક્ષિણ પ્રાઇઝ કમિટિ તરફથી રૂા ૫૦) આપવામાં આવ્યા છે



*મુંબઇ વિશ્વવિદ્યાલય તરફથી મરાઠી સાહિત્યના શ્રેષ્ઠ પુસ્તક માટે દર વર્ષે અપાતું દાદોબા પાંડુરંગ તરખડકર પારિતોષિક ચાલુ વર્ષે શ્રી એ. કે પ્રિયોલકરને તેમના પુસ્તક તરખડકરાંચે આત્મચરિત્ર વા ચરિત્ર માટે આપવામાં આવ્યુ છે આ પુસ્તકમાં સ્વ રાવબહાદુર ડી પી તરખડકનુ આત્મચરિત્ર તથા ચરિત્ર આપવામાં આવેલ છે શ્રી. પ્રિયોલકર માટે આ માન અપ્રતિગણાય, કેમકે આ પારિતોષિક તેમને બીજી વખત મળ્યું છે. પહેલુ પારિતોષિક શરૂઆતના વર્ષે ૧૯૩૬મા મળ્યુ હતુ



*શ્રી એચ. એસ સુબ્રમનિયા આયરે તામિલ ભાષામાં શ્રીમતી વિજયાલક્ષ્મી પંડિતના જીવનચરિત્ર વિષે અતિ ઉપયોગી પુસ્તક પ્રગટ કર્યું છે



સિંગાપોરની ચાગી જેલની એક ઝુંપડીમાં એક ઓસ્ટ્રેલિયન યુદ્ધકેદી અમલદારે ૧૫ મહિના સુધી એક સ્લેટમાં એક પુસ્તકના ૧૪૦,૦૦૦ શબ્દો લખ્યા છે.

ચીન આપણો પડોશી દેશ છે ગરીબ છે, છતાં પોતે કેવા ઉચ્ચ આદર્શો ધરાવે છે એ ત્યાંની એક સર્વવ્યાપી કહેવત ઉપરથી સમજાઈ શકશે

"એક વર્ષ માટે વાવતા હો તો અનાજ વાવો, દશ વર્ષ માટે રોપતા હો તો વૃક્ષ રોપો, સો વર્ષ માટે રોપતા હો તો મનુષ્ય રોપો."

એ અમલદારનું નામ કેપ્ટન લેસ્લી ગ્રીનર છે તેનું પુસ્તક "હી લિવ્ડ ઇન માય શુઝ" (He lived in my shoes) સીડનીમા પ્રગટ થયુ છે.

ગ્રીનરે સ્લેટનો ઉપયોગ કર્યાનું કારણ એ છે, કે કાગળ મળતા નહોતા તેણે પોતે શોધી કાઢેલી લઘુલિપિમા સ્લેટ પર પહેલો મુસદ્દો લખ્યો. પછી ચાંગીના અવશેષમાં તેને મળી આવેલ પત્રપોથીમાં ઝીણા અક્ષરે તે લખી કાઢ્યુ. જ્યારે જાપાનીઓએ દસ્તાવેજો માટે કેમ્પની ઝડતી લીધી ત્યારે ગ્રીનરે પુસ્તકને લશ્કરી પોટલીના તળિયામા સતાડી દીધુ હતુ



ગ્રીનર આ પુસ્તકને વ્યતિક્રમની આત્મકથા કહે છે ભાવિ સંબંધી કંઈ નક્કી ન હોવાથી યુદ્ધકેદીઓ હમેશા ભૂતકાળનો જ વિચાર કરતા અને તેથી ઘણા માણસો આત્મકથા લખવા માંડ્યા



—છોટાલાલ માનસિંગ કામદાર

---

# આજનું પત્રકારત્વ

છાપાંઓએ સામાન્યપણે સત્યને નેવે મૂકીને ચાલવાનું જે ખોટું ધોરણ અખત્યાર કર્યા માંડયુ છે તેથી ગાંધીજીને પારવગરનું દુઃખ થતુ હતુ બનાવી કાઢીને આપવામાં આવતા સમાચારો તરફ તેમને તિરસ્કાર હતો નજીવી બાબતોને વધારેપડતુ મહત્ત્વ આપવામાં આવતુ અને તેમના પર ઘણી વાર ભાર દેવાતો તેના તરફ તેમને ખૂબ અણગમો હતો. સમાચારો 'ઝડપી લાવવાની' રીતરસમો અખત્યાર કરવાની હદ સુધી પત્રકાર નામથી ઓળખાવા લાયક ગણાય એવા માણસો કેમ ઊતરી જતાં હશે, એ તેમને કદી સમજાતુ નહિ તેમનો સ્પષ્ટ અભિપ્રાય હતો કે, જે સમાચાર પ્રસિદ્ધ કરવાના ન હોય તે છાપાવાળાના હાથમાં ગમે તે રસ્તે આવી પડે તોયે, અધિકારી માણસો પાસેથી ન મળે ત્યાં સુધી તેમની પ્રસિદ્ધિ અટકાવવાનો છાપાંવાળાનો ધર્મ છે. મને તેઓ ઘણી વાર કહેતા કે, જે છાપુ કે સામયિક જાહેરખબર છાપી તેમાંથી કમાણી કર્યા વિના નભી કે જીવી ન શકે તે વાંચવા જેવું હોતુ નથી છાપામાં જેટલુ વાંચવાનુ ને વાંચવા જેવુ લખાણુ આવે તે જ તેમને ઉપયોગી ને વજન આપવા જેવુ લાગતું ને બીજા કશાની તેમને મન કશી કિંમત નહોતી. શુભ અથવા અશુભ કરવાની છાપાંઓની શક્તિ કેવી છે તે બાબત પર તેઓ હમેશ વધારેમાં વધારે ભાર મૂકતા

—શ્રી. અમૃતકોર



## નર્મદાની ખીણના આદિવાસીઓ વિષેનો અભ્યાસનીય ગ્રંથ

ગૂજરાતના આદિવાસીઓમાં નર્મદાની ઉપલી ખીણના 'પરધાન' લોકોની પણ ગણતરી થાય છે. પરધાન લોકો વાર્તાઓ કહેવાનો, ગાવા બજાવવાનો, મનોરંજનના ખેલો ભજવવાનો ધંધો કરે છે. જે સ્થાન મધ્ય હિંદમાં ગોન્ડ લોકોનું છે, તે જ સ્થાન ગુજરાતમાં આ પરધાન લોકોનું છે. પરધાન જાતિ ગોન્ડ જાતિને ઘણી રીતે મળતી આવે છે. ગોન્ડ લોકો વિશે એ જાતિમાં કાર્ય કરતા શ્રી વેરિયર એલ્વિને ખૂબ લખ્યું છે. પરધાન લોકો ઉપર શ્રી. શામરાવ હિવલેએ 'The Pardhans of the Upper Narbada Valley' નામનું પુસ્તક લખ્યું છે. શ્રી શામરાવ હિવલે આ પુસ્તક લખવાને યોગ્ય અધિકારી છે. કેમકે એમણે પરધાન લોકોની વચ્ચે વસીને એ લોકોની સુધારણાર્થે લાગલાગાટ તેર વરસ કાર્ય કર્યું છે. 'પરધાન' આદિવાસીઓના કાર્યકર્તા તરીકે એમનું નામ જાણીતું છે. પુસ્તક નીચેનાં આઠ પ્રકરણોમાં વહેંચી નાખવામાં આવ્યું છે. પરધાન લોકોની જાતીય વ્યવસ્થા, પરધાન ઘરમાં પરધાનનો વ્યવસાય, પરધાન ઉપદેશક ને પયગંબર તરીકે, પરધાન કવિ અને પ્રેમી તરીકે, પરધાનજીવન અને મૃત્યુ વિશેના ખ્યાલો, પરધાન અને એનું કુટુંબ.

પુસ્તકની પ્રસ્તાવના ગોન્ડ આદિવાસીઓ સાથે ઓતપ્રોત થયેલા શ્રી વેરિયર એલ્વીને લખી છે.

આદિવાસીઓ વિશે માહિતી ધરાવનારાઓને આ પુસ્તક ઉપયોગી નીવડશે. આ વિષયમાં ગુજરાતીમાં માત્ર શ્રી વણીકરનું પંચમહાલના ભીલો નું જે પુસ્તક છે એ નોંધવું જોઇએ. આદિવાસીઓનો અભ્યાસ અતિ આવશ્યક છે. કારણ કે આપણે આર્યો આ ભારતભૂમિના માલિકો હતા. વિખ્યાત થિયોસોફિકલ નેતા શ્રી સી. જિનરાજદાસ હમણાં અમદાવાદ આવ્યા ત્યારે તેમણે કહ્યું હતું 'હું જ્યારે જ્યારે આદિવાસીઓને જોઉં છું ત્યારે અનાયાસે પણ મારૂં મસ્તક તેમને નમે છે, કારણ, એ જ આ દેશના મૂળ માલિકો છે. આપણે આર્યોએ એમને મેદાનોમાંથી હાંકી કાઢી ડુંગરાઓમાંથી દેશવટો દઈ એમને અન્યાય કર્યો છે. આર્યોના આ અન્યાયનું ઋણ ચૂકવવા જ હું તેમના પ્રત્યે ભક્તિભાવ સેવું છું. 'The Pardhans of the upper Narbuda Valley પુસ્તકની કિંમત રૂપિયા સાડાબાર છે. ને ઓક્સફર્ડ યુનિવર્સિટી પ્રેસે એ પ્રગટ કર્યું છે.

ઓરિસ્સાના કોરાપુત જિલ્લાની જયપુર પર્વતમાળામાં નિવાસ કરી રહેલી આદિવાસી કોમ વિશેનું અભ્યાસનીય પુસ્તક સર્વન્ટસ ઓફ ઇન્ડિયા સોસાયટી–ભારતસેવક સમાજના સભ્ય શ્રી લક્ષ્મીનારાયણ શાહુએ લખ્યું છે.

## શ્રી. ક. મા. મુનશી

શ્રી ક. મા. મુનશીનું અંગ્રેજીમાં સંક્ષિપ્ત જીવનચરિત્ર (એમના જીવનસંદેશ સાથે) 'Munshi The Man & his Massage' નામથી તાજેતરમાં પ્રગટ થયું છે. આ પુસ્તક

પાછળ ડૉ શ્રી કૃષ્ણલાલ શ્રીધરાણી, પ્રો ડી પી મુકરજી અને શ્રી બી પી ભટ્ટનો પરિશ્રમ છે શ્રી. મુનશી વિશે ગુજરાતીમાં એમણે પોતે લખેલી આત્મકથા ( અડધે રસ્તે, સીધા ચઢાણ ભાગ ૧-૨ ) છે જ.

## લિન યુ ટાંગ

સુપ્રસિદ્ધ ચીની સાહિત્યકાર લિન યુ ટાગનુ નવું પુસ્તક તાજેતરમાં પ્રગટ થયુ છે એનુ નામ છે " The wisdom of China & India " ( ચીન અને હિંદની પ્રજ્ઞા' ) પુસ્તકની કિંમત રૂપિયા સોળ છે

## હિંદુ ધર્મ અને અસ્પૃશ્યતા

હિંદુધર્મ અને અસ્પૃશ્યતા' (Hinduism & Untouchability) નામનું એક અંગ્રેજી પુસ્તક તાજેતરમાં હિંદુ મહાસભાના સુપ્રસિદ્ધ નેતા શ્રી ડૉ શ્યામાપ્રસાદ મુકરજીના આમુખ સાથે પ્રસિદ્ધ થયુ છે કલકત્તાની ' ઉદ્‌બોધન ઑફિસ' તરફથી એ પ્રગટ થયુ છે, ને રામકૃષ્ણ મિશનના સ્વામી શ્રી સુદર્શનાનંદે એ લખ્યુ છે અસ્પૃશ્યતાને હિંદુ ધર્મશાસ્ત્રમાથી કંઈજ આધાર મળતો નથી, એ હકીકતને આ પુસ્તક પ્રતિપાદિત કરે છે

## સરહદ અને પઠાણો

સરહદના ગાંધી ખાન અબ્દુલ ગફારખાના સુપુત્ર ખાન ગનીખાને પઠાણો ઉપર એક પુસ્તક અંગ્રેજીમાં લખીને પ્રસિદ્ધ કર્યું છે ખાન ગની ખાન, એમના પિતાની જેમ, રાષ્ટ્રવાદી પઠાણ બિરાદર છે સુપ્રસિદ્ધ અંગ્રેજી સચિત્ર સાપ્તાહિક " India " ના તા ૩-૪-૪૮ ના અંકમાં ' પાકીસ્તાન' વિશેના એમનાં મંતવ્યો બહુ રસમય છે જે પુસ્તક એમણે એમના જાતિભાઈઓ વિશે લખ્યુ છે તેનુ નામ ' Pathans ' (પઠાણો) છે સરહદ પ્રાંત વિશે માહિતી આપતુ બીજું એક પુસ્તક પણ પ્રસિદ્ધ થયુ છે શ્રી મહમદ યુનસે એ લખ્યુ છે, પુસ્તકની પ્રસ્તાવના આપણા વડા પ્રધાન પં જવાહરલાલે લખી છે, ને પુસ્તકની ભૂમિકા સરહદના ગાંધીએ લખી છે એ પુસ્તકનુ નામ છે ' Frontier Speaks ' ( સરહદ બોલે છે. )

## સાહિત્યકાર શ્રી. મનુ સૂબેદાર

' સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય ' ના હાલના ટ્રસ્ટી મંડળના પ્રમુખ શ્રી મનુ સૂબેદાર અર્થશાસ્ત્રના નિષ્ણાત તરીકે જાણીતા છે. ઉપરાંત, સાહિત્યના પણ તેઓ સાગ ભોક્તા અને કર્તા છે એમણે ' જ્ઞાનેશ્વરી ગીતા ' નો મૂળ મરાઠીમાથી અંગ્રેજી અનુવાદ ' Gita Explained ' એ નામે કરેલો છે. ' ગીતા એક્સપ્લેઈન્ડ ' અંગ્રેજીમા ઠીકઠીક લોકપ્રિય નીવડયુ છે ને અત્યારે એ અનુવાદની ત્રીજી આવૃત્તિ ચાલે છે

## અમેરિકા જતા વિદ્યાર્થીઓને ઉપયોગી

વધુ અભ્યાસાર્થે અમેરિકા જતા વિદ્યાર્થીઓને ઉપયોગી અને માર્ગદર્શક નીવડે એવુ પુસ્તક તાજેતરમાં પ્રગટ થયુ છે પુસ્તકનું નામ છે ' Indians going to America, ' ને ડૉ જી એસ કૃષ્ણપ્પા અને ડૉ જે એમ કુમારપ્પાએ આ પુસ્તકમાં આપેલી માહિતી એકઠી કરી છે.

## વ્યોમેશચંદ્ર બેનરજી

રાષ્ટ્રીય મહાસભાના પ્રથમ પ્રમુખ સ્વ. શ્રી વ્યોમેશચંદ્ર બેનરજીનું જીવનચરિત્ર એમની પુત્રી કુ સાધના બેનર્જીનું લખેલું અંગ્રેજીમાં પ્રગટ થયું છે સ્વ વ્યોમેશચંદ્ર બેનરજી કલકત્તાની વરિષ્ટ અદાલત ( હાઈકોર્ટ ) મા વકીલાત કરતા હતા ને એ વકીલાતથી નિવૃત્ત થઇ રાષ્ટ્રીય મહાસભાની સ્થાપનાનું કામ એમણે સમય અને નાણાંના ભોગે કર્યું હતુ પૂ ગોખલેજીએ એમના વિશે કહ્યું, 'વ્યોમેશચંદ્ર હિંદની સરકા મા વડા પ્રધાનના પદે નિ સંશય હોત ' ડૉ કાલિદાસ નાગે છાસઠ પાનના આ નાનકડા જીવનચરિત્રની પ્રસ્તાવના લખી છે

## ખલીલ જિબ્રાન

અરબ્બી અને અંગ્રેજી ભાષાના અતિવિખ્યાત ફિલસૂફ લેખક ખલીલ જિબ્રાનની સઘળી કૃતિઓનું ભાષાંતર પ્રગટ કરવાની તૈયારી અમદાવાદની એક પ્રકાશન સંસ્થાએ કરવા માંડી છે
લ જિબ્રાનની કૃતિઓ ગૂજરાતીમા ઉતારવાનો સમય હવે પાકી ગયો છે

"શિવમ્ સુંદરમ્"



## કોને શું ભેટ આપશો ?

તમારા દુશ્મનોને તમે સારામા સારી ભેટ શુ આપી શકો ? માફી!
તમારા વિરોધીને ? સહિષ્ણુતા !
તમારા મિત્રને ? .. તમારૂં હૃદય !
તમારા બાળકને ? . તમારા બાળક સમક્ષ તમારો એવો દાખલો બેસાડો જેમાંથી એ પોતાનુ જીવન ઘડી શકે !
તમારા પિતાને ? . માન !
તમારી માતાને ? તમારૂં ચારિત્ર્ય એવુ ઉમદા બનાવો જેથી તમારી માતા ખુશ થાય કે મને આવો રૂડો પુત્ર મળ્યો છે !
અને તમારી જાતને તમે શું ભેટ આપશો ? . બધાજ મનુષ્યો પ્રત્યે પ્રેમ અને સદ્ભાવ !

# પુસ્તકાલયોએ પ્રગટાવેલી જ્ઞાનસરિતા

**આંકડા બોલે છે :**

અમેરિકામા ૭૫૦૦ જેટલા પુસ્તકાલયો ખોલવામા આવ્યા હતા ૧૯૪૬ મા આ પુસ્તકાલયો ૧૩૧૦૦૦,૦૦૦ પુસ્તકો સુધી પહોચી હતી આપણો દેશ હવે આઝાદ થયો છે ગામડે ગામડે જ્ઞાનજ્યોત પ્રગટાવવા અમેરિકાના આ પ્રયાસને તરત અનુસરવુ પડશે

આપણે ત્યા હિંદમાં નિરક્ષરતાનું પ્રમાણ બીજા દેશોના પ્રમાણમા ઘણુ વધુ છે વર્ષોથી કોંગ્રેસે નિરક્ષરતાનિવારણને પોતાના ધ્યેયોમાનુ એક બનાવ્યુ છે તેમ છતા લોકોની આળસ, કાર્યકર્તાઓની ખોટ, સરકારી મદદનો અભાવ અને ઉત્સાહની ઓછપને લીધે આ કાર્યમા આપણે ત્યા ખાસ પ્રગતિ થઈ શકી નથી

પરંતુ અમેરિકામા નિરક્ષરતા નિવારણ માટે સરકાર તરફથી ચાલતી પ્રવૃત્તિ અને લોકોનો ઉત્સાહ ધ્યાન ખેંચે તેવો છે જેનો ટૂંકો ખ્યાલ તમને બાજુમા રજૂ થયેલા આંકડાઓ પરથી આવશે નિરક્ષરતા નિવારવા માટે અમેરિકાની 'ફરતા પુસ્તકાલયો'ની પ્રવૃત્તિ જેવી પદ્ધતિનુ આપણી સરકાર અનુકરણ કરે તો હિંદ થોડા જ વર્ષોમા નિરક્ષરતાને સારા પ્રમાણમા ઘટાડી શકે

અમેરિકામા સરકાર તરફથી જ શહેરોમા તેમ જ ગામડાઓમા જાહેર પુસ્તકાલયો ખોલવામા આવ્યા છે, જેમા લોકો નાના કે મોટાના ભેદ વિના કે એક પણ પાઈ આપ્યા વિના પુસ્તકો વાચવા લઈ જઈ શકે છે વિધવિધ પ્રકારના બાળસાહિત્યથી માડીને ગંભીર સાહિત્ય સુધીનું બધા જ પ્રકારનુ સાહિત્ય આ પુસ્તકાલયોમાથી મળે છે

અમેરિકામા આ પ્રકારના ૭૫ ૦ પુસ્તકાલયો ખોલવામા આવ્યા છે ૧૯૪૬ મા આ પુસ્તકાલયોમા ૧૩૧૦૦૦૦૦૦ પુસ્તકો રાખવામા આવતા હતા, અને તેમા હજુ વધારો થઈ રહ્યો છે ૧૯૪૭ મા તેની સંખ્યા વધીને ૩૫૬૦૦૦૦૦૦ ના આંકડા સુધી પહોચેલ હતી

માત્ર શહેરમા જ નહિ, પરંતુ ગામડાઓમા પણ આ પ્રકારનાં પુસ્તકાલયો ખોલવામા આવે છે જેને માટે ત્યાની ધારાસભા ખાસ ધારો પસાર કરીને મોટી રકમની મંજૂરી આપે છે

માત્ર પુસ્તકાલયો જ નહિ પરંતુ ફિલ્મો, ચિત્રો, પ્રદર્શનો દ્વારા પણ અમેરિકામા નિરક્ષરતા દૂર કરવાનુ કાર્ય જોરશોરથી ચાલી રહ્યુ છે, ગમે તે પ્રકારના પ્રદર્શનો ભરાય તેમ નિરક્ષરતાને લગતો ખાસ વિભાગ સરકાર તરફથી મુકાય છે

ઉપરાંત દૂર દૂરના સ્થળોમા ને નાનકડા ગામડાઓમા 'ફરતા પુસ્તકાલયો"ની ગાડીઓ દ્વારા તેઓ અભણ લોકોને પુસ્તકો, છાપાઓ અને સામાયિકો પહોચાડે છે લોકોને કશી ફી આપવાની હોતી નથી અને તેઓ અઠવાડિયે બદલી પણ કરી શકે છે ત્યાની શાળાઓ કલબો, ખાસ યોજેલી તેમજ નિરક્ષરતા નિવારણ માટે બનાવેલા ટુંકા ચલચિત્રો દ્વારા સરકારના કેળવણી ખાતા તરફથી અક્ષરજ્ઞાનનો પ્રચાર થઈ રહ્યો છે

અમેરિકામાં નિરક્ષરતા નિવારણ માટે લેવાતા પગલાઓ અનુકરણીય છે સ્વતંત્રતા આવ્યા પછી પણ આપણે ત્યા નિરક્ષરતા નિવારણ માટે જોઈએ તેવો પ્રચાર કે કાર્ય નજરે ચડતાં નથી રશિયાનો દાખલો પણ આ બાબતમા નોધવા જેવો છે ત્યા લોકોનું રાજ્ય આવ્યા પછી તુરત જ જોરશોરથી અક્ષરજ્ઞાનના પ્રચાર વડે અભણ લોકોની સંખ્યા ૮૫ ટકા હતી તેમાથી આજે માંડ ૫ થી ૧૦ ટકા રહી હશે હિંદમા આ અમેરિકન પદ્ધતિ અનુસાર પગલાઓ લેવાય, લોકો માટે મફત પુસ્તકાલય મોટા પ્રમાણમા ખોલાય તો જ નિરક્ષરતા જલદીથી દૂર થઈ શકે

# ગુજરાતી સાહિત્યપર ગાંધીજીની અસર

ભાષા અને સાહિત્ય ઉપર ગાંધીજીની અસર ગુજરાતમા બહુ ઊંડી રીતે મૂર્તિમંત થઇ છે ઇ સ ૧૯૧૫ મા સત્યાગ્રહાશ્રમની સ્થાપના, સાપ્તાહિક પત્ર તરીકે 'નવજીવન' નુ પ્રકાશન અને ઇ સ ૧૯૨૧ મા ગુજરાત વિદ્યાપીઠની સ્થપના એ બધા 'નવગુજરાત' ના વિકાસમાં આગળપડતા સીમાસ્તંભ છે

'નવજીવન' કે જેનો ફેલાવો (૨૫ વર્ષ પહેલા એક સાપ્તાહિક માટે જોઇએ તો) ચાલીસ હજાર નકલ જેટલી મોટી હદે પહોચ્યો હતો તથા ગાંધીજીના જ શબ્દો ટાંકીએ તો, ગાંધીજીના જીવનની "કેટલીક સૌથી ભારે અગત્યની બાજુઓનો નિચોડ" આવતો હતો, તેણે ગુજરાતી જીવન અને સાહિત્ય ઉપર ઊંડી અસર પહોચાડી હતી

ગુજરાત વિદ્યાપીઠ, કે જેણે પોતાની તરફ કેટલાય સાક્ષરો અને વિદ્વાનોને ખેચ્યા હતા તેણે પુનરુત્થાન પામેલા ગુજરાત ઉપર ગાંધીજીની અસરને વધુ વ્યાપક બનાવી, તથા ગુજરાતી ભાષા અને સાહિત્યને નવી દિશા આપી

ગુજરાતી ભાષાનાં ગાંધીજીના પોતાના લખાણોમા પણ તેમના જીવનના સાદાઇ અને સયમ સ્પષ્ટપણે પ્રતિબિબત થયેલા આપણે જોઇ શકીએ છીએ તેમની ભાષાની સાદાઇ સમજપૂર્વક કરેલા પ્રયત્નનુ પરિણામ પણ છે માનવ વ્યક્તિત્વના મૂળ ઘટકોની આંતરિક સમજ હોવાને લીધે મુખ્યત્વે આમજનતાના બની રહેલા ગાંધીજી લોકો સમજી શકે તેવી ભાષામા બોલવાની અગત્ય સમજતા હતા તેથી તે ગુજરાતી) ભાષાને ભારે આલકારિક સસ્કૃત શબ્દોના આડબરમાંથી છોડવીને તેની જગાએ સાદી પણ કેટલાયગણી વધુ પ્રાણભરી ભાષા ઊભી કરવાને કામે લાગી ગયા એ ભાષા લોકોની જીભ ઉપર રમતી હોવાને કારણે લોકોના હૃદયમા સોસરી ઊતરી જતી તેની સાદાઇ બાઇબલ જેવી હોવા છતા તે ઉપનિષદોની ભવ્યતાને સ્પર્શતી હતી એ ભાષા આધુનિક ગુજરાતી પદ્ય માટે ધોરણરૂપ બની રહી છે આના અનુસધાનમા આપણે ગુજરાતી જોડણી નિશ્ચિત કરતો પ્રમાણભૂત કોશ રચવામા ગાંધીજીએ લીધેલો ભાગ ભૂલી જઇ શકીએ નહિ તે કોશ એટલે 'વિદ્યાપીઠનો જોડણીકોશ'

ગાંધીજી ગુજરાતીમા લખે અગ્રેજીમાં લખે, કે હિદુસ્તાનીમા બોલે, તોપણ તેમનો મુખ્ય હેતુ, પોતાના મતવ્યને સ્પષ્ટપણે, સ્વાભાવિક રીતે, હાર્દિકતાથી અને બીજાઓ સમજી શકે તે રીતે રજૂ કરવાનો જ હતો તેથી કરીને જોકે તેમણે ભાષાને માત્ર તેની ઉપયોગિતાને કારણે સ્વીકારી છે, છતા, તેમણે તેની ઉપયોગિતા ઉપરાંત સુદરતા પણ સાધી છે આમ જે તેમના હૃદયમા ... માતા ખુશે હોઠે આવતુ, અને તેમના હાથ વડે અમલમા મુકાતુ અને એ જ, મહ... મને તમારી બાતન

એમ અને તેથી જ તે મહાત્મા કહેવાયા પણ છે

[ 'હિંદુસ્તાન ટાઇમ્સ' ૩-૪-૪૮ ના અગ્રેજી ઉપરથી ]

# ફરતા પુસ્તકાલયના ફાયદા

હિંદની પ્રજાનો અતિ મોટો સમૂહ અક્ષરજ્ઞાનથી વંચિત રહેલો છે એટલે પુસ્તકાલય શું તે જાણવાની જ તેની શકિત નથી, તો પછી ગામડાઓમાં જ્ઞાનની પરબો માંડનારા પુસ્તકાલયની તો વાત જ શી કરવી ? પણ હિંદ હવે આઝાદ થયું છે એટલે તેણે અક્ષરજ્ઞાનનો પ્રશ્ન ઉકેલવો જ પડશે અને અક્ષરજ્ઞાન પામેલી ગામડાની જનતાની જ્ઞાનભૂખ સંતોષવાના ઉપાયો પણ યોજવા પડશે એ ઘડી હજી કંઇક દૂર છે પરંતુ જ્યારે પણ એ ઘડી આવી પહોંચે ત્યારે અમેરિકામાં છે એવાં ફરતાં પુસ્તકાલયો ઘણા મોટા પ્રમાણમાં હિંદુસ્તાનને ગામડે ગામડે ઘૂમી વળવાં જોઇએ એ નિર્વિવાદ છે

પુસ્તક એ સંસારસાગર તરવાની દીવાદાંડી છે, એમ એક વિખ્યાત આંગ્લ સાહિત્યકારે કહ્યું છે

અમેરિકાના લુઝીઆના નામના એક નાનકડા ગામડામાં એક ખેડૂત-દંપતી વસતાં હતા પતિ આખોય દિવસ ખેતરમાં કામ કરીને રાત્રે જમી પરવારી દારૂના પીઠામાં ચાલ્યો જતો, અને મોડી રાત્રે ઘેર પાછો ફરતો

આવા દારૂડિયા પતિના બેદરકારીભર્યા અને બેપરવાઈભર્યા વર્તનથી ત્રાસી ઊઠીને પત્નીએ પતિ પાસેથી છૂટાછેડા લેવાને મનસૂબો કર્યો એને પતિની ગેરહાજરી કરતાં જીવનની એકલતા વધુ સતાવતી હતી.

પણ ત્યાં તો એક દિવસ પુસ્તકોથી ભરેલી એક મોટી મોટર ગાડી એ ગામમાં આવી પહોંચી અમેરિકન સ્કીમ તરફથી અમેરિકાના ગ્રામજનોને પુસ્તકોનો લાભ આપવા ખાતર અમેરિકી સરકાર તરફથી ફરતા પુસ્તકાલયો મોટી મોટી મોટર ગાડીઓમાં ગામડે ગામડે ફેરવવામાં આવે છે

જીવનની એકલતાથી ત્રાસી ઉઠેલી ખેડૂતપત્નીએ પુસ્તકનો સહારો લીધો. કંટાળેની ખેડૂ-પત્નીને લાગ્યું કે પુસ્તક વાંચવાથી તો સાંજના અને રાત્રિના એકલ કલાકો સારી રીતે વિતાવી શકાશે એક બે દિવસના અખતરા પછીથી એ સ્ત્રીને જણાયું કે મોટેથી પુસ્તકનું વાચન કરવાથી એકલતા બિલકુલ જ જણાતી નથી એક રાત્રે દારૂના પીઠામાંથી પરવારી પતિ વહેલો ઘેર આવ્યો પોતાની પત્નીને મોટેથી કંઇક બોલતી એણે સાંભળી જઇને જોયું તો પત્ની એક રસિક પુસ્તક વાંચતી હતી પતિને પણ એ રસિક પુસ્તકમાં રસ પડયો, અને પતિએ બીજે દિવસથી દારૂને પીઠે જવાનું છોડી દીધું અને સાંજનો તથા વાળુ પછીનો સમય સદ્વાચનમાં આનંદથી ગાળવા માંડયો.

આ રીતની પોતાની સુખદ કથની એ ખેડૂત સ્ત્રીએ અમેરિકાના ફરતા પુસ્તકાલયના એક સંચાલકને સંભળાવી હતી.

એવી જ રીતે આલ્બામાના એક ખેડૂને એક ફરતા પુસ્તકાલયના સંચાલક પાસે પાણી વહી જતી જળવાહિનીઓના જોડાણની અપૂર્વ માહિતી આપતા પુસ્તકની માગણી કરી હતી

એ પ્રમાણે પુસ્તક આણી આપતા ખેડૂને વાચી વાચીને સઘળી સામગ્રી અને માહિતી મેળવી લીધી

ફરતુ પુસ્તકાલય આલ્બામામા ફરી વાર આવ્યું ત્યારે એ ખેડૂને જળ વહી જતી જળવાહિનીઓ એ પુસ્તકાલયના સંચાલકને બતાવી અને એણે તેમનો આભાર માન્યો

વધુ તપાસને અંતે એ ખેડૂતને એમ પણ જણાવવામાં આવ્યુ કે, નકામા વહી જતા પાણીથી ગદકી ન થવા પામે તે માટે તો ભૂગર્ભ ગટરની યોજનાઓ પણ પુસ્તકોમાં હોય છે

## સમજાવાતો જ્ઞાનનો મહિમા

અને એવી ગંદકીથી બચવા માટે ખેડૂતે ગટરબાધણીની સામગ્રી અને માહિતી પૂરી પાડતા પુસ્તકની માગણી કરી અને ભૂગર્ભ ગટર નાખીને ગંદકી પણ એ ખેડૂતે ટાળી દીધી

અમેરિકાભરમા આવા ફરતા પુસ્તકાલયો દૂર દૂર ગામડામાં ફરે છે અને અમેરિકી ગ્રામજનોને પુસ્તકોનો અને જ્ઞાનનો મહિમા સમજાવે છે

એવી મોટરગાડીઓ ગામડાઓના કાદવ અને બરફ પણ ખુંદે છે. પણ એ જાતની હેરાનગતી ભોગવ્યા બાદ એ પુસ્તકાલયોના માણસો જ્યારે એમને જોતાં ગ્રામજનોના હસતા નિહાળે છે ત્યારે એમને પડતી મુ । બતો પણ એઓ ભૂલી જાય છે

ફરતા પુસ્તકાલયોના સંચાલકો તરફથી એવા વધુ ને વધુ પુસ્તકાલયોની મોટરગાડીઓ ઉપયોગમા લાવવાની માગણીઓ અમેરિકી કોંગ્રેસ સમક્ષ થઈ રહેલી છે

વડોદરા રાજ્યનાં ફરતા પુસ્તકાલયો પણ પેટીઓમાં પુસ્તકો લઇને ગામડે ગામડે ફરી વળે છે અને હિંદી યુનિયનમાં હવે એ દિવસો પૂર ઝડપે આવી રહ્યા છે

---

" જો તમે અને હું નર્યું સત્ય અને કેવળ સત્ય જ પાચ મિનિટ સુધી કહીશું તો આપણા સઘળા મિત્રો આપણને છોડી જશે, જો દશ મિનિટ સુધી તો આપણને દેશમાંથી હાંકી કાઢવામા આવશે, જો પંદર મિનિટ સુધી, તો આપણને ફાંસીએ ચઢાવશે "

—ખલિલ જિબ્રાન

# અમદાવાદને આંગણે પાંગરેલી પુસ્તકાલય-વૃત્તિ

શ્રી ભાઈશંકર નાનાભાઈ સોલીસીટર અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ હતા ત્યારે ૧૯૧૫ની સાલ દરમિયાન પંડિતજીની પોળના નાકે આવેલી લાયબ્રેરીની શરૂઆત તેમણે દાન આપી કરાવી હતી આ લાયબ્રેરીમાં ઘણાં જ કીમતી કાયદાના અંગ્રેજી અને સંસ્કૃત સાહિત્યના પુસ્તકો છે. દાતા શ્રી ભાઈશંકરની શરત પ્રમાણે આ વાચનાલયમાંથી પુસ્તકો બહાર લઈ જવાતા નથી, પણ ત્યાં જ બેસીને વાચવા પડે છે એથી એનો ઉપયોગ મર્યાદિત રહે છે મ્યુ વાચનાલય સમિતિએ એક ઠરાવ કરીને એ અંગેના કાયદામાં ફેરફાર કરવાની વિનંતિ કરી છે

## દાદાભાઈ લાયબ્રેરી

આજ વર્ષો દરમિયાન શરૂ થએલી બીજી લાયબ્રેરી તે પાનકોર નાકે આવેલી દાદાભાઈ લાયબ્રેરી છે. હાલના મકાનમાં તે ૧૯૩૦ પછી આવી તેનું મકાન બાંધી આપવા માટે શ્રી હંસરાજ પ્રાગજીના પત્ની તરફથી રૂા ૧૫-૨૦ હજાર મળ્યા હતા મ્યુ એ એટલી બીજી રકમ ઉમેરીને હાલનું મકાન બાંધ્યું.

દાદાભાઈ લાયબ્રેરી સ્વદેશી મિત્રમંડળ ચલાવતું અને એમાં નવા વિચારના જપ્તીકારી પુસ્તકો એકઠાં કરવામાં આવ્યા હતા ખાસ કરીને શ્રી બાબુરાવ જીવણલાલ દેસાઈ, અને ડૉ ચંદુભાઈ તે વખતે વિલાયત હતા ત્યાંથી તેમણે જે ઉદ્દામ પ્રકારનાં જપ્તીકારી પુસ્તકો હિંદમાં અપાવ્યાં હતા તે મોકલી આપ્યા યુવાનોના માનસને બદલવામાં દાદાભાઈ વાચનાલયમાં આ પુસ્તકોએ મહત્ત્વનો ભાગ ભજવ્યો હતો આ વાચનાલયમાં શ્રી અરવિંદ ઘોષનું સાહિત્ય, રશીઆનું લોકશાસ્ત્રનું સાહિત્ય, ઇટાલીના મેઝીની અને ગેરીબાલ્ડી, રાજક્રાંતિઓનો ઇતિહાસ, જર્મનીના શેલી જેવા કવિઓ જેમણે પ્રજાને રાષ્ટ્રધર્મની દીક્ષા આપી હતી તેવા પુસ્તકો જથ્થાબંધ આવતા અને અભ્યાસવર્તુલ રચી યુવાનો આ પુસ્તકોનો પદ્ધતિસરનો અભ્યાસ કરતા

મહાત્મા ગાંધીજીને પણ ૧૯૧૫ના સાલમાં આ લાયબ્રેરી બતાવી ત્યારે એમણે પૂર્ણ સંતોષ વ્યક્ત કર્યો હતો અને રાજચંદ્ર સાહિત્યના તમામ પુસ્તકો આ લાયબ્રેરીમાં ભેટ કરાવ્યા હતાં ૧૯૨૦-૨૨ માં જ આ લાયબ્રેરીને મ્યુ ને સોંપી દેવાનો નિર્ણય લેવાયો હતો, પણ ઠેઠ ૧૯૩૦-૩૧ માં મ્યુ ના કબજામાં આવી ત્યારે લાયબ્રેરીને દેવું થયું હતું, પણ સર ચિનુભાઈ બેરોનેટે તે બધું આપી દીધું અને એમને હસ્તેજ હંસરાજ પ્રાગજી હોલ અને વાચનાલયની ઉદ્‌ઘાટનવિધિ કરવામાં આવી

મ્યુ ને હસ્તક ચાલતી ત્રીજી લાયબ્રેરી પંચભાઈની પોળ પાસે આવેલી સ્વ રાવબહાદુર ઉત્તમલાલ ગિરધરલાલ ત્રિવેદીની લાયબ્રેરી છે અને શાહપુરમાં બીજી લાયબ્રેરી ફ્રી વાચનાલય એ નામે ચાલે છે

## મધ્યસ્થ લાયબ્રેરી

મ્યુ ની હાલની ઓફિસો જ્યાં છે ત્યાં મ્યુ તરફથી એક મધ્યસ્થ લાયબ્રેરી ચલાવાય છે શ્રી દાદાસાહેબ માવલંકર પ્રમુખ હતા ત્યારથી આ લાયબ્રેરીને ખીલવવામાં આવી છે આ લાયબ્રેરીમાં ઇજનેરી, કાયદા, ધારાસભા, મ્યુ અંગેનું વિજ્ઞાન, વૈદક, તત્ત્વજ્ઞાન, જીવનચરિત્ર વગેરે

અંગેના પુસ્તકો આવેલા છે, આ લાયબ્રેરીને વધુ સારી કરવાના પ્રયાસો ચાલુ જ છે

મ્યુ હસ્તકની સૌથી સમૃદ્ધ લાયબ્રેરી તો શ્રી. માણેકલાલ જેઠાલાલ પુસ્તકાલય છે ચાર હજાર જેટલા માણસો ત્યાંથી પુસ્તકો લઇ જાય છે અને ૪૦૦ જેટલા માણસો રોજ ત્યાં જઇને વાંચે છે વડોદરાની સેન્ટ્રલ લાયબ્રેરી કરતાંય આ પુસ્તકાલયમા પુસ્તકોની સંખ્યા વિશેષ છે આજે આ પુસ્તકાલયનાં પુસ્તકોની સંખ્યા ૩૫ ૦૦ થી પણ વધુ છે આ વાચનાલયોમા જુદા જુદા વર્તમાનપત્રો અને સામયિકો થઇને ૨૭૩ પત્રો આવે છે. આ લાયબ્રેરીમા દર વર્ષે ૫ દસ હજારનાં નવા પુસ્તકો ખરીદાય છે વહીવટી અને બીજુ ખર્ચ ૪૦ હજાર જેટલુ છે

મ્યુ તરફથી શહેરનાં બારેક જેટલા વાચનાલયોને ગ્રાંટ પણ અપાય છે

## પુસ્તકાલય મંડળની પ્રવૃત્તિ

સ્વ મોતીભાઈ અમીન જે વાચનાલય સાહિત્યના જનક હતા અને જેમના પ્રતાપે વડોદરામા વાચનાલયની હિલચાલ શરૂ થઇ હતી. તેમની પ્રેરણાથી અમદાવાદે પણ ૧૯૦૫ની સાલમા ગુજરાત પુસ્તકાલય મંડળ કાઢેલુ સ્વ. હિરાલાલ ત્રિભોવનદાસ પારેખ તેમા બહુ રસ લેતા પહેલી પરિષદ સ્વ શ્રી મનુભાઇ નંદશંકર દિવાનના પ્રમુખપદે મળી હતી, જ્યારે બીજી પરિષદ ૧૯૩૯માં સ્વ શ્રી આનંદશંકર ધ્રુવના પ્રમુખપદે આણંદમાં મળી હતી

ત્યાર પછી અમદાવાદ પુસ્તકાલય સંમેલન યોજવામા આવ્યુ અને પહેલી પરિષદ શ્રી સરલાદેવી અંબાલાલ સારાભાઇના પ્રમુખપદે ૧૯૪૧મા મળી હતી ચાર વર્ષ થયાં ૧૯૪૫મા બીજી પરિષદ અમદાવાદ મ્યુનિસિપાલિટીના પ્રમુખ શ્રી મણિલાલ ચતુરભાઇના પ્રમુખપદે મળી હતી. આ પરિષદ બે દિવસના તમાશા જેવી નહોતી, પણ એના દ્વારા રચનાત્મક કાર્ય થવા પામ્યુ હતુ.

પહેલી પરિષદે કરેલા ઠરાવને અમલમાં મૂકવા અમદાવાદ પુસ્તકાલય મંડળે પ્રયાસ કર્યા અને પરિણામે શહેરમા કેટલેક સ્થળે નવા વાચનાલયો ખોલવવામા તે સફળ થઇ હતી, જેના પ્રયાસોને પરિણામે અમદાવાદમા પુસ્તકાલયપ્રવૃત્તિ ઠીક આગળ વધી

## બીજા વાંચનાલયો

મ્યુ તરફથી તૈયાર કરવામા આવેલુ ફરતુ પુસ્તકાલય તો ૧૯૪૫ મા અમદાવાદ પુસ્તકાલય પરિષદે કરેલા ઠરાવનુ સીધુ પરિણામ છે. આ પુસ્તકાલય પાછળ ૨૫૦૦૦ ખર્ચા છે

અમદાવાદમા પુસ્તકાલયપ્રવૃત્તિ વધુ વ્યાપક બને એ માટે મ્યુ એ એક પુસ્તકાલય કમિટિ નીમેલી છે. કોઇ પણ શહેર ઉદ્યોગ વ્યાપારથી, ધનસંપત્તિથી અમર બનતુ નથી પણ ખરૂ અમરત્વ નગરજનોના જ્ઞાન, ચારિત્ર્ય અને સેવાભાવથી પ્રકટ થાય છે. નવી લોકશાહીની જે પ્રવૃત્તિ થઈ રહી છે એમાં એકે એક સ્ત્રીપુરૂષને જ્ઞાન જરૂરી રહેશે લંકા સોનાની હતી, પણ તે યાત્રાધામ ન બની યાત્રાધામ તે બની પંચવટી તેમ ભવિષ્યનુ અમદાવાદ ધન, ધાન્ય, આરોગ્ય સંપત્તિ સાથે સંસ્કૃતિનુ કેંદ્ર પણ બને અને પ્રજાજનો સ્વધર્મ નિષ્ઠ થાય એ મનોકામના આ ફરતા પુસ્તકાલયની યોજનાને અમલી બનાવવા પાછળ રહેલી છે *

* તા ૯-૬-'૪૮ ના રોજ અમદાવાદ મ્યુ તરફથી ફરતા પુસ્તકાલયની મોટરગાડીના ઉદ્‌ઘાટનપ્રસંગે પ્રસંગે તૈયાર કરાવાયેલો હેવાલ

# એક પુસ્તકને ખાતર–

'ક્રાફર્ડ સાહેબ છે કે ?'

'કોણ ?'

'એ તો હું'

'હું કોણ ?'

'અબ્રાહમ લિંકન'

'આટલી રાતે ? અલ્યા છોકરા, તને અત્યારે ભરવરસાદમાં અહીં સુધી આવતાં બીક પણ ન લાગી ?'

'બીક કેવી ? સાંભળ્યું કે ક્રાફર્ડ કાકા પાસે 'વોશિંગ્ટનનું ચરિત્ર' છે બજારમાં એ ચોપડી વેચાતી મળતી નથી એવી એક જ નકલ આપની પાસે છે તે માગવા આવ્યો છું.'

'ચોપડી ! માગી તે અપાતી હશે ? માગી ચોપડી આપનાર અને વાંચીને ચોપડી પાછી વાળનાર બન્ને મૂર્ખ છે. તેમાંય તું અજાણ્યો છે તને આ એકની એક ચોપડી શી રીતે આપું ?'

'હું એને બરાબર જાળવીશ'

'અને નહિ જાળવે તો ?'

'આપને ઘટે તે કરજો'

મહાપરાણે ક્રાફર્ડે ચોપડી આપી રાતું મજાનું પૂઠું અને સુંદર છપાઈ. ભાત ભાતનાં ચિત્રો આ બધું જોતાં જ અબ્રાહમ તો ગાંડો ઘેલો થઈ ગયો

વરસતા વરસાદમાં એ ઘેર પહોંચ્યો દહાડે તાવ આવી ગયો હતો, છતાં વાંચવાની મજા આગળ એને તાવનો થાક ન જણાયો

પિતાએ એને સૂઈ જવા આગ્રહ કર્યો, 'આ સૂઈ જાઉં' કહી વાત પતાવીને આગળ વાંચવા માંડયું

એક એક કલાક વીતી ગયા રાતના ચાર સાડાચાર થયા પિતાએ ડોળા કાઢીને ધમકાવ્યો 'હજી સૂતો નથી ? સૂઈ જા !'

અબ્રાહમ પિતાના હુકમને માન આપીને સૂઈ ગયો ચોપડી બારી ઉપર મૂકી આંખ મળી ન મળી ત્યાં તો વરસાદનું એક ઝાપટું આવ્યું. ચોપડી ભીની થઈ ગઈ. ઉતાવળે લેવા જતાં એ જમીન ઉપર પડી ગઈ. એનાં પાનાં કાદવે ખરડાયાં, કેટલાંક આઘાંપાછાં થયાં.

અબ્રાહમનું લોહી ઊડી ગયું એ નિરાશ ચહેરે ક્રાફર્ડ સાહેબને ત્યાં પહોંચ્યો જઈને નમ્રતાપૂર્વક બધી વાત સમજાવી. આ ક્રાફર્ડ એમ સહેજમાં માની જાય એવા નહોતા

એમણે તો અબ્રાહમને ધમકાવ્યો અને ચોપડીના પૈસા અબ્રાહમ પાસે નહોતા એથી એને ત્રણ દહાડા સુધી ક્રાફર્ડના ખેતરમાં સખત મજૂરી કરવી પડી.

ત્રીજે દિવસે એ હસતો હસતો ઘેર આવ્યો બહેનને પેલી ચોપડી બતાવીને એ બોલ્યો 'જો બહેન, આ ચોપડી આપણી થઈ ગઈ'

'પણ અત્યાર સુધી તમે હતા કયાં ?'

'ક્રાફર્ડ સાહેબને ત્યાં મજુરીએ.'

આ અબ્રાહમ લિંકન પાછળથી અમેરિકાનો પ્રમુખ થયો *

—રસૂલભાઇ ન. વહોરા.

* તાજેતરમાં ચરોતર એજ્યુકેશન સોસાઇટિ થી પ્રસિદ્ધ થયેલ "દીવડા માથી"

# આજની જરૂર

શ્રી કૈલાસવાસી પુણ્યશ્લોક મહારાજા સાહેબ સયાજીરાવ ગાયકવાડે 'મારી પ્રજા' એ સૂત્રને પૂર્ણ કરવા ફરજીઆત કેળવણી ને સાર્વજનિક પુસ્તકાલયની યોજના કરીને રાષ્ટ્રના નૂતન ઘડતરમાં વડોદરા રાજ્યે સૌથી મોખરે રહ્યાનું બહુમાન મેળવ્યું છે, જે લાભથી પ્રજામાં જાગૃતિ ને સમજશક્તિ આવેલી દેખાય છે, તે મેળવેલા શિક્ષણનું ફળ છે પુસ્તકાલયો વગર જ્ઞાનનો ફેલાવો અશક્ય છે, તેથી જ તેને શારદા મંદિર કહેવામાં આવે છે, ને દરેકના તે જીવનપાઠશાળા છે જનસમૂહના ઉદ્ધારની આ અજોડ ચાવી રાજ્યભરમાં દરેક ઠેકાણે લાગુ થઇ ગઇ છે અંતરનો આરામ, દુઃખીનું આશ્વાસન, ભક્તોનું આરોહણ ને જીવનની સાફલ્યતા માટે પુસ્તકાલય એ સરસ્વતિક મંદિર છે ને સર્વ ઠેકાણેથી મળેલા ડહાપણનો અખૂટ ખજાનો છે પુસ્તકાલયનો ઉદ્દેશ જનસમૂહનું સુખ પ્રાપ્ત કરવાનો છે પુસ્તકોના જ્ઞાનથી ત્રિકાળદર્શી ભવિષ્યવેત્તા થવાય છે. પ્રારબ્ધનો સાચો જ્યોતિષ, વહાવટો, આજે તો પુસ્તકોજ છે, કે જેના અખૂટ જ્ઞાને રાષ્ટ્ર સ્વતંત્રતાને પંથે આવી ગયો છે દેહને પોષવા માટે હવા-પાણી ને ખોરાક મુખ્ય છે, તેમ આત્માને ઉચ્ચ માર્ગે લઈ જવા જ્ઞાનના પ્રકાશની જરૂર છે "**ધનિકોએ છુટા હાથે પુસ્તકાલયને મદદ કર ધનનો સદ્વ્યય કરવો એ મહદ્ પુણ્ય છે.**"

જિજ્ઞાસા એ માનવજીવનનો અંશ છે, દરેક માનવોને નવું જાણવા મળે છે તે ખોટ પુસ્તકો ને વર્તમાનપત્રો પૂરી પાડે છે, માટેજ તેમને પારસમણિ કહેવામા આવે છે પૂર્ણ જ્ઞાની બનીને જ્ઞાન દેવાનુ ન બની શકે, પરંતુ મહાન જ્ઞાનીઓના ઉપદેશવચનોરૂપ ઉમદા પુસ્તકો તો ગરીબમાં ગરીબ પણ એક વખત તો જરૂર આપી શકે આ સત્ય વહેલું સમજાય તેટલોજ ઉદય નજીકમા છે હાલમા દુનિયા પર તોપો યા શસ્ત્રોનું રાજ ચાલતું નથી, પણ સદ્‌વિચારોનુ ચાલે છે, તે આજે આપણા પ્રાણપ્યારા રાષ્ટ્રનેતાઓએ સિદ્ધ કર્યું છે, વાચન એ વિચારો આપે છે, વિચારથી જ્ઞાન થાય છે, જ્ઞાનપ્રચાર એ પણ સેવાધર્મ છે બધા જ્ઞાનોમા જિજ્ઞાસુને જ્ઞાનદાન શ્રેષ્ઠ છે ને તેથી કાયમ માટે તેને પ્રજ્ઞાચક્ષુ મળે છે જીવનના અનુભવોથી જે જ્ઞાન મેળવી શકીએ તેટલું જ મારાં પુસ્તકોમાંથી ટૂંકમાંજ મળે છે સોટીનો માર, ગુસ્સાના કઠોર વચન કહ્યા વગર ને બદલા વગર શિક્ષણ આપનાર પુસ્તકો ને પુસ્તક-શાળાએ આજકાલ ધનપતિઓની સંપત્તિ કઇંજ હિસાબમાં નથી એકાદ સન્ત મળતાં કંઇક પ્રસાદી મેળવી કલ્યાણ સાધીએ તેમ પુસ્તકાલયના શ્રીસરસ્વતી મંદિરમાંથી અનેક પ્રકારની પ્રસાદી મેળવવાના લાભ આપણા શ્રીમંત મહારાજા સાહેબ શ્રીપ્રતાપસિંહરાવ સા પ્રજાના કલ્યાણની ભાવનાથી ઉદાર મદદ આપીને રહે છે ભાવી પ્રજાના જીવનઘડતર માટે પુસ્તકાલયો એ આજની જરૂર છે ને વર્તમાનમાં એવુ વાવો કે, ભવિષ્ય અદ્ભુત થઇને ઊગે ! ! !

—શ્રી. જોઇતારામ મોહનલાલ પંડયા.

# આપણા બાલસાહિત્યના પ્રશ્નો

નીચેનું અમને પ્રસિદ્ધ અર્થે મળ્યું છે —

એક વિદ્વાન અને કેળવણીખાતાના અનુભવી ગૃહસ્થનો કાગળ મારા ઉપર આવ્યો છે તેમાંથી નીચેનું લખાણ ઉતાર્યું છે —

" બાલમાસિકોના સંબંધમાં મારો જે મત છે તે તમને ટુંકામાં જણાવું છું આપણાં બાલમાસિકોનો ઝોક મોટે ભાગે એવો જોવામાં આવે છે કે બાળકો ખુશ ખુશ થઈ જાય તેવી વાર્તાઓ માત્ર દ્વારા પીરસવી. આવા વાચનથી કદાચ બાળકોની રસવૃત્તિ પોષાતી હશે, પણ તેમના જ્ઞાનમાં ભાગ્યે જ કંઈ વધારો થતો હશે આ બાબતનો હું લાંબા સમયથી અનુભવી રહ્યો છું મારા બાળકો બાલમાસિકો ખૂબ રસથી વાંચે છે, પણ તેથી તેમના જ્ઞાનમાં શો વધારો થાય છે, એ બાબતનો વિચાર કરું છું ત્યારે નિરાશ થવું પડે છે

એટલે મને લાગે છે કે આપણાં બાલમાસિકોએ હવે પોતાનો દૃષ્ટિકોણ કંઈક અંશે બદલવો જોઈએ બાળકોની રસવૃત્તિ પોષવા ઉપરાંત તેમના જ્ઞાનમાં થોડો વધારો થાય તેવી દૃષ્ટિએ રાખવી પડશે "

આ બાબત 'બાલસખા' ને કેટલી લાગુ પડે છે તે અહીં નથી કહેવું 'બાલસખા' લેખક આશા રાખે છે એ જ ધોરણે ચાલે છે કેટલું સારું કામ થઈ શકયું છે તે બીજો સવાલ છે ગુજરાતના માસિકોની નબળાઈ અને રોગીલું દૃષ્ટિબિંદુ ખરેખર, બાળકોને ખૂબ નુકસાન કરી રહ્યું છે મારો તો નિશ્ચય છે કે ગ્રાહકસંખ્યા ઓછી હોય તો ભલે, 'બાલસખા' બંધ કરવું પડે તેનો યે વાંધો નહિ, પરંતુ બાળકો વખાણવા મંડી પડે ને ગ્રાહકસંખ્યા વધે એ માટે બાળકોને ગમે તેવું જ વાચન આપવા બેમી ન જવું વાર્તાઓ જ આપવા માંડીએ ને થોડું સંહિતસંસ્કાર અસંસ્કારની ચિંતા કર્યા સિવાય રજુ કરીએ તો બાળકોની પસંદગી મેળવવાનું અઘરું નથી. આમ થતાં ગ્રાહકસંખ્યા પણ વધે, બાળકોને વાર્તાઓ ગમે છે પણ ગુજરાતમાં તો એ રોગ જેવું થઈ પડયું છે એ રોગ ત્યાં લાભ ઉઠાવવો કે નહિ તે સૌનો પોતાનો સવાલ છે 'બાલસખા' એવો લાભ ન ઉઠાવવામાં મક્કમ છે

ખરાબી કરવામાં ભાગ ભજવનાર બીજી વસ્તુ છે બાલસાહિત્યમાં પેઠે દુષ્ટ વેપારવૃત્તિ આને કારણે બાળસાહિત્યની જવાબદારી તરફ ભયંકર રીતે આંખો મીંચી દેવામાં આવે છે. વાતો મઝાની થાય છે, પણ કાર્યો જોઈએ તો અફસોસ થાય છે આને કારણે બાળકોનું વાચન ને મોટેરાઓની પસંદગી કુમાર્ગે વળ્યાં છે વાર્તાઓ સિવાયનું વાચવાનું બાળકોને ગમતું નથી ને બાળકોની પસંદગી ન હોય તે ખરીદનાર ખરીદે શાના ? વળી ખરીદવાનું જેના હાથમાં હોય તેને લલચાવનાર બીજું પણ કેટલુંક હોય છે આ બધું મોટાંના વાચન માટે કદાચ ચલાવી લેવાય, પણ બાળકોના વાચન માટે ન જ હોવું જોઈએ દેશના ભાવિ સાથેની આ રમત ભયંકર પરિણામો લાવનારી છે, પણ એની પડી છે કોને ? સરકાર અને સંસ્થાઓના સત્તાધારીઓ લાગવગમાં તણાતા હોય અને પ્રજા પાનાંની સંખ્યા ઉપરથી માપ કાઢતી હોય ત્યાં કહેવાનું કોને ? આ બધી વસ્તુઓએ બાલમાસિકો ઉપર ભારે અસર કરી છે ને બાળકોનું અહિત થઈ રહ્યું છે પછી

બાલમાસિકો માટે ઊંચી આશાઓ રાખવી તે સારૂં હશે, પણ વ્યવહારૂ તો નથી જ. આ સડાને લીધે પરદેશોની હરિફાઈમાં ઊભુ રહે તેવું એક પણ બાલમાસિક ગુજરાત મેળવી શકે તેમ નથી દાખલા તરીકે વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો લઈએ આ સંખ્યા એટલી મોટી છે કે તે ધારે તે માસિકની સ્થિતિ પલટાવી શકે * અહીં શું જોવાય છે ? અમુક પત્રની સેંકડોની સંખ્યા સામે આગળીના વેઢાથી ગણાય તેટલી સંખ્યા હોય છે આ ભેદ શાને ? ખાતુ જવાબદાર હોય કે પસંદગી કરનાર ખાતુ જવાબદાર ન હોય તો પસંદગી કરનારને યોગ્ય માર્ગે વાળવા ઘટે કરવાની ફરજ છે ખાતું જવાબદાર હોય તો તેણે નોંધવુ જોઈએ કે તેની નીતિ સમસ્ત ગુજરાતી બાલસાહિત્યને રૂંગળાવી બાળકોને ને દેશને નુકશાન કરનારી છે. પૈસાની વ્યવસ્થા કરવા સાથે બાળકો અને સાહિત્યના ઉત્કર્ષ તરફ જોવાનું તેનુ કર્તવ્ય છે

ગ્રાહકસંખ્યા બાલમાસિકો ઉપર આ રીતે અસર કરે છે તે જોયા પછી બીજી બાજુ નજર નાખવી જોઈએ છે બાલસાહિત્યના લેખકો ગુજરાતમા ઓછા છે મહેનત કરવી પડે તેવુ લખવા કરતા સહેલાઈથી લખી ન ખાય તેવુ લખવાની વૃત્તિ વધારે દેખાય છે અને સારૂં લખનારા થોડા તે કેટલું લખે ? બાલમાસિકોનું પોત નબળુ હોવાનુ મોટું કારણ છે લેખકોને મહેનતનો બદલો મળે તો સુધારો થવા થોડોક સંભવ ખરો. પણ જ્યાં ખર્ચો ઉકલવાનો વાંધો હોય ત્યાં લેખકોનુ મહેનતાણુ કલા અને એવી બીજી ખર્ચાળ બાબતો માટે સાહસ થાય શી રીતે ? અને કલાને નામે રંગોના લપેડાથી ભમાવવાનો સહેલો માર્ગ તો ખુલ્લો છે. ગુજરાત આ માર્ગે વળ્યું છે પૈસા ઉપર જે પ્રવૃત્તિ ઊભી છે તેમાં ભોગ પણ કેટલો અને ક્યાં સુધી અપાય ?

ઉપર પ્રમાણેના દુશ્ચક્રમાંથી ઉત્પન્ન થતા માસિકોના વાંચનાર બાળકોને પણ કહેવાનું છે, પણ તે આવતા અંકે + હાલ તો ઉપરની તેમને ઓછી સમજાય તેવી વાતો સમજવા બને તેટલો પ્રયત્ન કરે

—હિંમતલાલ ચુ. શાહ

---

* લેખકે આવો આક્ષેપ કરતાં પહેલા વડોદરા રાજ્યની પુસ્તકાલય વ્યવસ્થાનુ જ્ઞાન મેળવવુ જરૂરી હતુ પુસ્તકાલય ખાતુ કોઈ પણ સામયિક ખરીદતુ નથી કે ખરીદવા ફરજ પાડતુ નથી દરેક સામયિક ખરીદવાનુ જે તે પુસ્તકાલયોની પસંદગીનો પ્રશ્ન છે એમાં ખાતુ આડે આવતુ નથી, એ લેખક નોંધી લે અને પુસ્તકાલયો જે પણ સામયિક પસંદ કરે તે સામયિક જે તે પુસ્તકાલયને પૂરૂ પાડવાનુ તેનુ લવાજમ ભરવાનુ કામ પુસ્તકાલય સહાયક સહકારી મંડળનું છે એટલે પુસ્તકાલયોની પસંદગીમા ખાતુ કે મંડળ આડે આવતુ નથી　　—તંત્રી

+ આ ચર્ચામા અમે ઉતરવા ઇચ્છતા નથી અન્ય સામયિકોને આ પ્રશ્ન પર ચર્ચા કરવાની તક આપવા પુરતું અમે આ લખાણને અત્રે સ્થાન આપ્યુ છે.　　—તંત્રી



૧ ગરાસણી–લેખક શ્રી પ્રાણલાલ હા. મુનશી, પ્રકાશક સંદેશ પ્રકાશન મંદિર, સાર ગ-
પુર, અમદાવાદ. ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૨૮+૧૬, સચિત્ર કવર જેકેટ સહિત પાકું પૂઠું, મૂલ્ય
રૂા. ૫–૮–૦

આ નવલકથાને રાજસ્થાની નવલકથા કહેવા સાથે સાથે એ સામાજિક નવલકથા પણ
છે લેખકે, રાજમહેલોના અંતરભાગમાં વાચકને ડોકિયું કરાવ્યું છે. નવલકથાની નાયિકા એક
તેજસ્વી રાજપૂતાણી હોઈને અવળે માર્ગે જતા પોતાના પતિની સાન કેવી જેબભરી રીતે
ઠેકાણે લાવે છે તે લેખકે પોતાની રસભરી કલમે આલેખ્યું છે આ નવલકથાની નાયિકા તરીકે
લેખકે ગાનબાને લેખી છે, તેના પરથી પુસ્તકનું નામાભિધાન કર્યું છે, છતાં વારે વારે દેખા દેતો
મુત્સદ્દી દીવાન કોદંડ વખતો વખત એવું કુનેહભર્યું કામ કરી જાય છે જે વાચક પાસે વાહવા-
હનાપોકારો ઉચ્ચારાવે છે, તેથી તેને પણ વાર્તાનાયક લેખી શકાય છે ઉપરાંત, રાજસ્થાનોમાં
પોલિટીકલ ખાતાના શિરસ્તેદારો કેવા ખંધાઈથી કામ લેતા તેનો પણ ચિતાર લેખકે
આપ્યો છે. એકંદરે આ નવલકથા રસભરી હોવા ઉપરાંત, રાજસ્થાની કાવાદાવા, ત્યાંના
રાજમહેલોની રાજખટપટો વગેરે લેખકે આબેહૂબ વ્યક્ત કર્યું છે.

લેખકની ઝમકભરી કલમ નવલકથાને એકીબેઠકે આ વાર્તા પૂરી કરવા આકર્ષે તેવી છે
નવલકથાના રસિયાઓને એ જરૂર ગમશે

૨ દિલ્હી ડાયરી—લેખક • શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી, પ્રકાશક નવજીવન પ્રકાશન
મંદિર, ગાંધી રસ્તો, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૪૬૮+૨૪, કવર જેકેટ સહિત પાકું પૂઠું,
મૂલ્ય રૂા ૩–૦–૦

મહાત્માજી, તેઓશ્રીના છેલ્લા દિવસો દરમિયાન દિલ્હીમાં રહેતા. તે દરમિયાન તેઓશ્રીએ
નિત્યપ્રાર્થનામાં તા. ૧૦–૯–૪૭ થી ૩૦–૧–૪૮ સુધીમાં આપેલાં પ્રવચનોનો આ સંગ્રહ છે
આ પ્રાર્થના પછીનાં પ્રવચનોએ આપણી જનતા પર ભારે ઉપકારો કરેલા છે તેમાં પણ કેટલાંક
પ્રવચનો તો ચિરંજીવ હોઈને જ્યારે પણ વાંચીએ ત્યારે નૂતનપ્રેરણા જન્માવે તેવાં છે.

આ પ્રવચનોએ કોંગ્રેસ સરકાર અને તેના વિરોધીઓનાં પણ અંતર પર ભારે અસર કરી
છે. અને તેનાં સુપરિણામો પણ આવેલાં છે આવા ચિરંજીવ સાહિત્યનો જેટલો પણ પ્રચાર કરી
શકાય તેટલો ઓછો છે. ત્રણ રૂપિયાની કિંમતમાં લગભગ પાંચસો જેટલાં પૃષ્ઠોનું આવું નક્કર
સાહિત્ય અમૂલ્યજ લેખાય ગાંધીજી લિખિત અન્ય દરેક સાહિત્ય જેમ પ્રત્યેક પુસ્તકાલયમાં
હોવું જ જોઈએ તેમ આ અમૂલ્ય સંગ્રહ પણ અવશ્યજ સંગ્રહાવો જોઈએ. નાનું મોટું દરેક
પુસ્તકાલય એ વસાવી લે જ.

૪ જ્ઞાનગોષ્ટિ–લેખક : શ્રી ધૂમકેતુ, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ લિ. ગાંધી રોડ, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૮૦, સચિત્ર સાદું પૂઠું, મૂલ્ય રૂા ૧–૦–૦

"ઉર્મિ–નવરચના" માં આવી ગયેલા આ નાના નાના વાર્તાપ્રસંગોને લેખકે અહીં પ્રેરક રીતે રજૂ કર્યા છે શ્રી ધૂમકેતુની વાર્તા રજૂ કરવાની વિશિષ્ટ શૈલિ આ દરેક વાર્તાપ્રસંગમાં તરી આવે છે. વાર્તાઓ નાની છતાં બોધક અને પ્રેરક છે. તેમાં પણ બાળકો અને નવું વાચતાં શીખેલા પ્રૌઢો પણ આસાનીથી ક્રમિક વાચન મેળવી શકે તેવો વિશિષ્ટતા ધરાવતી હોઈને આબાલવૃદ્ધ દરેકોઈ વાચકને એ વાચવા આકર્ષે તેવી છે આપણે ઈચ્છીએ શ્રી ધૂમકેતુ આપણને આવી ક્રમિક વાર્તાઓ વખતોવખત આપતા રહે નવા વાચતાં શીખેલાં પ્રૌઢો અને બાળકો માટે દરેક પુસ્તકાલયમાં એ અવશ્ય વસાવી લેવાય

૫ રાસલીલા–લેખક અને પ્રકાશક શ્રી મૂળજીભાઈ પી શાહ, ક્રાઉન કદના પૃષ્ઠ ૬૦, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૧–૪–૦

શ્રી મૂળજીભાઈ શાહ આપણા સાહિત્યના રાસકવિઓમાં અગ્રસ્થાન ધરાવનાર કવિ છે અત્યાર અગાઉ એઓના રચેલા અનેક રાસસંગ્રહો પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે તેમાં આ એક વધુ ઉમેરાય છે

આ સંગ્રહમાં આપેલા ૪૬ રાસકાવ્યોમાં શ્રી મૂળજીભાઈની કવિતાભાવના અને રસ-માધુર્ય વાંચનાર–સાંભળનારને હલકભરી રીતે ગવાતાં હોય ત્યારે ડોલાવી મૂકે છે વિવિધ વિષય પર આકર્ષક શૈલીમાં લખેલા આ રાસો ગુર્જર સન્નારીના કંઠે ગવાતા સાભળવા એ પણ એક રસ-લ્હાણ છે આ રાસસંગ્રહ બહેનોમાં વધુ પ્રચાર પામે એમ ઈચ્છીએ છીએ.

૬ ડૉ મધુરિકા–લેખક શ્રી કનૈયાલાલ માણેકલાલ મુનશી, પ્રકાશક ગુર્જર ગ્રંથરત્નકાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ ક્રાઉન કદના . પૃષ્ઠ ૮૨ ની સચિત્ર કવર જેકેટ સાથે, રૂા ૧–૪–૦

સાક્ષર શ્રી કનૈયાલાલ મુનશીએ વર્ષો અગાઉ સાગર ટોકીઝના સિનારીયો માટે લખેલુ આ વસ્તુ આ પુસ્તકમાં સફળ નાટકરૂપે રજૂ કરાયુ છે ભણીગણીને દાક્તરી વ્યવસાય સ્વીકારનાર એક સ્ત્રીદાક્તર ડૉ. મધુરિકા સાથે બૅરિસ્ટર નરેન્દ્ર લગ્ન કરે છે પરંતુ એને લગ્નસુખનો લ્હાવો કેમેય મળતો નથી અને આખરે આવા પરિણિત જીવનથી એ કંટાળે છે વચ્ચે ડૉ મધુરિકા પાછળ ઘેલો બનેલો ડૉ . ની નાની બાલિકા એને સુખદાતા નીવડે છે અને એવા નવરા એ બાલિકાને ઘેર નરેન્દ્ર જાય છે આથી ડૉ મધુરિકા છેડાઈ પડે છે, કજિયો જામે છે ને આખરે ઘટસ્ફોટ થતાં પરસ્પરને આપેલા વચન બંધનોને તેઓ ફગાવે છે અને સાચાં સુખી બને છે લેખકે, આ નાટકમાં, સુધરેલાં લગ્નોપર–સાગવડિયા લગ્નોપર–ઠીક ઠીક કટાક્ષ પ્રહારો કર્યા છે. એકી બેઠકે વાચી નાખવું ગમે તેવુ રસાળ હોઈને પ્રસંગોપાત ભજવી શકાય તેવુ પણ છે

૭ કથાનકો–લેખક શ્રી શારદાપ્રસાદ વર્મા, પ્રકાશક યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત ક્રાઉન કદના પૃષ્ઠ ૮૨, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય રૂા. ૧–૦–૦

'ફોરમ' ની લહરિઓના લેખનથી જાણીતા શ્રી શારદાપ્રસાદ વર્માએ, સ્વામી શ્રી. વિવેકાનંદનાં વ્યાખ્યાનોના આધારે આપેલા આ કથાનકો–રામાયણ અને મહાભારતમાંના બોધક

પ્રસંગો પરથી બાલભોગ્ય ભાષામાં તૈયાર કર્યો છે પ્રાથમિક શાળાના બાળકોને એ ઇતર વાચન માટે કામ લાગે તેવા હોઈને ભાષા સરળ અને રસાળ છે પ્રૌઢશિક્ષણ પ્રવૃત્તિ દ્વારા નવા વાંચતા શીખેલા પ્રૌઢોને પણ એ વાંચવા સુગમ થાય તેવા છે સ્થળે સ્થળે આપેલાં ચિત્રો એની ઉપયોગિતામાં વધારો કરે છે 'મહાભારત–રામાયણના આ કથાપ્રસંગો ઉપર્યુક્ત વર્ગને વાચનોપયોગી થાય તેવા છે ઉપરાંત, સ્વામી વિવેકાનંદજીનું પ્રારંભમાં આપેલું સંક્ષિપ્ત જીવન ચરિત્ર પણ એટલું જ પ્રેરક છે

પુસ્તકાલયોમાં આવતાં બાળકો અને નવા વાંચતાં શીખેલા પ્રૌઢોને માટે એ પુસ્તકાલયોમાં જરૂર વસાવી લેવાય અને તેનો બહોળો પ્રચાર પણ કરાવાય ઉપરાંત, શાળાઓમાં ઇતર વાચનના પુસ્તક તરીકે પણ એનો ઉપયોગ થઇ શકશે

૮ દિવડા–લેખક શ્રી રસૂલભાઈ ન વહોરા, પ્રકાશક ચરોતર એજ્યુકેશન સોસાયટિ, આણંદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૬૦, સચિત્ર સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૦–૧૦–૦

આપણે ત્યાં વર્તમાન અને ભૂતકાળમાં અનેક બનાવો બની ગયા હોય છે પરંતુ તેમાંથી સાર લેવા જેવા કેટલાક આદર્શો–દૃષ્ટાંતો મળી આવે છે એવા ઐતિહાસિક તેમ જ ઇતર પ્રસંગોમાંથી વીણી કાઢીને લેખકે ૩૬ દૃષ્ટાંતો પોતાની શૈલીએ આ સંગ્રહમાં સંગ્રહ્યાં છે દૃષ્ટાંતો સારગ્રાહ્ય હોઈને કિશોર વાચકોમાં પ્રચારપાત્ર છે. પુસ્તકાલયમાં આવતાં બાળકો માટે એ સુખે વસાવી લેવાય

મ. પ્ર. વ્યાસ

સંસાર અને ધર્મ—લેખક કિશોરલાલ મશરૂવાળા, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિંમત રૂા ૨–૦–૦

આ પુસ્તક ત્રણ ખંડમાં વહેંચાયલું હોઈને તેમાં તેત્રીસ લેખો છે તે પૈકી સાત લેખો તથા શ્રી નાથજી ની પૂર્તિવાળા લેખો પહેલી વાર પ્રસિદ્ધ થાય છે બાકીના જુદા જુદા પ્રસંગે પ્રગટ થયેલા છે વીખરાયેલા પણ પાણીદાર મોતી પરોવેલી આ માળા પ્રોજ્જ્વલ છે

પુસ્તક વાચતાં ખ્યાલ આવે છે કે કિશોરલાલભાઈ એક ક્રાંતિકાર છે કોઇ પણ વિચાર પોતાની બુદ્ધિ અને અનુભવની કસોટીએ કસ્યા સિવાય સ્વીકારવા તેઓ તૈયાર નથી હોતા પોતે એવા નિર્ણય ઉપર આવ્યા છે કે, 'જગતમાં આજે જે ધર્મો કે સંપ્રદાયો ચાલુ છે તે પૈકી એક પણ આપણો ઉદ્ધાર કરી શકે એમ નથી'

"એક રાજાએ બીજા રાજાની દિકરી માટે માગું મોકલ્યું દીકરીના બાપે તેની વંશાવળી પૂછી રાજાએ કહેવડાવ્યું. 'હું મારા ખડગમાંથી ઉત્પન્ન થયો છું મારું ખડગ મારો આદિપુરુષ છે! નવધર્મની સ્થાપના આ પ્રમાણે થય

બ્રહ્માનંદ ભજનમાળામાંનું ભજન 'જગમે જીના હૈ દિનકા' સામેના પ્રતિકાવ્ય સરખું ૪૨ ના આંદોલનમાં જેલમાં ગયેલા તે વખતે રામપુર જેલમાં રચેલું કટાક્ષગીત ખૂબ સુંદર છે

કયો કહોજી સાધો જગમે જીના દો દિનકા,
ગલત ખયાલ ન બાંધો જગમે જીવન દો દિનકા
તન લઘુજીવી જગ ચિરજીવી અવિનાશી જીવનકા
જગકે કર્માલયમે તન હૈ સાધન કેવલ જીવનકા — કયો૦

તાજેતરમા નવજીવન કાર્યાલય તરફથી બહાર પડેલ સમૂળી ક્રાંતિની જેમ આ પુસ્તક વાંચવાથી સમજાય છે કે મનુષ્યના દરેક કાર્ય સમાજજીવનની જવાબદારી લક્ષમાં રાખીને થવાં જોઇએ.

—વિનાયક



## ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય–અમદાવાદનાં પુસ્તકો

૧ વિક્રમાદિત્ય હેમુ–( બીજી આવૃત્તિ ) લેખક શ્રી જયભિખ્ખુ, મૂલ્ય રૂા ૫–૦–૦

૨ ડૉ. મધુરિકા–લેખક શ્રી. કનૈયાલાલ માણેકલાલ મુનશી, મૂલ્ય રૂા ૧–૪–૦

૩ લુઇ પાશ્ચર–લેખક, શ્રી ડૉ નરસિંહ મૂળજીભાઇ શાહ, મૂલ્ય રૂા ૨–૦–૦

૪ અંતરનાં અજવાળાં–( ત્રીજી આવૃત્તિ ) લેખક : સ્વ. શ્રી જેઠાલાલ ઞ ચૌધરી, મૂલ્ય રૂા ૦–૧૨–૦

૫ હીરા–મોતી–લેખક સંપાદક શ્રી. રમણલાલ નાનાલાલ શાહ, મૂલ્ય રૂા. ૦–૮–૦

૬ રઝળતો રાજહંસ–લેખક . ઉપર પ્રમાણે, મૂલ્ય રૂા. ૦–૮–૦

## નવજીવન પ્રકાશન મંદિર–અમદાવાદ તરફથી

૭ સંસાર અને ધર્મ–લેખક શ્રી કિશોરલાલ ઘનશ્યામલાલ મશરૂવાળા, મૂલ્ય રૂા ૨–૦–૦

૮ ખેડૂતની લોકપોથી—સંપાદકો શ્રી. વિઠ્ઠલદાસ મ કોઠારી અને શ્રી ... ... ... : મૂલ્ય રૂા ૨–૫–૦

## ભારતી સાહિત્ય સંઘ– અમદાવાદનાં પુસ્તકો

૯ કલિયુગ–ભાગ ૧–૨ લેખક શ્રી ઈશ્વર પેટલીકર, મૂલ્ય રૂા ત્રણ દરેક ભાગના

૧૦ મેઘાણી હું–લેખક . શ્રી. ધૂમકેતુ, મૂલ્ય રૂા. ૩–૦–૦

૧૧ અલંકાર પ્રવેશિકા–લેખક શ્રી ડોલરરાય ર. માંકડ, મૂલ્ય રૂા. ૦–૮–૦

૧૨ ઈલાકાવ્યો–(બીજી આવૃત્તિ) લેખક શ્રી ચન્દ્રવદન ચિમનલાલ મહેતા, મૂલ્ય રૂા ૨–૮–૦

૧૩ મહાન વૈજ્ઞાનિકો–( ખંડ બીજો ) લેખકો - ડૉ સુરેશ શેઠના, ડૉ નરસિંહ મૂ. શાહ, મૂલ્ય રૂા ૧–૦–૦

૧૪ જ્ઞાનગોષ્ઠિ–લેખક શ્રી ધૂમકેતુ, મૂલ્ય રૂા ૧–૦–૦

## સંદેશ પ્રકાશન મંદિર–અમદાવાદનાં તરફના પુસ્તકો

૧૫ સમતા–લેખક શ્રી. ઉમાકાન્ત, મૂલ્ય રૂા ૫–૪–૦

૧૬ ગરાસણી–લેખક શ્રી પ્રાણલાલ ઠા મુનશી, મૂલ્ય રૂા. ૫–૮–૦

૧૭ જમફ્ત અને મિયા ફુસકી–લેખક શ્રી જીવરામ જોષી, મૂલ્ય રૂા ૧–૮–૦
૧૮ રંગચૂંદડી–( આલ્બમ ) ચિત્રકાર શ્રી નટવરલાલ ત્રિવેદી, મૂલ્ય રૂા ૩–૦–૦

## એન. એમ. ઠક્કરની કુ–મુંબઈ તરફનાં પુસ્તકો

૧૯ વાગદત્તા–લેખિકા : શ્રી પ્રભાવતીદેવી સરસ્વતી, મૂલ્ય રૂા. ૪–૧૨–૦
૨૦ પ્રિયમિલન–લેખિકા ઉપર પ્રમાણે મૂલ્ય રૂા ૨–૮–૦

## ચરોતર એજ્યુકેશન સોસાઇટિ–આણંદ તરફથી

૨૧ કિશોર ચરિત્રમાળા–ગુચ્છ ચોથુ (૧) ગુરુ નાનક, (૨) મહાવીર પ્રભુ, (૩) અષો-જરથુષ્ટ્ર, (૪) હજરત મહમદ પયગમ્બર, (૫) ભગવાન બુદ્ધ, (૬) ઇસુ ખ્રિસ્ત, ગુચ્છ પમુ – (૭) સહજાનંદ સ્વામી, (૮) કબીર સાહેબ (૯) સંત ફ્રાન્સિસ, (૧૦) સંત જ્ઞાનેશ્વર, (૧૧) સ્વામી રામતીર્થ, (૧૨) રામકૃષ્ણ પરમહંસ, દરેક ગુચ્છનુ મૂલ્ય રૂા ૧–૮–૦
૨૨ વિશ્વમંગલ–મહાભારતાંક (પ્રથમ ખંડ) સંપાદક શ્રી મગનભાઈ દેસાઇ, પ્રકાશક ભક્તિમાર્ગ કાર્યાલય, આણંદ મૂલ્ય રૂા, ૫–૪–૦

## નવચેતન સાહિત્ય મંદિર–અમદાવાદ તરફનાં પુસ્તકો

૨૩ લોકક્રાન્તિ–લેખક શ્રી ચંદ્રભાઇ કા ભટ્ટ, મૂલ્ય રૂા ૪–૮–૦
૨૪ લગ્નપ્રેમ–લેખક શ્રી અંબાલાલ નૃ શાહ, મૂલ્ય રૂા ૩–૧૨–૦
૨૫ નવનીતા–લેખક : શ્રી ઇંદ્ર વસાવડા, મૂલ્ય રૂા ૨–૧૨–૦

## અન્ય પ્રકાશકો તરફનાં પુસ્તકો

૨૬ જૈન દૃષ્ટિએ ગીતાદર્શન–લેખક : શ્રી સંતબાલ, પ્રકાશક મહાવીર સાહિત્ય પ્રકાશન મંદિર, હઠીભાઈની વાડી, અમદાવાદ મૂલ્ય રૂા ૩–૦–૦
૨૭ કથાનકો–લેખક શ્રી શારદાપ્રસાદ વર્મા, પ્રકાશક યુગાન્તર કાર્યાલય, ગોપીપુરા, સુરત મૂલ્ય રૂા ૧–૮–૦
૨૮ ભૂલ ભુલામણી–લેખક શ્રી ચંદ્રસિંહજી ફતેહસિંહજી પરમાર, કંજરી સ્ટેટ, પંચમહાલ, મૂલ્ય રૂા ૧–૮–૦ (સંધાન પાન ૫૨૫)

---

એરાણુ, ૫) દરજી મણિલાલ ગમચંદ સિદ્ધપુર, ૫) વહોરા આનમ પુંજા ચાણસ્મા, ૫) પા ધર્માભાઈ ખેમચંદ, ૫) દવે વિનાયકરાવ અમૃતલાલ, ૬) પરમાર ભાણુભાઇ ઉકાભાઇ, ૫) જોશી જયંતિલાલ પ્રહ્લાદજી, ૫) ડૉ હરિભાઇ મ પટેલ, ૫) દવે પ્રવીણશંકર ખુશાલીરામ તરફથી

સા પુ. સરસવણી ( તા પાદરા, ને ૨૫) વરસડાના પા રણછોડભાઇ બેચરભાઇ, ૫) સંજાયાના પા રાવજીભાઇ મોતીભાઇ

સા. પુ લાલાવદર ( તા ) ને ૧૦) સ્થાનિક મુખી શ્રી. ભુરાભાઇ લિખાભાઈ તરફથી.

અ. મ. સા. પુ. બચાર ( તા કરજણ ) ને ૫) છગનભાઇ હીરાભાઇ આમેઠા, ૫) અમીરભાઇ ખુશાલભાઇ, ૧૦) ગંભીરસંગ ભીખુભાઇ, ૭) જસલા મોહનસંગ, ૧૫) ઝવેરભાઇ લલ્લુભાઇ, ૧૫) મોરારભાઇ હરિભાઇ, ૭) શિવલાલ વિઠ્ઠલદાસ અમદાવાદ, ૫) દાજીખા અમીરખા તરફથી.




## દહેગામ મહાલના મંત્રી-ગ્રંથપાલોનું સંમેલન

તા ૪-૬-૪૮ સવારે ૯-૩૦ વાગે દહેગામ સં. પુ. શા. ના મકાનમાં મે. ગ. રા. મહેસાણા પ્રાંત વ્યાયામ પ્રવર્તક શ્રી શાંતિલાલ જ. ભટ્ટ સા. ના પ્રમુખપદે મંત્રી સંમેલન ભરાયું હતું. તેમાં ગ્રા. પુ. ના મંત્રી ભાઈઓ તેમજ મે. પ્રા. પંચાયતના સભ્ય શ્રી જીવાભાઈ ગો. પટેલ અને બીજા પુસ્તક પ્રેમીશિક્ષક ભાઈઓ મળી ૨૦ ઇસમોએ હાજરી આપી હતી. શરૂઆતમાં સંદેશા વાચન થઈ મંત્રી તરફથી નિવેદન રજુ થયું. સહમંત્રી રા. પ્રહ્લાદરાય વ્યાસ તરફથી પુસ્તકાલય-પ્રવૃત્તિને ચેતનમાં લાવી વાચનપ્રચાર વધારવા સંબંધી પ્રાસંગિક પ્રવચન થયા બાદ પ્રમુખશ્રી તરફથી પર્વણીદિન ઉજવવા, ગ્રામ્ય વાચક મંડળ સ્થાપી ગ્રામજનો સાથે સંપર્ક સાધી આ પ્રવૃત્તિઅંગે પ્રવર્તતી અજ્ઞાનતા દૂર કરી જુવાનોનો સાથ મેળવી બાળકોમા વાચન અંગેની રુચિ ઉત્પન્ન કરવા, તેમજ મહિલાઓમાં વાચન પ્રચાર વધારવા, તેમજ પુસ્તકાલયમાં પુસ્તકોની પસંદગી ગ્રામજનોની માગણીને અનુલક્ષી કરવા તેમજ લેવાતી શિ. વા. ની પરીક્ષાઓનો લાભ લેવા લેવડાવવા સંબંધી અસરકારક વક્તવ્યથી માર્ગદર્શન થયું. તે પછી પ્રશ્ન, ચર્ચા, શંકા સમાધાન મંત્રી તરફથી થતા ગ્રા. વા. મંડળની રૂપરેખા સમજાવી પુ. સે. સંઘની યોજના વિચારાઈ. છેવટે આભાર દર્શન થઈ સંમેલન વિસર્જન થયું.

## પુસ્તકાલયોને મદદ

સા. પુ. ધારીસણા (તા. દહેગામ) ને ૨૫) વરસોડાના શાહ હિરાલાલ નગીનદાસ, ૨૫) શા ડુંગરચંદ સાંકળચંદ ૨૫) શા ચુનીલાલ જયચંદ, ૧૫) ધડકણના શા કેશવલાલ રાયચંદ ૧૫) તાજપુરના શા હુકમચંદ હકમચંદ તરફથી.

સા. પુ. વાલમ (તા. વીસનગર) ને ૧૧-૪-૦ પા. ખેમચંદ પુરુશોત્તમ વાલમ, ૧૧-૪-૦ પા. વહાલજીભાઈ મહેચંદ સડેર, ૧૧-૪-૦ પા. ત્રિકમલાલ કાશીદાસ સંડેર, ૧૧-૪-૦ પા. ખેમચંદ ઝવેરદાસ આણુંદ, ૧૧) શાહ ડાહ્યાલાલ ભૂધરદાસ ઓકરવાડા, ૧૧) પા. ગોવિંદભાઈ અમુલખ ભાન્ડુ, ૫) પા. કાશીદાસ વિઠલ સંડેર, ૫) રા. નટવરલાલ વ્રજલાલ વિસનગર, ૫) દવે અમૃતલાલ જગન્નાથ વાલમ, ૫) રામજીભાઇ રેવા મણુંદ, ૫) પાણુજીબાઈ કાનજી, મણુંદ ૫) દરજી શંકર દેવળ ધીણોજ, ૫) દરજી મફત હીરા કથરાવી, ૫) દરજી મણિલાલ ચાણસ્મા, ૫) દરજી દેવકરણ રણછોડ કાંબળી, ૫) દરજી વરવા ત્રીકમ, કાંબળી, ૫) દરજી આત્મારામ-

## આજેજ વસાવો

ભક્તિ અને જ્ઞાનનો રસ રેલવતુ કાવ્યસાહિત્ય
ગાનાર તથા સાભળનાર બન્નેને ભક્તિરસમા
તરબોળ કરી દે એવી પ્રેમ પ્રાર્થનાઓનો સગ્રહ
* વડોદરા રાજ્યની શાળાઓ તથા પુસ્તકાલયો માટે મંજુર

# નિત્યપ્રાર્થના

આજના ગાંધીયુગમાં પ્રાર્થનાનુ રહસ્ય ઓછુ કોઈને સમજાવવુ પડે એમ છે.
મનુષ્યજીવનની સાર્થકતા માટે પ્રાર્થનાને જીવનના નિત્યક્રમમા દાખલ કરી
પૂજ્ય બાપુજીના આદેશનુ પાલન કરવા માટે આપના પુસ્તક સંગ્રહમા
“નિત્યપ્રાર્થના” વસાવી આજથી જ પ્રાર્થના કરતા થઈ જાઓ.

પાન ૨૫ + ૨૪ છતા કિંમત ફક્ત રૂા. ૨ ૦-૦

---

અખા તથા ધીરાની કોટીના ગુજરાત કાઠીઆવાડના સુપ્રસિદ્ધ જ્ઞાની સંત શ્રી નિરાંતના સગુણ તથા નિર્ગુણ ભક્તિના કાવ્યોનો સગ્રહ આજે ૨૦૦ વર્ષ પછી પણ જેની માગ એકસરખી ચાલુજ છે તમારા પુસ્તકાલયમાં ન હોય તો આજેજ વસાવો

# શ્રી નિરાંત કાવ્ય

પાન ૨૧૫ + ૪૦, છતા કિંમત રૂા. ૧-૦-૦

— મળવાનુ ઠેકાણુ —

## પુસ્તકાલય સહાયક સહકારી મંડળ,

**લિ.** પો. બો. ૧૦, રાવપુરા, વડોદરા.

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા
વડોદરા, તા. ૭–૬–૪૮

## જાહેરાત નં. ૧૧/૪૭–૪૮

### વિષય

### ભલામણનાં પુસ્તકો અને માસિકોની યાદી

| પુસ્તકનું નામ | પ્રકાશક અથવા લેખક | કિંમત | શેરો |
|---|---|---|---|
| ૧ પ્રેમપરખ | એન. એમ ઠક્કરની કં. મુંબઈ | ૨–૧૨–૦ | |
| ૨ વાગદત્તા | " " | ૪–૧૨–૦ | |
| ૩ વસમાં દળામણાં | જગદીશચંદ્ર નંદલાલ મહેતા ચાણસ્મા | ૦– ૮–૦ | |
| ૪ શ્રી વિશ્વવંદ્ય વિચાર રત્નાકર | ચીમનલાલ રાધેકૃષ્ણ ત્રીવેદી–વડોદરા | ૨–૧૨–૦ | |
| કિશોર ચરિત્ર માળા ગુચ્છ ૪ | | | |
| ૫ રામકૃષ્ણ પરમહંસ<br>૬ સ્વામી રામતીર્થ<br>૭ સંત જ્ઞાનેશ્વર<br>૮ સંત ફ્રાન્સીસ<br>૯ કબીર સાહેબ | ચરોતર એજ્યુકેશન સોસાયટી આણંદ | આખા ગુચ્છની કિંમત ૧–૮–૦ | |
| ૧૦ સહજાનંદ સ્વામી | | | |
| કિશોર ચરિત્ર માળા ગુચ્છ ૫ મું | | | |
| ૧૧ ભગવાન બુદ્ધ<br>૧૨ ઇસુ ખ્રિસ્ત<br>૧૩ મહંમદ પયગંબર<br>૧૪ મહાવીર પ્રભુ<br>૧૫ ગુરૂ નાનક<br>૧૬ અષો જરથુષ્ટ્ર | " " | આખા ગુચ્છની કિંમત ૧–૮–૦ | |
| ૧૭ વિશ્વજ્યોતિ | મગનદાસ જ. ગોરધનદાસ-મુંબઈ | ૧– ૮–૦ | |
| ૧૮ સભાશાસ્ત્ર | ચંદ્રકાન્ત ચીમનલાલ વોરા–અમદાવાદ | ૯– ૫–૦ | |
| ૧૯ મનોરંજન (માસિક) | એન એમ ઠક્કરની કં. મુંબઈ | ૬–૧૨–૦ | |
| ૨૦ કિતાબ ( " ) | વ્યવસ્થાપક, કિતાબ, બેગમપુરા ઇખવાસ હાઉસ, સુરત | ૫– ૦–૦ | |
| ૨૧ નયા જમાના (હીન્દી) (સાપ્તાહિક) | વ્યવસ્થાપક, નયાજમાના હિન્દીસાપ્તાહિક | ૬– ૦–૦ | |

વડોદરા
તા ૪–૬–૪૮

ઉ. મો પટેલ
મ. વ્યવસ્થાપક

# સામયિક હૈડળ

## તંત્રસંચાલનની સૂત્રાવલિ

જો કે રાજતંત્ર ચલાવવા માટે કુનેહ જોઈએ, અને લડાઈઓ ચલાવવા માટે વ્યૂહરચના
જોઈએ છતા આદર્શ તો માનવને એ હોવો ઘટે કે, રાજતંત્ર ચલાવનારાઓએ ઓછામા ઓછી
ડખલ કરીને રાજતંત્ર ચલાવતા શીખવુ જોઈએ

મહારાજ્યો ત્યારે જ નભે છે, જ્યારે આવી કોઇ ડખલ એ ઊભી કરતાં નથી

આ મે શી રીતે જાણ્યુ એમ તમે પૂછો છો ?

એની આ સૂત્રાવલિ છે

જ્યારે રાજ્યમાં ઘણી નિયમાવલિઓ અને ઘણા ખાસ ધારાઓ હોય છે, ત્યારે લોકો વધારે
ને વધારે દીન અને હીન બને છે

જેમ કાયદાના શાસ્ત્રો વધારે તીક્ષ્ણ, તેમ કાયદાની વધારે ગેરવ્યવસ્થા

જેમ લલિતકલાના નામનો લોકોને વધારે હરામચસકો, તેમ નિરૂપયોગી વસ્તુઓનો વધારે ઠઠારો

જેમ જેમ વધારે કાયદા ઊભા થાય તેમ તેમ વધારે ચોરરસ્તા શોધાતા જાય; એટલા

માટે પ્રાજ્ઞ પુરુષો તો કહે છે કે, જેમ સૂર્ય તપે તેમ સુરાજ્યે, લોકકલ્યાણ માટે દૂરથી તપવુ ઘટે

એના નિત્યજીવનમા ડોકિયુ કરી ડખલ કરનાર સરકાર ચોર ડાકુની ટોળી ગણાય અને વળી

રાજ્ય જ્યારે ઓછુ ડખલ કરનારુ અને થોડુ ઘુસણિયુ થાય છે, ત્યારે એ પોતાની પ્રજાને રાજ
કરતાં શીખવાડી શકે છે

જ્યારે રાજ્ય અવિવેકી બને છે, ત્યારે લોકો અશાંત ને ટીકાખોર થાય છે

દુ ખના સાગર ઉપર, સુખની એક લહરી ચાલી જાય તો પણ બસ થઈ રહે છે

સુખના સાગર ઉપર, નીચે દુ ખ તો છે ને છે જ, એટલે રાજ્ય એ હમેશા રામરાજ્ય થઈ
રહેશે એમ તો કોણ કહી શકે ?

પણ રાજ્યો, જો પોતાનો કક્કો જ ખરો કરવા માટે રાજ કરે, તો એમાથી વહેલે મોડે એ
કુનેહ ને દગાબાજી શીખે અને પોતાની પહેનાના શઠ રાજકર્તાઓની પેઠે એ પણ બોલવા માંડે કે
'લોકકલ્યાણ માટે' અને ખરી રીતે એ મ રણુ હોય પોતાની પોલ ઢાકવા માટે માણસ જાત, રાજ-
દ્વારીઓની આ કુનેહબાજીથી બિચારી હમેશ અજ્ઞ રહી છે, એટલા માટે જ્યારે પેલા ઇંદ્રિ માછલીઓ
ને લાકડાનો કટકો આપ્યો ત્યારે એણે બીજો રાજા માગ્યો વધારે બળવાન પછી બગલો આવ્યો !
માણસજાત બિચારો રાજદ્વારી વિષયમા આમ આધળે બહેરા જેમ કુટાય છે !

એટલા માટે રાજ્ય તો એ છે, કે જે નિયમિત ને વ્યવસ્થિત છે, પણ તુમારી ઢીલમા
પડેલુ નથી

એ આદર્શવાદી છે, પણ સસ્તા સૂત્રો બોલતુ નથી

એ પ્રમાણિક સીધુ છે, પણ પ્રજાને ભારરૂપ થઈ પડે તેના અત્યાચારી પોતે પણ
નભાવી લે, એટલુ બધુ નહિ

એ પ્રકાશમાન છે, પણ બીજાને આજી નાખે એવુ ભભકાભર્યું પ્રોપેગેન્ડીસ્ટ નહિ. ધૂમકેતુ

ઉંચામા ઉંચા પ્રકારની બુદ્ધિ, શક્તિ અને સયમ વિના, કેવળ ગાંધીજીનુ નામ લેવાથી રામરાજ્ય સ્થપાઈ જાશે, એવી જાતનુ ભય કર માનસરોગી મૂર્તિપૂજક વાતાવરણ હવામા દેખાય છે, ત્યારે મનમાં ને મનમા એક પ્રશ્ન ઉઠે છે, વર્ષો સુધી ચીનના આતરવિગ્રહનો અગ્નિ શમી શક્યો નથી એવા કોઈ ભય કર અગ્નિ તરફ તો આ અભાગી દેશ ઘસડાતો નહિ હોય ! ગઈ કાલ સુધી જે ડાહ્યા જણાતા હતા તે કેવળ સોદા સત્રો જ કા બોલ્યા કરે ? અને છતા જેમ કાપડ ને મિલ-માલિકો વિષેની અનેક સાચીખોટી કુથલીઓ લોકહૃદયમા ઘર કરી રહી છે તેમ આ ખુદ રાજતંત્રના સચાલકો વિષે પણ આવી સાચી ખોટી કુથલીઓ લોકજીભે કેમ ઊભી થયા કરે છે ? લોકો શુ નાલાયક છે ? તો સ્વરાજ્યપ્રાપ્તિ માટે શુ આવા નાલાયક લોકો લડતા હતા ? ટીકાખોર બનવા નવરા છે ? કે સત્તાનો અકુશ પકડાતા ઉતાવળા ને ઘેલા બન્યા છે ? છે શુ ?

આપણા આ રાષ્ટ્રને ઘડનારા મહાપુરુષનુ મૃત્યુ પણ આપણને સયમી રહેવા નહિ પ્રેરે ?

આપણો રાષ્ટ્ર એક એવા મહામથનકાળમા છે, કે જે વખતે ઉતાવળે બોલેલો એક શબ્દ કે ઉતાવળે કરેલો એક કાયદો, એને વિપત્તિમા ધકેલી દઈ શકે તેમ છે

જેમને હૈયે રાષ્ટ્રનુ હિત હોય–એ તમામ કેઇ સધિ રાગ ફરી વાતને અને વાતાવરણને વિચારવાની તક લેશે કે લોકમાનસ સપર્ક સાધવાનો પ્રયત્ન કરશે કે પછી આપણા દિવસો ભરાઇ ચૂક્યાનો અટળ ભાવિલેખ કોઇ મહાન વિપ્લવની ભૂમિકા તૈયાર કરી રહ્યો હશે ? નજા મે

(" ઊર્મિ અને નવરચના " ના જાન્ય ૪૮ ના અ ક માથી)

# જવાબદારીનું ભાન

હાલના જમાનામા બાળકો અને યુવક યુવતી, નોકરચાકર, કારકુનો, અમલદારો અને અધિકારીઓ, શિક્ષકો અને પ્રોફેસરો, વિદ્યાર્થીઓ વગેરે દરેકને માટે એક સામાન્ય ફરીઆદ એ છે કે એમને પોતાની જવાબદારીનુ ભાન હોતુ નથી

એક દરે આપણી પ્રજાના ચારિત્ર્યમા એક સર્વસામાન્ય દોષ એ જોવામા આવે છે કે તેમને પોતાની ફરજનુ ભાન બહુ ઓછુ હોય છે જે કામ સોપવામાં આવે તે નાનુ મોટુ, ગમતુ અણગમતુ, ઉલ્લાસતુ કે માત્ર કટાળાભરેલા વેતરણુ હોય, પરતુ તે પ્રમાણિકપણે અને વફાદારીથી, પોતાની સર્વ શારીરિક અને માનસિક શક્તિ અર્પીને પાર ઉતારવુ એ હરકોઇની ફરજ છે, એવી મનોવૃત્તિ ભાગ્યેજ જોવામા આવે છે પરિણામે દરેક જાતના કામ માટે દેખરેખ રાખનારા ઉપર નિરીક્ષણ કરનારા અને તેમના ઉપર વળી તકેદારી રાખનારા એમ ઇનસ્પેક્ટરો અને સુપરવાઇઝરોની પરપરા રોકવાની જરૂર આપણા દેશમાં બધાજ ખાતાઓમા, ધધોરોજગારમાં, ઉદ્યોગોમાં અને શાળા–પાઠશાળાઓમા પડે છે આથી ખર્ચ ઘણુ થાય છે અને કાર્યક્ષમતા ઘટે છે પશ્ચિમના દેશોમાં મોટે ભાગે માણસો પોતાને સોંપેલુ કાર્ય ફરજની ઉચ્ચ ભાવનાથી પ્રમાણિકપણે પાર પાડે છે ત્યાં ઇન્સ્પેક્ટરોની જરૂર પ્રમાણમા ઓછી પડે છે આ જાતનો ગુણ સૈકાઓથી ચાલી આવતી પેઢી દર પેઢીની ટેવ અને રૂઢ થઇ ગએલી મનોવૃત્તિને લીધે એ પ્રજાઓના સ્વભાવમા જડાઇ ગએલો છે ફરજની ઉચ્ચ ભાવના જીવનના અનેક પ્રસગોમા બતાવ્યાના દૃષ્ટાંતો આપણે પશ્ચિમની પ્રજાના સ્ત્રીપુરુષોના સબધમાં વાચ્યા છે, સાભળ્યાં છે અને અનુભવ્યા છે પોતાની ફરજ બજાવતા મૃત્યુ આવે તો તે પણ વેઠી લેવાની શિસ્તની તાલીમ એ પ્રજામા માત્ર લશ્કરના સૈનિકો પૂરતી જ જોવામા નથી આવતી, પરતુ બીજા અનેક ધધા નોકરી સેવાકાર્યો

ઉદ્યોગો અને કારખાનાના કામમા પોલીસ દળોમા, ખાનગી ધરના નોકરોમા વગેરેમા જોવામા આવે છે

અગ્રેજી પ્રજા પાસેથી જે ઘણા ઉચ્ચ ગુણો આપણે શીખવા જોઇતા હતા તે આપણે શીખવાનુ ચૂકયા છીએ ફરજની ઉચ્ચ ભાવના અને પોતાની જવાબદારીનુ જ્ઞાન એ આ જાતના ઉચ્ચ ગુણો છે અને તે શીખવાનુ આપણે ચૂકયા છીએ

જવાબદારીનુ ભાન ભણતર કે શિક્ષણથી આવતુ નથી ભણેલા શીખેલા માણસો પોતાને સોપેલુ કામ વેઠ તરીકે માથાઉતાર કરે, મૂકાએલા વિશ્વાસને ઘાત ન થાય એવી કાળજી રાખી ને કામ પાર પાડે છે એવુ ઘણી વાર બને છે

અત્યારે કોઈ પણ ઓફિસ કે દુકાન, કચેરી કે કારખાનાના ઉપરીઓને પૂછો તો જવાબ મળશે કે નોકરો પગાર વધારે માગે છે કદીકદી બુદ્ધિશક્તિ બતાવે છે કામમા તેમને સમજણ પડી જાય છે આવડત પણ સારી હોય છે, પરન્તુ એમને સોપેલુ કામ કાળજીપૂર્વક જવાબદારી-ના સપૂર્ણ ભાનથી એ પાર પાડશે જ એવી ખાતરી હજારે એક માણસ માટે પણ આપી શકાતી નથી

આનુ શુ કારણ છે તેનો વિચાર કરવાની જરૂર છે અને કારણ શોધી કદાચ તો ચારિત્ર્યની આ મોટી ખામી દૂર કરવાના ઉપાય વિચારવાની જરૂર છે મને લાગે છે કે અત્યારના જમાનામા માણસ માણસ વચ્ચેના વ્યવહારમાથી માનવીની હૃદયની લાગણી Human Touch એક દરે ઓછી થઇ ગઇ છે જાણે કોઇ જાણે કે દરેક કોન્ટ્રેકટની દૃષ્ટિથી કામ કરે છે અગીઆરથી સાડા પાચ કે છ વાગ્યા સુધીનુ કામ આપવાનો જાણે કે દરેકે કોન્ટ્રેકટ માત્ર લીધો હોય એવી ભાવનાથી કામ થાય છે આ મારૂ કામ છે, મારા ઉપર વિશ્વાસ રાખીને અને દૃઢ ચોક્કસ થયી તે પાર ઉતારીશ એવી શ્રદ્ધાથી મને કામ સોપવામાં આવ્યુ છે, માટે મારે એ વિશ્વાસને પાત્ર બનવુ જોઈએ' એવી નૈતિક મનોવૃત્તિ કામ કરનારામા જોવામા આવતી નથી ઘરના નોકરથી માંડીને સરકારી સેક્રેટરીએટના સેક્રેટરી સુધી, અને મિલના રૂ ચાપાકતિન પુરનારથી મિલના મેનેજર સુધી બધાજ પોતાના કામની વેઠ ઉતારે છે અને તેમ છતા ફરીઆદ એવી કર્યા કરે છે કે તેમના કામની કદર થતી નથી પોતાને જે કામ સોપવામા આવ્યુ તે પોતાનુ જ કામ છે-બીજાનુ નથી, એ કામ પ્રમાણિકતાથી કરવાની પોતાની ફરજ છે, એ કામ સારૂ પાર પાડવાથી જે લાભ થય કે શોભા અગર કીર્તિ વધે તે પોતાને મળ્યા બરાબર છે, એવી લાગણી બહુ જ જવલ્લે જોવામા આવે છે શેઠ અને નોકરો, મેનેજર અને કારકુન, સેક્રેટરી અને ટાઈપીસ્ટ વચ્ચે માત્ર કોન્ટ્રેકટનો કે જડ યન્ત્ર જેવો સબધ નથ, પણ બુદ્ધિમાન મનુષ્યોનો સબધ છે એક બીજાના હૃદયનો સબધ છે એવી લાગણી ઉત્પન્ન થાય તો જ જવાબદારીનુ ભાન ઉત્પન્ન થઈ શકે એવુ ભાન ઉત્પન્ન થવા માટે માણસાઈનો ગુણ-માનવી હૃદયની નિકટતાની લાગણી-બન્ને પક્ષ વચ્ચે ઉત્પન્ન થવાની જરૂર છે

જવાબદારીનુ ભાન થવા માટે બીજી એક આ રચના તે પોતાને સોપેલા કામમાં રસ ઉત્પન્ન કરવાની છે રસ ઉત્પન્ન કરવા માટે એ કામ પ્રત્યે પ્રથમ મમત્વ ઉત્પન્ન થવાની જરૂર છે બેન્કનો કારકુન કે સરકારી કચેરીનો કારકુન યન્ત્રવત્ પોતાનુ કામ કર્યે જાય એની આડીટૂડી

( અનુસધાન પૃષ્ઠ ૫૩૩ નીચે )

# અદ્યતન ને અજબ : તેલઅવીવ

નવા સ્થપાએલા યહૂદી રાજ્યનું પાટનગર તેલ અવીવ હમણાં હમણાં દુનિયાના અખબારોને મથાળે ચડયું છે

તેલઅવીવ અજબ શહેર છે પેલેસ્ટાઇનનું એ સૌથી મોટામાં મોટું નગર યહૂદીઓએ બાઇબલની આજ્ઞાની અવગણના કરીને રેતી ઉપર બાંધ્યું છે માત્ર યહૂદીઓની વસતિવાળું એક માત્ર નગર દુનિયામાં તેલઅવીવ જ છે

## શૂન્યમાંથી સર્જન

આજે જે સ્થળે તેલઅવીવની સુવ્યવસ્થિત, ચમકતી નગરીનું જીવન ધબકી રહ્યું છે તે સિવાય ત્યાં કંઇ જ ન હતું. જાફાના આરબ નગરની ઉત્તરે, ભૂમધ્યના કિનારા પર રેતીના ચડતા ઊતરતા ઢગલાઓ ત્યાં હતા ૧૯૧૧માં એ સ્થળે માત્ર સાડપાંચસો માનવીનું નાનકડું ગામડું હતું આજે તેલઅવીવની વસતિ સવાબે લાખ જેટલી કે. પ્રાચીન જેરૂસલેમ કરતાં દોઢગણી છે.

## અનેક આપત્તિઓ

તેલઅવીવ અજબ રીતે બંધાયું છે દેશ દેશથી આવેલા, ભિન્ન ભિન્ન ભાષાઓ બોલતા યહૂદીઓએ તે બાંધ્યું છે એને બંધાતું અટકાવવા માટે અનેક પ્રયત્નો થયેલા જાફા અને હાઇફાના બંદરોમાં સ્થાપિત હિત ધરાવતા લોકોએ આ નવા બંદરના સર્જન આડે ઓછી આપત્તિઓ ઊભી નથી કરી શારીરિક હિંસાનો સામનો કરીને યહૂદીઓએ ઊંડી શ્રદ્ધા અને લાગણીથી આ શહેર બાંધ્યું છે

## અદ્યતન અને આકર્ષક

તેલઅવીવ એકદમ અદ્યતન છે એ શહેરમાં જતાં એમ ન લાગે કે તમે કોઇ આરબ નગરમાં આવ્યા છો છેલ્લામાં છેલ્લી સગવડોવાળું એ શહેર યુરોપ કે અમેરિકાના અર્વાચીન શહેર જેવું લાગે છે. કોન્ક્રીટના વિશાળ રસ્તાઓની બંને પડખે સુંદર વૃક્ષોની હારો, અદ્યતન ઢબનાં નિવાસસ્થાનો, સુંદર બજારો, કારખાનાં, થીએટરો, પુસ્તકાલયો, ટ્રામો અને મજેના સાગરકિનારાવાળું એ શહેર અદ્યતનતાનો નમૂનો છે.

તેલઅવીવના બાંધનારાઓએ યુરોપીય ઢબે કામ કર્યું છે અને ખૂબ દૂરદેશી વાપરી છે. આ નગર દરેક અર્થમાં અને દરેક દૃષ્ટિએ તદ્દન નૂતન જ હોય તેમ કરવા તેમણે પ્રયત્ન કર્યો છે.

## ઉત્તરોત્તર વિકાસ

૧૯૨૧ સુધી તો તેલઅવીવ જાફાનું નાનું પરું હતું. એ વખતે એની વસતિ ત્રણ હજાર ને ક્રાસઠ માનવીની, ચારસો ને ચોવીસ ઘરની, હતી ૧૯૨૬ માં એ વસતિ બત્રીસ હજારની થઇ ૧૯૩૧ સુધીમાં એ આંકડો છેતાળીસ હજારે પહોંચ્યો અને આજે તો તેલઅવીવની વસતિ સવાબે લાખે પહોંચી છે.

# એસ્કિમોના પ્રદેશમાં

આ વિજ્ઞાનના યુગમા હવે ભાગ્યે જ કોઇ પ્રજા તદ્દન જંગલી અવસ્થામા રહેતી હશે, એમ માની શકાય અલબત્ત, હિંદમા જ કેટલાક આદિવાસી લોકો હજુ પણ પ્રાથમિક અવસ્થામાં રહે છે. એમની રહેણી કરણીની પદ્ધતિ જોતા તેઓને અસંસ્કારી કહેવા પ્રેરાઇએ, એટલુ જ નહિ પણ આ લોકોથી વધારે જંગલી જાત જગતમાં નહિ હોય એવો અભિપ્રાય વ્યકત કરતાં પણ અચકાઇએ નહિ જો કે આવો અભિપ્રાય જાહેર કરતી વેળાએ તરત જ "ઉત્તરધ્રુવના પ્રદેશના એસ્કીમો" લોકો યાદ આવ્યા વગર રહે નહિ

## સાહસ કોણ ખેડે ?

ઉત્તર ધ્રુવના એસ્કિમો કેમ રહે છે તે વિષે કોઈવાર છૂટક છૂટક અહેવાલો બહાર આવ્યા છે પ્રથમ તો એ બરફથી ઠંડા મુલકમાં કોઇ જઇ શકતુ નથી જવા જતાં એવો કટુ અનુભવ થાય છે કે ફરીવાર જવાતુ કોઇ નામ પણ લે નહિ આજ સુધીમા ઓછામાં ઓછા પ્રવાસીઓએ, આ પ્રદેશ ખુંદ્યો છે. ચોક્કસ મર્યાદાથી આગળ જતાં ગાત્રો ગળી જાય એવા બરફના ઠંડા હવામાનમાં પ્રવેશ કરવા કોણ તૈયાર થાય ? તેમ છતાં થોડા થોડા વર્ષના અંતરે કોઇ ને કોઇ સાહસવીર જોખમ ખેડવા નીકળી પડે છે.

ઉત્તર ધ્રુવનો પ્રદેશ એટલો વિશાળ છે, કે આજસુધીમાં સુસંસ્કૃત લેખાતી પ્રજાના જે પ્રતિનિધિઓ આ હીમાગાર સુધી પહોચ્યા છે, તેઓ પણ પૂરતો પ્રદેશ જોઇ શકયા નથી સંસ્કૃત પ્રજાના ઓછાવત્તા સંપર્કમા આવેલા "એસ્કિમો"ના પ્રદેશ સુધી જઈને તેઓ અટકી ગયા છે ઉત્તર ધ્રુવનો પ્રદેશ એટલો વિશાળ છે કે, વર્ષો પર્યન્ત પર્યટન કરવા છતા એ પ્રદેશનુ નિરીક્ષણ કરી શકાય નહિ.

## યુવાનનો અનુભવ:

થોડા સમય પહેલાં એક સાહસિક યુવાન આ હિમાગારનો પ્રવાસ કરી આવ્યો છે એ એ યુવાન ઉત્તર ધ્રુવના પ્રદેશમા ઉંડે સુધી પહોંચી ગયેલો આજ સુધીમાં ફકત ૭ ૪ અંગ્રેજ–અમેરિકનો ત્યાં સુધી જઇ શકયા છે

એ યુવાને આલેખેલા અનુભવોમાથી એસ્કીમો પ્રજાની કેટલીક વિચિત્રતા જાણવા મળે છે.

## તંબુઓ એ જ ઘર

આ લોકોમાં કોઇ શાસક નથી આ લોકો તંબુઓમાં, અથવા ખડકમાં કોરી કાઢેલી ગુફાઓમા રહે છે તંબુઓ એક પ્રકારના પશુના ચર્મ દ્વારા તૈયાર કરવામાં આવે છે

મચ્છી એમનો મુખ્ય ખોરાક છે જગતમાં બધી પ્રજાઓમાં ઓછામાં ઓછા વિચાર કરતી જાત હોય તો તે એ છે. એ બહુ ઓછુ બોલે છે શિકાર કરવા જવુ એ એનુ મુખ્ય કાર્ય હોય છે. સ્ત્રીઓ પણ તેમાં સહકાર આપે છે.

સામાજિક બ ધન જેવું કઇ આ લોકોને હોતુ નથી પત્નીની અદલાબદલીનો રિવાજ પણ ત્યાં પ્રચલિત છે. ગળામાં એક પ્રકારના દોરડા જેવુ પહેરીને ફરવાથી સમજાય કે આ પુરૂષ અથવા સ્ત્રીને એક બીજા સાથે બનતું નથી એટલે એ લોકો લાંબી ચર્ચા કર્યા વગર એક બીજાની ગમ- તિથા આગલાં લગ્ન એક ક્ષણમાં રદ કરી લે છે અને નવાં દ પતી બની જાય કે એક વ્યકિતની પત્ની બીજા સાથે ચાલી જાય તેથી તેને જરાયે અપમાન જેવુ લાગતુ નથી એમની સ્ત્રીઓ જ ગલી તો છે, પણ પુરૂષ કરતાં વધારે અબુધ છે તેમ નથી, પતિની આજ્ઞા માન્ય રાખવાની ફરજ એ સમજે છે તેમ છતાં એક ક્ષણમાં પતિનો ત્યાગ કરી પણ તે સ્વતંત્ર છે

જ્યારે ઠ ડી પડે છે ત્યારે મહિનાઓ સુધી ચાલે તેટલો માછલાંનો જથ્થો એકઠો કરી રાખે છે દશ લાખ ચો માઇલ જેટલા પ્રદેશમાં કેટલાક લોકો રહેતા હશે તેની કલ્પના કરી છે ? ફક્ત ૭ હજાર ! તમે મ ઇલોના માઇલ ચાલ્યાજ જાઓ, એક પણ માણસના દર્શન નહિ થાય પચીસ પચાસ માઇલનો પ થ કાપ્યા પછી એકાદ કુટુબનુ ઝુંપડુ જેવા મળશે

આ તોકો તેના રક્ષણ માટે શિકારી કૂતરાનો ઉપયોગ કરે છે કોઇ અજાણ્યા પશુને અથવા કોઇ માણસને જેતા જ તેના શ્વાન લશ્કરને એ છોડી મૂકે છે એ લશ્કર સામે વિજય મેળવનાર જ ખુ એસ્કિમોને મળશે સદ્ભાગી બની શકે છે

## શ્રમશીલ લોકો

જગતની બધી પ્રજાઓમાં વધારેમા વધારે કષ્ટમય જિ દગી જીવતા લોકો હોય તો તે આ એસ્કિમો લોકો જ છે એમની જરૂરીઆત થોડી વધારે છે ખોરાકનો એટલો મોટા જથ્થો હજમ કરી જાય છે કે બીજા લોકોને એ દિવસો સુધી ચાલે

વળી આ પ્રજામા ર જન માટે કોઇ પદ્ધતિ ખીલી હોય તેમ જણાતું નથી

## અજ્ઞાન છતાં સુખી !

એમના અર્થતંત્રના ખ્યાલો પણ અજબ હોય છે કોણ વધારે શ્રીમ ત ગણાય ત તો તેઓ સમજ્યા નથી હા, ફકત પોતાની ચીજોનો વધારે ઉપયોગ થાય તો એ રાજી રાજી થઇ જાય છે એની પાસે સઘરેલી માછલી હોય કે ખરી હોય અને બીજો માનવી તેનો ઉપયોગ કરે ત્યારે એ તેની જાતને ધન્ય માને છે એ તો તેના મિજાજમાં ગસ્ત રહે છે એને ફિકર એક જ હોય છે ખોરાક મેળવવો તેની જ એ ચિ તા કરે છે જગતની લડાઇઓ અથવા ખુનખાર યુદ્ધની તેઓને ખબર પણ કયાંથી પડે ! તેઓ જાણતા પણ નથી કે સ્વાર્થલાલસના ગુલામ બનીને એ સુસસ્કૃત કહેવડાવતા લોકો એકબીજાની જિ દગીનો અ ત લાવતા અચકાતા નથી

## ચાનો શોખ

હમણાં હમણાં ચાનો થોડો પ્રચાર ત્યાં થયો છે ઉત્તરધ્રુવ પાસેના પ્રદેશમાંથી એ લોકો આવી થોડી ચીજો લઇ જતા શીખ્યા છે તેના બદલામાં એમના શીત પ્રદેશના પશુઓના ચર્મ તેઓ આપી જાય છે અથવા માછલીઓનો વિનિમય કરે છે.

શરીરે ખડતલ એવી આ પ્રજાને જ્યારે આપણુ જીવન કઇ રીતે રહે છે તેમ જણાશે- ત્યારે કદાચ આપણે જેમને જ ગલી કહીએ છીએ એ લોકો આપણોજ કહેશે કે, અરે ! જ ગલી

કોણ ? તમે કે અમે ? સ્વાર્થ તથા સત્તા ખાતર જગતની માનવજાતને અસહ્ય યાતનાનો ભોગ બનાવી દેનારાએને સરકારી મ્હેરબાનના શરમાતા નથી ! આવો અને જુઓ, અમારે ત્યાં છે આવા કલહ કે અંદર અંદરના ઝઘડા ? પ્રભુસર્જી સૃષ્ટિમા અમે સપથી રહીએ છીએ ત્યારે સંસ્કૃત હોવાનો દાવો કરતા લોકો શો જવાબ આપશે ?

( ' વંદેમાતરમ " ) માથી

---

( અનુસંધાન પૃષ્ઠ ૫૨૮ નુ )

સમજવાનો કે એને વધુ કાર્યક્ષમ અને વ્યવસ્થિત તથા કુશળતાસૂચક બનાવવા માટે તેનો ઊંડો અભ્યાસ કરવાની ઇચ્છા કરે નહિ તો તેને કદી તેમા રસ ઉત્પન્ન થઇ શકશે નહિ અત્યારે દરેક ખાતાના ઉપરીની એ સામાન્ય ફરીઆદ છે કે નવા ભણેલા અને કેળવાયલા ગણાતા કાર્યકરોમ થી ભાગ્યે જ કોઇને પોતાના કામનો કાળજીપૂર્વક અભ્યાસ કરવાની ઇચ્છા થયેલી જોવામા આવે છે નવુ નવુ જાણવાની ઉત્તેજારી તો કોઇનામા જોવામા આવતીજ નથી એવુ એક પણ કાર્ય નથી કે જેમા રસપૂર્વક ધ્યાન અપવામા આવે તો તેમા વિશેષ સગળતા, ઓછો શ્રમ, વિશેષ સફાઇ અને સુઘડતા, વ્યવહારમા આવનાર માણસોનો વિશેષ સંતોષ આનંદ ન ઉત્પન્ન કરી શકાય માથે નાખેલુ કામ કરવાનુ તો છેજ, ગમે ત્યારે પણ તે કામ તેને પોતાને જ પૂરૂ કરવાનુ છે તો પછી તે સારી રીતે રસપૂર્વક અને કાળજીથી કરવામા શો વાંધો નડે છે, તે સમજવુ મુશ્કેલ છે

જવાબદારીનુ ભાન ન હોવાનુ ત્રીજું એક કારણ મોજમજાહ સહેલ થોડામા થોડા શ્રમ તે વધારેમા વધારે પૈસા મેળવવાની અધમ લિપ્સા અને ચોરીની વૃત્તિ એ પણ ગણી શકાય મોજમજા, આનંદ, ઉલ્લાસ, વિશ્રામ વગેરે ભોગવવાની ઇચ્છા સ્વાભાવિક છે અને સર્વને તે ભોગવવાનો હક છે પરંતુ જીવન એટલા જ માટે નથી જીવન કર્તવ્ય કરવા માટે છે એ કર્તવ્ય બોજારૂપ ન લાગે માટે આનંદ, ઉલ્લાસ અને મોજમજાહને તેમા અવકાશ છે, એટલે પ્રથમ કામ અને કામના બદલામા વિશ્રામ, આનંદ અને ઉલ્લાસ એવી મનોવૃત્તિ કેળવવી જોઇએ

શાળાએ મા વિદ્યાર્થીઓને જવાબદારીના કામ સોંપી, તે જવાબદારી તેઓ બરાબર પાર પાડે એવી તકેદારી રાખીને જીવનના કાર્યમા જવાબદારીના ભાનની કેળવણી આપી શકાય-આપવી જોઇએ-એમ મને લાગે છે એટલે બીજા અનેક કાર્યો સાથે આ ફરજ પણ શાળાસંચાલકોને માથે આવેલી છે

ગ. ગો. ધ્રુ.

(તા ૨૯-૫-૪૮ના " જ્યોતિધર " માથી )

## પ્રારંભનો ઇતિહાસ

૧૯૦૭માં જાફા નગરનાં સાઠ યહૂદી કુટુંબોએ, એ શહેરના મોટા ભાગની ગંદકીથી ત્રાસીને બીજે ક્યાંય જવા નિશ્ચય કર્યો જે જગ્યાએ માત્ર રેતીના ઢગલાની નિર્જનતા સિવાય બીજું ન હતું, જ્યાં સમ ખાવા માટ ઘાસનું તૃણ કે છોડનું પાંદડું નહોતું, ત્યાં એમણે પોતાનું નવું ગામ વસાવવા માંડ્યું એ કાર્યમાં દોરવણી આપનાર માણસ મીર ડીઝેનગોફ હતો.

## અદમ્ય શ્રદ્ધા

તેલઅવીવ હીબ્રુ ભાષાનો શબ્દ છે એનો અર્થ "વસંતનો પર્વત" થાય છે. એમ કહે-વાય છે કે મીર ડીઝેનગોફમાં તો પર્વતોને પણ ટપી જાય એવી અદમ્ય, અચળ શ્રદ્ધા હતી બીજા માણસને તો ભાંગી નાખે એવી આપત્તિઓ સામે ઝુઝીને એણે તેલઅવીવને ઊભું કર્યું

## વિશ્વયુદ્ધ પછી

પહેલા વિશ્વયુદ્ધ પછી યહૂદીઓ સામેના યુરોપમાં પડેલા ત્રાસને કારણે તેલઅવીવમાં યહૂ-દીઓની વસતિ વધવા લાગી. દુનિયાભરના યહૂદીઓ આ યહૂદી નગરના વિકાસ માટે નાણાં મોક-લવા લાગ્યા ઉદાહરણ તરીકે લેંકેશાયરના યહૂદીઓએ એક શાળાના ખર્ચ માટે પૈસા મોકલ્યા હતા.

## વધુ વિકાસ

જાફાના આરબો સાથે વધતી જતી તકરારને લીધે યહૂદીઓ પોતાના ઉદ્યોગો લઈને તેલ-અવીવમાં આવી વસ્યા યુરોપના ભિન્ન ભિન્ન દેશોમાંથી આવેલા યહૂદીઓએ નિજ નિજના હુન્ન-રનો એમાં ફાળો આપ્યો પરિણામે તેલઅવીવ વિકસ્યું, ધીકતું બન્યું. ઇજિપ્ત, પેલેસ્ટાઇન અને અરબસ્તાનને ઈંટો, સિમેન્ટ, કાપડ, ચામડું, મિષ્ટાન્ન અને મુરબ્બા પુરા પાડવા જેટલો એનો ઉદ્યોગ વિકસી ગયો

## ધાર્મિક તહેવાર

તેલઅવીવમાં યહૂદી ધર્મની આજ્ઞા પ્રમાણે દર અઠવાડિયે, પુરાણી રીતે સંપૂર્ણ અદોગ્ને પાળવામાં આવે છે. શુક્રવારે સૂર્યાસ્તની એક કલાક અગાઉ, શહેરમાં બ્યૂગલ વાગે છે અને સૌ પોતપોતાનાં કામ બંધ કરી દે છે શહેરની સઘળી પ્રવૃત્તિ થંભી જાય છે અને યહૂદી ધર્મનાં મંદિરોમાં શ્રદ્ધાળુઓની ભીડ જામે છે

## ઇતિહાસનો ઉત્તર

તેલઅવીવ સોએ સો ટકા યહૂદી છે ભંગીથી માંડીને નગરપતિ સુધીનાં સૌ સ્થાન યહૂદીઓ જ સંભાળે છે યહૂદીઓનું આ નવું નગર યહૂદી રાજ્યના પાટનગર તરીકે ફૂલશે-ફાલશે કે અસ્ત પામશે તેનો ઉત્તર તો ભાવિ જ આપી શકશે.

("વન્દેમાતરમ્" માંથી)

# પાણીનો વાપર અને બગાડ

સારી રીતે જીવવા આપણે બધાએ બે વસ્તુ શીખવી રહી પાણી પૂરતું વાપરવુ અને જરૂર વગર પાણી વાપરી તેનો બગાડ કરવો નહિ. આમાંની પહેલી વાત ઘણા સમજશે, પરંતુ બીજી વાત એટલી જ કીમતી હોઈ સમજવી જોઈએ.

આપણા આરોગ્ય માટે, શરીર, વસ્ત્ર, ઘર, શેરી કે ગામડાની સુઘડતા માટે પાણીની ખુબ જરૂર છે. તેની સાથે એ યાદ રાખવુ જોઈએ કે, એ પાણી માફકસર ઉપયોગ અને વપરાયેલા પાણીના નિકાલની યોગ્ય વ્યવસ્થા, એ એને આધારે આપણુ ગામ સ્વર્ગ અગર નરક બની રહેશે એટને ગામને શુ બનાવવુ તે આપણા જ હાથની વાત છે

સુઘડતાથી રહેવા માટે માણસને માથા દીઠ નીચે મુજબ પાણીની જરૂર પડે

| | |
|---|---|
| પીણાં તથા પીવામાં | ૩ા શેર |
| રાંધવામાં | ૭ા " |
| નાહવામાં | ૫૦ " |
| એઠવાડ ઈ૦ | ૩૦ " |
| કપડાં ધોવામાં | ૩૦ " |
| પરચૂરણ | ૫૦ " |

પાળેલાં જાનવર, ગાય, ભેંસ, ઘોડા, ગધેડાં, અને શેરીનાં કૂતરાં સુદ્ધાં ગામમાં વસે છે તેમની જરૂરિયાત નીચે પ્રમાણે અંદાજ છે

| | | | |
|---|---|---|---|
| ઘોડો | ૧૩૦ શેર | ભેંસ | ૧૧૦ શેર |
| ગાય | ૧૧૦ " | ગધેડુ | ૧૧૦ " |

શિયાળા કરતાં ઉનાળામાં પાણી વિશેષ વપરાય. પીવામાં કેટલું પાણી જોઈએ તે શરીરના વજન ઉપર પણ આધાર રાખે છે.

ગામડામાં જ્યાં દૂરથી પાણી લાવવાનુ હોય અગર તો ઊંડા કૂવામાંથી ખેંચવાનુ હોય ત્યાં પાણીનો વપરાશ ઓછો થાય લોકો કરકસરથી પાણી વાપરે. શહેર કે જ્યાં પાણીના નળની સગવડ હોય ત્યાં પાણી વિશેષ છૂટથી વપરાય

ઉજળિયાત કોમમા અને ખાસ કરીને બ્રાહ્મણનાં ઘરમા પાણીનો સરેરાશ વાપર વિશેષ અને ઈતર વર્ણોમાં ઓછો જોવામાં આવે છે.

શહેરમા જાહેર બાગબગીચા તેમજ ઘરઆંગણાના બાગ માટે, રસ્તા ઉપર છાંટવા માટે, અકસ્માત આગના પ્રસંગોએ વિશેષ પાણીની જરૂર પડે એ બધું ગણતાં શહેરમાં માથા દીઠ પાણીનો વપરાશ સવામણ જેટલો વધારે ઊતરે. શહેરને પાણી પૂરુ પાડવુ હોય તો એકંદરે માથા દીઠ સરેરાશ પાા મણ પાણીની જોગવાઈ કરવી પડે.

શહેરમાં પાણીનો વપરાશ વધારે થાય એ સમજાય, થવો પણ જોઈએ પણ તે ઉપરાંત શહેરમાં પાણીનો બગાડ પણ વિશેષ થાય છે બગાડ થવાનાં કારણો નીચે મુજબ ગણાવી શકાય

૧ મોટા નળના સાધા નબળા હોઈ પાણી વહી જતુ હોય

૨ ઘેર ઘેર નળ ટપકતા હોય. એટલે નળ બધ હોવા છતાં પાણી વહી જતુ હોય

૩. પાણી બધ થવાના સમયે નળ નીચે ડોલ હોય ડોલ ભરાયા પહેલાં જ પાણી બધ થાય, અને વાપરનાર ડોલ ઉચકી લે, પણ તે નળ બધ કરે નહિ ફરી પાણી આવવાના સમયે ઉઘાડા નળમાંથી પાણી વહી જાય પાણી નકામુ વહે છે એમ જાણવા છતાં તે બધ કરવાની આળસ નળ નીચે ડોલ ભરવા મૂકી બીજા કામે વળગવુ અને એ કામ પૂરુ થાય ત્યારેજ નળની ખબર કઢવી ત્યા સુધીમાં ડોલ ભરાઇ ગઈ હોય અને દસ ડોલ જેટલુ પાણી નકામુ વહી ગયું હોય નળ ઉઘાડો હોય અને ઘરને તાળું મારી માણસ બહાર જાય એ આવે ત્યાં સુધી નળનું પાણી નકામું વહી જાય

૪. પાણીની ગમે ત્યારે જરૂર પડશે એમ માની લોકો બધાં જ વાસણો પાણીથી ભરી રાખે. ફરી નળે પાણી આવે ત્યારે વાસી પાણી ઢોળી તાજુ પાણી ફરી ભરે જ્યાં ચોવીસે કલાક નળમાંથી પાણી આવતું હોય ત્યારે આવુ ન બને

પાણીનો આ બધો બગાડ અટકાવવો જોઇએ નળનું પાણી ન બગડે તેની દરેકે કાળજી રાખવી જોઈએ પાણીનો આવો બગાડ અટકાવવાના ઉપાય હોય છે ખરા. ઘર દીઠ કેટલુ પાણી વપરાયું તેનુ માપ દેખાડનારાં મિટર ગોઠવી, વીજળીનુ બિલ આવે છે તેમ મહિને દહાડે વપરાયેલા પાણી ઉપર બિલ આવે આ ઉપાય અજમાવવામાં આવે તો પાણીનો બગાડ થતો અટકે પરતુ પૈસાને લોભે કેટલાક લોકો શરીરસ્વચ્છતાની ચિંતા ન કરે એવુ પણ બને. અમુક પાણી વાપરવાની છૂટ મૂકી તેથી વધારે વપરાતા પાણી ઉપર કરનું બિલ મોકલવાનુ પણ બની શકે પરંતુ મ્યુનિસિપાલિટી આવા ઉપાય લે તે કરતા પાણી વાપરનારાં જ પોતાની જવાબદારી સમજે તો કેવુ સારુ !

("શિક્ષણ અને સાહિત્ય"માંથી) —બસીલાલ ગાધી

---

# પ્રાણ પછી પાણી જીવન છે.

**(રોજ વાપરમાં આવતી અનેક પ્રાથમિક બાબતોનુ વિજ્ઞાન સમજવા જેવુ છે તેથી સામાન્ય સરળ શૈલીમા તે વિજ્ઞાનની વિધવિધ શાખાઓને નજરમાં રાખીને ચર્ચા એની માળાના જવાબમા શ્રી બસીલાલે 'પાણી' પદાર્થ લઇને એ વાત શરૂ કરી છે. બાળકો તથા તાજા ભણેલા પ્રૌઢોને આ રસપ્રદ ને ઉપયોગી નીવડશે )**

લાખો વરસ પહેલા માણસ જગલી દશામાં રહેતો તે શિકાર કરી કાચુ માંસ ખાતો એને રાધીને ખાવાની તેની પાસે આવડત નહોતી ઝાડની છાલ કે ચામડાનાં વસ્ત્ર તે પહેરતો. તે વસ્ત્ર ધોવાની ગરજ નહોતી ન હતુ ધોવુ, રાંધવુ કે ખેતી એમાંનુ કશુ નહોતુ ચરાઇનો સવાલ જ નહોતો એવા જગલી જીવનમાં પીવા પુરતા ચાર ખોબા પાણીથી માણસને ચાલતુ

ક્રમે ક્રમે માણસ નવુ શીખતો ચાલ્યો દરેક નવી વાતે તેને પાણીની જરૂર પડી આજે તો માણસ કેટલું પાણી વાપરે છે, ચોખ્ખુ પાણી ક્યાથી મેળવે છે, તેને કેવી રીતે તે સધરે છે, ગદા પાણીનો નિકાલ કેવી રીતે કરે છે, તે ઉપરથી જ તેની સસ્કૃતિનુ માપ મળી રહે

દાતણ કર્યું, મોઢું ધોવા પાણી જોઈશે. નાહવા પાણીની ડોલ જોઈએ. વાસણ ધોવાં, ચોકડી ધોવી એ બધું પાણી વગર નહિ બને. કપડાં ધોવા પણ પાણી જોઈશે, અનાજ પકવવા પાણી જોઈશે. ઘાસચારો પણ પાણી વગર નહિ થાય. ઢોરને પાવા પાણી જોઈશે. ઘર બાંધવું છે, માટી ચૂનો કે સિમેન્ટ ગમે તે વાપરો પણ પાણીની જરૂર પડવાની જ. ઈંટ કે નળિયાં પણ પાણી વગર નહિ પડાય. વનસ્પતિ, અનાજ કે ખેતી એ તમામ માટે પાણીની જરૂર છે. વરાળ-યંત્રો, પાણીથી ચાલતાં પ્રેસ, જાતજાતનાં કારખાનાં અને નાના મોટા ઉદ્યોગો, એ સર્વ પાણી ઉપર જ નભે છે. સારું મીઠું પાણી મળે ત્યાં ગામ વસે, શહેર વસે, અને ધંધા ઉદ્યોગ પણ ત્યાં જ જામે. આપણા દેશ તેમ જ પરદેશનાં મોટાં મોટાં શહેરો નદીકિનારે જ વસેલાં છે. પાણીના ગુણે કરીને જ આપણે નદીને 'લોકમાતા' ગણીએ છીએ. આપણે ત્યાં તો નદીમાત્ર પવિત્ર છે—પતિતપાવની છે.

જીવમાત્રની ઉત્પત્તિ પાણીમાં જ થાય છે. માતાના ગર્ભમાં બાળકનું શરીર પાણીમાં જ બંધાય છે અને પાણી દ્વારા પોષણ મેળવે છે. માણસ, પશુપંખીમાત્રના શરીરમાં અનેક કોષો હોય છે. તે બધા કોષોને પોષણ લોહી દ્વારા મળે છે. પણ તે લોહીમાં પાણી ન હોય તો? લોહી જામી જાય અને પરિણામે મોત નીપજે.

કોલેરા જેવા રોગોમાં ઝાડા ઉલટી વાટે શરીરમાં પાણી ખૂબ નીકળી જાય છે. તેથી લોહી બરાબર ફરી શકતું નથી અને હાથ પગ ચૂંથાય છે. દાક્તરો મીઠા પાણીની પિચકારી આપી લોહી ફરતું રાખે છે. કેટલાક જીવ હવા વગર જીવી શકે છે ખરા, પણ પાણી વગર તે જીવી શકતા નથી. પાણીમાં રહેનાર કેટલાક એકકોશી જીવ પાણી સુકાઈ જતાં સુપ્ત અવસ્થામાં પડ્યા રહે છે. ચોમાસું આવતાં ફરી પાણી મળે ત્યારે તે સળવળે છે અને જીવન માણે છે. જીવન જીવવા તો તેમને પણ પાણીની જરૂર પડે જ છે.

જીવમાત્ર-વનસ્પતિ સુદ્ધાંને પાણી વગર તો નહિ જ ચાલે.

—બંસીલાલ ગાંધી

---

# આપણો વારસો

હજારો વર્ષોની ઇતિહાસની સ્મરણભૂમિ ચિતોડમાં હું એક વાર ગયો હતો. એક તરફ ગુર્જરાધીશ કુમારપાળે ચણાવેલું શિવમંદિર ગુજરાતની જાહોજલાલીની સાક્ષી પૂરતું, બીજી તરફ કુંભારાણાએ રચેલો કીર્તિસ્તંભ હજીયે સિસોદિયાઓના ગર્વ મૂર્તિમાન કરતો હતો. ત્યાંથી નીકળી દર વર્ષે હજારો યોદ્ધાઓએ કેસરિયા કરી પ્રાણ આપ્યા હતા. ત્યાં હજારો વીરાંગનાઓ શિયળને સાચવવા અગ્નિને વરી હતી. ત્યાં વીરતા હતી, અડગતા હતી, દેશદાઝ અને સ્વાતંત્ર્ય-પ્રેમ હતાં—અવનિ પર કોઇ સ્થળે પણ નહોતા એવા—કેન્દ્રસ્થ !

આ હુતાત્માઓનાં સ્મરણોમાં ખિન્ન હું મારી જાતને પૂછવા લાગ્યો કે એવું આ દેશમાં શું હતું—એવો કયો શાપ આપણે શિર હતો કે જેથી આટલી વીરતા છતાં, આપણે પરાધીન થઇ પડ્યા ! હિંદુપત પાદશાહીનો કેમ અસ્ત થયો ?

એનો જવાબ આવ્યો, સ્પષ્ટ અને સચોટ. હિંદીઓ પાસે બધું હતું, પણ સામુદાયિક વ્યવસ્થા—શક્તિ નહોતી. એક એક હિંદીવાન એક એક પરદેશીથી ચઢિયાતો છે, પણ પચાસ હિંદીવાનોનો સંઘ બે પરદેશીઓના સંઘ આગળ નિસ્તેજ બને છે. આપણા સમુદાયમાં 'એક તન મન પ્રાણ' પ્રગટતો જ નથી. ચિતોડની કરુણ કથની વાંચો, મરાઠા સામ્રાજ્યના આંતરકલહો જુઓ, પાંચ વર્ષના સત્યાગ્રહ પર નજર કરો, ઓસ્ટ્રેલિયનો સાથેની મેચ સંભારો, આપણી જાહેર સંસ્થાઓની કારકિર્દી તપાસો—સામુદાયિક વ્યવસ્થાનો અભાવ જ આપણી બધી વિપત્તિઓના મૂળમાં જડશે. આપણું બધું કામ વગોઠિયા (ઢીલી) ચાલે, ગમે તેમ, અવ્યવસ્થિત, અનેકાગ્ર, વર્ણવર્ણના ભેદ, પ્રાંતપ્રાંતના ભેદ, ગામેગામના ભેદ, શેરીએ શેરીના ભેદ! પ્રતાપી મોટી સેનાના સૈનિક થવા કરતાં નાનકડી નિર્વીર્ય ટુકડીના નાયક થવાની આપણી લિપ્સા ! હજારો વર્ષની ગુલામગીરીનો આ વારસો છે. એનું જ નામ ગુલામી મનોદશા.

—શ્રી. કનૈયાલાલ મુનશી

( " પ્રભાકર " ના એક અંક માંથી )

---

પ્રતિષ્ઠા, મોટાઇ હોય ત્યાં મહત્તા નથી. 'મોટાઇ' એ 'મહત્તા' નું સુવર્ણ નથી, માત્ર અણુધાર્યા પ્રસંગો પર ચઢાવેલો સોનેરી ઢોળ છે. મોટાઇ હોય ત્યાં મહત્તા ક્વચિત જડે. મહત્તા હોય ત્યાં મોટાઇ ઘણી વાર નથી જોવામાં આવતી. મહત્તા પ્રાપ્ત કરવાના તમે પ્રયત્ન કરી શકો. મોટાઇ મળે કે નહિ એ કોણ કહી શકે ?

એ મોટાઇમાં, વિજયમાં સુખ પણ નથી ને જીવનસાફલ્ય પણ નથી. મોટાઇ પ્રાપ્ત કરવાના પ્રયત્નો તમે ભલે કરો—મહત્ત્વાકાંક્ષા એ માનવતાનું લક્ષણ છે; પણ તેની સિદ્ધિ કોઇના હાથમાં નથી. મહત્તા વિનાની, સુખ વિનાની મોટાઇ દીપકનો પ્રકાશ છે તે આત્માને આકર્ષે ખરી, તેમ તેને બાળીને ભસ્મ પણ કરી મૂકે. તે જ પ્રમાણે પૈસાપ્રાપ્તિનો આધાર પણ ગુણ પર નથી, સરકાર પર નથી, મહત્તા પર નથી—માત્ર અણુધાર્યા પ્રસંગો પર છે. ઘણા મહાનો નિર્ધન છે. ઘણાયે ધનિકોને ધન કેમ મળ્યું તે સમજાતું નથી. ધન મનુષ્યને મહાન નથી બનાવી શકતું, આદર્શ હોય તે જ મહાન છે—પછી તેને લક્ષ્મી વરી હોય કે નહિ.

# પ્રકૃતિનાં લાડકવાયાં

એ તો જંગલી રાની પશુઓ છે, એનો નાશ કરો, એમ કહીને પશુ-પક્ષીજગતનો સંહાર કરવા નીકળેલા શિકારીઓની સંખ્યા નાની નથી. શિકાર એ શૌર્યનો સૂચક શોખ છે. માનવીને ખડતલ બનાવતા વ્યાયામનો એક પ્રકાર લેખાતો હશે. એથીયે આગળ વધીને વિચારીએ તો નિશાનબાજીના નિષ્ણાત બનવા માગતા સાહસવીરોની તાલીમનું એ સ્વરૂપ છે. પરંતુ સાચા શિકારી કેટલીક મર્યાદાઓ ઓળંગતા નથી. એ શોખીન આદમીઓના નાનકડા વર્ગે તો શિકારને લગતા કેટલાક નિયમો રચ્યા છે, પણ એ થોડા સમજુ લોકોને બાદ કરતાં બાકીના લોકો એક વાત સમજે છે કે વાઘ, સિંહ, હરણ, પક્ષી જે કંઈ હડફેટે ચડયું તે બધા પર છોડી દો ગોળી, કરો ભડાકા ઉપર ભડાકા. જેટલા સપડાય તેટલા ઓછા. આ તો ચોખ્ખું ક્રૂરતાનું, નિષ્ઠુરતાનું ચોકખું પ્રદર્શન. આપણે ગુલામ હતા ત્યારે અંગ્રેજોએ આ સૃષ્ટિનું રક્ષણ કરવા પ્રશસ્ય પ્રયાસો કર્યા છે. આઝાદ હિંદની રાષ્ટ્રીય સરકાર આ અનિયંત્રિત સંહાર અટકાવવા પ્રયાસ કરશે? નહિતર એક દશકામાં બળના પ્રતીક સમાં સિંહ, વાઘ, સુકુમારતાના નમુના જેવાં હરણાંઓ જોવા નહિ મળે. પક્ષીઓના મધુર રવ કર્ણગોચર નહિ થાય અને " સુના અમારા સિંહના ધામ " એમ કહીને પશ્ચાત્તાપ કરવાનો સમય આવશે.

છેલ્લા પોણાસો વર્ષમાં હિંદમાં માનવવસ્તી જેમ વધતી ગઈ, જેમ જંગલો કપાતાં ગયાં અને જેમ આપણે "સુધરતા" ગયા, તેમ વનસ્પતિ અને પ્રાણીસૃષ્ટિનો વધુ ને વધુ પ્રમાણમાં લોપ થઈ રહ્યો છે. એમ તો છેલ્લાં ત્રણસો વર્ષમાં આપણે જે જંગલસંપત્તિ અને પ્રાણીસંપત્તિ ગુમાવી છે તેનો તમને ખ્યાલ આવે તો તમને દુઃખદ આશ્ચર્ય થશે. સિંધુ અને ગંગા જમનાના પ્રદેશમાં એક વખત ગેંડા અને પાવાગઢમાં હાથી મુક્ત વિહાર કરતા, પણ આજે તો આસામ અને નેપાળમાં પણ તેમને શોધવા પડે છે. હિંદમાં સિંહની વ્યાપક વસતિ હતી, પણ આજે તો સોરઠના એક ખૂણે ગીરમાં ગણી શકાય એટલા જ સિંહ રહી ગયા છે. જો હિંદ સરકારની પ્રેરણા નીચે સિંહને ત્યાં રક્ષણ ન મળ્યું હોત તો હિંદમાંથી તેની હયાતી નાબૂદ થઈ જાત.

હાથીનો દાખલો લઈએ. જંગલો કપાયા પછી હાથી ક્યાં રહે? એક વખત હિંદના ઘણા પ્રદેશોમાં હાથીની વિપુલ વસતિ હતી. આજે તો બહુ જૂજ અને મર્યાદિત સ્થળો રહ્યાં છે જ્યાં એ પ્રાણી જંગલી અવસ્થામાં મળી આવે છે.

## ચિત્તાનું નિકંદન

પણ દૂર શું કામ જવું? કાઠિયાવાડની જ વાત કરો ને! આજે તો કાઠિયાવાડ વેરાન પ્રદેશ છે, પરંતુ ગઈ સદીના પાછલા ભાગમાં તમે ભલે તેને જંગલ પ્રદેશ ન કહો પણ તેની કાયા ઝાડથી હરિયાળી રહેતી. ઝાડ એટલે હરણની ક્રીડાભૂમિ, અને હરણ પાછળ દીપડા અને ચિત્તા તો હોય જ ને? કાઠિયાવાડના ડુંગરોમાં હજી પણ દીપડા તો બચી ગયા છે. પણ કાઠિયાવાડમાંથી ચિત્તાનું નિકંદન નીકળી ગયું છે.

કાઠિયાવાડમાં ચિત્તાના અસ્તિત્વ વિષેની છેલ્લી નોંધ ઈ. સ. ૧૮૮૪માં થયાનું જણાય છે. આજે જામનગર, ભાવનગરના મહારાજાઓના સંગ્રહસ્થાનમાં તો હજી પણ દુનિયાનું સૌથી

ઝડપી જાનવર છે પરંતુ કુદરતમાંથી તો તેનો લોપ થઇ ગયો છે માત્ર કાઠિયાવાડમાંથી જ નહિ આખા હિંદમાંથી આ ઉમદા અને સુંદર પ્રાણીનો લગભગ સદંતર નાશ થઈ ગયો છે. થોડા જ દિવસો પહેલાં મુંબઇ નેચરલ હિસ્ટરી સોસાયટીના જનરલ મંત્રી શ્રી સલીમઅલીએ મને કહ્યું કે, એક શિકારશોખીને એક સાથે ત્રણ ચિત્તાનો શિકાર કરી નાખ્યો છે

જ્યારે હિંદમાં જંગલી અવસ્થામાં ચિત્તા શોધ્યા નથી જડતા ત્યારે એક સાથે ત્રણ ચિત્તા નજરે પડે તે એક અપૂર્વ અકસ્માત ગણાય. સંભવ છે, કે આ ગૃહસ્થે કદાચ હિંદુસ્તાનના છેલ્લા ચિત્તાને હણી નાખ્યા હશે

## મુંબઈમાં વાઘ વસતા હતા !

મુંબઈના ટાપુઓનો દાખલો આપું કેટલાક વાઘ દીપડા રહી શકે એવા જંગલ અને ડુંગર મુંબઇનો સાલ્સેટ ટાપુ ધરાવે છે અને આજે જ્યાં મુંબઈમાં માણસને રહેવા જગા નથી મળતી ત્યાં ગઈ સદીમાં વાઘ રહેતા પણ ખરા. આજે વાઘ નથી. અને વાઘ જેમના ઉપર નભે એવાં વન્ય પ્રાણીઓ નથી માનવ વસ્તિથી ખદબદતા આ ટાપુઓ પર એવાં પ્રાણીઓ હવે ન રહે એ સ્વાભાવિક છે, પરંતુ માણસ સાથે હળી જનારો મોર પણ મુંબઇના ટાપુઓ પર નથી, કારણ કે બીજે જ્યારે મોરના માનવીનો પ્રેમ મળે છે ત્યારે મુંબઇમાં માનવી મોરને વીણી વીણી ખઈ ગયા છે ! પરિણામે મુંબઇ ટાપુઓની વનશ્રીને શોભે એવું એ સુંદર પ્રાણી અહીં સાવ અદૃશ્ય થઇ ગયું છે

જાતોની દૃષ્ટિએ બહુ નહિ તો વસતીની દૃષ્ટિએ હિંદના પ્રાણીસૃષ્ટિનો ઘણો લોપ થયો છે

કાઠિયાવાડમાં ઉપલા વર્ગના રજવાડી માણસો અને નીચલા વર્ગના ડફેરો વાઘરીઓ ભટકતા લોકોના હાથે પ્રાણીસૃષ્ટિનો ખૂબ નાશ થયો છે કેટલાક પશુપક્ષીઓ તો શોધ્યાં નથી જડતાં. કુદરતના આ સુંદર શણગારનો નાશ કરવાથી કંઈ ફાયદો નથી, પણ નુકસાન તો ઘણું છે

હિંદમાં વસીને જે અંગ્રેજોએ પ્રાણીસૃષ્ટિના સંશોધન, અભ્યાસ અને સંરક્ષણનું ઉમદા કામ કર્યું છે તેમાં પ્રખ્યાત અને શિકારી લેફ. કર્નલ એ ડબલ્યુ બર્ટન એક છે જંગલોમાં નિવૃત્ત જીવન ગાળતા એ વિદ્વાન આપણા પ્રાણીઓ માટે જે પ્રેમ અને રક્ષણ માટે જે ચિંતા સેવે છે. તેટલી જો હિંદીઓને પણ હોય તો ? એ સુંદર સૃષ્ટિનો આટલો નાશ ન થાત શ્રી બર્ટને દર્શાવેલાં હિંદની નષ્ટ થતી પ્રાણીસમૃદ્ધિના રક્ષણ માટે મુંબઈ નેચરલ હિસ્ટરી સોસાયટી હાલ ઝુંબેશ ઉઠાવી છે અને તે દિશામાં સરકાર અને પ્રજા સજાગ બની સક્રિય પ્રવૃત્તિ આદરે તે માટે મનનીય માર્ગદર્શન કરાવતી પુસ્તિકા પ્રગટ કરી છે આ ઉમદા કામને પ્રસિદ્ધિ આપવા સોસાયટીએ સૌનો સહકાર માગ્યો છે

## કાળીયારને રક્ષણ આપો

હિંદમાંથી સદંતર નાશ પામતા પ્રાણીઓમાં શ્રી બર્ટન નાના એક શિંગી ગેંડાને ગણાવેલા છે સુંદરવનમાં આ ગેંડા રહેતા. એ વાતને કંઈ ઝાઝાં વર્ષ નથી થયા આસામમાંથી એ અદૃશ્ય થઇ ગયો છે

તમે કહેશો' ગુજરાતને ને ગેંડાને શુ સબધ ? ખરુ, ગુજરાતીઓ કઇ થોડાજ ગેડાના શિકાર કરવા જવાના છે? પણ આપણે આપણા કાળીયારની જ વાત કરીએ ગુજરાત–કાઠિયાવાડના એ સુદર હરણને જોઇને આત્મા ઠરે, પણ એના સ્વાદિષ્ટ માંસની લલચાથી લાલચાઇ માણસો એના શિકારમા એટલા બધા લાગ્યા છે કે આજે જ્યાં તેને ખરેખર રક્ષણ મળતુ હોય ત્યા કાળિયારને શોધવા જવ તો પણ તેના દર્શન દુર્લભ છે એજ હાલ ચિંકારાના થઇ રહ્યા છે હિદના ઘણા ખરા ભાગમાથી જગલી ભેસનો પણ નાશ થઇ ગયો છે

સૌથી વધારે નાશ ખાદ્ય પ્રાણીઓનો થાય છે કુંજ, કુલંગ, બતકો, તેતર, ગતક, લાવરી, હંસ, મોર, સસલા, હરણ, સારસ, અને અન્ય ખાદ્ય પશુપક્ષીઓ અને માછલાનો અવિચારી અને ક્રૂર રીતે નાશ થઈ રહ્યો છે આ સિવાય શોખ ખાતર ગમે તે પ્રાણીઓનો શિકાર દ્વારા નાશ થઈ રહ્યો છે.

## કાયદા દ્વારા રક્ષણ

મુબઇ નેચરલ હિસ્ટરી સોસાઈટીના સતત પ્રયત્નોના પરિણામે મુબઈ સરકારે પ્રાણીઓના રક્ષણ માટે કાયદા કર્યા છે અને મુંબઈ પ્રાતની રિયાસતોએ તેનુ યંત્રિક અનુકરણ કર્યું છે પરંતુ કાયદા કરવા એ એક વાત છે અને તેનો અમલ કરવો એ જુદી વાત છે જો કાયદાનો અમલ થાય તો શિકાર માટે વ્યાજબી ક્ષેત્ર રહે અને છતાં પ્રાણીઓને રક્ષણ પણ મળે

સમાજના ઉપલા થરના માણસોના હાથે મહત્ત્વ અગે અને નીચલા થરના માણસના ભોગે જે શિકાર થાય છે તે બહુધા અવિચારી કૃત્ય છે પ્રાણીઓ પ્રજનની કાળમાં કાયદો શિકારની મનાઇ ફરમાવે છે, પરતુ કાયદો તો કાગળ ઉપર રહે છે પ્રાણીસૃષ્ટિમાં સતત અને બચ્ચા ઉછેરની માતાઓની કતલ થાય તેનાથી વધુ કરુણ બીજુ શુ હોઇ શકે ?

વિનાશની અણી પર આવી ગયેલા જે પ્રાણીઓની નામાવલિ શ્રી બર્ટને રજુ કરી છે, તેમા ઘોરડ ( બસ્ટાર્ડ ) આપણુ ધ્યાન ખેચે છે ગુજરાત-કાઠિયાવાડમાં હવે ઘોરડ ભાગ્યેજ દેખાય છે. મારા માનવા પ્રમાણે લીખ ( ફ્લોરીકન ) ના પણ એ જ હાલ છે

## સુંદર પીંછાનો મોહ

પક્ષીઓનાં સુદર પીછાં માટે લોકો તેમનો શિકાર કરતા અને પીછાનો મોહ જ્યારે માઝા મૂકી ગયો ત્યારે, સરકારને તેના પર પ્રતિબધ મૂકવો પડયો સર્જનહારે જ્યારે સૃષ્ટિ રચી ત્યારે, યત્રમા જેમ દરેક ચક્ર, ધરી અને ચાકીનુ અનિવાર્ય સ્થાન છે તેમ દરેક પશુપક્ષી, મત્સ્ય, કીટ, પતગ અને અન્ય જીવનુ સ્થાન મુકરર કર્યું છે તમે યત્રમાંથી એક ચક્ર કાઢી નાખો એટલે કારખાનું ખોરવાઇ જશે એ પ્રમાણે તમે પ્રકૃતિમાથી જીવની એક જાતનો નાશ કરો એટલે પ્રકૃતિના આખા તંત્ર પર તેની ખરાબ અસર થશે સમસ્ત પ્રકૃતિ મનુષ્યના હિત માટે છે અને પ્રકૃતિને નુકસાન થાય એ માણસને નુકસાન છે

ધારો કે તમે દેશમાથી મધમાખ અને પતગીઆંનો નાશ કર્યો હજારો જાતની વનસ્પતિ મધમાખ અને પતગીઆં દ્વારા ફળે છે તે ફળતી અટકી જશે ફળ, ફૂલ, અનાજ અને અન્ય ખાદ્ય વનસ્પતિ જો ફળે નહી તો માણસને જ નુકશાન છે ને ? હાથી અને સિંહથી માંડીને કીડી જેવા ક્ષુદ્ર દેખાતાં પ્રાણીઓને કુદરતે પોતપોતાનુ કર્તવ્ય સોપ્યું છે તેમની સૃષ્ટિની સમતુલા જાળવવી જોઇએ

## અંગ્રેજોના ગુણ ગ્રહણ કરો.

શ્રી બર્ટને પોતાની પુસ્તિકામા કેટલાક મનનીય સૂચનો કર્યાં છે ખેડુતોને પાકના રક્ષણ માટે અપાતી બંદૂકો મોત વધાઇ જાય ત્યારે પાછી લઇ લેવામા આવે, કાયદામાં અને તેના અમલની કાર્યપદ્ધતિમાં અસરકારક સુધારા કરવામાં આવે, પ્રાણીઓના રક્ષણ માટે જમીનનુ યોગ્ય વર્ગીકરણ કરી તે પ્રમાણે ત્યાં નિયંત્રણ કરવામાં આવે, શિકાર માટે અપાતા પરવાનાનુ અને શિકારનુ બરાબર નિયંત્રણ કરવામાં આવે, પ્રાણીજીવનના રક્ષણ માટે મંડળો સ્થાપવામા આવે, અને લોકમત જાગૃત કરીને કેળવવામાં આવે તો સર્જનહારની સૃષ્ટિનો વિનાશ અટકાવી શકાય આજે જ્યારે સમસ્ત દેશ ઉત્ક્રાન્તિમાંથી પસાર થઇ રહ્યો છે, જ્યારે હિંદની સુરત બદલાઇ રહી છે, જ્યારે અલગ અલગ રહેલા જૂના તંત્રો અને તેમના સૂત્રધારો અદશ્ય થઇ રહ્યા છે અને સંગઠિત બનેલા પ્રદેશોમાં નવાં તંત્ર રચાઇ રહ્યા છે, અને નવા સૂત્રધારો જવાબદારી સંભાળી રહ્યા છે, ત્યારે આ નવી વ્યવસ્થામાં હિંદની પ્રાણીસૃષ્ટિને યોગ્ય રક્ષણ મળવુ જોઇએ તંત્રવાહકોએ આ કાર્યની મહત્તા અને ગંભીરતા પિછાનવી જોઇએ, તેઓએ રસ લેતા થવુ જોઇએ અંગ્રેજો ગયા પણ એમના ગુણ આપણે ગ્રહણ કરવા જોઇએ.

શ્રી બર્ટે આ નાનકડી પણ ખૂબ જ ઉપયોગી પુસ્તિકા લખીને અને મુંબઇ નેચરલ હિસ્ટરી સોસાયટીએ તે ઝુંબેશ ઉપાડી લઇને હિંદની ઉત્તમ સેવા કરી છે

આપણે આપણા રોજીંદા જીવનવ્યવહારમાં રચ્યાપચ્યા રહીને આપણી આસપાસની પ્રાણીસૃષ્ટિને પણ ભૂલી જઇએ છીએ ત્યાં દૂર દૂરના જંગલો અને પહાડોમા વસતિ પ્રાણીસૃષ્ટિના રક્ષણ અને કલ્યાણની કામના તો ક્યાથી જાગે ? પણ આપણે ભૂલી જવુ ન જોઇએ કે માનવી તો મહાન સૃષ્ટિનો એક અલ્પ ભાગ છે તે પોતાની બુદ્ધિના બળે એ સૃષ્ટિ પર શાસન કરે છે પણ શાસન કરનાર રાજકર્તાના શિરે તેના શ્રેય અને સંરક્ષણની જવાબદારી પણ રહે છે આપણે એ સૃષ્ટિમા વધુ રસ ધરાવતા થશું ત્યારે જ આપણને એ સત્ નુ ભાન થશે બોમ્બે નેચરલ હિસ્ટરી સોસાયટી અને ગુજરાત પ્રકૃતિ મંડળ (અમદાવાદ) જેવી સંસ્થાઓએ પ્રજાને આ વિષયમાં રસ લેતી કરવાના સુંદર પ્રયાસ કર્યા છે હિંદ છોડી જતા અંગ્રેજો પણ હિંદની પ્રાણીસૃષ્ટિ માટે આટલી ધગશ ધરાવે એ ઉમદા ગુણ આપણામાં પણ હોવો જોઇએ +

+ "પ્રવાસી" ના એક અંક માથી

---

## જીવંત ધર્મભાવના

મારા નીતિવિચારથી અથવા મારા આત્મવિકાસથી કંઈ પણ વિરુદ્ધ વસ્તુ હિંદુ ધર્મમાં મે જોઇ હોત તો મે એનો ત્યાગ કર્યો હોત પણ પરીક્ષા કરવાથી લાગ્યુ છે કે મારી જાણના બધા ધર્મોમાં હિંદુ ધર્મ સૌથી વધુ સહિષ્ણુ છે એના અનુયાયીઓને માનવા જ પડે એવા સિદ્ધાન્તોની જાળથી હિંદુ ધર્મ મુક્ત છે. આ મને બહુ ગમે છે, કારણ તેથી હિંદુધર્મીને આત્મોન્નતિનો વિશાળમાં વિશાળ અવકાશ રહે છે હિંદુ ધર્મ સાંકડો નથી તેને લીધે હિંદુઓ બીજા બધા ધર્મોને માન આપી શકે છે, એટલુ જ નહિ પણ બીજા ધર્મોમાં સારુ હોય તે ગ્રહણ કરી શકે છે

# લાયબ્રેરીમાં વસાવવા યોગ્ય નવાં ઉત્તમ પુસ્તકો

## ગુણવંતરાય આચાર્ય

વતનનો સાદ ૪)
અલ્લાબેલી ૨)
ભગવો નેજો ૩)
ભસ્માંગના ૩ા
વિરાટનો ઝભ્ભો ૩ા
કોણ ગુન્હેગાર ૨)
કોરી કિતાબ રાા
નિવેદિતા ૪ા
નર અને નારાયણ ૪ા
પૂર્વજોના ગામે ૩ા
તરંગ ૩ા
મુંઝવતા પ્રશ્નો ૩ા

## ઐતિહાસિક નવલ-ગ્રંથાવલિનાં પુસ્તકો

સેનાપતિ ૪ા
જામ તમાચી (૧) ૪ા
જામ તમાચી(૨) (છપાય છે)

## 'ઓલિયા જોશી'નાં હાસ્યરસિક પુસ્તકો]

હસહસાટ ૩ા
આનંદના ઓઘ ૪)
ગાડાનો ગવારો ૪)
વ્યંગવિનોદ ૩ા
મુખમલકાટ ૪)

## 'મસ્તફકીર'

હાસ્ય મોતી ૩ા

## સૌરીન્દ્ર બાબુ

શ્રીમતિ રાય ૩)
સાહસિકા ૩ા
પાષાણ ૩ા
અસ્વીકાર ૪)
મુક્તપંખી ૩ા
નારી ૩)
નિરૂપમા ૩)
ગૃહત્યાગ ૩)
લાલ માટીનો રસ્તો ૩ા
મમતા (શરદબાબુ) ૩)

## મોહનલાલ ચુ૦ ધામી

રૂપકોશા ૧-૨ પાા
ક્રાંતિની ઝાલરી ૩)
વિજેતા ૨)
બહાદુર બેટો ૨)
મધુરજની રાા

## દેવશંકર મહેતા

પેપા અને લીંબોળી ૩ા
ગામને ઝાંપે ૩ા
સંહાર રાા

## ટોલ્સ્ટોય

કથાવલિ ૩)
સ્ત્રી અને પુરુષ રાા

## પ્રો. ફડકે

ઇન્દ્રધનુ (તૈયાર થાય છે)
દૌલત "

## ઔદ્યોગિક ગ્રંથો

## ડુંગરશી ધરમશી સંપટ

સ્વતંત્ર ભારત ૬)
આપણું ઘર પા)
વેપાર અને વાણિજ્ય ૪ા)
બાળકોનું હિન્દુસ્તાન ૨)
રા. ઉદ્યોગો રાા
સુ વાદ ને ઇશ્વર ૩)
સ્વાધીનતાના પંથ ૧)
ઇરાન ૧)
સ ના સર્જન પછી રા
બુલંદ બચાવનામું (ગાંધીજી) રાા
સ્વ. ને સંરક્ષણ
એ. પર ઓથાર રાા

## નવલકથાઓ

નયના ૪)
ઉરદાહ રાા
અદૃશ્ય માનવી ૩ા
રૂપરાણી ૪)
પદ્મિની ૧ા

## નવલિકાઓ

બિન્દુ ૧ા
નંદિતા ૩)
નારીપૂજા રાા
ખાટીમીઠી બાળવાતો ૧)
ગામધણી રાા

**નવયુગ પુસ્તક ભંડાર—રાજકોટ.**

[ પુસ્તકાલય સ. સ. મંડળ લિ૦—વડોદરા ]

## આ અંકમાં




વાર્ષિક લવાજમ

દેશમાં રૂ ૩-૮-૦ પરદેશ રૂ. ૫-૦-૦ છૂટક નકલ રૂ ૦-૬-૦

: વ્યવસ્થાપક :
ધજીભાઈ નારણભાઈ અમીન (બી કોમ)

: તંત્રી :
મણિલાલ પ્રભાશંકર વ્યાસ

બા, બાપા અને બાળક સાથે બેસી
વાંચી શકે તેવુ નવુ માસિક



## મનોરંજનને મળેલો સત્કાર

"મનોરંજનને મળતાં-વાચતાં આનંદ થયો, વસ્તુ અંદરની ખુબ સરસ છે અભિનંદન"

—શ્રી કનુભાઈ દેસાઈ

"મનોરંજન અને વિશેષત હાસ્યને પોતાનો ખાસ વિષય બનાવતું આ માસિક એપ્રિલથી શરૂ થયુ છે પ્રથમ અંકમાં ટાગોરના લેખથી માંડીને ગધેડાની આત્મકથા સુધીના ભિન્ન ભિન્ન લેખકોના લેખો આપવામા આવેલ છે"

—પ્રજાબંધુ સાપ્તાહિક

"મનોરંજન ગુજરાતી સાહિત્યમાં હળવુ એવું આ પહેલુ માસિક છે હાસ્ય સ અને મનોરંજન પીરસતું અત્યારે ના આ એકલું જ છે, આ બચુકલા માસિકને આપણે અપનાવવુ જ રહ્યુ"

—મુંબઈ સમાચાર સાપ્તાહિક

મનોરંજનનુ વાર્ષિક લવાજમ હિંદમાં રૂ ૧-૧૨-૦ પરદેશ શીલીંગ ૧૫) છુટક અંક ૦-૧૦-૦ આના લવાજમ ભરવાનુ સ્થળ

# નવાં જ બહાર પડેલાં પ્રકાશનો

**વાગદત્તા : ભાગ ૧-૨ સાથે**

કિંમત રૂ ૪-૧૨-૦ વી પી ૮ આના

શ્રી પ્રભાવતીદેવી સરસ્વતીની સળંગ નવી નવલકથા જે શ્વસુરગૃહે વાસ કરતી પણ પતિપ્રેમથી વંચિત એવી કોડભરી સુશીલ વાગ્દત્ત નારીના કુટુંબપ્રેમ અને આત્મવિલોપનના નિસ્વાર્થ ત્યાગની અપૂર્વ કથા

**પ્રિયમિલન** કિંમત રૂા. ૨-૮-૦ વી પી. ૬ આના.

આર્યનારીના ઉચ્ચતમ સંસ્કારો દ્વારા વિપથગામી અને ક્રોધે ચડેલા પતિને પ્રેમ અને અંતરથી જીતની એક બગનારીના સંસારજીવન ની ઉચ્ચતમ નારીકથા

**પ્રેમ-પરખ** કિંમત રૂા ૨-૧૨-૦ વી પી. ૬ આના 'પરખ' નામની સુવિખ્યાત હિંદી નવલકથાનો ગુજરાતી સુંદર અનુવાદ

**ડીટેકટીવ કુમારગુપ્ત :** કિ રૂા ૨-૦-૦ સળંગ ડિટેકટીવ નવલકથા વી પી ૦-૬-૦

**જનાર્દન જાસુસના જબ્બર પરાક્રમો** રૂા. ૨-૦-૦ વી પી ૬ આના

તમારી નકલ માટે ખલાસ થાય તે પહેલાં લખો —

## એન. એમ. ઠક્કરની કું.

બુકસેલર્સ પબ્લીશર્સ ૧૪૦, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુંબઈ ૨



પુસ્તક ૨૪ મું     જુન-૧૯૪૮     અંક ૧૨ મો

# સાહિત્યસૃષ્ટિનું અવનવું

સંપૂર્ણપણે શસ્ત્રરહિત બનેલ જર્મની હવે મહાત્મા ગાંધીજીના અહિંસાના સિદ્ધાંતો પ્રત્યે ઢળતું જાય છે

**આ**જથી લગભગ ૨૦૦૦ વર્ષો પહેલાં રોમની જાહોજલાલી અને વૈભવ અગાધ હતા તે સમયે રોમના બાદશાહો તરફથી એક દૈનિક ચોપાનિયું શરૂ કરવામાં આવ્યું. આ પત્રનું નામ "એકટા ડયુઆના" હતું તે વખતે છાપકામની શોધ થઈ નહોતી તેથી આ પત્ર હસ્તલિખિત હતું અને તેમાં શહેરની દરેક નવાજૂની પ્રસિદ્ધ થતી, તે અત્યંત લોકપ્રિય થઇ પડેલું આ દુનિયાનું પ્રથમ વર્તમાનપત્ર હતું

ગાંધીજીના જીવનકાર્યના અભ્યાસ માટે જર્મનીના ગામડામાં 'ગાંધી મંડળો' રચાતા જાય છે

o

જર્મનીમાં રહેતા હિંદીઓના કહેવા મુજબ હિંદે જર્મનીમાં સંસ્કૃતિક તથા ધંધાદારી મિશનો મોકલવાની આ યોગ્ય તક છે

o

કાશી વિદ્યાપીઠ તરફથી ગાંધીજીનાં ભાષણો લખાણો તથા ઉપદેશોની 'ગાંધી શ્રેણિ'નું પ્રથમ પુસ્તક તા ૨૧ મે એ પ્રગટ થતાં પહેલાં જ તેની ૭૦૦૦ નકલો વેચાઇ જતાં તરતજ તેની બીજી આવૃત્તિ છપાવા માંડી છે

o

લેનિન્ગ્રેડમાં ઝારના શિયાળાના ભૂતપૂર્વ નિવાસસ્થાનમાં સોવિયેટ રશિયનો કિંમતી જવાહિરોનો બનાવેલો મોટો નકશો પ્રદર્શન માટે મૂકવામાં આવ્યો છે

o

વીજળીના ૧૭,૦૦૦ દીપકોના પ્રકાશથી ઝળહળિત બનેલો આ નકશો માણેક દ્વારા શહેરો બતાવે છે. તે ચકચકિત તારાઓથી વિભૂષિત થયેલા છે યુનિયનના પ્રજાસત્તાકનાં રાજધાનીનાં શહેરો માણેકથી બતાવાયાં છે

મૂળ નકશો દશ વર્ષ પહેલાં બનાવવામાં આવ્યો હતો ૧૯૪૦ પછી જે પ્રદેશો સોવિએટ રશિયા સાથે મળી ગયા છે તે બતાવવા માટે નકશામાં અદ્યતન સુધારા કરવામા આવ્યા છે



પ્રસિદ્ધ પુસ્તકો હિંદી ભાષાંતરો બધાને સહેલાઈથી મળી શકે તે ખાતર રતલામમાં એક કંપની ઊભી કરવાની યોજના થઈ રહી છે ભાષાંતર માટેના પુસ્તકોની યોગ્ય પસંદગી થાય તેમ આપણે ઇચ્છીએ.



૧૪ નવેમ્બર ૧૯૪૮ ના રોજ માન પંડિત જવાહરલાલ નહેરુની સાઠમી વર્ષગાંઠ આવે છે, તે ઉજવવાને અત્યારથી તૈયારીઓ થવા માંડી છે. તે પ્રસંગે તેમને યોગ્ય ભેટ અપવા માટે કમિટીઓની સ્થાપના થઈ છે

પંડિત નહેરુ સુવર્ણ મહોત્સવ ગ્રંથમાં આપણા પ્રધાનના જીવન અને કાર્ય વિષે લેખો આવશે લેખકોમાં જગતભરના નામાંકિત લેખકો, વૈજ્ઞાનિકો તથા પત્રકારોનો સમાવેશ થશે તેમાં સંખ્યાબંધ ફોટા આવશે આ ગ્રંથના તંત્રી શ્રી. સોહનલાલ દ્વિવેદી બિંદકીના છે



ચાલુ વર્ષે કલકત્તા વિશ્વવિદ્યાલયે બે જાણીતા ગદ્યલેખિકા –શ્રીમતી સીતાદેવી તથા શાંતાદેવીનુ બહુમાન કર્યું છે શ્રીમતી સીતાદેવીને ૧૯૪૮નું લીલા પારિતોષિક મળ્યું છે તથા શ્રીમતી શાંતાદેવીને ૧૯૪૭નો ભુવન મોહિની ચંદ્રક મળ્યો છે આ બને લેખિકા 'મોડર્ન રિવ્યુ' તથા 'પ્રવાસી' ના સ્થાપક તંત્રી રવ ગમાનંદ ચેટરજીની પુત્રીઓ થાય છે. એમના ઘણાખરા પુસ્તકોનો ગુજરાતી અનુવાદ શ્રી રમણીકલાલ દલાલે આપણને અપેલ છે.



જે લીલાદેવીના નામથી પારિતોષિક તથા વિશ્વવિદ્યાલયમાં ભાષણો અપાય છે તે કવિયિત્રી હતા તેમનું પુસ્તક 'કિસલય' એક વખત બહુ પ્રસિદ્ધ હતું તેની સ્મૃતિ જાળવી રાખવા માટે તેમના પિતા શ્રી રવીન્દ્રનાથ ટાગોરે વિશ્વવિદ્યાલયને દાન આપી પારિતોષિક તથા ભાષણો આપવાની ગોઠવણ કરી પારિતોષિક ફક્ત સ્ત્રીઓ માટે જ છે ભાષણો માટે પણ કોઈ વાર સ્ત્રીની પસંદગી કરવામાં આવે છે શ્રીમતી અનુરૂપાદેવીની પસંદગી પહેલવહેલી થઇ હતી



પૂનાના 'પ્રસાદ' ના સ્થાપક તથા તંત્રી શ્રી. વાય જી જોશીએ શરૂ કરેલ નવલિકા હરિફાઈનું પરિણામ થોડી રાહ જોવરાવી બહાર પાડ્યું છે મહારાષ્ટ્રભરમાંથી આવેલ ૨૦૦ નવલિકામાંથી પસંદ કરેલ ૪૦ વાર્તાઓ લેખકના નામ આપ્યા સિવાય ૧૯૪૭ના દીવાળીના ખાસ અંકમાં પ્રગટ કરવામાં આવી હતી, અને તેમાંથી ત્રણ વાર્તાઓની જાહેર મતથી પસંદગી કરવામાં આવી હતી મુબઇના શ્રી અચ્યુત બર્વેને રૂ ૫૦૦)નું પહેલુ પારિતોષિક આપવામા આવ્યું છે. પૂનાના શ્રી વી. એમ. શિંદે તથા કોલ્હાપુરના શ્રી. રણજિત દેસાઇને અનુક્રમે રૂ. ૨૫૦) તથા રૂ ૧૫૦) આપવામાં આવ્યા છે. આ હરિફાઇ ચાલુ વર્ષે પણ ચાલુ રાખવામા આવી છે.

મુંબઈના સુપ્રસિદ્ધ મરાઠી માસિક 'વસંત' હિન્દી સ્ત્રી વિદ્યાપીઠના સ્થાપક ડૉ. ડી. કે. કર્વેની નેવુમી વર્ષગાંઠને અંગે એપ્રિલ અંક 'મહર્ષિ કર્વે ખાસ અંક' તરીકે કાઢ્યો છે પુષ્કળ ચિત્રોવાળા આ ખાસ અંકમા મિત્રો તથા પ્રશંસકોના મહર્ષિના જીવન તથા કાર્ય વિષે લેખો આપેલા છે.

o

સાંગલી રાજ્યના રાજકવિ શ્રી 'સાધુદાસ' (શ્રી જી જી મજુમદાર) ૬૫ વર્ષની ઉંમરે અવસાન પામ્યા છે શ્રી સાધુદાસ જૂની પેઢીના કવિ તથા ગદ્યલેખક હતા તેમનાં પ્રકાશનોમા બે લાંબાં કાવ્યો 'રણવિહાર' અને 'વનવિહાર' તથા 'મરાઠીચી સંભાવત' ના બે ભાગ વિશિષ્ટ નિર્દેશ માગી લે છે. તેમણે મરાઠા ઇતિહાસ સંબંધી કેટલીક નવલકથાઓ લખી છે.

o

લોર્ડ પેથિક લોરેન્સ, શ્રી એચ એમ પોલક તથા શ્રી એચ એન બ્રેઈલ્સફર્ડ સંયુક્તપણે ગાંધીજી વિષે પુસ્તક લખી રહ્યા છે.

લોર્ડ પેથિક લોરેન્સ ગાંધીજીના જીવનનાં છેલ્લાં આઠ વર્ષ સંબંધી લખવાના છે પોલક દક્ષિણ આફ્રિકાના વર્ષો સંબંધી લખશે શ્રી. બ્રેઈલ્સફર્ડ વચગાળાના સમય સંબંધી લખશે. હકીકતની સત્યતા માટે લેખકોએ શ્રી દેવદાસ ગાંધીનો સંપર્ક સાધ્યો છે

o

ટેનેસીમાં એમ્ફિસ ખાતેના એક વર્તમાનપત્રમાં ચૉકલેટ કેઈકની જાહેરખબરમાં ચોકલેટની સુગંધ નાખવામા આવી હતી ત્યાર પછીના અંકમા એક મોટા સ્ટોરની ફૂલોની જાહેરખબર માટે દરેક પાનને સુગંધી બનાવવામા આવ્યુ હતુ.

ભવિષ્યમાં કોઈ સાહસિક પત્રકાર જુદા જુદા પ્રકારની અસર ઉત્પન્ન કરવા માટે અગ્રલેખોમા જુદી જુદી સુગંધ વાપરે તો નવાઈ નહિ

o

દક્ષિણ ધ્રુવની શોધના લેખક મિ ચેરી ગરાર્ડ શેક્સપીઅરના ચાર નાટકોની હસ્તપ્રત માટે ૭,૧૦૦ પોંડ આપીને મથાળા ખરીદનારાએ તે હરાવી દીધા છે કેલિફોર્નિયા કોલોનીના ન્યૂમેનીના મિ જે ડમન્ડ કે પેઝિ આ નકલો હોજમનને ત્યાં વેચવા માટે મોકલી હતી મિ પેઝિને આ નકલો એટમન નૉથર્મ્બરલેંડના સ્વ. હાવર્ડ પીઝ પાસેથી વારસામાં મળી હતી

o

૧૯૪૭ના સાહિત્ય માટેના નોબેલ પારિતોષિકના વિજેતા આન્દ્રે જીદની માતાએ તે દશ વર્ષની ઉંમરનો થયો ત્યાં સુધી ચપોચપ ચુસ્ત જાકીટની નીચે કડક ઇસ્ત્રીબંધ ખમીસ પહેરવાની ફરજ પાડી હતી તેથી તે ચૌદ વર્ષની ઉંમરે ક્રાંતિકારી થયો અને અત્યાર સુધી તે ક્રાંતિકારી રહેલ છે.

o

૫૦૦ થી વધારે દિલખુશ સુગંધને રસાયણવેત્તાઓએ જુદી પાડીને પહેલી જ વખત 'સુગંધ ડિરેક્ટરી' માં તેની યાદી આપવામાં આવી છે આ ઉદ્યોગના ઉપયોગ માટે તેનું સત્વર પ્રકાશન કરવામા આવશે.

અકબર અલ્લાહાબાદી લેખક તથા કવિ હતા લેખકની આર્થિક સ્થિતિથી તે સારી રીતે પરિચિત હતા. પચાસ વર્ષ પહેલાં તેણે લખ્યું હતુ કે

જુતા ડાસનને બનાયા મૈંને એક મઝમૂન લિખા
મુલ્ક મે મઝમુન નહિ ફેલા ઔર જુતા ચલ ગયા

ડાસને જોડા બનાવ્યો અને મે લેખ લખ્યો
આખા દેશમાં લેખ કોઈએ વાચ્યો નહિ પણ જોડાનો મુક્ત ઉપયોગ થયો

અત્યારે લેખકની પરિસ્થિતિ જરાપણ સુધરી હોય તેમ જણાતુ નથી અત્યારે પણ મોચી કવિ અથવા સાહિત્યકાર કરતાં વધારે કમાણી કરે છે

હમણાં જ એક લેખક મને મળ્યા હતા આઠ વર્ષની મહેનત પછી તૈયાર કરેલ નવલિકા' કાવ્યો તથા નાટિકાનો ૩૦૦ પાનાનો સગ્રહ રા ૧૫૦] માં વેચવાને તૈયાર છે પ્રકાશક રકમ ઘટાડવાના ઈરાદાથી હજુ વાટાઘાટો ચલાવે છે આખા ઉત્તરહિંદમા પ્રખ્યાત થયેલ કવિને એક ફિલ્મમાં ' એકસ્ટ્રા ' તરીકે કામ કરીને ૫૦ રૂ કમાવવા પડયા હતા ૮ ફિલ્મનો ડિરેકટર તો તેને આટલો પગાર આપીને તેના પર ઉપકાર કરતો હોય તથા સાહિત્યનો આશ્રયદાતા હોય તેમ માનતો હતો

બીજા એક જગવિખ્યાત લેખકની નવલિકાઓ હિંદની અર્ધા ડઝન ભાષા ઉપરાંત અગ્રેજી, જર્મન તથા ચીની ભાષામાં અનુવાદિત થઈ છે ઘરનો માલિક તેની પાસે ઘર ખાલી ન કરાવે તે ખાતર પ્રકાશક પાસેથી બસો રૂપિયા લેવા ખાતર એક મહિનાથી ઓછા સમયમા તેને દશ નવલિકાઓ લખી નાખવી પડી હતી.

એક પ્રસિદ્ધ ગુજરાતી લેખકે વીસેક નવલકથાઓ લખી છે આધુનિક ગુજરાતના તે પ્રતિભાશાળી લેખક ગણાય છે. દરેક શિક્ષીત ગુજરાતી તેના પ્રત્યે માનની દષ્ટિએ જુએ છે તેને એક ગુજરાતી વર્તમાનપત્રના દીવાળીના ખાસ અકમા પાંચ પાનાની નવલિકા લખવા માટે પાંચ રૂપિયા મળ્યા હતા.

આ પરથી અન્વર કુરેશીની વાત યાદ આવે છે તે ઇગ્લંડ ગયા પહેલાં અગ્રેજીમા નવલિકા લખતા હતા તેણે મદ્રાસના એક માસિકને અગ્રેજીમાં નવલિકા મોકલી જવાબમાં સ્વીકારવાની ખુશામતિયો પત્ર મળ્યો તેમાં તત્રીએ તેની વાર્તાને ચેખોવ તથા મોપાસાની શ્રેષ્ઠ વાર્તા સાથે સરખામણી કરી હતી પ્રગટ થયા પછી પુરસ્કાર તરત મોકલવાનુ તેમા જણાવવામા આવ્યુ હતુ અનવરના ખિસ્સામાં એક પાઈ પણ નહોતી પણ તેનુ અહમ તો વાદળામા વિહાર કરવા ગયુ કોઈપણ વાર્તાના સ્વીકારનો પત્ર આવે કે મુરતાક નહી તે પૈસા ઉછીના લેતા હતા. બહુ મકુચિત દષ્ટિએથી જોતાં તેને લાગ્યુ કે આટલાલખાણ કર્યાં છે તો ઓછામાં ઓછા પચીસ રૂપિયા તો મળશે જ તેથી તેણે પદર રૂપિયાનુ કરજ કર્યું બે અઠવાડીઆ પછી માસિકનો અક બહાર પડતાં અનવરની વાર્તા અગ્રસ્થાને હતી તેમાં જાહેર કરવામાં અવ્યુ હતુ કે અત્યાર સુધીની બધી વાર્તાઓમા આ વાર્તાને શ્રેષ્ઠ ગણવામા આવી છે લેખકની આશાએ ઉચ્ચ ઉડ્ડયન કર્યું અને તેણે બીજા દશ રૂપિયા ઉછીના લીધા થોડા દિવસ રહીને બે રૂપિયા ચૌદ આનાનો મ. ઓ. આવ્યો બે આના મનીઓર્ડર કમિશનના કાપી લેવામાં આવ્યા હતા ! !

છોટાલાલ માનસિંગ કામદાર

---

## ત્રાવણકોર રાજ્યની આર્થિક તપાસ

માતર તાલુકાની આર્થિક તપાસ નામનું નમૂનાના ગામડાઓની આર્થિક ભૂમિકાનું વાસ્તવિક પૃથક્કરણ કરતું એક પુસ્તક આપણા ગૂજરાતી સાહિત્યમાં છે એવું જ બીજું પુસ્તક જાણીતા ગ્રામસેવક ને 'ભીતપત્રો દ્વારા લોકશિક્ષણ' ના લેખક શ્રી બબલભાઈ મહેતાનું લખેલું 'મારું ગામડું' નામનું આપણા સાહિત્યમાં છે ગોખલેજીના ભારતસેવક સમાજે (સર્વન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટી) ત્રાવણકોર રાજ્યની આવી આર્થિક તપાસ ૧૯૪૩-૪૪માં નિષ્ણાતોને હાથે શુદ્ધ એવી ભાવનાથી કરાવેલી એના ફળરૂપે અંગ્રેજીમાં ઉપયોગી માહિતી પીરસતા બે પુસ્તકો પ્રસિદ્ધ થયા છે (૧) Food Famine & Nutrition Diseases in Travancore ('ત્રાવણકોરમાં અનાજ દુકાળ અને પોષ્ટિકતાના અભાવે નીપજતા રોગો') અને (૨) The Exodus from Travoncore to Malbar Jungles ('ત્રાવણકોરમાંથી મલબારનાં જંગલો તરફ પ્રસ્થાન') આ બે પુસ્તકો ૧૯૪૩-૪૪ની સાલમાં હિંદમાં પ્રવર્તતી આર્થિક સ્થિતિનું સચોટ બયાન આપે છે વિશ્વયુદ્ધની મોખરેથી પહેલાં પણ પોષણના અભાવથી અહીં જનતા પીડાતી હતી, વિશ્વયુદ્ધે આ પીડામાં વધારો કર્યો છે જનતા આર્થિક સંકડામણ અને ખાદ્યશાસ્ત્રના સરળ જ્ઞાનના અભાવને લઈને તાવ, સંગ્રહણી, મરડો વગેરે દરદોથી અહીં પીડાતી નજરે પડે છે. આખું જ વર્ણન અકલ્પનીય ગરીબી, હાડમારીઓથી અને સરકારના શિથિલ તંત્રથી પીડાતી જનતાનું ચિત્ર રજૂ કરે છે

પૂ. ગાંધીજીના બંગીય અંતેવાસી શ્રી નિર્મલકુમાર બોઝ આ પુસ્તકને અવલોકતાં લખે છે. 'We believe that the publication of a report of the kind we have been reviewing a long way to prepare a favourable social concience.' (અમે માનીએ છીએ કે આવા પ્રકારના રિપોર્ટનું પ્રકાશન સાનુકૂળ સામાજિક ભાન કેળવવામાં ચોક્કસ મદદરૂપ થઈ શકે છે'

## નેતાજી

નેતાજી સુભાષચંદ્ર બોઝ વિશે અંગ્રેજીમાં ઘણા ગ્રંથો પ્રગટ થયા છે તેમાં જાણીતા બંગાળી ગાયક અને લેખક શ્રી દીલીપકુમાર રાયનું 'Sudhash knew' ધ્યાન ખેંચે એવું પુસ્તક છે આપણા ગૂજરાતી સાહિત્યકાર સોપાને લખેલા 'ચલો દિલ્હી' (નેતાજીનું જીવન અને કાર્ય) પણ અંગ્રેજીમાં પ્રગટ થઈ ચૂક્યું છે નેતાજી વિશેના અંગ્રેજી પુસ્તકોમાં તાજેતરમાં એક વિશિષ્ટ પુસ્તકનો ઉમેરો થયો છે એ પુસ્તકનું નામ છે 'નેતાજી' 'નેતાજી'નું સંપાદન હિંદના સુપ્રસિદ્ધ વિદ્વાન ને હિંદી માસિક 'વિશાલ ભારત'ના એક વખતના સંપાદક શ્રી. રામ શર્માએ કર્યું છે આર્ટ પેપર ઉપર છાપેલા આ પુસ્તકનું મૂલ્ય રૂપિયા વીસ છે, ને એમાં હિંદના ગાંધીજી સુદ્ધાં બધા જ અગ્રણીઓના સુભાષબાબુ વિશેના લેખોનો સમાવેશ થયો છે સુભાષ

બાબુએ પોતાની આત્મકથા પણ લખી હતી, પણ હિંદુસ્તાનમાં એ પુસ્તક પર પ્રવેશબંધી હતી હવે એ પુસ્તક 'An indian pilgrim Autobiography of Subhas Chandra' એ નામે પ્રગટ થયુ છે

## મહમદ પેગંબર સાહેબનાં સુવચનો

વિવિધ વિષય ઉપર મહંમદ પેગંબર સાહેબના સુવચનો, વિષયવાર ગોઠવીને, શ્રી મહમદ અમીન નામના એક બેરિસ્ટર લેખકે પ્રગટ કર્યાં છે આ જ લેખકે અગાઉ મહમદ પેગંબર સાહેબના જીવન અને ઉપદેશ પર બે પુસ્તકો લખીને ઇસ્લામ ધર્મની સારી સેવા બજાવી હતી.

## આધુનિક વિશ્વ પર ગાંધીજીની અસર

'આધુનિક વિશ્વ પર ગાંધીજીની અસર'ની સમીક્ષા કરતુ એક પુસ્તક શાંતિનિકેતનના પ્રાધ્યાપક ડૉ અમીય ચક્રવર્તીએ લખ્યુ છે પુસ્તકને અંતે લેખક પર પૂ ગાંધીજીએ લખેલા એક પત્રનો ભાગ આપવામા આવ્યો છે પુસ્તકનું નામ છે 'Mahtama Gandhi & The Modern world'

## ગાંધીજી અને ઠઠ્ઠાચિત્રકાર

પૂ ગાંધીજીનુ જીવનચરિત્ર ઠઠ્ઠા ચિત્રો (કાર્ટૂનો)મા આલેખતું પુસ્તક પ્રગટ થયુ છે. એનુ નામ છે 'In Search of Truth' ('સત્યની શોધમા') અને પી. સી લાહિરી નામના ઠઠ્ઠાચિત્રકારે (કાર્ટૂનિસ્ટે) એ તૈયાર કર્યું છે

## શ્રી. હેન્રિ પોલાક

ગાંધીજીના ફિનિક્સ આશ્રમના સાથીદાર શ્રી પોલાક (શ્રી એચ એસ પોલાક) નો ગાંધીજીના એ કાળનાં સંસ્મરણો આલેખતો લેખ 'Early Memoires of Mahatma Gandhi' 'Hindustan Review' મા પ્રગટ થયો હતો એ જ લેખનુ પુનઃ પ્રકટય અંગ્રેજી સાપ્તાહિક 'Bombay Chronicle weekly' તા ૧૮-૪-૪૮ ના અંકમાં થયુ છે.

## ડોરોથી હેગ

ડોરોથી હેગ પોતાના ભ્રતભાઇઓ સમક્ષ હિંદની નૈતિક વકીલાત કરનાર અંગ્રેજ છે ગાંધીજીનો 'ક્વિટ ઇન્ડિયા' ('ચાલ્યા જાવ') નો ઠરાવનો અર્થ સમજાવતુ એક સો, બે તાળીસ પાનાનુ પુસ્તક એમણે લખ્યુ છે India a Plead for Understanding' ('હિંદને સમજવા માટે વકીલાત') નામના એ અંગ્રેજી પુસ્તકમાં અંગ્રેજી 'હરિજન'માંના પૂ. ગાંધીજીના લખાણોમાંથી સંખ્યાબંધ ઉતારાઓ લેખિકાએ ટાંક્યા છે શ્રી ડોરોથી હેગે પૂ ગાંધીજી વિશે બીજી પણ આડત્રીસ પાનાની ચોપડી લખી છે એનુ નામ છે 'The Moral Challenge of Gandhi' [ 'ગાંધીજીનો નૈતિક પડકાર' ] ગાંધીજીએ હિંસામાં ગરતી દુનિયાને અહિંસાનો જે સંદેશ આપ્યો છે તેની આમાં સમીક્ષા કરવામાં આવી છે.

—શિવમ્ સુંદરમ્

# આ પ્રશ્નોના જવાબ આપો.

ખેડા જિલ્લા શાળા મંડળ તરફથી અધ્યાપિત (અનટ્રેન્ડ) પ્રાથમિક શિક્ષકોની સામાન્ય જ્ઞાનને લગતી પરીક્ષા તા ૭-૬-૪૮ના રોજ લેવાયેલી તેમા પુછાયેલા પ્રશ્નો આપણા પ્રાથમિક શાળાના અને પ્રોઢશિક્ષણ પ્રવૃત્તિમાં કામ કરનારાઓને ઉપયોગી થઇ પડે તેવા હોવાથી આ નીચે આપ્યા છે

આને પણ આપણાં મહાત્મ મંડળો તરફથી લેવાતિ શિષ્ટ વાચન પરીક્ષાના એક પ્રકાર તરીકે લેખી શકાય —તંત્રી

વિભાગ ૧ લો–૪૫ ગુણ

૧ "આપણું હિંદુસ્તાન" ને આધારે દુનિયાના પાંચમા ભાગ સમા હિંદ દેશનુ વર્ણન કરો. ૧૫

અગર તો

ભાઈ મીનુ મસાનીએ યંત્રોદ્યોગ અને ગ્રામોદ્યોગ વિષે કઇ જાતની ચર્ચા કરી છે અને એમાં છેવટે એ શા તારણ ઉપર આવ્યા છે એનુ વર્ણન કરો

૨ ખરી કેળવણી વિષે શ્રી રવિશંકર મહારાજના વિચારો. ૧૫

અગર તો

પચાસ વર્ષ પહેલાંના ગામડાની આજના ગામડા સાથે સરખામણી કરો

૩ નીચે જણાવેલા વિષયમાંથી કોઇપણ બેના જવાબ દસ દસ પંક્તિઓમાં આપો ૧૫

(૧) 'મારુ ગામડુ' ના લેખક માસરા ગામમાં કયા હેતુથી ગયા હતા અને ત્યાં એમને શો અનુભવ થયો ?

(૨) ગામડામા થતી ભલાઇ વિષેનો લેખકનો ખ્યાલ રજૂ કરો

(૩) 'ગામડાના ધરમરાજ' વિષે તમે શુ માનો છો ?

અગર તો

નીચેના ત્રણમાથી કોઇ પણ બેના જવાબ આપો

(૧) હાલમાં હિંદના ગામડાની ચૂસનાં કારણો ગણાવો તથા એના નિવારણના ઉપાય બતાવો

(૨) જાસાચિઠ્ઠી શુ છે ? અને સમાજમા એનુ સ્થાન કેટલુ હોવુ જોઇએ એ જણાવો

(૩) બાળકો શાળામા હોશે હોશે નિયમિત હાજરી આપે તે માટે તમે શાં શા પગલાં લેશો તે જણાવો

વિભાગ ૨ જો–૫૦ ગુણ

૪ વર્તમાનપત્રોની ઉપયોગીતા થતા એ દ્વારા તથા લોકશિક્ષણનો ખ્યાલ આપો ૧૫

અગર તો

નીચે જણાવેલા વિષયોમાંથી કોઇ પણ એકને આધારે લીતપત્ર માટેનું લખાણ તૈયાર કરો.
અ વૃક્ષારોપણનો મહિમા બ ગામની સ્વચ્છતા ક આપણી ભાષા શુદ્ધિ

અગર તો

આપણા ચાલુ ઉત્સવોમાં અને લગ્ન પ્રથામાં કઈ જાતના ફેરફાર કરવા જરૂરી છે એ વિષે એક નિબંધ લખો

૫ નીચેના ત્રણમાંથી કોઈ પણ એકનો જવાબ આપો ૧૫

૧ હિંદના ગામડાને ઉકરડા સાથે કોણે સરખાવ્યાં છે ? અને એ કથનમાં કેટલું તથ્ય છે તે સમજાવો

૨ ગ્રામ સફાઇ માટે કયાં કયા સ્થળો અને મુદ્દાઓ નજર સામે રાખવા જોઇએ ?

૩ 'જગતના તાત' સમા ખેડૂતની હાલતનું ગાંધીજીએ કઇ જાતનું વર્ણન આપ્યું છે તે જણાવો

૬ અ (૧) સૌરાષ્ટ્ર સરકાર કયારે અને કઈ રીતે ઊભી થઈ ? ૧૦

(૨) હિંદી સંઘના ગવર્નર જનરલ કોણ છે અને હવે પછી કોણ આવનાર છે ?

(૩) ગાંધીજીના જીવનના મુખ્ય સિદ્ધાંતો કયા કયા હતા ?

(૪) ખેડા જીલ્લા લોકલ બોર્ડના પ્રમુખ તથા ખેડા જિલ્લા શાળા મંડળના ચેરમેનનાં નામો જણાવો

(૫) જયરામદાસ દોલતરામ, રાજેન્દ્ર બાબુ કનૈયાલાલ મુન્શી, સન્મુખમ ચેટી, બાળ ગંગાધર ખેર, તથા વિજયાલક્ષ્મી પંડીતના નામ સામે એમના હાલના હોદ્દાઓ લખી જણાવો

બ (૧) એક એકર = કેટલા ગુંઠા થાય ? ૧૦

(૨) સમદ્વિ બાજુ ત્રિકોણનો એક ખુણો ૮૦° નો હોય તો બીજા બે ખુણા કેટલી ડીગ્રીના હશે ?

(૩) નીચેના બનાવો સામે સાલ અને સાલ સામે ઐતિહાસિક બનાવનાં નામ નોંધો

૧૮૫૭ ——
ઓગસ્ટ ૧૯૪૭ ——
જાનેવારી ૧૯૪૮ ——
—— પ્લાસીનું યુદ્ધ.
—— હિંદી મહાસભાની સ્થાપના

(૪) સ્વતંત્ર હિંદનું બંધારણ ઘડનારી સભાનું નામ લખો અગર તો રચનાકાર કોણ છે તે બે વાક્યમાં સમજાવો

(૫) તાજમહાલ કોણે બંધાવ્યો ?

(૬) અષ્ટ પ્રધાન મંડળની સ્થાપના કોણે કરી ?

# પુસ્તક અને પુસ્તકાલય

> These pursuits (studies in books) are the sustenance of youth, the delight of old age, in prosperity an ornament, in adversity a refuge and solace, at home they give us pleasure, out of doors they are not in our way, with us they spend the night, sajourn in foreign parts, and live in the county
>
> —Cicero

મીમેગે જેવો પશ્ચિમનો એક પ્રખર વિચારક ફેપચુંકત માત્ર ગણતર લીટીઓમાં પુસ્તકના અભ્યાસનું તાત્પર્ય અત્યંત ઝીણવટથી અને યથાર્થ રીતે સમજાવી દે છે પુસ્તકના વાચન માટે ખૂબખૂબ બોલાયુ છે, વિચારાયુ છે અને કેટલેક અંશે તે પ્રચાર પણ પામ્યું છે

આપણા ગુજરાતી સાહિત્યમા પ્રગતિ જેમ પ્રચુર બનતી ગઇ, જેમ જેમ જીવનને ઘડતર દેનારૂ સાહિત્ય સર્જાતુ થયું, જેમ જેમ જીવવાને પ્રેરણા આપે એવા સાહિત્યનો ઉત્કર્ષ થવા લાગ્યો, તેમ તેમ આપણે ત્યા પણ વાચનની ભૂખ વધવા લાગી આપણો પરતંત્ર દેશ ખરેજ સાહિત્યમાં પણ પરતંત્ર છે એને વિચાર કરવાને અને સ્વતંત્રતાને રાહે પ્રેરે એવા વાચનની આજે ઠેર ઠેર આવશ્યકતા છે જીવનમાં એક પણ સાચો મિત્ર ન મળે, એક પણ સાચો માર્ગદર્શક ન જડે, અરે એક પણ એવો શખ્સ આ ધરતી ઉપરથી ન જડે કે જે તમારા દુભંગ આત્માને કંઇ આશ્વાસન-નું પાન કરાવી શકે તો ફરી પણ ચિંતા વિના એક આદર્શ પુસ્તકાલયમાં તમારા શ્રમભર્યા અનેક કલાકોની બેજ કલાક–માત્ર બેજ–કાજલ પડે। તે જ્ઞાનપરબમાં જઈ તમારી તૃષા છીપાવો ત્યાંથી ખોબે ખોબે આત્માનું આશ્વાસન પ્રાપ્ત કરો, ત્યાં કબાટને ખૂણે પડેલા પ્રખર વિચારોમાંથી એકાદ બેને–અરે માત્ર એકને–તમારો સાચો મિત્ર બનાવો તમારા આત્માને જો કોઇ પણ સંતોષ આપી શકે, તમારા જલતા હૃદયને કોઇપણ શાંતિના મંત્રથી વાત કરી શકે તો તે ફકત એક સુંદર પુસ્તક છે

દુઃખ કે સુખમા, ઘરમા યા ઘરની બહાર, રાત્રે યા દિવસે, તમારો કોઇપણ સાચો મિત્ર બનવાને યોગ્ય હોય તો તે પુસ્તકો જ છે વિદ્વાન લેખકો અને વેગવંતા વિચારકોનાં પુસ્તકો આપણને ઉત્તમ અને ઉચ્ચ વિચારોનું રસપાન કરાવે છે પુસ્તકોએ આપેલું જ્ઞાન આત્માના દ્વાર-માંથી કોઇજ છીનવી લઇ જનાર નથી તમારે માણસ નહિ પણ મનુષ્ય બનવુ હોય તો પુસ્તકના નિત્ય સંસર્ગમાં રહેવુ જોઇએ. દરેક ઘરમાં એક નાનો સુઘડ અને સુશિષ્ટ વાચન ભંડાર હોવો જ જોઇએ

તમારાં ખાનગી પુસ્તકાલયમાં માત્ર જુજ પુસ્તકો વસાવો પરંતુ તે એવાં વસાવી દો કે વાંચતા તમે તે તરફ ગર્વથી આંગળી ચીંધી તમારા અનેક સ્નેહીઓને ગર્વથી વારંવાર કહી શકો કે –

That place, does contain
My books the best companion, is to me
A glorious court, where hourly I converse
With the old sages and philosophers "

વાચનથી જ માણસ સંપૂર્ણ મનુષ્ય બને છે આપણુ મગજ એ આપણો પોતાનો એક સારો પણ ભવ્ય અને સુવ્યવસ્થિત રાજમહેલ છે, કે જેમાં તમે તમારા વાચનબળે અને તમારા વાંચનના સંસ્કારથી સ્વર્ગ યા નરક પણ ઉપજાવી શકો છો "ઇન્સાનના જ્ઞાનનો પડછાયો પુસ્તકોમાંજ અહર્નિશ પડે છે" એમ બેકન જેવો વિદ્વાન નિબંધસર્જક એક જાહેર વ્યાખ્યાનમા બોલ્યો હતો

એક શિષ્ટ પુસ્તકમાંથી જિંદગીનો સાચો અર્ક જડી આવશે. જિંદગીની છેલ્લી પળ સુધી એ પુસ્તકમાં છુપાયલા અર્કને ધીમે ધીમે ચૂસી લો તમારા હૃદયને એક ખૂણે એ ભરી દો એ અર્કના બળે જ ઇન્સાનનુ આખું જીવન ધન્ય બનશે. Southy તો દર પળે કહેતો હતો કે

" My thoughts are with the dead;
with them I live in long past years "

એક માણસને તેની વર્તણુકથી આપણે ઓળખીએ છીએ. પરંતુ તેનો સૌથી બારીક અભ્યાસ કરવો હોય તો એ કેવાં પુસ્તકો વાંચે છે, તેના પ્રિય લેખકો કોણ છે, એ જાણી લો. તમે તુર્તજ એના જીવનના બારીક રેસાઓ છુટા પાડી જાણી લઇ શકશો R L Edgeworth એક સારો માનસશાસ્ત્રી હતો તે જેટલો માનસશાસ્ત્રમા પારંગત હતો તેટલોજ બારીક ચિન્તક હતો કોઇ મિત્રે તેને કોઇની વર્તણુક માટે પૂછતા ત્યારે તે પહેલો એક જ સવાલ કરતો કે " Tell me what company a man has kept and what books he has read and I will tell you what he is "

આપણે કેટલાક ધનાઢ્યોને ત્યાં મોટા મોટા લેખકોના ગ્રંથો સુવ્યવસ્થિત રીતે કબાટોમાં ગોઠવાયલા જોઇએ છીએ પરંતુ એ સઘળા લોકોને બતાવવા પુરતાજ—પોતના દંભને પ્રદર્શિત કરવાજ બાકી, તેમાંથી ભાગ્યેજ એકાદ પુસ્તકનું એકાદ પાનું યે વાંચ્યુ હોય તો સારી રીતે પસંદ થયેલી માત્ર જૂજ ચોપડીઓ એક સારા પુસ્તકાલયની ગરજ સારે છે.

પુસ્તકો અનેક પ્રકારના હલકાં તેમ જ સારાં દિન પ્રતિ દિન પ્રકટ થયાં જાય છે પુસ્તકના પ્રકારો વર્ણવતાં Bacon લખે છે કે, ' Some books are to be tested, others to be swallowed and some few to be chewed and digested, that is some books are to be read only in parts, others to be read but not curiously and some few to be read wholly and with diligence and attention "

એક પુસ્તકને ખરીદવા પહેલાં તેને પસંદ કરતા ખુબ સાવચેતીની જરૂર છે નીતિનાશને પંથે દોરી જનારાં અસંખ્ય પુસ્તકો આજે રસ્તે રસ્તે ઉભરાઇ જાય છે આપણાં જીવનમાં રહેલી થોડી ઘણી પણ નીતિ ખરાબ પુસ્તકો ફગાવી દે છે એટલે જ તો કહેવામા આવ્યુ છે કે, There is no worse robber than a bad book

કેટલીક વાર આપણે મહાપુરુષોના સમાગમની આકાંક્ષા કરી જ્ઞાન મેળવવા ચાહીએ છીએ, પરંતુ જેટલા અંશે તે પૂરી કરવાને સામર્થ્યવાન છે તેટને અંશે તેમનો અંગત સમાગામ નથીજ અત્રે એક બિના નોંધવી ખાસ જરૂરી થઇ પડશે પુસ્તકો કેમ વાચવાં તેની આપણા લોકોને હજી સમજ જ નથી માત્ર સમય પસાર કરવાન અને મનરંજનના હેતુથીન વલકથાઓનું વાચન-ઉતાવળે લઇ ચલવીએ છીએ પરંતુ નિબંધ કાવ્ય અને નવલિકા એ ત્રણમાં તો ખૂબ વિચાર પૂર્વક વાંચવું જોઇએ, ચિન્તનની ખાસ ટેવ પાડવી જોઇએ લેખકના મુદ્દાઓપર વિચાર કરવાને મન કેળવવું જોઇએ ત્યારે જે અવિચ્છિન્ન આનંદ મળે છે તેવો ઉપરટપકેના વાચનમાં મળતો નથી પુસ્તકો વાચતાં આપણે

Read slowly, pause frequently
and Think seriousaly

એ જ નિયમ ઉપર પ્રયાણ કરવું જોઇએ પુસ્તક કોઈપણ પ્રકારના પ્રમાણ શિક્ષકની ગરજ સારે છે એ એક આદર્શ શિક્ષાગુરુ છે એ બોલીને શિખવતો નથી પરંતુ બોલતા કરીને (વાંચતી વખતે) શિખવે છે એ વિચારોને સીધા આપણા મગજમાં ભરી દેતા નથી, પરંતુ વિચાર કરવાની ફરજ પાડી પછી આપણાં વિચારો પરિપક્વ થયે મગજમાં ભરી દેતા શિખવે છે વિચાર વિનાનું વાચન એક હૃદય વિનાની ખૂબસુરત સ્ત્રી જેવું છે ઘણા જ થોડા વાચના વિચારે છે અનેક લેખકો થોડું પણ વિચારપૂર્વક વાંચન કરવા કહે છે. એક લેખકે એક વાર કહ્યું કે, "*Many people are* great readers. Now reading does not build the mind,, thought alone builds it We should read less, and think more, if we would have our minds grow and our intelligence develope"

હવે કાંઇક પુસ્તકાલયો માટે પુસ્તકાલયને જ્ઞાનમંદિર નામ આપનાર કોઇ મહાન નર હશે કોઇ અનન્ય પ્રકાશનો તે મહાપુરુષ હશે પશ્ચિમના દેશોમા તો ઠેરઠેર મફત વાંચનાલયો છે એક પણ એવું ગામડું ઇંગ્લેંડમાં ન હશે કે જ્યાં એકાદ નાનું પુસ્તકાલય ન હોય હિન્દુસ્તાનમા આપણું વડોદરા રાજ્ય જ્ઞાનપ્રચાર માટે ચિરકાલ અમર રહેશે એ કો ધન્ય ઘડી હશે કે જ્યારે સદ્‌ગત મહારાજ સાહેબ સયાજીરાવને એવી જ્ઞાનપરબો સ્થાપનાનો વિચાર આવ્યો હશે વડોદરા રાજ્યનું એક ગામડું ભાગ્યે જ એવું હશે કે જ્યાં શાળા અને પુસ્તકાલય ન હોય ભારતના ઇતિહાસમાં, કેળવણી અને જ્ઞાન એટલે નિશાળ, પુસ્તકાલય અને મહારાજા સયાજીરાવ એ ત્રિગુણ ત્રિપુટી કાંઇ યુગોના યુગો સુધી સુવર્ણ અક્ષરે કોરાઈ રહેશે

એ તો કોઇ અજબ જ જ્ઞાનયોગી વડોદરાની ભૂમિ પર થઇ ગયો કે જેણે પોતાનું નામ ઝળકાવ્યું સમસ્ત જગતની અંદર સદ્‌ગત મહારાજા સાહેબની અહર્નિશ ઉમેદ હતી કે 'મારા રાજ્યમાં એક પણ પુરુષ, સ્ત્રી યા બાળક અભણ ન રહે" કેળવણીના ફેલાવા અર્થે એમણે જેટલું કરી બતાવ્યું છે તેટલું જ બલ્કે તેથી કાંઈક વધુ એઓશ્રીએ પુસ્તકાલયના પ્રચારાર્થે કરી બતાવ્યું છે આજે વડોદરા મગરૂરી લઇ શકે છે કે હિંદુસ્તાનમાં પ્રથમ પંક્તિનું પુસ્તકાલય પ્રચારક રાજ્ય એ છે ઇ સ ૧૯૦૮માં એમણે 'સરક્યુલેટીંગ લાયબ્રેરી'ની શરૂઆત કરી દીધી આથી ઇ સ ૧૯૦૬ થી પેટલાદમાં એ પ્રવૃત્તિમા મચી રહેલા સદ્‌ગત શ્રી મોતીભાઇ અમીનના કાર્યમાં વેગ આવ્યો

મર્હુમ વિલિયમ બોર્ડન જેવા પુસ્તકાલયના પ્રખર નિષ્ણાતને ૧૯૧૦ મા અમેરિકાના ' ન્યુહેવાન ' ગામમાંથી મહારાજા સાહેબે હુંડી કાઢી પોતાના રાજ્યના પુસ્તકાલય ખાતાના ડાયરેકટર બનાવ્યા મનુષ્યપરીક્ષામા અનેક દષ્ટાંતોમા મહારાજા સયાજીરાવનુ આ દષ્ટાંત પણ ભવ્ય છે ઈ. સ ૧૯૩૦-૩૧ના આંકડા જ બતાવે છે કે ૧૯૩૦-૩૧ મા ૪૫ કસ્બા પુસ્તકાલયો, ૭૧૮ ગ્રામ પુસ્તકાલયો, ૭ મહિલા અને ૩ બાળ પુસ્તકાલય તથા ૨૧૬ ( ૧૯૦×૨૧૬ ગ્રામ કસ્બા ) વાંચનશાળાઓ હતા આજે ૧૦ વર્ષમાં તો એ આકડા એટલા તો વિસ્તૃત બન્યા છે કે મહારાજા સયાજીરાવના આત્મા આગળ એ જ્ઞાનદાતાના ભવ્ય સ્મરણરેખા આગળ શિર નમી પડે છે

એક વાત ન નોંધીએ તો પુસ્તકાલયના એક પ્રાણદાતાને અન્યાય કર્યો ગણાય એ પુસ્તકાલયનો પ્રાણ તે સદ્ગત શ્રી મોતીભાઇ નરસિંહભાઇ અમીન વડોદરા રાજ્યમાં પુસ્તકાલયના પ્રચારાર્થે એ યોગી પુરુષે જે તનમન પટકી નાખ્યુ તે ઈતિહાસના પાને અમર રહેશે એમના થોડાજ વ સ ઉપર થયેલા અવસાને એક ભ રે ફટકો આ પ્રવૃત્તિને પડ્યો છે એ તો ગયો, પરંતુ પોતાની પાછળ એવી સૌરભ અને પ્રેરણા મૂકતો ગયો કે જે યુગયુગ સુધી કાયમ રહેશે

આપણા દેશમા પુસ્તકાલય તરફ લોકોને આકર્ષવા જોઇએ તેટલો પ્રચાર થતો નથી એ ખેદયુકત છે વડોદરાનો દાખલો બીજા રાજ્યોએ લેવો જોઇએ એ કાર્ય આદર્શ ગ્રથપાળોનું છે અનેક ગ્રથપાલોને મે જોયા છે, જેમાં નવસારીના શ્રી સયાજી વૈભવ પુસ્તકાલયના ગ્રથપાલ શ્રી શંકરલાલ દવે જેવા ખુબ થોડા હશે એ ગ્રથપાલ માટે તો સાક્ષર શ્રી રમણલાલ દેસાઈએ પણ એક ઠેકાણે ગર્વથી નોંધ કરી છે

પુસ્તકાલયની સ્થાપનામાં તેની પસદગીના પુસ્તકો મુખ્ય ભાગ ભજવે છે આપણે પુસ્તકના અભ્યાસ કરતા વિષયોના અભ્યાસ તરફ દષ્ટિ રાખવી જોઇએ એક આદર્શ પુસ્તકાલયના માટે Samuel Nell કહે છે કે, " Books which are to be studied should be the bes of their class Superior knowledge can never be acquired without converse with superior minds Quality, not quantity, is the ele a nt by which a good library must be judged ."

પુસ્તક અને પુસ્તકાલય માટે જેટલુ બોલીએ અને જેટલું લખીએ તેટલુ થોડુ જ લેખાશે. એ વિષય અત્યંત વ્યાપક છે એને ચર્ચતાં આખુ પુસ્તક લખી શકાય આપણે તો એટલું જ જોવાનુ છે કે ભારતને ખૂણે ખૂણે પહેલા અક્ષરજ્ઞાનનો ફેલાવો થાય અને ફેલાવા પછી ઠામઠામ પુસ્તકાલયની સ્થાપના થાય મહારાજા સયાજીરાવને પગલે પગલે બીજા રાજ્યો પણ ચાલે. પુસ્તકાલયના પ્રચાર માટે આપણે ઘણુ કરી શકીએ એમ છે.

દેશના ધનાઢ્યો અને દાનવીરોના હાથમાં એ ફરજ છે સજ્જનોના સૌજન્ય ઉપર આપણી ભારતની મહત્તા ઝુકી રહી છે પશ્ચિમના અનેક દેશોનું વ્યક્તિગત સામાજિક અને સંસ્કારી જીવન તેમના વાચનને જ આભારી છે જગતના અનેક પ્રગતિશીલ દેશો તરફ હિંદ ઝાંખી દષ્ટિ કરશે તો એ ખૂબ પ્રેરણા મેળવશે સ માન્યત એ એક આપણે ત્યાં સર્વવિશ્રુત ઉકિતને આગળ ધરવી જોઇએ કે પ્રજાના આતરજીવનને ઘડવુ હોય, ઘડી રહ્યા પછી પોષવુ હોય તો તેને પુસ્તક વાંચતી કરો, એ શોખ તેઓમાં પડશે

પુસ્તકો, સાંસ્કારિક ઐક્યથી એક બનવાની ભવ્ય ચાવી છે 'કેકરાવ' જેવી પ્રેમગીતાના સર્જક કવિ 'કલાપી' કહેતા કે, "જીવીશ બની શકે તો એકલા પુસ્તકોથી" એવી ભાવના આપણે પ્રત્યેક મનુષ્યે કેળવવી જોઇએ. પુસ્તકો વાંચવાની કળા આપણે હાથ કરવી ઘટે Byron પુસ્તકો કેમ વાંચવા તે માટે સુંદર માર્ગદર્શન નીચલી કડીમાં કરે છે

"In reading Authors when you find
Bright passages, that strike your mind
And which, perhaps, you may have reason
To think on at another season
Be not contend with the sight
But take them down in black and white,
Such a respect is wisely shown
As makes another's sense one's own"

અંતમાં એટલું જ પ્રાર્થું છું કે આપણા હિન્દ દેશમાં પુસ્તકાલયો ખૂબ પ્રચાર પામે અને જનતામાં વાચનની ભૂખ દિનપ્રતિદિન વધતી રહે

જે દિને મહારાજા સયાજીરાવ જેવા વિરલ પુસ્તકપ્રેમી રાજવીઓ આપણે ત્યાં પાકશે જે દિને સદ્‌ગત મોતીભાઇ અમીન જેવા સર્વગુણસંપન્ન આદર્શ ગ્રંથપાલો ભારતના પુસ્તકાલયો દીપાવશે, જે દિને આપણો દેશ યોગ્ય ગર્વ સાથે બીજા દેશોને બતાવી શકશે કે આપણે ત્યાં ગામેગામ પુસ્તકાલય છે અને તે દિને ભારતની કીર્તિ અખિલ વિશ્વને ખુણેખુણે વ્યાપી જશે +

—મીનુ બરજોરજી દેસાઈ

---

શ્રી

## પુસ્તકાલયને મદદ ( એક સંવાદ )

સ્થળ ગામડાનો સાર્વજનિક ચોરો

( ગામલોકો સાર્વજનિક ચોરામાં બેઠા છે અને તેમાં પુસ્તકાલયમાં સાધારણપણે રસ ધરાવતો એક માણસ આવે છે. સાથે પુસ્તક છે, બે ઘડી મનમાં વાંચે છે અને તેના અંગે વાર્તાલાપ નીકળે છે.

ડૂંગો માણસ— કેમ ભાઈ! શું વાંચો છો તે તો કહો તમો વાંચતાં શીખ્યા તે અમને સંભળાવવું પણ નહિ અને મનમાં જ વાંચવું ! આવું તે કાંઇ હોય ખરું ? શું ગુપ્ત ચોપડી છે તે તો કહો

---

+ નવસારી મહાલ પુસ્તકાલય પરિષદ માટે ખાસ લખાએલો નિબંધ

વાંચનાર— ભાઈ, હું ઠીક વાંચુ છુ, આ ચોપડી " પુસ્તકાલય " માસિક છે અને તેમાં એક દાતારે વાતવ'તમાં રૂ ૧૦૦૦] ની કિમતની વિઘાં ૩ જમીન પુસ્તકાલયને બક્ષીસ કરી તે વાંચું છુ અને મારા મનમાં વિચારુ છુ કે દાન કરનારા આપણે પુસ્તકાલયોમાં પણ સારાં દાનની રકમો આપે છે તમોને લાયબ્રેરીના ફાળામા કોઈ વખત રકમ ભરવા અમે અગર પુસ્તકાલયના મંત્રી કહે તો તમો તે તરફ સહાનુભૂતિથી જુઓ છો, પણ કેટલાક તો બિલકુલ લક્ષ આપતા નથી, જેથી અમારા મનમા વસવસો રહ્યાં કરે છે, કે આવુ ક્યાં સુધી ચાલશે ?

( આ પ્રમાણે વાર્તાલાપ થાય છે ત્યાં બીજો એક માણસ વચમાં બોલી ઉઠે છે )

બીજો માણસ— તમો કહો એ ખરૂ, અને અમે કહીએ એ ખોટુ ? કારણ, તમે થોડુ ભણ્યા એટલે અમારૂ માનો તો નહિ, પણ સાંભળો. ગઈ સાલની વસંત-પંચમીને દિવસે આપણા ગામના સૌ ભાઈઓ એકઠા થએલા અને પુસ્તકાલયનો ફાળો કરેલો તેમાં અમોએ રકમ મંડાવી છે, પણ અમારી પાસે ઉઘરાણી કરે તો અમે આપીએ ને !

પહેલો માણસ— એ જ તમારી ભૂલ છે પુસ્તકાલયપ્રવૃત્તિ આપણી છે, આપણા હિતની છે અને તેમાં ફાળો વગેરે આપણે પોતાએ કરી રકમ એકઠી કરવી જોઈએ. તેમાં તમો ઉઘરાણીનુ કહો છો તે વાજબી નથી તમારે નોંધાવેલી રકમ મંત્રીને આપી આવવી જોઈએ.

બીજો માણસ— વાત ખરી છે મંત્રી નિશાળના શિક્ષક હોય, તેને નિશાળનું કામ હોય વળી શિક્ષક ગામના હોય તો ઠીક પણ પરગામના હોય તો ટપાલ વગેરેમાંથી તેઓએ ફુરસદ મળતા બાજુ વ્યાવહારિક કામ પણ તેને હોય તે પતાવતાં વખત મળે તો પોતે પુસ્તકાલયનુ કામ ગામના હિત માટે કરે છે. તેમને કંઈ પગાર મળતો નથી અને પછી તેને દોષ દેવો તે કેવુ ખરાબ કહેવાય !

ચોથો માણસ— ભાઈ, જવા દોને એ વાત તમારા ગામમાં જેટલા માસ્તરો છે તે બધા ગામનાજ છે કયો માસ્તર લાયબ્રેરીમા કામ કરવાનો રસ ધરાવે છે તે તો કહો તે તો પોતાની નિશાળ અને બીજી વહેવારિક પ્રવૃત્તિઓમા પડેલા છે

ગામના આગેવાન— તમારે કરવુ નહિ કાંઈ અને બીજાના દોષો જોવાની વાતો કરો છો તે સારૂ કહેવાય ? આપણે આપણા કામમાંથી વખત લઈને કેટલુ કામ બીજુ સાર્વજનિક કામ કરીએ છીએ તે તો બતાવો ? ત્યારે બીજાના દોષો જ જોતાં આવડે છે કે બીજુ કંઈ !

[illegible]સ— મોટાભાઈ, અમો દોષનુ કહેતા નથી, પણ આપણે તો ખેડુત વર્ગના રહ્યા દિવસરાત કામ કરવુ તેમાં પણ પેટપુરતુ ખાવા જેટલુ ન પાકે તો

પછી બીજું કામ તો કયાંથી કરીએ, પરંતુ ગામમાંથી ઘણા માણસો નોકરીઓ કરે છે તેઓને પોતાના ખર્ચ જેટલું મળી રહે છે તેવાઓ અને માસ્તરોએ મળી અઠવાડિયામાં એકજ વખત ભેગા થઇ ચોપડીઓ અને ચોપાનીઆં વાંચી સંભળાવવાનું કાર્ય કરે તોપણ ગામને કંઇક ઉપયોગી થાય અને ઘણાં કામોમાં સરળતા થાય. પરંતુ તેવું કાંઇપણ ન કરવું અને પછી અમારા જેવા અભણને પૈસા આપવાનું કહેવું તે અમારે ગળે કેમ ઊતરે ?

વાચનાર— ભાઇ સાંભળો જો આ 'પુસ્તકાલય' માસિકમાં બજેટની મૂંઝવણ સંબંધીનો એક લેખ છે તે હું વાંચું છું તમો સાંભળો ( લેખ વંચાઇ રહ્યા બાદ બોલે છે )

સાંભળ્યું ? આવી વિટંબણાઓ હોય છે આ તો ઠીક કે આપણા ગામની લાયબ્રેરીને આપણી સહકારી મંડળી વાર્ષિક રૂ ૧૫-૦-૦ આપે છે અને બે પાંચ જણા થોડી થોડી રકમ આપે છે તેથી મુશ્કેલી નથી, બાકી પુસ્તકાલય ચાલે જ નહિ સમજ્યા ને !

ચોથો માણસ— તમારી વાત ખરી પરંતુ હું તો અભણ છું છતાં ચોક્કસપણે કહું છું કે આપણા ગામમાં લાયબ્રેરીના બજેટ માટે બિલકુલ કાળજી લેવાતી નથી અને તે તમે પહેલાં વાંચ્યું તેમ તમો જ કહોને કે બજેટ બનાવી પુસ્તક કે માસિક અગર અઠવાડિક અર્ધ સાપ્તાહિક સંબંધી તમારા ગામની લાયબ્રેરીવાળા તરફથી કંઇ કરવામાં આવે છે ખરું ? હું તો એકાદ માણસ છું તેથી 'ફુલછાબ' કે 'સંદેશ' વગેરે ગામમા કયાંય વંચાતું હોય તો સાંભળી લઉં છું બાકી ખરેખર આપણે બધાએ મળી બધાએ સાથે રહી અને બજેટમાં શું રાખવું અને શું ન રાખવું તે ચોક્કસ કરવું જોઇએ

પહેલો માણસ— ભાઇ, તમે તો વાંચવાને બદલે વિખવાદ જેવી વાતો કરવામાં ઊતર્યા હવે તો કંઇક વાંચો તો ઠીક, જરા સાંભળીએ

ચોથો માણસ— આમાં વિખવાદ જેવું કંઇ નથી એકબીજાની ચર્ચાથી આપણી સર્વની ભૂલો સુધારી શકાય છે અને કામ સારૂ થાય છે આમાં આપણી મુશ્કેલીઓ કેમ ટળે તે જાણવા તથા વિચારવાનું મળ્યું, એને વિખવાદ ન કહેવાય.

વાંચનાર— ઠીક સાંભળો ત્યારે, હું આ એક વાર્તા "સાડા ત્રણ દિવસમાં પુસ્તકાલય" એ મથાળાની છે તે વાંચું છું તે સાંભળો

( વાર્તા વંચાઇ રહે છે )

ચોથો માણસ— બોલો ભાઇ, આ વાર્તા વાંચી તેમાં સાડાનવ દિવસમાં પુસ્તકાલયનું કેવું રૂપાંતર થયું તે કહો અમો અજાણ અજ્ઞાનને તો તમો ભણેલા જે રસ્તે દોરો તે રસ્તે દોરાઇએ બાકી, તમારે ગામના આગેવાનોને અને લાયબ્રેરીવાળાને કરવું કંઇ નથી અને ખાલી અમોને ભેલ આપવા છે આપણા ગામની લાયબ્રેરી નિશાળમાં છે તેથી જોઇએ તેવો લાભ મળતો નથી. ચાનો ગામમાં એક મકાન લાયબ્રેરી માટે ભાડે રાખો તેનું આખા વરસનું ભાડું હું આપીશ. મારે જોવું છે કે પછી તમો કેટલી પ્રગતિ કરો છો મારૂ માનવું તો એમ છે કે તમારે કોઇએ કાંઇ કરવું નથી, વખતનો ભોગ આપવો નથી અને ખાલી મેવાના બણમાં પુંકવાં છે જો પુસ્તકાલય ગામમાં લાવો તો લોગ પૂરતો લાભ લે એમ હું ચોક્કસપણે કહું છું અને પછી જુઓ તમારી જેટલી મુશ્કેલીઓ છે તે દૂર થાય છે કે નહિ હું તો એટલે સુધી કહું છું કે આપણે સ્વતંત્ર પુસ્તકાલયનું મકાન ભાડે ન રાખી શકીએ તો પણ આપણી મંડળી ( સહકારી ) સાથે પૂરતો સહકાર કરી તેના મકાન સાથે એક ઓરડો તો કરી શકીએજ અને તેથી બને પ્રવૃત્તિઓ સાર્વજનિક છે તેનો પૂરો લાભ લઇ શકીએ એમાં સંદેહ નથી

ઉપર પ્રમાણે વાર્તાલાપ થવાથી દરેક જણે એક વાત ચોક્કસ કહી કે આપણે પુસ્તકાલય હાલમાં ભાડાનું મકાન રાખી તેમાં રાખવું અને બારથી બે વાગ્યા સુધી ગામના પટેલે અને ગરે આઠથી દસ સહકારી મંડળીના મંત્રીએ પુસ્તકાલય ખુલ્લું રાખી પુસ્તકોની આપ લે કરવી આવી સુંદર વ્યવસ્થા પ્રમાણે દરેક દરેક ગામના આગેવાન તરત પુસ્તકાલયના સંચાલકો કરશે ત્યારે ચોક્કસપણે આવી પ્રવૃત્તિઓ પાછળ શ્રીમંત સરકારનો થતો ખર્ચ બર આવશે એમાં સંદેહ નથી.

—નારણભાઇ ભગવાનભાઈ ખારક

---

## સાહીત્ય એટલે વાણી વિલાસ નહી

આપ । સંઘુ સંતોએ તો જીવનમાં જીવતા તે સાહીત્યનું સર્જન કર્યું છે આવું સાહીત્ય એટલે અનુભવનો સાર Intellectual Conviction આવું સાહીત્ય એટલે તેજ, શકિત અને તપશ્ચર્યા આપણા નરસી હ-પ્રેમાનંદ-જ્ઞાનેશ્વર-તુલસીદાસ આવું સાહીત્ય સર્જી ગયા છે સાહીત્ય એટલે કેવળ વાણી વીલાસ નહીં અલબત, વાણી વીલાસ જોઇએ ખરો પણ લખતા હોય તે પ્રમાણે જીવતા હોય તેજ ખરૂં સાહિત્ય

× × ×

## ગુજરાતી ભાષાના ભકત

ભાષા કે કોઇ માટે અભિમાન હોવું એ ઠીક છે પરંતુ અભિમાન કરવા કરતાં ભકત બનવું વધારે સારૂ છે. કારણ કે ભકત સેવા કરે છે, જ્યારે અભિમાન બીજાની સેવા માંગે છે




**૧ ખેડૂતપોથી**—સંપાદકો શ્રી. વિઠ્ઠલદાસ મગનલાલ કોઠારી, અને નગીનભાઈ સોમાભાઈ શેઠ, પ્રકાશક નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ પૃષ્ઠ, ૨૦૮, સાદું પૂઠું મૂલ્ય રૂા ૨–૪–૦

ખેતીવાડીનો વિષય એટલો વિશાળ છે કે એની વૈજ્ઞાનિક રીતે જેટલી છણાવટ કરવામાં આવે તેટલી ઓછી છે અને એ રીતે જો એના અંગ-ઉપાંગોનો સદુપયોગ કરવામાં આવે તો તેના અનેક લાભો મેળવી શકાય

ગ્રામજનતા અને તેમાં પણ ખાસ કરીને ખેડૂતોને ઉપયોગી માહિતી–જેવી કે ખેતીવાડી, એને અંગે ઢોરઉછેર, ખેડૂતોને લગતા કાયદા, તેમજ ખેતીવાડીમાં એ બધાંની વિશેષતા વગેરે ઉપયોગી માહિતી લોકભાષામાં સંપાદકોએ આ પુસ્તકમાં સંગ્રહી છે

આ ઉપરાંત એ ઘેર બેઠા કરી શકે એવા ગૃહઉદ્યોગો અને નિત્યજીવનમાં ઉપયોગી થઈ પડે તેવી અનેકવિધ માહિતી પણ આપી છે

આ પુસ્તક ભલે ‘ ખેડૂતપોથી ’ તરીકે ઓળખાય, પરંતુ એમાં આપેલી માહિતી ગામડે વસતી સમસ્ત જનતાને પણ ઉપયોગી નીવડે તેવી છે એટલે દરેક ધાર્મિક માણસ જેમ ગીતાને પોતાના ધર્મપુસ્તક તરીકે ગણે છે અને પોતાને ત્યાં વસાવી નિત્યપાઠ કરે છે, તેમ દરેક ગ્રામજને પોતાના નિત્યવ્યવહારમાં ઉપયોગી નીવડે એવા આ પુસ્તકને પોતાને ત્યાં વસાવી લેવું ઘટે અને નિત્યજીવનમાં પોતાને ખપ લાગે તે તેમાંથી મેળવી લેવું ઘટે

**૨ સમૂળી ક્રાંતિ**—લેખક શ્રી કિશોરલાલ ઘ મશરૂવાળા, પ્રકાશક નવજીવનપ્રકાશન મંદિર, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૧૬૪+૮, બોર્ડનું પાકું પૂઠું, મૂલ્ય રૂા ૧–૮–૦

આ પુસ્તક લખીને લેખકે વાચકસમુદાયમાં એક વિચાર ચિનગારી મૂકી છે એ ચિનગારી જો યોગ્ય સ્વરૂપ ધારણ કરી અનલ પ્રગટાવશે તો તેમાંથી જૂનું અને જર્જરિત થઈ ગયેલું એવું ઘણું બળીને ભસ્મીભૂત થઈ જશે પરંતુ એ ચિનગારીનો અનલ એના ક્ષેત્રમાં પ્રવેશ પામે તો જ બનવું શક્ય છે હજી આપણો જનસમાજ એ પુસ્તકને અપનાવવાને તૈયાર થાય તેમ જણાતું નથી છતાં ક્રમે ક્રમે એના પ્રચારકો જો પ્રયત્નશીલ રહેશે તો જરૂર આ પુસ્તકનું ધાર્યું પરિણામ આવી શકશે

આ પુસ્તકના વિચારો ધાર્મિક સામાજિક ક્ષેત્રમાં એવી ધરમૂળની ક્રાન્તિ લાવવાની પ્રેરણા આપે તેવા છે અને તેમાંથી બેડો બળવો નહિ તો ખુલ્લો બળવો પણ થવા પામે

અજ્ઞાન વાચકો કરતાં વિચારશીલ વાચકો–બુદ્ધિપૂર્વક સમન્વય અને તુલના કરી શકે તેવા વાચકો–માં આ પુસ્તક પ્રચાર પામી તેનો બુદ્ધિપૂર્વકનો, વિચારોની ગહનતાને લક્ષમાં લઈને પ્રચાર કરવામાં આવશે તો તે વધુ ફળદાયી નીવડશે પુસ્તક લયોમાં આવું વિચારપ્રચુર પુસ્તક જરૂર વસાવી લેવાય

૩ **સત્તરમા શતકનાં પ્રાચીન ગુર્જર કાવ્ય**—સંપાદક શ્રી ભોગીલાલ જ સાંડેસરા, એમ એ, પ્રકાશક: ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ ક્રાઉન કદનાં પૃષ્ઠ ૨૦૮+૮૮, સાદુ પૂઠું, મૂલ્ય રૂા ૨–૦–૦

ગુજરાત વર્નાક્યુલર સોસાયટી તરફથી પ્રાચીન સાહિત્યની હસ્તપ્રતોના સગ્રહ અને સશોધનનું કાર્ય ચાલે છે. તેના ફળરૂપ આ અગાઉ આવાં સશોધન પ્રસિદ્ધ કરવામા આવેલ છે

આ સંશોધન પરથી તે તે શતકના ગુર્જર ભાષા અને તત્કાલિન પરિસ્થિતિનો ખ્યાલ મળે છે. એવો સશોધનાત્મક આ ગ્રંથ છે એમાં સત્તરમા સૈકામા થઈ ગયેલા આઠ ગુર્જર કવિઓનાં કાવ્યો આપવામા આવ્યા છે પ્રાચીન સાહિત્યના અભ્યાસીઓ તેમ જ ભાષાશાસ્ત્રના વિદ્યાર્થીઓને આ સશોધનગ્રથ ઉપયોગી નીવડશે

૪ **માનસરોગવિજ્ઞાન**—લેખક ડૉ શ્રી બાળકૃષ્ણ અમરજી પાઠક, પ્રકાશક, કદ, પૂઠા વગેરે ઉપર પ્રમાણે મૂલ્ય રૂા •–૦–૦

આ પુસ્તકના લેખક ડૉ પાઠક આપણા સાહિત્યના વાચકોથી ભાગ્યેજ અજાણ્યા હશે અવારનવાર "પ્રસ્થાન" માસિકમાં અગાઉ આવતા તેમના વૈજ્ઞાનિક લેખોથી એ માસિકના વાચકોને સુપરિચિત છે

આ પુસ્તકમાં એમણે માનસરોગના વિજ્ઞાનને લગતી સારી છણાવટ કરી છે માનસરોગએ અન્ય શારીરિક રોગ કરતાં પણ કેટલો વિશેષ ઉપદ્રવકારી છે તે ભાગ્યેજ કોઇને સમજાવવુ પડે તેમ છે તેમ છતા આપણે ત્યા શારીરિક રોગોની સારવાર માટેની ઇસ્પિતાલ કરતાં એને લગતી ઇસ્પિતાલો ઓછી છે, તે પણ કેટલેક દરજ્જે ભયપ્રદ લાગે તેવા છે તે જોતાં આ દિશામાં દેશજનો અને રાજકર્તાઓએ ઘણુ કરવાનું બાકી રહે છે

પુસ્તકમાં લેખકે મનુષ્યના માનસિક રોગોના ઉદ્ભવથી લઇને તેનાં કારણો, પ્રકાર વગેરે આપ્યાં છે માનસવિજ્ઞાનના અભ્યાસીઓને અને એને લગતુ સર્વસામાન્ય જ્ઞાન મેળવવા ઇચ્છનારને આ પુસ્તક નિર્વિવાદ ગમશે.

૫ **અકસ્માતના તાત્કાલિક ઉપાય**—લેખક અને પ્રકાશક. શ્રી. ડૉ રઘુનાથ ગગારામ કદમ, બ્રાહ્મણ સભા પાછળ, વડોદરા ડેમી સોળપેજી પૃષ્ઠ ૧૪૪+૮, સાદું પૂઠું, મૂલ્ય રૂા ૧–૨–૦

આ નાનકડા પુસ્તકમાં અકસ્માત વખતે તાત્કાલિક ઉપાયો લેવાને લગતી માહિતી આપી છે કંઇક નાનો મોટો અકસ્માત થતા, આપણે યોગ્ય ઉપચાર કરવાને બદલે ગભરાઇ જઈએ છીએ અને શુ કરવુ તેની વિમાસણમાં પડી જઈએ છીએ તેવે પ્રસગે તાત્કાલિક શું કરવું અને કેમ કરવુ તેને લગતી માહિતી લેખકે આ પુસ્તકમાં આપી છે આપણે ત્યાં લેવાતી First Aid ની પરીક્ષાઓમા પાઠ્ય પુસ્તક તરીકે કામ લાગે તેવુ આ પુસ્તક હોઇને તેનો એ દિશામા ઉપયોગ થાય જ છે એના વિદ્યાર્થી વાચકો માટે પુસ્તકાલયોમા આ પુસ્તક સુખે વસાવી લેવાય. પ્રમાણમાં મૂલ્ય કઇક વધારે પડતુ છે

૬ **હીરામોતી**—લેખક શ્રી રમણલાલ નાનાલાલ શાહ, પ્રકાશક. ગૂર્જર ગ્રથરત્ન કાર્યાલય, ગાંધી રસ્તો, અમદાવાદ ક્રાઉન કદના પૃષ્ઠ ૩૬, સાદાં પૂઠાં, મૂલ્ય ૦–૮–૦

આ બાલભોગ્ય પુસ્તકની આ પાંચમી આવૃત્તિ છે આપણે ત્યાં સ્ત્રીવર્ગ-બાળકોમાં આભૂષણોનો શોખ કેટલેક દરજ્જે છે, પરંતુ તેની ઉત્પત્તિ કે માહિતી જાણવાની ભાગ્યે જ દરકાર કરવામાં આવે છે તેમ છતાં કેટલાક તર્કશક્તિ ધરાવતાં હોય છે તેમને માટે સુલભ થઇ પડે તેવો આ પુસ્તિકા છે એમાં લેખકે બાલભોગ્ય વાર્તાભરી શૈલીએ જાત જાતના હીરા અને મોતીને લગતી માહિતી સરળ ભાષામાં રજૂ કરી છે જિજ્ઞાસુ બાલ વાચકોને એ જરૂર ગમશે. બાલપુસ્તકાલયોમાં તો એ અવશ્ય હોવું ઘટે

૭ રાજાનો રાજહંસ—લેખક, પ્રકાશક, કદ, પૂઠાં ઉપર પ્રમાણે મૂલ્ય ૦-૮-૦

બાલભોગ્ય સાહિત્યમાં લેખકે લખેલાં અનેક પુસ્તકોમાંનું આ પણ એક છે એમાં રાજહંસ પક્ષીને લગતી વિદેશી ભાષામાં લખાયેલી એક રોમાંચક વાર્તા લેખકે રજૂ કરી છે ભાષાશૈલી બાલભોગ્ય હોઇને વિદ્યાર્થી વાચકોને એ ગમશે જ. એની વિશિષ્ટતા એની પ્રકટ થયેલી આ ત્રીજી આવૃત્તિ જ દર્શાવી આપે છે જે પુસ્તકાલયોમાં એ ન હોય ત્યાં વસાવી લેવાય

૮ અંતરનાં અજવાળાં—રચનાર સ્વ શ્રી જેઠાલાલ ત્ર ચોધરી, પ્રકાશક, કદ, પૂઠાં, ઉપર પ્રમાણે મૂલ્ય ૦-૧૨-૦

બાલ શિવાજીના ઐતિહાસિક કથાનકની આસપાસ ગુંથાયેલી આ પણ એક બાલભોગ્ય નાટિકા છે સંભાજીના અવસાન પછી શિવાજીના ક્રમિક ઉત્થાનને લગતી બાબતોને પ્રેરણારૂપ થઇ પડે તેવી સંવાદાત્મક આ નાટિકા નાના નાના શાળાસમારંભોમાં ભજવાય તેવી પણ છે આ પુસ્તકની આ ત્રીજી આવૃત્તિ છે

૯ મહાન વૈજ્ઞાનિકો—(ખંડ ૨જો) લેખકો, શ્રી ડૉ. સુરેશ મ. શેઠના, અને ડૉ નરસિંહ મૂ. શાહ, પ્રકાશક ભારતી સાહિત્ય સંઘ લિ. અમદાવાદ કદ, પૂઠાં, ઉપર પ્રમાણે મૂલ્ય ૧-૦-૦ લેખકોએ અખિલ હિંદ રેડિયોના મુંબઈ મથકેથી આપેલા સાત વૈજ્ઞાનિકોના જીવનપરિચયને આ પુસ્તકમાં સંગ્રહવામાં આવેલ છે એમાં રોબર્ટ બોઇલ, કેરલીનિયસ, હેનરી કેવેન્ડીશ, આન્ટોઇ લાવોઝીઅર, એડવર્ડ જેનર, હંફ્રી ડેવી અને એલેસાન્ડ્રો વોલ્ટા એમ સાત વૈજ્ઞાનિકોના જીવનચરિત્રો માધ્યમિક શાળાઓના વિદ્યાર્થીઓને ઉપયોગી નીવડે તેવી શૈલી અને માહિતીપૂર્વક આપ્યાં છે, ઇતર વાચન તરીકે એ વિદ્યાર્થીઓમાં ઠીક ઠીક આદરપાત્ર નીવડશે એવા વાચકો માટે પુસ્તકાલયોમાં સુખે વસાવાય

૧૦ અંસરી—લેખક અને પ્રકાશક શ્રી મનુભાઈ ર રાવ, ભાવનગર પ્રાપ્તિસ્થાન પુસ્તકાલય સ સ મંડળી લિ વડોદરા મૂલ્ય રૂા ૧-૪-૦

લેખક એક ઉગતા અને ઉત્સાહી કવિ છે એમણે રચેલાં આ કાવ્યો મુક્તકાવ્યો છે એમાં કંઈક રસપ્રાસાદિકતા હોવા ઉપરાંત મુક્ત ગેયતા પણ છે એટલે એ ઝટ જીભે ચડી જાય તેવા છે મેળાવડાઓમાં અને ઇતર પ્રસંગોએ એમાંના કેટલાક ગવાયાં છે અને કંઇક રૂપેરી પરદે પણ સ્થાન મેળવી ચૂક્યાં છે, કવિની કાવ્યશક્તિ અને રસલાલિત્યની જમાવટ શ્રોતાઓને આકર્ષે તેવી છે લેખક વધુ પ્રયત્નશીલ રહેશે તો એથી પણ વધુ ઉચ્ચમાળ કાવ્યો રચવાની શક્તિ લેવાનું આ પ્રાથમિક કાવ્યો જોતા પણ જણાઇ આવે છે

મ. પ્ર. વ્યાસ

# સન ૧૯૪૭-૪૮ના પુસ્તકાલય શિક્ષણવર્ગો

ગ્રામ પુસ્તકાલયોનું કામ કરનારા મંત્રીઓ તથા ગ્રંથપાલો માટે પ્રાંતવાર તાલીમવર્ગો ભરવાની યોજના વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળે વર્ષો થયાં અમલમાં મૂકી છે. છેલ્લા વિશ્વયુદ્ધ અંગે ઉપસ્થિત થયેલી મોંઘવારી અને માખણ ઘી વગેરેની હાડમારીને કારણે એ પ્રવૃત્તિ છેલ્લાં ચારેક વર્ષથી મોકૂફ રહેલી તે ચાલુ સાલથી પુનઃ હાથ ધરવામાં આવી છે. ચાલુ સાલે તે પ્રવૃત્તિનો લાભ નવસારી પ્રાંતને આપવાનું નક્કી કરી તેને માટે જરૂરી જાહેરાત એપ્રિલ અંકમાં પ્રસિદ્ધ કરવામાં આવી હતી. તેમજ વ્યક્તિગત સૂચનાપત્રો દ્વારા લાગતીવળગતી સંસ્થાઓના મંત્રીઓને ખબર આપવામાં આવી હતી જે તે પ્રાંતના વિદ્યાધિકારી સાહેબો તરફથી પણ જરૂરી હુકમો છૂટયા હતા, જેથી તેમની આવશ્યક સહાય મળી હતી. વડોદરા પ્રાંતનો વર્ગ સાવલી મહાલના પોઇચા મુકામે તા. ૨૩, ૨૪, ૨૫ એપ્રિલના દિવસોએ રાખવામાં આવ્યો હતો, ત્યારે નવસારી પ્રાંતનો વર્ગ મહુવા મહાલના અનાવલ મુકામે રાખવામાં આવ્યો હતો. પસંદ કરાયેલા એ બન્ને મહાલોએ અત્યાર પહેલાં આવો કોઈ જ વર્ગ ભરવામાં આવ્યો નહોતો. વર્ગ જે મહાલમાં ભરાય વર્ગના મંત્રી ગ્રંથપાલો દર્શનોત્કગન વર્ગનો લાભ ખાસ લે એવી નીતિ નક્કી થયેલી હોવાથી બાગના વર્ગોનો લાભ લેનારની સંખ્યા જે તે મહાલની જ વિશેષ રહે છે. તે મુજબ પોઇચા તથા અનાવલના વર્ગોનો લાભ નીચેના ભાઈબહેનોએ લીધો હતો.

## વડોદરા પ્રાંત સ્થળ : પોઇચા તા. સાવલી
## લાભ લેનારની સંખ્યા ૮

(૧) સોમાભાઈ રણછોડભાઈ પટેલ-અંજેસર, (૨) કૃષ્ણલાલ મોહનલાલ ભટ્ટ-ટુંડાવ, (૩) માણેકલાલ જયશંકર ભટ્ટ, ગણુીઆ (૪) મોહનલાલ જયશંકર ભટ્ટ કુનપાડ (૫) મણિલાલ ત્રિભોવનદાસ દવે, પોઇચા (૬) સોમાભાઈ જેસંગભાઈ ચૌહાણ (૭) મગનલાલ કેશવલાલ શાહ સાવલી અને (૮) ચિમનલાલ જટાશંકર

## નવસારી પ્રાંત : સ્થળ અનાવલ તા. મહુવા
## લાભ લેનારની સંખ્યા ૩૨

(૧) ધનસિંગભાઈ મુળજી પુના (૨) ગોવિંદભાઈ વલ્લભભાઈ, અનાવલ (૩) ફુલસિંગ મનજીભાઈ મટવાડ (૪) હીરાભાઈ રણછોડભાઈ, વહેવલ (૫) ગોસાઈભાઈ ઝીણાભાઈ (૬) છોટુભાઈ રંગજીભાઈ, મહુવરિયા (૭) ઇચ્છુભાઈ ગલાભાઈ (૮) લીમજીભાઈ રામજીભાઈ, શેખપુર (૯) ઝીણાભાઈ મંગળભાઈ, સાંબા (૧૦) ગણપતિશંકર હરિપ્રસાદ, ઓડચ (૧૧) નગીતમ ભગવાનદાસ પટેલ, કરચેલીઆ (૧૨) નાથુભાઈ ગોવિંદજી પટેલ, (૧૩) કાલિદાસ બેચરભાઈ, બીલખડી (૧૪) દલસંગ રામજી, વાણિયાપુરા (૧૫) ડીકાભાઈ ગોવિંદજી, વાસકુઇ (૧૬) બાલુભાઈ નર્મેરામ પાઠક, કોસ (૧૭) ગોવિંદજી કાશીદાસ દેહવાણ, (૧૮) લલ્લુભાઈ દેસાઈ, આમચક (૨૦) પ્રેમાભાઈ કસનજી, ધોળીકુઇ (૨૧) ડાહ્યાભાઈ છનાભાઈ ધડોઈ (૨૨) દુર્લભભાઈ નારણજી, કાન્ડી (૨૩) દેસાઈભાઈ મુળજીભાઈ-ધડીઆ (૨૪) લલ્લુભાઈ નારણજી, ડુંગરી (૨૫)

ચંદ્રસિંહ હીંસાભાઇ, વાંક (૨૬) ઘેલાભાઈ મદારી, ભોરીઆ (૨૭) કલ્યાણજી ભાણાભાઇ પટેલ, કુરેલ (૨૮) અંબાબેન દયાળજી પટેલ, લચ્છપોર (૨૯) કાંતિલાલ ગુલાબદાસ દલાલ, અનાવલ (૩૦) જશુભાઇ દલપતરામ જોશી મહુવા (૩૧) રસેન્દુભાઇ ડાહ્યાભાઇ દેસાઇ, મહુવા (૩૨) નિર્ભયરામ ગણપતરામ વૈદ, કામરેજ

સાવલી મહાલનુ પોઇચા ગામ મહાલના એક ખુણામાં આવેલુ હોઇ ત્યા જવા આવવાનું વિકટ હોવાને તે લીધે તેમજ પ્રચારકામ માટે પૂરતો સમય ન મળવાને લીધે એ વર્ગ ધાર્યા પ્રમાણે સરળ બની શકયો નહોતો ત્યારે નવસારી પ્રાંતમાં અનાવલના વર્ગની હાજરી નવસારી પ્રાંતમાં આ પહેલા ભરાઇ ગયેલા કોઇપણ પુ શિક્ષણ વર્ગના કરતાં વધારે હતી બને પ્રાંતોમાં થઇને કુલ ૪૦ જણે પુસ્તકાલય વહીવટની તાલીમ ચાલુ સાથે લીધી છે મજકૂર બને સ્થળોના વર્ગોમાં પુસ્તકાલયપ્રવૃત્તિનો ઇતિહાસ, વ રાજ્યની પુ પ્રવૃત્તિની યોજના, તેના ધારાધોરણ અને વહીવટ તથા દફતરી કામ, બજેટ-નિવેદન, પુસ્તક પસંદગી, પુસ્તકોનો વિધિ ને વર્ગીકરણ, ઉપરાંત પુસ્તકાલયપ્રવૃત્તિ પોષક વિવિધ યોજનાઓની મૌખિક સમજુત ઉપરાંત વર્ગીકરણ કામનું ક્રિયાત્મક શિક્ષણ આપવામા આવ્યુ હતુ.

પોઇચાના વર્ગનુ મંચાલન વ. રા પુ મંડળના સહમંત્રી રા ચોકસી, તથા રાજ્ય પ્રચારક રા વલ્લભભાઇ પટેલે કર્યું હતુ, અને છેલ્લે દિવસે પુ ખાતાના મદદનીશ વ્યવસ્થાપક શ્રી ઉમેદભાઇ સાહેબે પણ પોતાની હાજરીનો લાભ આપ્યો હતો, ત્યારે અનાવલના વર્ગનું સંચાલન સહમંત્રી રા ચોકસીએ, પ્રાંત પ્રચારક રા છગનભાઇને સાથે રાખીને કર્યું હતુ, અને એ રીતે રા. છગનભાઈને વર્ગસંચાલનની તાલીમ મેળવવાની તક આપી હતી પોઇચાના વર્ગમાં પણ પ્રાંત પ્રચારક તરીકે શ્રી છગનભાઇએ હાજરી આપી રસોડાના કામમા મદદ કરી હતી

ના. ન. ચોકસી
સહમંત્રી
વ રા પુ મંડળ

---

# પુસ્તકાલયોની તપાસણી

પગારદાર તેમજ માનદ પ્રચારકોએ નીચેના સ્થળોની મુલાકાત લઇને ત્યાંની પુસ્તકાલય વા વાચનાલય સંસ્થાઓની તપાસણી કરી છે અને દફતરી તથા પુસ્તકાલય ગોઠવણીની અવ્યવસ્થા દૂર કરી છે, વર્ગીકરણ તથા વાચનપ્રચારની કામગીરી બજાવી છે

## (૧) વડોદરા નવસારી પ્રાંત પ્રચારક રા. છગનભાઇ મથુરભાઇ પટેલ

માહે એપ્રિલ કામરેજ મહાલનાં— (૧) કોસમાડી સીમાડા (૨) ભેગવા (૩) આસ્તા (૪) ઓરણા (૫) દીગસ (૬) જોખંગ (૭) ટીંબા (૮) દેલાડ (૯) મામપુરા (૧૦) નેગોડ (૧૧) અંગરી (૧૨) ખાનપુર (૧૩) વિહાણ (૧૪) મેવાણી (૧૫) જોખપુર (૧૬) વેળંજા (૧૭) ધેરણપારડી (૧૮) ઓરણા મહિલા પુ., કા દિ. ૨૬ : પુ ૩૫૨ વાંચવા આપ્યાં ૨૨૭

**માહે જુનમાં–કામરેજ મહાલનાં** (૧) વરીઆવ, **નવસારી મહાલનાં**–(૨) મરેલી (૩) કરંખટ (૪) ભાઠા (૫) આંગરોન (૬) ઓગ્મી (૭) ઉભગટ (૮) દાતી (૯) નીમળાઇ (૧૦) ભીનાર (૧૧) દેલવાડા (૧૨) વડોલી (૧૩) પરૂજણ (૧૪) અત્તુરા (૧૫) ગીમળગામ, માગરોળ મહાલના –(૧૬) હથોડા (૧૭) લુહાગ (૧૮) આકડોદ (૧૯) ગીજરમ (૨૦) કોસાડી, નવસારી મહાલના – (૨૧) પાસરા (૨૨) પોપડા (૨૩) આસણા (૨૪) કાળાકાછા (૨૫) ડાભેલ (૨૬) નડોદ (૨૭) માહુવર, કામગીરી દિન ૨૨ રૂ૫૩ વાંચવા આપ્યા ૩૭૭

## (૨) મહેસાણા અમરેલી પ્રાંત પ્રચારક રા. ચિમનલાલ જ. દવે

**માહે એપ્રિલમાં મહેસાણા મહાલના** — (૧) મેવડ (૨ લીચ (૩) મેસાણા (૪) અંબાસણ (૫) ખદલપુર (૬) આમાપુરા (દીવાનપુરા) (૭) ભાસરિયા (૮) મુદરડા (૯) સીડોસણા (૧૦) બોરીઆવી (૧૧) નાગલપુર (૧૨) આંબલીઆસણ (૧૩, નવી મેદાવા (૧૪) જોરણ ગ (૧૫) ચલોવા, હારીજ મહાલના (૧૬) બોરતવાડા (૧૭) જમણપુર કામગીરી દિન ૨૪

**માહે મે મહિનામાં હારીજ મહાલનાં** — (૧) પીપલાણા (૨) વામા (૩) દુનાવાડા (૪ હ રીજ (૫) અડીઆ, ચાણસ્મા મહાલના (૬) મોટેરા (૭) બેચરાજી (૮) કાલરી (૯) કંબોઇ. પાટણ મહાલનાં (૧૦) ધારણોજ (૧૧) દુધારામપુરા કા દિ ૨૧

તપાસણી દરમ્યાન પ્રચારક ભાઇઓએ જે ખામીઓ દર્શાવી હોય તે વેળાસર સુધારી લેવા તથા જેજે સૂચના–સમજૂત આપી હોય તે દરેકનો યોગ્ય અમલ તાકીદે કરી નાખવા જે તે સંસ્થાના મંત્રી ભાઇઓને ભલામણ કરવામાં આવે છે

ના. ન. ચોકસી
સહમંત્રી
વ રા પુ મંડળ

### વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૫ સને '૪૭–૪૮

**વિષયઃ—જૂથ પુસ્તકાલય મંડળોએ વાર્ષિક સભા ભરવા બાબત**

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૩ તા. ૮–૩–૩૦થી રાજ્યના દરેક જૂથ પુ મંડળની વાર્ષિક સભા દર વર્ષે ઓગસ્ટના પહેલા વા બીજા રવિવારે ભરવા ઠર્યું છે તે મુજબ સન ૪૮–૪૯ ના નવા વર્ષની વાર્ષિક સભા ઓગસ્ટ '૪૮ના બીજા રવિવારે તા ૮–૮–૪૮ના રોજ ભરવાનુ અને તેમા નીચે જણાવેલા કામો કરવાનુ રાજ્યના દરેક જૂથ પુ મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામા આવે છે

આ સભામાં, જૂથમાં આવેલા તમામ પુસ્તકાલયો–વાચનાલયોના મંત્રીઓએ આવવાનુ હોઇ, જૂથ મંત્રીએ સભાની તારીખના આઠ–પાંચ દિવસ અગાઉ પોતાના જૂથના જે તે પુસ્તકાલય–વાચનાલયના મંત્રીઓને સદર તારીખે સભામાં આવવાનું આમંત્રણ મોકલી આપવુ જૂથમાં આવેલાં તમામ પુસ્તકાલયનાં પૂરી થયેલી સાલનાં વાર્ષિક નિવેદન તથા નવીન સાલનુ બજેટ તમામ મંત્રી ભાઇઓએ એકઠા થઇને, આજ સભામાં ભરવાના હોવાથી તેને લગતા સાધનિક કાગળો તથા બીજી જરૂરી હકીકત પણ સાથે લેતા આવવાનુ દરેકને ખાસ સૂચવવુ.

આ સભામાં નીચેના કામો કરવાની ભલામણ છે

૧ જૂથમાંના દરેક પુસ્તકાલયે પોતાનું વાર્ષિક નિવેદન પોતાના પત્રકો ઉપરથી તૈયાર કરવું.

૨ સને ૧૯૪૦ના જુલાઈ અંકમાં પ્રસિદ્ધ થયેલ પુસ્તકાલય ખાતાની સૂચના નં ૫૮/૩૯–૪૦માં જણાવ્યા પ્રમાણે ( સહકારના ધોરણે બજેટ બનાવવાની યોજના ) દરેકે પોતાના પુસ્તકાલયના બજેટ બનાવવા.

૩ મહાલ પુસ્તકાલય મંડળના વ્યવસ્થાપક મંડળ માટે બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી અને મહાલ પુ મંડળને તે નામોની ખબર આપવી

૪ આ સિવાય (૧) જૂથમાં આવેલાં પુસ્તકાલય વિનાના શાળાવાળા ગામોએ પુસ્તકાલય ઉઘાડવા (૨) જૂથમાં આવેલા પુસ્તકાલયોની તપાસણી કરવા તથા (૩) મહાલ અને રાજ્ય પુ મંડળ તરફથી યોજાતી શિષ્ટ વાચનની પરીક્ષાનો લાભ લેવા લેવરાવવા તથા ગામે ગામ વાચક મંડળો સ્થાપવા વગેરે બાબતોના પ્રશ્નો પણ વિચારવા

આ સભાના અહેવાલની એકેક નકલ, સભામાં હાજર રહેલા મંત્રી ભાઈઓનાં નામ-ગામ સાથેની મહાલ, પ્રાંત અને રાજ્ય પુ મંડળોએ દરેક તરફ સભા ભરાઈ ગયા પછી દિ ૮મા દરેક જૂથ મંડળના મંત્રીએ અચૂક મોકલી આપવી

તા ક કોઈ કારણે ઉપર જણાવેલી તારીખે સભા બોલાવી ન શકાય તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી જ

વસો }
તા. ૧–૭–'૪૮ }

રામભાઈ કા. પટેલ
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

---

# વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૬ સને '૪૭–૪૮

### વિષય

મહાલ પુ. મંડળોએ વ્યવસ્થાપક મંડળની વાર્ષિક સભા ભરવા બાબત.

પુસ્તકાલય ખાતાના વટહુકમ નં. ૧૪/ તા ૮–૭–૩૦ થી રાજ્યના દરેક મહાલ પુ. મંડળની વ્યવસ્થાપક સભા દર વર્ષે ઓગસ્ટના ત્રીજા વા ચોથા રવિવારે ભરવાનું ઠર્યું છે. તે મુજબ સન ૪૮–૪૯ના નવા વર્ષની વાર્ષિક સભા ઓગસ્ટ'૪૮ ના ચોથા રવિવારે તા ૨૨–૮–૪૮ એ પોતપોતાના મહાલના અનુકૂળ પડતા સ્થળે ભરવાનું અને તેમાં નીચે જણાવેલાં કામો કરવાનું, રાજ્યના દરેક મહાલ પુ મંડળના મંત્રીઓને ખાસ સૂચવવામાં આવે છે

જે તે મહાલનું મહાલ વ્યવસ્થાપક મંડળ, જે તે મહાલના જૂથ મંડળોએ નવા વર્ષની પોતાની વાર્ષિક સભામાં ચૂંટેલા બબ્બે પ્રતિનિધિઓનું બને છે તે જૂથમંડળ તરફથી નવા વર્ષના પ્રતિનિધિઓના નામ-ગામ આવ્યાં હોય તે પ્રતિનિધિઓને, સભાની તારીખના એક અઠવાડિયા અગાઉ સભાની તારીખ, સ્થળ, વખત તથા કરવાના કામોની યાદી સહિત એક આમંત્રણપત્રિકા મહાલ મંડળના મંત્રીએ મોકલવી જે જૂથ મંડળ તરફથી પ્રતિનિધિઓનાં નામ-ગામ આવ્યાં ન હોય ત્યાં તે જૂથ મંડળના મંત્રી તરફ આમંત્રણ મોકલવું અને એમાં બે પ્રતિનિધિઓને ચૂંટીને મોકલવા જણાવવું

* આ સભામાં દરેક મહાલ મંડળે નીચેના કામો ખાસ કરવાનાં છે

૧ મહાલ પુ. મંડળના મંત્રીએ રજૂ કરેલા, પૂરી થયેલી સાલના નિવેદન તથા હિસાબ મંજૂર કરવા

૨ જૂથ મંડળો તરફથી ચૂંટાઇ આવેલા પ્રતિનિધિઓમાંથી જ એક પ્રમુખ તથા મંત્રીની ચૂંટણી કરવી

૩ પ્રાંત પુ. મંડળ માટે કરસા, પુસ્તકાલયોમાંથી એક અને ગ્રામ પુસ્તકાલયો તરફથી એક એમ બે પ્રતિનિધિઓની ચૂંટણી કરવી અને તેનાં નામ પ્રાંત મંડળ તરફ સમયસર મોકલી આપવાની મંત્રીને સત્તા આપવી

૪ નવા વર્ષમાં મહાલે કરવા જોગ કામોનો વિચારણા કરી કાર્યક્રમ ગોઠવવો તથા તે માટેનુ અંદાજ બજેટ મંજૂર કરવું.

ટીપ—નવા વર્ષના કાર્યક્રમમા નીચેના પ્રશ્નો ખાસ વિચારવા,

૧ મહાલ પૂરતી રિ વા ની નીક્ષા -વા બાબત ૨ શાળાવાળાં બાકી રહેતાં ગામોએ પુસ્તકાલય ઉઘાડવાની તજવીજ કરવા બાબત, ૩ મહાલનું દરેક પુસ્તકાલય નવીન વર્ષનું અંદાજ બનાવે તથા પૂરો થયેલી સાલનું નિવેદન ઠરેલી મુદતમા મોકલી આપે તેવી તજવીજ રાખવા બાબત, ૪ મહાલ માટે માનદ પ્રચારક નીમવા બાબત, ૫ સહકારના ધોરણે અંગાજ-પનો બન વવાની યોજનાનો પ્રચાર કરવા બાબત, ૬ રાજ્ય પુ. મંડળ તરફથી યોજાની શિષ્ટ-વાચનની પરીક્ષાનો તથા શિક્ષણ વગેરેનો લાભ લેવા-લેવરાવવા બાબત વગેરે વગેરે

આ સભાના કામકાજના અહેવાલની એક નકલ, (સભામા હાજર રહેલા ભાઇઓના નામ તથા ગામ સાથેની) મહાલ મંડળના વાર્ષિક નિવેદન સહ, પ્રાંત પુસ્તકાલય મંડળ અને રાજ્ય પુસ્તકાલય મંડળ તરફ સભા ભરાઈ ગયા પછી દિન ૮ માં દરેક મંડળે ખાસ મોકલી આપવી

તા. ક. ઉપર જણાવેલી તારીખે કોરમ (પાંચ પ્રતિનિધિની હાજરીનુ) ન થવાના કારણે સભાનુ કામ મુલતવી રહે અગર કોઈ કારણસર તે દિવસે સભા જ બોલાવવાનુ મોકુફ રાખવામા આવે તો તે પછીના રવિવારે તો સભા જરૂર ભરવી જ.

વસો<br>
તા. ૧-૭-૪૮

રામભાઈ કા. પટેલ<br>
મંત્રી, વડોદરા રાજ્ય પુસ્તકાલય મંડળ

---

# વડોદરા પ્રાંત પુસ્તકાલય મંડળ

## જાહેરાત નં. ૧, સને '૪૭-૪૮

### વિષય

પ્રાંત મંડળની, પુસ્તકો સાથેની ફરતા પુ. ની પેટીઓની માગણી કરવા બાબત

સન ૧૯૩૩ની સાલે વડોદરા પ્રાંત મંડળ તરફથી, પુસ્તકો સાથેની ફરતા પુ. ની પેટીઓ નંગ ૭૨ બનાવી તે પ્રાંતના ૧૮ સ્થળોએ, આજુબાજુના પુસ્તકાલય વિનાના ગામડાંમા પુસ્તક વાચનના પ્રચાર અર્થે મોકલી આપવામા આવી હતી, પણ હવે તો શાળાવાળાં તમામ

ગામોએ પુસ્તકાલયો ઉઘડી ચૂક્યા હોય, તેમજ જે તે સ્થળે મોકલેલી પેટીમાના પુસ્તકો પણ જૂનાં થઇ ગયેલા હોય, એ પેટીઓ જે તે સ્થળેથી પરત મગાવી લેવાની ઠરવાથી, તે વડોદરા પરત મગાવી લેવામા આવી છે હવે એ પેટીઓ (પુસ્તકો સાથે), વડોદરા પ્રાંતનાં જે પુસ્તકાલયો, પોતાના પુસ્તકાલયના પુસ્તકો, પેટીઓમાં ભરી, ફરતા પુ ની યોજનાથી પોતાની આજુબાજુના ગામડાંમાં પુસ્તકવાચનનો પ્રચાર કરવાની ઇચ્છા રાખતા હોય તેવા પુસ્તકાલયોને કાયમને માટે આપવાની વડોદરા પ્રાંત પુ મડળે નીચે પ્રમાણેના ઠરાવ ન ૬/૪૭–૪૮ થી ઠરાવ્યુ છે

" પ્રાતના કસ્બા વા ગ્રામ પુસ્તકાલયો, પોતાની આજુબાજુના ગામડાંમા પેટીમાનાં પુસ્તકો તથા પોતાના પુસ્તકાલયનાં પુસ્તકો પચાવવાનો લાભ આપવા ઇચ્છતા હોય તેવ પુસ્તકાલયોની માગણી આવેથી તે દરેકને જે તે સ્થળની જરૂરીઆત અને સગવડ પ્રમાણે પુસ્તકો સાથે પેટીઓ મોકલી આપવા ઠરાવવામા આવે છે

ઉપર પ્રમાણે વડોદરા પ્રાતનાં જે પુસ્તકાલયો કાર્ય કરવા માગતાં હોય તે પુસ્તકાલયોના મત્રીભાઇઓ ઓગસ્ટ '૪૮ આખર સુધીમાં અમારા તરફ ફરતા પુ ની પેટીઓની માગણી કરશે એવી આશા છે તા ૨–૭–૪૮

વડોદરા પ્રાત પુ મડળ } ચીમનભાઈ હ અમીન
C/o સેન્ટ્રલ લાયબ્રેરી-વડોદરા } મત્રી, વડોદરા પ્રાંત પુ મડળ

---

મધ્યવર્તી પુસ્તકાલય ખાતુ સાર્વજનિક પુસ્તકાલય શાખા

# જાહેરાત નં. ૨ | સન ૪૭-૪૮

## વિષય:

### પુસ્તકાલય ખાતા તરફથી ધારી મુકામે ભરાયલા પુસ્તકાલય શિક્ષણવર્ગનુ પરિણામ.

યુદ્ધોત્તર પુનર્રચના અંગે પુસ્તકાલય ખાતા તરફથી જે જે યોજનાઓ ઘડેલી, તેમાંની એક યોજના, પ્રાંતવાર ૧૫ દિવસનો પુસ્તકાલય શિક્ષણ વર્ગ ઉઘાડવાની હતી આ યોજના સન ૪૫–૪૬મા મજૂર થવાથી તેનો પહેલો વર્ગ તે જ વર્ષમાં દ્વારકા મુકામે ભરેલો, તે પછી સન ૪૬–૪૭માં બીજો વર્ગ અમરેલી મુકામે ભરેલો અને તે પછી ચાલુ વર્ષમાં ધારી મુકામે મે માસની તા ૧૬–૫–૪૮થી તા ૩૦–૫–૪૮ સુધી ભરવામાં આવ્યો હતો આ વર્ગનો લાભ લેનાર કુલ ૩૪ શિક્ષકો હતા ૧૫ દિવસના વર્ગને અંતે બે દિવસ પરીક્ષાના રાખેલા પહેલે દિવસે પુસ્તકાલય પ્રવૃત્તિનો અને બીજે દિવસે પુસ્તકો અને વર્ગીકરણનો પ્રશ્નપત્ર હતો પરીક્ષામાં તમામ શિક્ષક ભાઇઓ બેઠા હતા અને એ તમામ ભાઇઓ ઉત્તીર્ણ પણ થાય છે તેમનાં નામ નીચે પ્રમાણે છે

વડોદરા, } ઉ. મો. પટેલ
તા ૫–૭ ૪૮ } મદદનીશ વ્યવસ્થાપક
પુસ્તકાલય ખાતુ.

| નંબર | નામ | ગામ | માર્ક |
|---|---|---|---|
| ૧ | શ્રી ભગવાનજી હરસનજી બનગાણીયા | ખાંભા | ૧૫૯ |
| ૨ | ,, પોપટલાલ ગોકળદાસ સંઘવી | વીરપુર (તા ધારી) | ૧૫૯ |
| ૩ | ,, લાભશંકર રેવાશંકર જોષી | ધ્રુફણીયા (તા દામનગર) | ૧૫૭ |
| ૪ | ,, ભાણાભાઇ દાનભાઇ નેભવીયા | રતનપુર | ૧૫૧ |
| ૫ | ,, પ્રાણજીવનદાસ વીરજીભાઇ | ભલગામ (તા ધારી) | ૧૫૦ |
| ૬ | ,, જટાશંકર હરિશંકર જોશી | દેવરાજીયા (તા અમરેલી) | ૧૪૭ |
| ૭ | ,, નંદલાલ પ્રભાશંકર મહેતા | સરંભડા　,, | ૧૪૬ |
| ૮ | ,, અમરેશ્વર કરૂણાશંકર પાઠક | છભાડીયા (તા દામનગર) | ૧૪૨ |
| ૯ | ,, અમરૂભાઇ નાજાભાઇ ખુમાણ | દલખાણીયા (તા. ધારી) | ૧૪૦ |
| ૧૦ | ,, રામશંકર વસનજી ઠાકર | કેરાળા (તા અમરેલી) | ૧૩૫ |
| ૧૧ | ,, જયંતીલાલ કાનજી જાની | ખીજડીયારાદંડીયા　,, | ૧૩૨ |
| ૧૨ | ,, એચરભાઇ હમીરભાઈ આહીર | હરમડીયા (તા કોડીનાર) | ૧૩૧ |
| ૧૩ | ,, નાનાલાલ વૃંદાવન ઉપાધ્યાય | કોડીનાર | ૧૩૧ |
| ૧૪ | ,, જટાશંકર છગનલાલ વ્યાસ | માલવણ (તા અમરેલી) | ૧૩૦ |
| ૧૫ | ,, ગઢભાઇ મસુરી ઉર | ભલગામ (તા. ધારી) | ૧૩૦ |
| ૧૬ | ,, લક્ષ્મણસિંગ દેવીસિંગ જાદવ | ધારી | ૧૨૮ |
| ૧૭ | ,, જગાભાઇ ભગવાનભાઇ | ધારગણી (તા ધારી) | ૧૨૭ |
| ૧૮ | ,, પ્રભાશંકર હરજીવન પંડ્યા | કાજ (તા. કોડીનાર) | ૧૨૪ |
| ૧૯ | ,, નારણસિંહ નથુભાઈ જાણકાટ | વેલણ　,, | ૧૨૪ |
| ૨૦ | ,, રેવાશંકર કાળીદાસ પંડ્યા | અરણેજ　,, | ૧૨૨ |
| ૨૧ | ,, નારણભાઇ લક્ષ્મણભાઈ મારીયા | આલીદર　,, | ૧૨૧ |
| ૨૨ | , ધારશીભાઇ મોહનલાલ વસાણી | ગોવિંદપુર (તા ધારી) | ૧૨૦ |
| ૨૩ | ,, હરગોવિંદ કેશવલાલ ત્રિવેદી | ગણેશગઢ (તા. દામનગર) | ૧૧૯ |
| ૨૪ | ,, મકનજીભાઇ બહેચરભાઈ જોશી | મોટા માચીયાળા (તા અમરેલી) | ૧૧૭ |
| ૨૫ | ,, પ્રતાપરાય નારણજી ત્રિવેદી | મોટા આંકડીઆ　,, | ૧૧૪ |
| ૨૬ | ,, મનુભાઇ શિવશંકરભાઇ ભટ્ટ | સરખડી (તા કોડીનાર) | ૧૧૪ |
| ૨૭ | ,, ભાઇશંકર મણિશંકર ભટ્ટ | માગવાપાળ (તા અમરેલી) | ૧૧૨ |
| ૨૮ | ,, જટાશંકર કાળીદાસ જોશી | પણાદર (તા. કોડીનાર) | ૧૦૯ |
| ૨૯ | ,, ભોડાજી માંકાજી ગઢવી | શાહપુર (તા. રતનપુર) | ૧૦૬ |
| ૩૦ | ,, હરગોવિંદ પ્રભાશંકર ઉપાધ્યાય | વડનગર (તા. કોડીનાર) | ૯૬ |
| ૩૧ | ,, તુલસીદાસ વિશ્રામ | ગોવિંદપુર (તા ધારી) | ૯૧ |
| ૩૨ | ,, ટપુલાલ ઓધાભાઇ જોશી | છાછર (તા કોડીનાર) | ૯૧ |
| ૩૩ | ,, નારદલાલ બહેચરભાઈ | અમૃતપુર (તા ધારી) | ૮૯ |
| ૩૪ | ,, મગનલાલ કેશવજી પાઠક | દલખાણીઆ　,, | ૮૨ |

હિન્દી તત્વજ્ઞાન પ્રચાર સમિતિનુ માસીક મુખપત્ર વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર થએલું.

# પ્રેમ ધર્મ

હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ તરફથી સંસ્થાના મુખપત્ર તરીકે 'પ્રેમધર્મ' માસીક પત્ર દરેક અંગ્રેજી મહીનાની પહેલી તારીખે બહાર પડે છે સામાન્ય પ્રજાની ધર્મ બાબતની ભયંકર અજ્ઞાનતા દુર કરી ધર્મ અને જ્ઞાનને તેના સાચા સ્વરૂપમા સમજાવી માત્ર પ્રચારજ નહીં કરતા તેને વ્યવહારમા ઉતારવામા સહાયભુત બનવા 'પ્રેમધર્મ' માસીક પત્ર શરૂ કરવામા આવ્યુ છે ધર્મ અને તત્ત્વજ્ઞાનની જરૂર જીવનની પ્રત્યેક ક્ષણે અનિવાર્ય છે. દરેક કુટુંબ 'પ્રેમ ધર્મ'ના ગ્રાહક બની ભારતવર્ષનો ધર્મ અને તત્ત્વજ્ઞાનનો વારસો પ્રજાને ઘેરઘેર પહોચાડી ધર્મ પ્રચારમા પોતાનો ફાળો નોધાવે માસિકનુ વાર્ષિક લવાજમ રૂા સવા છ

કાર્યાલયનુ સરનામુ–'પ્રેમધર્મ' માસિક પત્ર, હિન્દી તત્ત્વજ્ઞાન પ્રચાર સમિતિ સારંગપુર ખડાયતાની વાડી, અમદાવાદ.

૧૯૪૮ના જાનેવારીની આખર તારીખ સુધીમાં થનાર ગ્રાહકોને મે માસમાં પ્રગટ થનાર ૧૨૦ પાનાનો 'પ્રેમધર્મ'નો "ધર્મ પરિષદ ખાસ અંક" ભેટ મોકલાશે.

---

| | | |
|---|---|---|
| આર્ય સંસ્કૃતિની મીમાંસા કરતુ અનુપમ માસિક<br>**તરણિ**<br>વાર્ષિક મૂલ્ય<br>સ્વદેશમા છ રૂપીઆ<br>વિદેશમા ૧૫ શિલીંગ | પ્રાથમિક શાળાઓમા ભણતા બાળકોના ધાર્મિક –જ્ઞાન માટે–<br>**બાળકોપયોગી ધર્મ–શિક્ષા**<br>૦–૧૨–૦<br>ટ ખ ૦–૧–૬ | માધ્યમિક–શાળાના બાળકો માટે ઈશ્વર સંબંધી –પ્રશ્નોત્તરના રૂપમા–<br>**જ્ઞાનામૃત**<br>૦–૫–૬<br>ટ ખ ૦–૧–૦ |
| ખ્રીસ્તી, યવન, હિન્દુ અને વૈદિક ધર્મની સમાલોચના<br>**વૈદિક ધર્મની**<br>સેના... દિવસે પુસ્તકાલયે પ્રકા... પરીક્ષામાં તમામ શિક્ષક બાત... તેમના નામ નીચે પ્રમાણે છે<br>વડોદરા, તા ૫–૭ ૪૮ | વ્યસનોથી થતા આર્થિક સામાજીક અને રાજનૈતિક હાનિનો ઇતિહાસ જણાવતુ<br>**વ્યસન**<br>અર્થાત<br>**માદક દ્રવ્ય**<br>૦–૧૪–૦<br>જા ખ ૦–૧–૬ | સાપ્તાહિક સત્સંગ–અધિવેશનમા ઉપયોગી<br>**વૈદિક નિત્ય કર્મવિધિ**<br>અર્થાત્<br>**સ્તવનાંજલિ**<br>૦–૧૨–૦<br>ટ ખ ૦–૧–૬ |

૧ પ્રકાશન મંડળ,—નવસારી.

# સામયિક હોડીએ

## તમારું ઘર*

મહાલયો છે, હવેલીઓ છે, બંગલાઓ છે,

પણ ઘર, ઘર કયાંય નથી.

અને પછી શિલ્પીઓ, કારીગરો, મજૂરો ત્યાં આવ્યા, અને નમ્રપણે એને કહ્યું 'ગુરુદેવ ! આજ તો અમને ઘર વિષે કાંઈક કહો !'

અને એણે કહ્યું 'તમે શહેરમાં તમારું મકાન બાંધ્યું તે પહેલાં કલ્પનામાં કોઈ દિવસ, કોઈક વેરાન જંગલમાં, નાની નિદ્રસ્થ નિર્દોષ બાલિકા હોય તેવી 'ચૈયા દાદાની ઝૂંપડી' કયારેય બાંધી છે ખરી ? કલ્પનામાં બાંધી હશે તો તમે આ સમજી શકશો

જેમ સંધ્યાટાણે તમારા પગ કુદરતી રીતે જ ઘર તરફ વળે છે, તેમ તમારામાં રહેનાર નિત્ય ભટકતા પ્રવાસી આત્માને એકાંતની, દૂર દૂર કોઈ એકાંતની લગની લાગી છે અને કોઈ એવા દૂર દૂરની એકલી નાનકડી પર્ણકુટીની લગની છે કારણ કે એક રીતે ગણો તો તમારું ઘર એ તમારું મોટું શરીર છે

શરીરની જેમ જ એ સૂર્યના પ્રકાશમાંથી વિકાસ લે છે, રાત્રિની શાંતિમાંથી નિદ્રા લે છે. એની નિદ્રા પણ, તમારી નિદ્રાની પેઠે જ, સ્વપ્નવિહોણી નથી તમારું ઘર, તમને નહિ ખબર હોય પણ એને પોતાની અનોખી સ્વપ્નસૃષ્ટિ છે !

ઘણી વખત એ પોતાના સ્વપ્નમાં ને સ્વપ્નમાં, તમે સરજેલા મોટા એકડાઓ અને ગલીકૂંચીઓ તજીને, શહેરના વાતાવરણથી દૂર, કોઈ નાનકડી ટેકરીની તળેટીમાં કે કોઈ વનકુંજમાં, ઘડી બે ઘડી જાણે આરામ લેવા ચાલ્યું જાય છે ! તમારું ઘર !

અરે ! મારી પાસે કોઈ એવી શક્તિ હોય કે હું મારી મુઠ્ઠીમાં તમામ મોટાં મોટાં મકાનોને સમેટી લઉં ! ને હું એ તમામ મુઠ્ઠીમાં લઈને કોઈ હરિયાળા મેદાનમાં, નાની નાની ફૂલવાડીની જેમ એમને વેરી દઉં !

પછી ત્યાં એક ઘેરથી બીજે ઘેર જવા માટે ભયંકર જણાતા ધૂળિયા ડામરના રસ્તા નહિ હોય ત્યાં વનકુંજોના હરિયાળા માર્ગે માણસો એકબીજાને મળવા જતા હશે

પણ આ વસ્તુઓ દેવની સૃષ્ટિની છે હજી તો તમારે તમામ પ્રકારની વ્યવસ્થાના દુશ્મનો જેવા હિંસક પશુઓને તમારે વશ કરવાના છે

---

* ખલિલ જીબ્રાન ઉપરથી.

માનવી સૃષ્ટિ ત્યાર પછી આવે છે ને માનવમાથી દેવ થતાં તો યુગના યુગ ચાલ્યા જાય છે, કારણ કે અત્યારે તો એક બીજાના ભયના માર્યા તમે પાસે પાસે ખડકાઈને પડયા છો અને એ ભય તો માનવસૃષ્ટિનું નિયામક તત્ત્વ બની ગયેલ છે પણ એક સમય એવો આવશે જ્યારે તમારા ઘર ખેતરમા હશે, ને ખેતર ઘરમા હશે.

અને હું તમને પૂછું છું, નાગરિકો! તમે આજે મોટી તોતીંગ દિવાલો બાંધી છે, એ તોતીંગ દિવાલોની પાછળના મહાલયોમા છે શુ? એવું ત્યા શુ છે કે જેનું તમે રાતદિવસ રક્ષણ કર્યા જ કરો છો?

ત્યા શુ શાંતિ છે? આનંદ છે? અરે, આરામ પણ છે? તમારામા રહેલી અદ્દભુત શક્તિની તમને જરાક ઝાંખી કરાવે તેટલી સ્વસ્થતા પણ ત્યા છે?

જો કાંઈ ત્યા નથી તો તમે શુ સાચવવા બેઠા છો?

અરે! બીજુ તો ઠીક, કોઈ મધુર જીવનસંસ્મરણ જાગે, અને તમારા મનપર્વતની ઉંચામા ઉંચી શિખરાવલિ ઉપર કોઈ રમ્ય દર્શન તમને થાય એવું કાંઈ તમારા એ ઘરમા છે?

તમારા ઘરમા સારી સુંદરતા છે? એવી સુંદરતા, જે તમારા ઘરમા નિત્ય-રોજ-ની ચીજોમા પણ એવી રીતે વસી રહી હોય, કે પળ બે પળ, તમારા મનને જરાક ઊંચી સૃષ્ટિના આસ્વાદથી ઉન્નત કરી મૂકે? કોઈ એવી સુંદરતા પણ ત્યાં છે?

તમારા ઘરમા આમાનુ કાંઈ છે? આનંદ માટે, પ્રલોભનથી બચવા માટે મુશ્કેલીમાં બળ મેળવવા માટે, નિર્દોષ ઉલ્લાસ માટે, અરે છેવટે કાલ્પનિક રંગસૃષ્ટિના સાન્નિધ્ય માટે તમે એકાદ ખૂણામા એક નાનકડુ પુસ્તકાલય વસાવ્યુ છે? તમને એ જરૂરી પણ લાગ્યુ છે?

કે પછી તમારૂ ઘર, એ તમારા માટે આળસુ આરામનુ ગપગોષ્ટિ જેવુ સ્થાનક થઈ રહ્યુ છે? આ આળસુઆરામ, પહેલા તો તમારે ત્યા અતિથિ થઈને આવે છે, અને પછી તો એ જ માલિક થઈ પડે છે!

ઘરના આવા આળસુઆરામે તે કૈંકના જીવન, જીવન રહેવા દીધા નથી

એના હાથ કેટલા મધુર છે-આ આળસુ આરામના? એ તમને જાણે હાલરડા ગાઈને સૂવરાવી દે છે અને તમારી ઉપર પોતે મેળવેલા વિજયથી તમારી પાસે જ ઊભો ઊભો મશ્કરીમા હસે છે!

ખરેખર, આળસુઆરામ માટે જે જે ઘર બંધાયાં છે, તે તમામ ઘરોએ, તેમા રહેનારનું નિકંદન કાઢ્યું છે, એમનામાથી ઉત્સાહ-શક્તિ લઈ લીધી છે, અને કાર્યશક્તિ હણી નાખી છે

તમે નાગરિકો, ઘર બાંધો ત્યારે એકલા આળસુઆરામનો નહિ, તમારા નિત્યજીવનને તાજગી આપનાર તમામ વસ્તુઓનો ખ્યાલ રાખજો

તમે સંતાન આકાશના-મોકળાશના છો ઘર એ સ્થૂળ જડ તમને બાંધી રાખનાર પદાર્થ ન થાય એ જોજો એને વહાણના સઢ જેવુ સમજજો ઉત્સાહનુ નવુ મેજ જ્યાં હમેશા મળે, એનુ નામ ઘર * —ધૂમકેતુ

* "જીવન" માંથી

# ધાર્મિક ક્રાન્તિનો પ્રશ્ન

ઘણા વર્ષોથી હુ કહેતો આવ્યો છુ, અને મારી માન્યતા વધારે ને વધારે દૃઢ થતી જાય છે કે આજનો એકે પણ ધર્મ—હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી, શીખ, બૌદ્ધ, જૈન વગેરે—માનવસમાજના વર્તમાન કોયડાઓનો ઉકેલ લાવી શકવાને લાયક રહ્યો નથી બધા નિષ્પ્રાણ થયેલા છે, અને કોઈકોએ તેના મૂળ રૂપમા ફરીથી જીર્ણોદ્ધાર કરવામા આવે તોયે આજના પ્રશ્નોને તે ઉકેલી શકે એમ નથી અને આ બાબતમા હિંદુ ધર્મ સૌથી વધારે નિષ્પ્રાણ છે અને ભ્રમોનો ઉચ્છેદ કરવા માટે અયોગ્ય છે

હું માનુ છું કે મનુષ્યના કે સમાજના જીવન અને સસ્થામા સમૂળી ક્રાન્તિ આણવી હોય તો તેની ધાર્મિક માન્યતાઓમા સૌથી પહેલુ પરિવર્તન થવાની જરૂર રહે છે તમે કોઈ માણસને લગભગ ધાર્મિક લાગતી સામાજિક રૂઢિઓ તોડવા કહો તો તે પોતાના જૂના ધર્મને વળગી રહી તેમ કરી શકતો નથી પણ એ મુસલમાન કે ખ્રિસ્તી બની જાય, કે કોઈ નવા ગુરુ કે સપ્રદાયનો શિષ્ય બને તો બીજી જ ક્ષણે તે જૂના વિચારો અને બધનો તોડી નાખી શકે છે જૂના સનાતન ધર્મ વિષે જેટલી આપણી પોતાની અશ્રદ્ધા થઈ છે, તેટલા જ પ્રમાણમાં આપણે યે અસ્પૃશ્યતાનિવારણ, સહભોજન, આતરજાતીય કે પ્રાન્તીય કે ધાર્મિક વિવાહ વગેરે માટે તૈયાર થઈ શક્યા છીએ અને જેટલે અશે તે જ ચરકડમા આપણી માન્યતાઓ ચાલે છે, તેટલે અશે આપણે કોમી એકતા ઉત્પન્ન કરવા વગેરેની બાબતનાં તથા બીજા ઘણા સામાજિક તથા આર્થિક ફેરફારો કરવા બાબતમા બળવાન પગલા લઈ શકતા નથી કેવળ સર્વધર્મસમભાવની કે સર્વવર્ણસમભાવની ભાવના કરી, હુ હિંદુ છતા મુસલમાન પણ છુ, ખ્રિસ્તી પણ છુ, બ્રાહ્મણ છતા ભંગી છુ, મુત્સદ્દી છતાં વણકર કે ખેડૂત છુ—એ કેવળ ઉપર ઉપરનો જ પ્રયત્ન રહી શકે છે એ જ મનુષ્ય જો સાચે જ મુસલમાન કે ખ્રિસ્તી બની જાય, અથવા ભંગીને પરણીને ભંગીનો ધધો કરવા માંડે, ત્યારે એને 'જોડો ક્યા ડખે છે' તેનો જે અનુભવ થાય, તે આપણને થઈ શકે નહિ આપણો બધો પ્રયત્ન આપણુ હિંદુત્વ અને બ્રાહ્મણત્વ વગેરે સુરક્ષિત રાખી પેલાની જોડે મેળ બેસાડવાનો થાય છે પોતાનું અહિંદુત્વ અને અબ્રાહ્મણત્વ આપણા મગજમાથી મટી શકતુ નથી

નાગપુર જેલમાં એક દિવસ શ્રી બાબાજી મોઘે પછાત કોમોની સેવા અને ઉદ્ધાર વિષે મારી જોડે ચર્ચા કરી રહ્યા હતા એમની પાસેથી નીચેના અર્થનું વાક્ય મરાઠીમા ચર્ચા દરમ્યાન નીકળી પડ્યુ "આ લોકોના વહેમો અને અધશ્રદ્ધાઓ કાઢવા માટે તેમને મુસલમાન થવાની સલાહ આપવી જોઈએ એમ મને ઘણી વાર લાગે છે!" બાબાજીના મોમાથી આ વિચાર નીકળવો એ બહુ વિચારવા જેવી વસ્તુ છે આનો અર્થ એ થયો કે હિંદુ ધર્મ કરતા ઇસ્લામ ભ્રમો અને વહેમોનો ઉચ્છેદ કરવાની વધારે શક્તિ ધરાવે છે એવી એમની પ્રતીતિ થઈ છે અને આ વાત ઘણી સાચી છે પરતુ એ પણ સાચો ઉકેલ નથી. કેમ કે તે પણ ભ્રમો—વહેમો—અંધશ્રદ્ધાઓ અને સકુચિતતાથી પર નથી, અને

આજના માનવ પ્રશ્નોનો ઉકેલ લાવી શકે એમ નથી. અને સમગ્ર કુરાન જેવું છે તેવું સ્વીકારી શકાય એમ નથી જો આપણે પોતે ઇસ્લામ સ્વીકારવા તૈયાર ન હોઇએ, તો આપણે બીજાને એ સલાહ કેમ આપી શકીએ? અને ઇસ્લામનું સહેલાપણું અને સાદી દૃષ્ટિ છતાં એમાં ઘણું એવું છે જે આપણી વિવેકબુદ્ધિને ગ્રાહ્ય થઇ શકે એમ નથી એ જ સ્થિતિ ખ્રિસ્તી વગેરે ધર્મોની છે

આપણે હિંદુઓ એક વિચિત્ર પ્રકારની પારસ્પરિક બૌદ્ધિક કસરત[illegible]ની ઘરેડમા પડી ગયા છીએ એક બાજુથી આપણી ફિલોસોફી ઠેઠ અદ્વૈત વેદાંતના છે એ ચીલામા બુદ્ધિને રાખીને વિચાર કરીએ ત્યારે જગત મિથ્યા, દેવ મિથ્યા, ગુરુ-શિષ્ય મિથ્યા વિધિ નિષેધ મિથ્યા, પાપ-પુણ્ય મિથ્યા, નીતિ-અનીતિ, હિંસા-અહિંસા, સત્ય-જૂઠ બધુ મિથ્યા મિથ્યા કહી નાખીએ છીએ અને એ ચીલામાથી નીકળી બીજા ચીલા પર ચડીએ છીએ, ત્યારે ગોત્રદેવતા, ગ્રામદેવતા ગુરુદેવતા, પિતૃપૂજા, ગ્રહપૂજા, અવતારભક્તિ જુદા જુદા તહેવારોની જુદી જુદી દેવપૂજા, શ્રુતિ સ્મૃતિ-પુરાણ-આગમ-નિગમ-મંત્ર તંત્ર-કુરાન-બાઇબલ વગેરે બધાનુ સમર્થન કરવા માંડીએ છીએ એમા માત્ર પરમતસહિષ્ણુતારૂપે આપણને સંતોષ નથી થતો સર્વમતસમભાવ—અને કાકા સાહેબ કાલેલકરની ભાષામા કહીએ તો સર્વમતમમભાવ—સુધી પહોંચીએ છીએ અનેક દેવતાઓવાળા સમાજને અનેક જ્ઞાતિઓ અને નાના નાના ભૌગોલિક વિભાગોમા વહેંચાઇ રહેવુ સ્વાભાવિક છે બહુ વિચાર કરતા મને લાગ્યુ કે આપણા સમભાવ કે મમભાવનો અર્થ 'શ્રદ્ધાળુ નાસ્તિકતા' એટલો જ થાય છે એક વસ્તુના સદ્ભાવ—અસ્તિત્વમા શ્રદ્ધા ન હોય, એને મનુષ્યકલ્પિત—કૃત્રિમ નિર્મિત માનતા હોઇએ, છતા તેને છોડવામા ડર કે તેની પરંપરા સાચવવા કે કળાની કદર કરવા પકડી રાખવાનો મોહ એ આપણી ઉપાસનાનુ સ્વરૂપ થયુ છે આમા સત્યની ઉપાસના નથી, કે નિષ્ઠાની સરળતા અને અનન્યતા નથી

જો આપણે હિંદુ સમાજને અને જનતાને ઊંચે ચડાવવી હોય તો નીચેના સિદ્ધાન્તો સ્વીકારવાની આપણે હિંમત કરવી જ જોઇએ

૧ એક સર્વવ્યાપક સર્વનિયંતા પરમેશ્વર સિવાય બીજા સર્વે દેવદેવતા, ગ્રહ, પિતૃ, અવતાર, ગુરુ વગેરે કે તેની પ્રતિમા કે પ્રતીકની ઉપાસના-પૂજા-મંદિરસ્થાપના વગેરેનો નિષેધ પરમેશ્વર સાથે કોઇ બીજા નામરૂપાત્મક સાચા કે કાલ્પનિક સત્ત્વને બેસાડી શકાય જ નહિ એવો આગ્રહ

૨ કોઇ પણ શાસ્ત્ર-વેદ, ગીતા, કુરાન કે બાઇબલ પણ—ઈશ્વરપ્રણીત કે ઈશ્વરવાણી નથી વિવેકબુદ્ધિ પર જેના વચનોની કસોટી કરી શકાય નહિ, એવુ કોઈનુ પ્રામાણ્ય સ્વીકારવુ કે બતાવવુ નહિ

૩ કોઇ મનુષ્યને પરમેશ્વર કે પેગંબર (પરમેશ્વરે ખાસ મોકલેલો) ની કોટિમા મૂકવો નહિ કોઇને અસ્ખલનશીલ, જેના વિચાર કે વર્તનમા ભૂલ હોઇ જ ન શકે એવો માનવો નહિ, અને તેથી તેનુ એકેએક ચરિત્ર શુદ્ધ દિવ્ય, શ્રવણ-કીર્તનયોગ્ય જ છે, એમ સમજવું નહિ સામાન્ય જનતાના હિતમા જે કમમા કમ સંયમના નિયમો માન્યા હોય, તેનો ભંગ કરવાનો અધિકાર કોઇને ન હોય, તે વ્યક્તિની વિશેષ પવિત્રતાના બહાના તો ન

હોય, અશુદ્ધ વૃત્તિના મનુષ્યો સદાચારના નિયમોનો ભંગ કરે એમાં નવાઈ નથી એ માટે સમાજ પોતપોતાની રીતે એનો નિષેધ કરનારો અને તેને શિક્ષા પણ કરવાનો શુદ્ધ વૃત્તિના મનુષ્યો તે નિયમોનું વધારે ચીવટથી પાલન કરે તેમાંથી નીકળવાની ઈચ્છાએ ન કરે માટે મહાત્મા પુરુષોએ સમાજહિત વિરોધી આચારો કર્યા હોય તો તેને છાવરવાનો પ્રયત્ન ન કરવો, તે એમની ઊણપો જ હતી એમ સ્પષ્ટ કહેવું તેથી એવા ચરિત્રના પ્રશંસાત્મક કીર્તન—પદ—ભજન વગેરે ન કરવાં એવા રૂપકો પણ ન યોજવાં જેમ કે, કૃષ્ણની શૃંગારલીલા વગેરે

૪ છેવટે તે જ સમાજ અને તે જ કુટુંબો પેઢી દર પેઢી ઉત્કર્ષ અને સુખ પામે છે, જે નિરક્ષર અને કંચનકામિનીની બાબતમાં સંયમ—નિયતાચારને સેવે છે અને આહાર તથા શૌચના નિયમો પાળે છે રાજનીતિના સામદાનાદિક ઉપાયો, ધર્મના વ્રતતપો અને ઉપાસના, સમાજના વિવાહાદિકના અને વારસાના નિયમો, આર્થિક રચના અને લેવડદેવડના કાયદાઓ—સર્વેનું અંતિમ લક્ષ્ય પ્રજાને નિરલસ નિયતચારી, નીરોગી અને પવિત્ર જીવતરવાળા બનાવવાને અનુકૂળતા કરી આપવાનું હોવું જોઈએ એ જ ધર્મનો પાયો છે એ ગુણોને પોષક નિયમો સંસ્થાઓ અને સંજોગો નિર્માણ કરવા, એને લગતા સત્યોને ખોળવા એ જ સર્વે પ્રવૃત્તિઓનું ધ્યેય હોવું જોઈએ એને લગતા નિયમોના પાલન દ્વારા પછાત કોમો આગળ આવશે, અને એ વર્ગમાંથીયે જેટલી વ્યક્તિઓ જેટલી પેઢી સુધી તેને પાળશે તેટલી જ ઉત્કર્ષ પામશે આગળ વધેલી કોમોનો હ્રાસ તેના ભંગમાંથી જ થયો છે જે પેઢીઓમાં એ ગુણોનો હ્રાસ નહિ થયો હોય તેના હાલહવાલ થતા નથી

૫ બુદ્ધં શરણં ગચ્છામિ, ધર્મં શરણં ગચ્છામિ અને સંઘં શરણં ગચ્છામિ કહ્યું હું એમ કહીશ કે એક પરમેશ્વરનો આશ્રય ( વિશ્વાસ ) રાખવો, ધર્મનો આશ્રય (સેવન) કરવો, અને અન્ય મનુષ્યોના સદાચાર-ધર્મયુક્ત કર્મોનો આશ્રય ( આધાર-પ્રમાણ ) લેવો પરમેશ્વર સિવાય બીજા સર્વે—દેવ-દેવતાનો અનાશ્રય રાખવો, કોઈ પણ પેદા થયેલ કે મનોકલ્પિત ગુરુ, માતા કે પિતા કે બીજા પૂજ્ય જન કે પ્રાણીઓમાં પરમેશ્વરબુદ્ધિ કે પરમેશ્વરથી પ્રેષિત કે ખાસ પ્રેરિત બુદ્ધિ ન કરવી, અધર્મનો અનાશ્રય કરવો, અને કોઈ પણ પુરુષ ( ગમે તેવા મોટાના ) સંશય પેદા કરનાર આચારોનો તો આશ્રય ( આધાર ) ન લેવો અને બચાવ પણ ન કરવો

આપણે વિચાર કરી લેવાનો છે તે એ કે, આપણે કેવળ હિંદુ ધર્મમાં મરામત કરવા સુધારવા-ઈચ્છીએ છીએ, કે માનવધર્મનું નવસંસ્કરણ-હિંદુ સમાજની ક્રાન્તિ ઈચ્છીએ છીએ

[ ‘ સમૂળી ક્રાન્તિ ’ નામના તાજેતરમાં જ પ્રસિદ્ધ થયેલા પુસ્તકનું એક પ્રકરણ

# રામે સીતાનો ત્યાગ કેમ કર્યો?

એક ભાઈ લખે છે – "સીતા પવિત્ર છે એમ અગ્નિપરીક્ષા લઇ ખાતરી કરેલી હોવા છતાં માત્ર એક ધોબીના કહેવાથી રામે તેમનો ત્યાગ કર્યો, અને પોતે લોકલાજ ખાતર તેમને અન્યાય કર્યો અને પોતે પસ્તાતા રહ્યા, એ વૃત્તાન્ત ખટકે છે આ વિષે સમજૂતી આપશો."

કાવ્યગ્રંથોને ઇતિહાસની સાચી બનેલી જેવી ને તેવી વાત માની લેવાથી મૂંઝવણો ઊભી થાય છે પ્રહ્લાદની કથામાં હિરણ્યકશિપુએ તેને પર્વત પરથી ફેંક્યો, પાણીમાં ડુબાડ્યો હાથીના પગ તળે ચગદાવ્યો, અગ્નિમાં બાળ્યો વગેરે જુલમોની વાતો આવે છે. એક જ વ્યક્તિ ઉપર આવા જુલમો થઇ શકે ? ત્યારે પ્રહ્લાદ અહીં કોઈ વ્યક્તિનું નામ નથી, પણ કોઇક ધર્મ-સંપ્રદાયનું નામ છે, એમ સમજવું જોઈએ તેના અનુયાયીઓને તેનો વિરોધ કરનાર સંપ્રદાયના રાજા અને લોકોએ આવી બધી રીતે પીડ્યા, છતાં તેઓ ડગ્યા નહિ અને છેવટે રાજાનો જ નાશ થયો અને તે સંપ્રદાયને માનનારો તેનો દીકરો ગાદીએ આવ્યો આમ સમજીએ તો સમજી શકાય એવી વાત નીકળે

તેમ સીતાની અગ્નિપરીક્ષા લીધી એટલે ચિતા સળગાવીને તેમાં બાળી છતાં બળી નહિ, એમ અક્ષરશઃ સમજીએ તો મુંઝાઈ રહેવું પડે અગ્નિ કે તપાવેલો ગોળો હાથમાં ઝલાવવાની પ્રથા હજુ સુધી ચાલી આવેલી છે એ જાતની પરીક્ષા લીધી એમ વધારેમાં વધારે મનાય એથી સીતાના હાથ દાઝ્યા નહિ હોય એમ માનવાની જરૂર નથી એમણે એ અગ્નિ ઉપાડવાની તૈયારી બતાવી તેમાં એમની પરીક્ષા થઈ. અને ઉપાડ્યો એ એમની શુદ્ધિ થઈ ગઈ

હવે ધોબીની વાત પહેલાં તો એ યાદ રાખવું કે, આ વાત ઉત્તરકાંડની છે, અને ઉત્તરકાંડ મૂળ વાલ્મીકિ રામાયણનો હિસ્સો છે કે કેમ એ વિષે શંકા છે પણ ગમે તેમ અત્રે એ વાત રામચરિત્રનો અંશ મનાયેલો છે અને સાચી ઘટના છે એમ માની લઇને વિચાર કરીએ

અપહૃત થયેલી સ્ત્રીઓને ઘરમાં લેવાની સામે આજે પણ સામાન્ય જનતામાં તીવ્ર અણગમો છે, એ શું આપણે જાણતા નથી ? એ સ્ત્રી પવિત્ર રહી હોય કે ન રહી હોય બીજા જેને ઉપાડી ગયા તેને પાછી સ્વીકારવી એમાં સામાન્ય લોકો પોતા પર લાગેલું લાંછન સમજે છે આને પરિણામે તો કેટલીક અપહૃત થયેલી સ્ત્રીઓને પોતાના ઘેર પાછી આવતા ડર અને નાક લાગે છે એવા વિચારનો જ્યાં બહુજનસમાજ હોય તેને પોતાનો રાજા અપહૃત થયેલી સ્ત્રીને રાણી કરીને બેઠો છે, એ કેવી અળખામણી, અઘટિત અને નિંદાસ્પદ વાત લાગે? ધોબીનું નામ દેવામાં, એક ધોબી પણ એવું ન કરે, એમ સૂચવાયું છે. કવિ પોતે પણ એવા જ વિચારો ધરાવે છે અને એ ભાવનાને વધારે મજબૂત કરવા માગે છે. તેથી આ રીતે કથા રચી હોય એમ બને

રાજાને પ્રજાના લોકમત આગળ નમ્યા વિના ચાલી શકતું જ નથી આજમાં એડવર્ડને, લોકમત જે સ્ત્રીને રાણી તરીકે માન આપવા તૈયાર ન હોય તેને પરણવાનો આગ્રહ રાખવા માટે રાજગાદીનો ત્યાગ કરવો પડ્યો, એ આ વીસમી સદીના ઇંગ્લંડ જેવા સુધરેલા દેશનો કિસ્સો છે, આમ રામને પ્રજાના લોકમત સામે નમવું પડે એમાં આશ્ચર્ય નથી

( અનુસંધાન સામેના પૃષ્ઠે છે )

# શક્તિનું બીજ

જે ક્રિયાથી તમારા મનનો ભાર હળવો થાય છે તે ક્રિયા છોડી દેવાની હું સૂચના કરું તો તમે નારાજ ન થશો મને એવી ખાતરી થઈ છે કે એ ક્રિયાથી મન હળવું થાય છે પણ તેની સાથે જ એ નિર્બળ થાય છે અશક્તિ સ્વીકારી લઈને જો તમે દુઃખ ઓછું કરવા ઇચ્છતા હો તો તમે કરી શકો છો, પણ એટલું જાણી લેજો કે જખમની વેદના ભુલાય પણ જખમ રૂઝાય નહિ તો અંતે આખો દેહ ટોવાઈ જાય અને નાશ પામે જખમ રૂઝવવાનો જ પુરુષાર્થ આદરો.

o

તમારી જાતને પૂછી લ્યો કે કોઈ દુઃખ આવી પડે તો બીજાની પાસે એ રડવાની તમને ટેવ છે ? દુઃખ રડવાથી દુઃખનો નાશ થતો નથી એવો લગભગ સૌનો અનુભવ છે છતાં સૌ કોઈ એમ કર્યા વિના રહેતું નથી ત્યારે તેની પાછળના કારણો આપણે જાણવા જોઈએ પહેલું અને મુખ્ય કારણ તો મન હળવું કરવાનું છે બીજું કારણ છે બીજાની સહાનુભૂતિ કે મદદ મેળવવાનું ઘણી વાર દુઃખ રડવાની પાછળ પ્રગટ અપ્રગટ આવી ઈચ્છા હોય છે ત્રીજું કારણ પોતાનું મહત્ત્વ બતાવવાનું કેટલાક માણસો પોતે દુઃખ કે તકલીફમાં છે એવું બતાવવામાં છાનો ગર્વ લેતા હોય છે

o

આ ત્રણેય કારણોનું પૃથક્કરણ કરીએ તો આપણે સ્પષ્ટ જોઈ શકીએ છીએ કે એ દ્વારા દુઃખ ગાનારનું ખરેખર કશું ભલું થતું નથી. દુઃખ રડવાથી મનનો ભાર ઓછો થાય છે એ ખરું, પણ તેની સાથોસાથ એ દુઃખ દૂર કરવાની પુરુષાર્થશક્તિ પણ હણાય છે દુઃખની સાથે જે બોજ મન પર આવે છે તે આપણી આંતરિક શક્તિઓને જગાડવાની છાની પ્રેરણા હોય છે હૃદય અને મન જેના બળવાન છે તેઓ દુઃખ આવતાં સહેજ ઉશ્કેરાટ અનુભવે છે અને એનો સામનો કરવા તૈયાર થાય છે એમનો ઉશ્કેરાટ મર્યાદામાં રહે અને સ્વસ્થતા મેળવી શકે તો થોડી વારમાં જ એ દુઃખમાંથી મુક્ત થવાના માર્ગો એને જડવા માંડે છે કોઈ સંયોગોમાં એ દુઃખ અનિવાર્ય જ હોય તો તેને પચાવી જવાની તાકાત પણ એને મળી રહે છે

o

દરેક દુઃખ દૂર કરી શકાય એવું નથી હોતું તે આપણે જાણીએ છીએ સ્વજનના મૃત્યુનો શો ઉપાય ? અચાનક આપણે અપંગ થઈએ તો શું કરીએ ? કોઈ અકસ્માતમાં આપણું સર્વસ્વ

( અનુસંધાન પાછળના પૃષ્ઠને છેડે છે )

---

( સામેના પૃષ્ઠનું અનુસંધાન )

આમાંથી ધડો લેવા જેવું તો એ છે, કે દેખાવમાં એકહથ્થુ રાજશાહી હોય કે લોકશાહી હોય, લોકમત પ્રબળ હોય તો મોટા ડિક્ટેટરને પણ નમવું પડે છે, અને તે નિર્બળ હોય તો પ્રજાના ચૂંટેલા પ્રધાન પણ આપખુદી ચલાવી શકે

—કિશોરલાલ ઘ૦ મશરૂવાળા

( "શિક્ષણ અને સાહિત્ય"ના જૂન '૪૮ના અંકમાંથી )

# જીવન અને ધર્મ

રાવણ એ રામાયણનું નીચમાં નીચ પાત્ર છે સીતા જેવી તે યુગની મહાન સતીને તે ઉપાડી ગયો છતાં નવાઈ અને આનંદની વાત તે એ છે કે સીતાની ઇચ્છા વિના તેને એ આંગળી પણ અડાડતો નથી ભય કે લાલચ કશાથી પણ વશ કર્યા સિવાય કોઇ પણ સ્ત્રી કે પુરુષ સાથે વાસનામય કૃત્ય થઇ શકે જ નહિ બળાત્કારનો ગુનો એક રાક્ષસથી પણ ન કરી શકાય તે, તે વખતના યુગનું સહજ લક્ષણ હતું આ જોતાં એમ સ્પષ્ટ જણાઇ રહે છે કે તે વખતનો સામાન્ય સમાજ પણ ચારિત્ર્યની દિશામાં આટલો ઊંચો હતો બેન પુત્રવધૂ, કુમારી કન્યા કે લઘુબંધુની પત્નીના સામે કુદષ્ટિ કરવી તે ગુનો તો દેહાંતની શિક્ષા જેવો મહાન ગણાતો એવું વાલીને સંબોધીને શ્રીરામને મુખે બોલાયેલી કવિતા દર્શાવે છે

( પાછળના પૃષ્ઠનું અનુસંધાન )

નાશ પામે તો ? આવે વખતે મનોબળ જ આપણો આધાર હોય છે જો આપણે રોવા ન માંડીએ તો એ બળ કુદરતી રીતે જ આપણામાં પેદા થાય છે થોડી વાર દીન પડી પછી ફરીને જીવન-સંગ્રામમાં ઝૂઝવા માટે આપણે તૈયાર થઇ જઇએ છીએ, પણ જો રોવા જ માંડીએ તો આપણી શક્તિઓ ક્ષીણ થાય છે અને એ દુઃખ અવારનવાર કલ્પનાની ભૂતાવળો લાવીને આપણને દુઃખી દુઃખી કરી મૂકે છે

પણ જિંદગીના મોટા ભાગના દુઃખ તો ઓછાવત્તા પ્રયત્ને મીટાવી શકાય એવા હોય છે નાનું બાળક પડીને બેઠું થઈ જાય છે તેમજ આપણે કરવું જોઇએ આપણે સૌ એ જાણીએ છીએ કે જે બાળક રડવા માંડે છે તે જાતે બેઠું થતું નથી, એને બીજાની મદદની જરૂર પડે જ છે

બીજું કારણ સહાનુભૂતિ અને મદદ મેળવવાનું છે ખરું જોતાં તો આ ભ્રમણા છે અમુક પ્રકારના દુઃખમાં બીજાની મદદ અનિવાર્ય લાગે તો લેવામાં કશો દોષ નથી, પણ જ્યાં મદદની ખાતરી જ હોય ત્યાં જ આપણે હૃદય ઉઘાડવું જોઇએ ગમે ત્યાંથી મદદ ન મળી શકે, સહાનુભૂતિના લુખા શબ્દો જ કદાચ મળે વિશ્વમાં આ હકીકત પ્રચાર પામતાં દુઃખ ગાનાર અનેક સ્થળે હાંસીપાત્ર પણ બને સહાનુભૂતિ અને મદદની અપેક્ષા રાખનાર જો આ પરિણામો વિચારે તો લાભ કરતાં હાનિનું પ્રમાણ કેટલું મોટું છે તે સહેજે સમજી શકે

ત્રીજું કારણ બહુ ઓછા માણસોને સ્પર્શે છે દુઃખ ગાનાર ભલે એમાં ગર્વ માનતો હોય પણ સાંભળનાર તો મોટે ભાગે એની દયા જ ખાય છે આ દુનિયામાં કોઇના દયાપાત્ર થવું તે કરતાં દુઃખમાં સળગી મરવું લાખ દરજ્જે બહેતર ગણવું જોઇએ, કારણ કે આ પ્રકારની દયા એ તિરસ્કારનું જ બીજું રૂપ હોય છે

**દુઃખ એ પ્રભુએ સરજેલી અગ્નિની ભઠ્ઠી છે અને આપણા હૃદયના સુવર્ણને શુદ્ધ કરવા માટે એ પ્રગટ છે આપણે એ ભઠ્ઠીનું પ્રદર્શન કરી કોઇની કરૂણાનું પાત્ર ન બનીએ પણ છાને ખૂણે બેસીને એ ઉપર આપણા સુવર્ણને તપાવી શુદ્ધ કરીએ દુઃખમાંથી જ શક્તિનું સર્જન થાય છે. એ સદૈવ યાદ રાખીએ**

( " નૂતન ગુજરાત " ના એક અંકમાંથી )

રાવણની બેન જ્યારે રામ અને લક્ષ્મણ પાસે પોતાના રૂપને બતાવી લલચાવવા પ્રયત્ન કરે છે ત્યારે રામની જ સાક્ષીમા લક્ષ્મણ એના નાકકાન કાપી લેવાની હદ સુધી જાય છે, છતા રામ જેવા દયાળુ પુરુષ એને રોકતા નથી છતા રામે તેવા ગુણહીન સમાજમા પેદા થયેલી સ્ત્રી પણ રસ્તે ચાલતા લોકો પાસે પોતાનુ ચારિત્ર્ય લુટાવે અને નરવીરોના વીર્યનો આટલો ઉડાઉ અને હલકટ રીતે વ્યય કરાવે તે રામ જેવા તે યુગના શ્રેષ્ઠ સસ્કૃતિ સુધારકથી જોયુ કેમ જાય ? જે વસ્તુ સાભળતા પણ કપારી છૂટે તે વસ્તુ આવો મહાન યુગપુરુષ પોતાની સામે બનતી કેમ જોઈ શકે ? એક રમણી રૂપનો આવો સમાજઘાતક દુરુપયોગ કરતી હોય તો તે રૂપને તેની પાસેથી કુદરત આપોઆપ છીનવી લે છે, છતા સમાજે એની રીતથી પગલા લેવા જ ઘટે રામયુગમા ' शठ प्रति शाठ्य ' એ હદ સુધીનો જ સમાજવિકાસ હતો એટલે આવુ બન્યુ સ્ત્રી પર હાથ ઉગામવો અને તેમાય લક્ષ્મણ જેવાએ અને વળી રામની સામે આ કાઈ યોગ્ય નહોતુ, પણ શિખામણથી સુધારવા જેટલો લાબો સમય નહોતો આખા સમાજને તે કાળને યોગ્ય શુ તે સમજ પડે અને રાક્ષસોને પણ સમજ પડે તે રીતે શિક્ષા થવી ઘટે દુપમે ઠીને કુરૂપતી શિક્ષા થવી જોઈએ એ શિક્ષા ત્યા થઈ જે વ્યક્તિ નાગરિક દડને પાત્ર હોય, તેને નાગરિક દડ આપતા તે પસ્તાવો જોઈએ અને છેવટે લક્ષ્મણને નવપત્ની ઉર્મિલાના, માતા સુમિત્રા, અને અતિમ વખતે તો રામનો પણ વિરહ થાય છે આ વાત તુલસીકૃત રામાયણમા ઉપરી આવે છે અને રામની મહાશક્તિરૂપ સીતા જેવી સતીનુ રાવણ, મામા મારીચના છળથી અપહરણ કરી શકે તેવી જોગવાઈ મળી રહે છે સીતા જેવી પવિત્ર હૃદયી સતી મૃગચા પર મોહાઈને તેના વધ સુધી પણ રામને જવા સૂચવે છે રામને ( ધોબીના પ્રસગથી ) પુન પણ સીતા વિરહ વેઠવો પડે છે આ બધ સાચી ઉપરી યોગ્ર છતાય આવી શિક્ષાનુ આ ત્રણેને જુદીજુદી રીતે ફળ તો મળી જ રહે છે

સીતાજીના પડેલા ઘરેણા ઓળખવાનો પ્રસગ તે વખતના સમાજમા ઊચામા ઊચુ બ્રહ્મચર્ય દષ્ટિનુ કયુ ધોરણ હતુ તે બતાવી આપે છે

સુમિત્રાજી પોતાના પુત્ર લક્ષ્મણને વિદાયવેળાએ કહે છે ' તુ જાનકીને માતા રૂપ જાણજે " અને ખરે જ, વાલ્મિકિ રામાયણમાની " नूपुरं केवल जाने " એ પક્તિ તો કમાલ જ કરી નાખે છે

સૂરીસત હમીશ માટે કહેવાય છે કે ઘરમા બારસાર વર્ષ રહે ી દાસીનુ મોઢુ તેઓએ જોયુ જ નહોતુ ચૌદ વર્ષના વનવાસમાનો મોટો ભાગ લક્ષ્મણ સીતા સાથે રહેવા છતા પગ સિવાય બીજા અગ જ તેણે નહોતા જોયા જે અગોની સેવા કરતો તેને જ જોતો બીજાની શી જરૂર ? આ ઘટના આજે ટની અસાધા કક્કી ઉડે છે?

શિયળનુ આટલુ ઉચ્ચ ધોરણ જે વખતે સમાજમા સ્વાભાવિક હશે ત્યારે જ ગીતાનુ એ વચન નીકળ્યુ હશે કે " ધર્મથી અવરોધી એવો કામ (વિગર) પણ હુ (ભગવાન) છુ "

વ્યક્તિના ખાનગી અને સામાજિક બન્ને પ્રકારના જીવનમા બ્રહ્મચર્ય જ મુખ્યત્વે હોય ત્યા સંતાનોત્પત્તિને ખાતર સ્વસ્ત્રી સ્વપતિ વિષે સંયમપૂર્વક મર્યાદિત છૂટ લેનારને ભગવાન તરછોડી જ કેમ શકે ?

સતબાલ

## ' પેટનો બળ્યો ગામ બાળે ' કે ' ગામનો બળ્યો વિશ્વ ઠારે '

દુર્યોધનનું પાત્ર એ ' પેટનો બળ્યો ગામ બાળે ' ની કહેવતનો નમૂનો છે. પાંડવભુવનમાં પાણી નીચમભૂમિ માનીને અહંકાર પડ્યો. કારણથી તેના કપડાં ભીંજાયાં. દ્રૌપદી અથવા ભીમે મશ્કરી કરી ' આંધળાના છોકરા .. ' આ દુર્યોધનથી ન સહાયું ! તેણે તેનો બદલો ભરસભામાં દ્રૌપદી પર નિર્લજ્જ વર્તન આચરીને વાળ્યો. પરિણામે મહાભારતનું મહાયુદ્ધ મંડાયું અને આખા યાદવકુળનું નિકંદન નીકળી ગયું.

ગામનો બળ્યો વિશ્વ ઠારે એ કહેવત વિભીષણને લાગુ પડે છે. રાવણે લાત મારી છતાં રામની કૃપાનીતિની ગરજ મળ્યું ત્યારે તેણે કૃતજ્ઞતા મને સ્વીકાર્યું અને રાક્ષસકુળની જ નહિ પણ માનવજાતની ઊંચા નૈતિક ચારિત્રની સેવા કરી.

પેટનો બળ્યો ગામ બાળેના દાખલો આજે ઠેરઠેર નજરે ચડે છે. એક પક્ષમાં જગ્યા ન મળી કે ઘુસ બીજા પક્ષમાં, ધારેલો હોદ્દો કે નોકરી ન મળી કે કર ટીકા. આ કેટલી ભયંકર મનોદશા છે ! એ માર્ગ ન લેતા આ સમયના ઊંચા નમૂનારૂપ મહાત્માજીની જેમ દેશના સુકાનને હાથે ગોળીબાર ઝીલીને 'ગામનો બળ્યો વિશ્વ ઠારે' એ માર્ગ પકડી લેવો જોઈએ. અને જો એ ન બને તો સામાજિક ક્ષેત્રોમાંથી ખસી જઈ સ્વભાવનું તેનું ઘડતર કરવું જોઈએ. સંતબાલ

---

# આધુનિક ચ્યવન

કોચીનમાં અર્નાકુલમ ખાતે પ્રભાકરણ નામ્બુદેરી નામના ૩૦ વર્ષની વયના લાગતા જુવાને પોતે ૬૮૫ વર્ષ પર જન્મ્યો હોવાનો દાવો કર્યો છે. તે એક લંગોટ અને જનોઈ ધારણ કરે છે. એણે દાઢી વધારેલી છે. તેના માથે આઠ ઇંચની જટા છે. એનો જન્મ ૧૨૬૩ માં થયો હોવાનું જણાવવામાં આવે છે. એના પિતાનું નામ નારાયણ અને માતાનું નામ ગૌરી હતા. એ જ્યારે ૨૭ વર્ષનો હતો ત્યારે પરમાત્માપ્રાપ્તિઅર્થે ઘર છોડી ગયો હતો. એ વેનોરપલ્લી નામની જગ્યાએ જન્મ્યો હતો. તે વખતે ત્યાં ઘીચ જંગલ હતું. એ જગા કોચીનમાં છે કે ક્યાં તેની એને જાણ નથી. તેમ એણે કોચીનમાં મહારાજા હોવાનું પણ સાંભળ્યું નથી. એની કોચીન પોલીસે ધરપકડ કરી હતી અને એક અઠવાડિયું કસ્ટડીમાં રાખ્યો હતો. તે સમય દરમિયાન એણે પાણીનું એક ટીપું પણ પીધું નહોતું. એને તપાસનાર દાક્તરોએ જણાવ્યું હતું કે એણે એક અઠવાડિયાં સુધી કુદરતી હાજતોને પ્રગટવા દીધી નથી, છતાં એની તબિયતમાં જરાયે વધઘટ જણાતી નહોતી. ત્યારબાદ એને અર્નાકુલમની મોટી ઇસ્પિતાલમાં લઈ જવાયો હતો અને દાક્તરી તપાસ બાદ એને છોડી મૂકવામાં આવ્યો હતો. દાક્તરો એના શારીરિક બંધારણની વિચિત્રતા સમજી શકતા નથી.

એક મુલાકાતમાં એણે જણાવ્યું કે હું ઘર છોડયા બાદ હિંદના વિવિધ ભાગોમાં ભટકી હિમાલય પહોંચ્યો હતો, એમાં મને એક નેપાળી સાધુ મળ્યો તેને મે ગુરુ કર્યો હતો અને નેપાળી યોગ આદર્યો તેનાથી હું સામા માણસની ઇચ્છાઓ ને વિચારો જાણી શકું છું. મારા ગુરુ ૧૨૦૦ વરસ જીવીને આજથી ૨૦૦ વર્ષ પર ગુજરી ગયા હતા. છેલ્લા ૬૦૦ વરસમાં મે યોગ સાધનાથી ૧૩ વખત નવયૌવનની પ્રાપ્તિ કરી હતી. હું ૧૯૭૪ ના માર્ચમાં ૭૧૧ વર્ષની ઉંમરે મૃત્યુ પામીશ.

( " પ્રતાપ " સાપ્તાહિકમાંથી

# શ્રી વિનોબા ભાવે

## આછી જીવન રેખા

વિનોબાજીનું નામ આજે તો છાપાંઓમાં વારંવાર ચમકે છે ગાંધીજીના પટ્ટ શિષ્ય તરીકે આપણે બધા એમને ઓળખીએ છીએ ૧૯૪૦ના વાણી સ્વાતંત્ર્ય સત્યાગ્રહમાં પ્રથમ સત્યાગ્રહી તરીકે એમની જ્યારે પસંદગી કરી ત્યારપછી જ એમના વિષે કંઇક જાણી શક્યા જેઓએ એમના લખાણો વાંચ્યાં છે અને જેઓએ એમની વાણી સાંભળી છે તેઓ ભાગ્યે જ એમનાથી પ્રભાવિત થયા વિના રહ્યા હશે ગાંધીજીએ સ્થાપેલી રચનાત્મક કાર્ય કરતી સંસ્થાઓના કાર્યકરોમાં એમનું સ્થાન અનેરૂં છે આપણા રાષ્ટ્ર આગેવાનોમાં પણ એમનું માન છે બાપુના અવસાન પછી જ એઓ પોતાના ક્ષેત્ર બહાર આવ્યા છે અને હિંદુ-મુસ્લિમ એકતાનું અને નિરાશ્રિતોને રાહત આપવાનું કાર્ય કરી રહ્યા છે એ કાર્ય અંગે ગયા મહિને ગોધરા અને વડોદરા આવી ગયા એઓ ગુજરાતમાં ફરી પ્રવાસે આવવાના છે એઓ આપણે ત્યાં આવે તે પહેલા એમનો વધુ પરિચય કરી લઈએ

## કુટુંબ પરિચય

કોલાબા જિલ્લામાં, ગાગોદે ગામમાં ઇ સ. ૧૮૯૦માં વિનોબાજીનો જન્મ થયો હતો એમના પિતાનું નામ નરહર પંત માતાનું નામ રુખમાબાઇ એમના દાદા શંભુરાવ વિરક્ત અને સમભાવી સ્વભાવના ભક્ત હતા દાદીમા ગંગાબાઈ સ્વાભિમાની વિનોદી અને પ્રેમળ સ્વભાવના હતા પિતાજી બુદ્ધિમાન અને મહત્વાકાંક્ષી હતા પણ દાદાજી અંગ્રેજી શિક્ષણની વિરૂદ્ધ હતા એટલે વડોદરામાં નોકરીએ ગોઠવી દીધા આજે પણ તેઓ વડોદરામાં પેન્શનર તરીકે રહે છે સંગીતમાં તેમને રસ છે વિનોબાજીના બે ભાઇઓ બાળકોબા અને શિવાજી પણ સેવાકાર્યને જ વરેલા છે—જાણે નિવૃત્તિ, જ્ઞાનદેવ અને સોપાનની ત્રિમૂર્તિ !

## વાતાવરણ

આવા કુટુંબમાં વિનોબાજીનું બાળપણ વિત્યું હતું કેસરી, બાલા, રાષ્ટ્રમત કાળ અને હિંદુપંચ વગેરે રાષ્ટ્રીય અખબારો ત્યાં આવતાં આ સિવાય ઘરમાં સંતસાહિત્ય અને રાષ્ટ્રીય સાહિત્ય મોટાં પ્રમાણમાં હતું ઘરમાં આ બધા વિષયની ચર્ચા ચાલતી આ વાતાવરણમાં વિનોબાજી રંગાયા

## વિદ્યાભ્યાસ

પ્રાથમિક શિક્ષણ પૂરું કરી વિનોબા વડોદરા આવ્યા હાઇસ્કુલમાં ભણવા લાગ્યા. એમને જ્ઞાનની પિપાસા હતી વડોદરામાં મહાન ગ્રંથાલય સદ્ભાગ્યે હતું એમણે જ્ઞાનદેવ, એકનાથ, તુકારામ, નામદેવ, રામદાસ વગેરેનું સંત સાહિત્ય વાંચ્યું. ઇતિહાસ અને તત્વજ્ઞાનનો પણ અભ્યાસ કર્યો પશ્ચિમના સાહિત્ય સ્વામીઓ અને વિચારકોના પુસ્તકો પણ વાંચ્યા આમ સાહિત્ય ઉપાસના ચાલી

## એકાંતવાસ

વિનોબાજી ખાવા તેમજ સૂવા માટે જ ઘરે આવતા બાકીનો વખત બહાર એક ઓરડી-માં ગાળતા ત્યાં એમના મિત્રો આવતા જુદા જુદા વિષયો પર ત્યાં ચર્ચા ચાલતી અરસપરસ વિચારોની આપ લે કરતા એમાં આગેવાની વિનોબાની જ હતી બધા વિષયોમાં એઓ આગળ મહારાષ્ટ્રનેવામાં પડેલા વર્ધાના કાર્યકરોમાંના શ્રી વાળુકરજી, શ્રી મોદીજી, શ્રી ગોપાળરાવ કાળે શ્રી ધોત્રેજી એ બધા વિનોબાજીના બાલમિત્રો ભાવિની તૈયારી આવી રીતે ચાલતી

## વડીલોના મનોરથ

વડીલોની ઇચ્છા એવી હતી કે વિનોબાજી જેવા બુદ્ધિમાન પુત્ર યુરોપ જાય અને મોટા સંશોધક બને તેથી વિનોબાજી પાસે યુરોપમા પ્રચલિત ફ્રેંચ ભાષા બીજી ભાષા તરીકે લેવડાવી. પરંતુ સંસ્કૃત પ્રત્યે વિનોબાજીને પ્રેમ હતો, એટલે સંસ્કૃતનો ખાનગી અભ્યાસ કરી સુખ ભોગવતા આવે વિનોબાજી પિતાજીએ ઇચ્છેલા તેવા સંશોધક ન થયા પરંતુ જે થયા તે તેથી પણ વધારે થયા હાઈસ્કૂલનો અભ્યાસ કરી વિનોબાજી કોલેજમાં જોડાયા આ વખતે દેશમા સ્વતંત્રતા માટેના પ્રયત્ન ચાલી રહ્યા હતા મહારાષ્ટ્રમાં કેટલીક છુપી મંડળીઓ કાર્ય કરી રહી હતી વિનોબાજીના હૃદયમાં ખળભળાટ મચી રહ્યો હતો ઇન્ટરની પરીક્ષા આપવા તેઓ મુંબઈ જવા ઉપડયા. મુંબઈ જઈ પરીક્ષા આપવાને બદલે વિનોબાજી સુરત ઉપડી પડયા અને ત્યાંથી સૂઝ્યા ત્યાં થઈ બંગાળ જવા રવાના થયા સુરતથી વડીલો પર એક પત્ર પાઠવ્યો તેમાં લખ્યું "હું પરીક્ષા આપવા મુંબઈ જતો નથી બીજે જ જાઉં છું હું ક્યાં પણ જાઉં અગર ક્યાં પણ હોઉં તો પણ મારા હાથે કોઈ પણ પ્રકારનું અનૈતિક કાર્ય થવાનું નથી એની તમને ખાત્રી છે જ."

## જીવન પલટો

અહીંથી વિનોબાજીના જીવનમાં નવું પ્રકરણ શરૂ થાય છે ૨૦-૨૦ વર્ષના યુવાન વિનો-બાજીએ કોલેજને અને કુટુંબને પ્રણામ કર્યાં આ પગલું ભારે હિંમત માગી લે છે. પરંતુ એમ-નામાં હિંમતનો અભાવ નહોતો. ખરું લાગે તો જોખમ ખેડીને પણ એઓ ફરતા એમના પ્રતિ માન ઉપજે એવી હકીકત તો એ છે કે એમણે બાર વર્ષની બાળવયે આજીવન બ્રહ્મચર્ય પાળવાની પ્રતિજ્ઞા કરી હતી કેવો નિશ્ચય ! એમના શિષ્ય શ્રી સુંદર દિવાન અને વલ્લભભાઈ પણ બ્રહ્મચર્ય-વ્રતીઓ છે

## હિમાલયનો પ્રવાસ

બંગાળ જઈ વિનોબાજીએ ત્યાંની ક્રાંતિકારક ચળવળનું પરીક્ષણ-નિરીક્ષણ કર્યું પરંતુ એ ચળવળ પ્રતિ એમને આકર્ષણ થયું નહિ એઓ પાછા ફર્યા પણ ઘરે ગયા નહિ કાશી ગયા. ત્યાં સંસ્કૃતનો વિશેષ અભ્યાસ કર્યો હિમાલયનો પ્રવાસ પણ આ વખતે જ કર્યો

## મહાત્માજીનાં દર્શન અને મિલન

આ વખતે ગાંધીજી ગોખલેજીની સલાહ અનુસાર દેશભરમાં પ્રવાસ કરી રહ્યા હતા હિંદુ વિદ્યાપીઠ બનારસના પદવીદાન સમારંભના પ્રસંગે તેઓ ત્યાં આવ્યા અહીં ગાંધીજીએ હિંમત

ભર્યું ઐતિહાસિક ભાષણ કર્યું વિનોબાજીએ આ વેળા ગાંધીજીનાં દર્શન કર્યાં એક અનોખું તેજ ગાંધીજીમાં એમણે જોયું આફ્રિકામાં વર્ષો સુધી સત્યાગ્રહની લડત લડીને વિજય મેળવનાર વીર સેનાનીને વિનોબાજીએ પારખ્યા ત્યાર પછી વિનોબાજીએ ગાંધીજી સાથે પત્ર વ્યવહાર કર્યો પત્રોમાં એમણે અનેક પ્રશ્નો પૂછ્યા પાછળથી ગાંધીજીએ વિનોબાજીને સાબરમતી આશ્રમમાં 'આવો, રહો અને જુઓ' એમ કહીને બોલાવ્યા. વિનોબાજીએ સાબરમતી જવાની તૈયારી કરી એક દિવસ એઓ પવિત્ર ગંગાતીરે ગયા અને અત્યાર સુધી જે અનેકવિધ તેજસ્વી લખાણ કર્યું હતું તે પત્ર વ્યવહાર સમેત ગંગામૈયાને અર્પણ કરી દીધું ! નવજીવનની એ તૈયારી હતી અપૂર્ણતાનું સમર્પણ હતું.

## સંતના ચરણે

કવિએ સાચું જ કહ્યું છે 'વહાલો બાવો બધાને બનાવતારે' વિનોબાજી ગાંધીજી પાસે ગયા અને ગાંધીજીમાં સમાઈ ગયા ગાંધીજીના થઈ ગયા ગાંધીજી અને વિનોબાજી એકજ ધરીએ સમાસમા બેસીને દળતા, 'सतां सद्भिः संग कथमपि हि पुण्येन भवति' ભવભૂતિનું આ વાક્ય યાદ આવે છે, 'હૃદયકુંજ' ની જમણી બાજુએ આવેલી નાની ઓરડીમાં વિનોબાજી રહેતા વિનોબાજી આશ્રમના સૌઓમાં પૂજ્યપાત્ર બની ગયા વિનોબાજીએ સુરતથી પેલો પત્ર લખેલો ત્યાર પછી ઘેર નહોતા ગયા તેમજ પત્ર પણ નહોતો લખ્યો ગાંધીજીએ એ જાણ્યું ત્યારે થોડો ઠપકો આપ્યો અને વિનોબાજીના માતપિતા પર પત્ર લખ્યો કે, "તમારા વિનોબા મારા સાથે છે આટલી નાની વયમાં તમારા પુત્રે એટલું વૈરાગ્ય અને એટલું તેજ મેળવ્યું છે કે તેટલું વૈરાગ્ય મેળવતા મને કેટલા વર્ષો ગયા છે" બાપુએ આ લીટીઓમાં કેટલું બધું લખી દીધું છે ! વિનોબા નામ ગાંધીજીએ જ પ્રેમપૂર્વક આપેલું ત્યાંથીજ એજ નામ પ્રચલિત છે

## તપશ્ચર્યા, શાસ્ત્રાભ્યાસ અને ભ્રમણ

કેટલાક વખત પછી ગાંધીજીની રજાથી વિનોબાજીએ અધ્યયન અર્થે સાબરમતી આશ્રમ છોડયો, આ વખતે એમણે ખૂબ દેહ-દમન કર્યું એક વસ્ત્રે રહ્યા રાત્રે પાથર્યા વિના સૂતા વરસાદ વરસતો હોય તોય નદી કિનારે પડી રહેતા ખાવા અંગે કડક નિયમો કર્યા કોઈવાર ખાય જ નહિ કોઈવાર ધૂમ તાપમાં જઈને બેસે સ્મશાનોમાં પણ રખડતા આમ શારીરિક અને બૌદ્ધિક તપશ્ચર્યા ચાલી રહી હતી શાંકરભાષ્યનો ઊંડો અભ્યાસ આજ વેળા કર્યો ત્યાર પછી સમસ્ત મહારાષ્ટ્રની પગપાળા યાત્રા શરૂ કરી મહારાષ્ટ્રના પ્રેરક સ્થાનો કિલ્લાઓ અને તિર્થો એઓ જોઈ વળ્યા મહારાષ્ટ્રની કૃષ્ણા, કાવેરી, ગોદાવરી અને ભીમા જેવી સરિતાના કાંઠે કાંઠે એઓ ફર્યા, આ પ્રવાસ દરમ્યાન એમને અનેક અનુભવો થયા

## લોકમાન્યનો મૌન ઉપદેશ

આ વખતે લોકમાન્ય ટિળક જેલમાંથી બહાર આવ્યા હતા, વિનોબાજી લોકમાન્યને મળ્યા કેટલાક પ્રશ્નો વિનોબાજીએ પૂછ્યા એમાંના છેલ્લા પ્રશ્ન વિષે વિનોબાજી કહે છે " તે મહાપુરૂષે ઉત્તર ન દેતા મારા તરફ જોયું, એમાં જ મને ઉત્તર મળી ગયો. હું સાષ્ટાંગ પ્રણામ કરીને પાછો ફર્યો. " લોકમાન્ય પ્રત્યે વિનોબાજીને ખુબ ભક્તિભાવ હતો

## નવી દૃષ્ટિ

વિનોબાજી પાછા સાબરમતી આવ્યા, પરંતુ એમની આંખો ખૂબજ નબળી થઈ ગઇ હતી તોયે એઓ ચશ્મા લેતા નહોતા. એઓ પગમાં કશું પહેરતા નહોતા અને વાંચન પણ ખૂબ કરેલું તેમજ દૃષ્ટ સાધના પણ ઓછી નહિ એ બધાના પરિણામે આંખ પર માઠી અસર થઇ છેવટે ગાંધીજીએ એમને ચશ્મા પહેરાવ્યાં "મને ખરેખર નવી દૃષ્ટિ મળી છે" એવું વિનોબાજીએ કહ્યું

## ગીતાઇનું લેખન

વિનોબાજીનાં માતાજી આ ગાળામાં મૃત્યુ પામ્યા માતા પ્રત્યે એમને ખૂબ પ્રેમ હતો ઘરે હતા ત્યારે સાથે દળવા લાગતા અને સાથે સાથે ધર્મકથા કહેતા અને ગીતાના શ્લોકો સમજાવતા એક દિવસ માએ કહ્યું વિન્યા તું ગીતા ગીતા કરે છે પણ મને એ સંસ્કૃત શ્લોકો સમજાતા નથી મરાઠી ગીતા કેમ નથી ? હોય તો લઇ આવને " આ વખતથીજ વિનોબાજીનો મરાઠીમાં ગીતાને ઉતારવાનો સંકલ્પ કર્યો માતાના મૃત્યુ પછી એ ' ગીતાઈ 'ના રૂપે પૂર્ણ થયો આ ગીતાઇ મહારાષ્ટ્રમાં ખૂબ પ્રચલિત છે વિનોબાજીની એ સર્વોત્તમ કૃતિ છે એ કૃતિ જોવા માતા ન રહ્યા, પણ માતાની પ્રેરણાએ જ એમાં મૂખ્ય ભાગ ભજવ્યો . છે સુરતથી વિનોબા બંગાળ ચાલી ગયેલા ત્યારે માતાએ કહેલું કોઈ નાટક તમાસા સારું તો નથી ગયેલાને ! સારાં કામ માટે ગયા છે ! દેશકાર્ય માટે ગયા છે તેનું મને અભિમાન છે વિનોબા સારૂ કાંઇ માતા અભિમાને ન લે'

## વર્ધા આશ્રમમાં

૧૯૨૦મા એક દિવસ સ્વ જમનાલાલજી ગાંધીજી પાસે સાબરમતી આશ્રમમાં આવ્યા અને ગાંધીજીને કહ્યું મને તમારા પુત્ર તરીકે સ્વીકારો' બાપુએ માગણી સ્વીકારી અને જમનાલાલજી બાપુના માનસપુત્ર થયા, એકવાર જમનાલાલજીએ ગાંધીજીએ વર્ધામા આશ્રમની શાખ ખોલવા વિનતી કરી, એ વિનતી માન્ય રાખવામા આવી અને વર્ધા આશ્રમના સંચાલન માટે વિનોબાજીને પણ જમનાલાલજીએ મેળવી લીધા ત્યારથી વિનોબા વર્ધા ગયા

## કાર્ય ક્ષેત્રમાં

વર્ષો સુધી ત્યાં સેવામય અને કર્મમય તપશ્ચર્યા ચાલુ રહી હજારોને વિનોબાજીએ ચેતન આપ્યું નવી દૃષ્ટિ આપી અહી રહીનેજ એમણે તમામ પ્રયોગો કર્યા, દરમીયાન જે જે સત્યાગ્રહ થયા તેમા વિનોબાજીએ ભાગ લીધો જેલમા પણ ગયા ધુળે જેલમાં એમણે ગીતા પર કરેલા પ્રવચનો ખુબ વિચાર પુર્ણ છે ગીતા વિષે વિનોબાજી કહે છે માતાના દુધ કરતાં ગીતાના દુધથી મને વધારે પોષણ મળ્યુ છે ગીતા સમુદ્રમાં હું કેટલીકવાર તરૂ છુ, કેટલીકવાર રમુ છુ અને કેટલી ડુબકી મારૂ છુ ગીતા પર બોલવા માટે મને તૈયારી કરવી પડતી નથી મારા હૃદયમાં ગીતા ભરેલી જ છે " મરાઠી સાહિત્યમા વિનોબાજીએ મારા પ્રમાણમાં ઉત્તમ કોટીનું સાહિત્ય ઉમેર્યું છે ગુજરાતીમા તે પીરસાવુ જોઇએ

## વર્ધા કેન્દ્રના સંચાલક

દાંડીકૂચ સમયે ગાંધીજીએ સાબરમતી આશ્રમ છોડયો ફરી જમનાલાલજીએ ગાંધીજીને વર્ધા આવવા આગ્રહ કર્યો. ગાંધીજીએ વર્ધાને સમગ્ર પ્રવૃત્તિનું કેન્દ્રસ્થાન બનાવ્યું ગાંધીજીની દૃષ્ટિ

મુજબ કામ કરનાર વિનોબાજી અને વિનોબાજીના સાથીદારો તેમ જ જમનાલાલજી ત્યાં હતા વર્ધાની પસંદગી માટે આ પણ કારણ હતું વિનોબાજીના સાથીઓ અને શિષ્યો આજે પણ એકતાનાથી વિવિધ રચનાત્મક પ્રવૃત્તિઓનું સંચાલન કરી રહ્યા છે વર્ધાથી રાષ્ટ્રને રચનાત્મક કાર્ય અંગે જે પ્રેરણા મળી તેના મૂળ ગાંધીજી તો છે જ પણ વિનોબાજી પણ ખરા, વિનોબાજીએ અનેક નિષ્ઠાવાન અને કાર્યદક્ષ કાર્યકર્તાઓ તૈયાર કર્યા છે

## શરીરની ખીલવટ

વિનોબાજી શરીરે અશક્ત હતા એક વખત સ્વ. જમનાલાલજી વગેરેએ મહાત્માજીને કહ્યું કે, " તમે જ હવે વિનોબાની કાળજી રાખો " મહાત્માજીએ વિનોબાજીને કહ્યું " હવે મારા કબજામાં તમને શા મના પડશે ત્યાં સુધી તમારી પ્રકૃતિ સુધરવાની નથી " ' બાપુ, ત્રણ માસની મુદત આપો " વિનોબાજીએ વિનતી કરી આ ત્રણ માસમાં ખોરાકના પ્રયોગો કરી વિનોબાજીએ ૨૦ રતલ વજન વધાર્યું અત્યારે વિનોબાજીનો બાંધો મજબુત લાગે છે અગાઉની એક છબી પરથી તેની કલ્પના ન આવે

## કાંતણ પ્રયોગ

વર્ધામાં રહી એમણે તકલી, ધનુષ તકલી તેમ જ યરવડા ચક્ર ઉપર અનેક પ્રયોગો કર્યા અને સુધારા પણ કર્યા એમના પ્રયોગોમાં એમના સાથીઓ અને શિષ્યો હોય જ એક વૈજ્ઞાનિક છટાથી એઓ પ્રયોગો કરે છે બાપુજીએ સોંપેલા કામમાં એઓ મગ્ન હતા એઓ ભાગ્યે જ વર્તમાન પત્રમાં ઝળકતા તો પણ એમના કાર્યની સુવાસ ચોમેર ફેલાઈ ગઈ હતી એટલામાં ૧૯૦૦ની સાલ આવી

## સાચા સત્યાગ્રહી

ગાંધીજીએ વાણીસ્વાતંત્ર્ય સત્યાગ્રહના પ્રથમ સત્યાગ્રહમાં પ્રથમ સત્યાગ્રહી તરીકે વિનોબાજીના નામની જાહેરાત કરી ત્યારે ' વિનોબા કોણ ? ' એવો પ્રશ્ન ઘણાને થયેલો તે વખતે સ્વ મહાદેવભાઈએ એમની સુંદર પિછાન આપેલી મહાદેવભાઈએ કહેલું " જેનો ઉત્તરોત્તર વિકાસ થતો હોય એવી ગાંધીજી સિવાય કોઈ વ્યક્તિ મેં જોઈ હોય તો વિનોબાજી છે " વિનોબાજીની ભારે વિદ્વતા, પ્રખર, બુદ્ધિમતા, અપૂર્વ સ્મરણશક્તિ, ધ્યેયનિષ્ટા, સેવાવૃત્તિ, સાધુતા, સાદાઈ, ઈચ્છાશક્તિ, સ્વદેશભક્તિ, નિયમિતપણું, વ્યવસ્થિતપણું, અનાસક્તિ, નમ્રતા, નિર્ભયતા, ધીરતા, અને સમતા આ બધા ગુણોથી આભુષિત વ્યક્તિ ગાંધીજીના પ્રથમ સત્યાગ્રહી તરીકે પસંદગી પામે તેમાં શી નવાઈ ! આ વખતે વિનોબાજીના પિતાજીએ ગાંધીજી પર લખ્યું "તમારી કૃપા અને આશીર્વાદનું આ પરિણામ" આવા પુત્ર બદલ કયા પિતાને આનંદ ન થાય

## વીર સત્યાગ્રહી

ગાંધીજીની આજ્ઞા શિરોમાન્ય કરી આશીર્વાદ લઈ વિનોબાજીએ સત્યાગ્રહ કર્યો એમને પકડયા અને છોડયા, એમણે ફરી ફરી સત્યાગ્રહ કર્યો રાષ્ટ્રના ગાંધીજી સિવાય બધાજ આગેવાનો વાણીસ્વાતંત્ર્ય ખાતર જેલમાં ગયા વાતાવરણ બદલાતાં સત્યાગ્રહ બંધ રહ્યો બધા આગેવાનો છુટયા પછી તો ક્રિપ્સ આવ્યા અને ગયા ત્યારપછી " અંગ્રેજો ચાલ્યા જાવ " ની લડતનો

ઈતિહાસ જાણીતો છે ૧૯૪૨ ની નવમી ઓગસ્ટે બધા નેતાઓ પકડાયા વિનોબાજી પણ પકડાયા ત્યારે તેમણે સદેશો આપેલો. " તમે સ્વતંત્ર છો એવુ સર્વત્ર જનતાને કહો રામનું નામ લઈ અ ગત્ર સર્જન ફેલાવી રહો "

## ધર્મને ભાષાનો અભ્યાસ

'૪૨ પછીનાં વર્ષોનો ઇતિહાસ તાજો છે '૪૫માં ગાધીજીને છોડયા ત્યારબાદ નેતાઓ છુટયા વિનોબાજીને પાછળથી છોડવામાં આવ્યા જેલમા એમણે જુદી જુદી ભાષાઓનો અભ્યાસ કર્યો ભાષાઓ શીખવાનો એમને ભારે ઉત્સાહ છે દેટેક વર્ષ પહેલા સેવાગ્રામ ખાદી વિદ્યાલયના બે વિદ્યાર્થીઓને વિનોબાજીએ પોતાના ભાષા શિક્ષક બનાવ્યા હતા એઓ હિંદની ઘણી ખરી પ્રમુખ ભાષાઓ જાણે છે દરેક ધર્મોનો એમને ઉડો અભ્યાસ કર્યો છે

## સૌંદર્ય શારીરિક

વિનોબાજી સાડા પાંચેક ફુટ ઉંચા છે શરીરે ઘઉવર્ણા છે શરીરે એઓ સશક્ત છે એઓ ફકત પચીઉ જ પહેરે છે શરીર પર કોઇવાર એકાદ કપડુ રાખે છે ભવ્ય લલાટ, નિર્મળ આંખો, નાની દાઢીવાળા વિનોબાજીને જોતાં પ્રાચીન કાળના ઋષિનો ખ્યાલ આવે છે મહારાષ્ટ્રના આ સત રાષ્ટ્રની મહાન વિભૂતિ છે

## દિનચર્યા

આવા વિનોબાજી ગાંધીજીના તારકમંડળના તેજસ્વી તારક છે અનેક મહત્વના પ્રસંગોએ બાપુજી એમની સાથે મંત્રણા કર્યા વિના રહેતા નહિ બાપુ સેવાગ્રામ રહેતા અને વિનોબાજી ત્યાંથી ઉત્તર ચારેક માઇલ દુર ધામ નદીને કિનારે પવનાર આશ્રમમા રહેતા બાપુના અવસાન સુધી એઓ પવનારજ હતા જેઓ વર્ધા જતા તેઓ પવનાર અવશ્ય જતા કોઇ મનન સેવા જતા તો કોઇ દર્શનાર્થે વિનોબાજીની દિનચર્યા બાપુની જેમ નિયમિત ભરચક રહે છે એઓ દરરોજ સવારે પવનારથી ત્રણ માઇલ દુર આવેલા સુરગાવ નામના ગામે ખભે પાવડો નાખી ચાલતા જતા ત્યા તેઓ સફાઈ કાર્ય કરતા ત્યાં વિનોબાજીના પટશિષ્ય જનાભાઈ કાર્ય કરે છે વિનોબાજી અવારનવાર આજુબાજુના ગામોએ પણ જાય છે એઓ સુંદર પ્રવચન કરે છે એમના વિચારો મૌલિક છે એમના દાખલા દલીલો સચોટ હોય છે એમની લેખન શકિત પણ જોરદાર છે. એમના સાથે વાર્તાલાપ કરવો એ એક લહાવો છે પરતુ એમની પ્રાર્થનામા ભાગ લેવો એ તો અણમોલ લહાવો છે આખી પ્રાર્થના એઓ મધુર કંઠથી કરાવે છે અહિંસા સત્ય અસ્તેય વાળો એકાદશ વ્રતવાળો મંત્ર એમનો જ છે

## સેવાકાર્ય

બાપુના અવસાન પછી વિનોબાજી બહાર આવ્યા છે અને હિંદુ મુસ્લિમ એકતા માટે નિરાશ્રિતોને મદદ આપવા અર્થે કાર્ય કરી રહ્યા છે આ વખતે મને સ્વામી રામકૃષ્ણ પરમહંસના શિષ્ય સ્વામી વિવેકાનંદનુ સ્મરણ થાય છે ગાંધીજીનો સંદેશો વીનોબાજી હાગ ભારતમાં અને દેશદેશમા પ્રસરી રહે અને આપણ સૌને પ્રેરણા આપો એવુ મનમાં થાય છે

—શોમાંઈભાઈ છી. પટેલ

( માને ગુરુજી કૃત ' વીનોબાજી ભાવે ' નામના મરાઠી પુસ્તકોનો આ લેખ માટે આધાર લીધો છે )

# આવતા માસની કાર્યદિશા

(૧) વાર્ષિક નિવેદનને ઑગસ્ટના પહેલા અઠવાડિયામા તૈયાર કરો અને આકડાનુ પત્રક ખાતામા વેળાસર મોકલો

(૨) કાયમનિધિ અગર કોઈ પણ પ્રકારનુ ભડોળ તમારી સસ્થાના નામે ખાનગી ઇસમને ત્યા ન રાખતા ખાતાએ જણાવેલી રીતે રોકો

(૩) નવુ અદાજપત્ર ધારાધોરણને અનુસરી બનાવો

(૪) અદાજપત્ર સાથે કાયમનિધિમા રકમ મૂક્યાની પાવતી સામેલ રાખવી

(૫) જુલાઇ આખરે તમામ દફતરો વ્યવસ્થિત કરો પુસ્તકો, રોજમેળ, શરફી સામાન વગેરે પર મેળવણી કરી તારીજ કાઢી તેનો શેરો કરી મત્રી અગર પ્રમુખની સહી લો

(૬) રોજમેળના પહેલા પાના પર હાથ પરની રોકડ સિલક ઉપરાત કયા કયા સ્થળે સંસ્થાની મૂડીનું રોકાણ છે તેની બરાબર નોધ કરો.

(૭) બાળકો અને થોડુ ભણેલા ભાઈબહેનો માટે દર વર્ષે નાની નાની પુસ્તિકાઓ પુષ્કળ પ્રમાણમા ખરીદો અને બાળકોને ન ગમે તેવી ખરાબ સ્થિતિમા હોય તેવા જૂના પુસ્તકો કમી કરાવો

વડોદરા,
તા ૩૦-૬-'૪૮

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

મધ્યવર્તી પુસ્તકાલય — સાર્વજનિક પુસ્તકાલય શાખા

# સૂચના નં. ૧૫ સને '૪૭-૪૮

## વિષય

વાર્ષિક નિવેદનો મોકલવા બાબત.

સને ૧૯૪૭-૪૮ના
વાર્ષિક નિવેદનો પુસ્તકા-
લય ખાતા તરફ મોકલવા
બાબત

સને ૧૯૪૭-૪૮ની સાલનાં વાર્ષિક નિવેદનો વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો વેળાસર મોકલે તેમ જ હકીકત મોકલવામાં અનુકૂળતા થાય એ હેતુથી તેના ફૉર્મો આ અંકના છેવટના ભાગમાં સામેલ છે તે ફાડી લઇ તેનો ઉપયોગ કરવો.

નિવેદન તૈયાર કરવા
બાબત

આશા છે કે પુસ્તકાલયના મંત્રી ભાઇઓ આ નિવેદનોની એક પ્રત પોતાને ત્યાં રાખી બીજી પ્રત પોતાના જૂથ મારફત પુસ્તકાલય ખાતા તરફ તારીખ ૧૫ ઑગસ્ટ પહેલા બીનચૂક મોકલી આપશેજ.

જૂથ તથા મહાલ મંડળો
અને રા. મહાલશાળાધિકા-
રી સા. કરવાની તજવીજ

રાજ્યનાં જુદાં જુદાં મહાલ મંડળો, અને જૂથ મંડળો તેમ જ રા. મહાલશાળાધિકારી સાહેબો આ નિવેદનો મુદત અંદર પુસ્તકાલય ખાતામાં આવી જાય એ પ્રમાણે ઘટિત સૂચનાઓ કરશે એવી આશા છે. પુસ્તકાલયનું અંદાજપત્ર મંજૂર થયું ન હોય છતાં વર્ષ દરમ્યાન સ્થાનિક ખર્ચ અને વાચન પ્રચાર જે થયો હોય તે સંબંધી તથા પુસ્તકસંખ્યા, તથા નાણાકીય સ્થિતિ સંબંધે તમામ હકીકત નિવેદનના રૂપમાં તૈયાર કરી મોકલી આપવા જેમણે તેમણે તજવીજ કરવાની છે. આશા છે કે જૂથ પુસ્તકાલયો આ બાબતમાં ઘટિત કાળજી લઇ તમામ નિવેદનો ખાતામાં વેળાસર આવી જાય તેવો પ્રબંધ કરશે.

વડોદરા, }
૧૬-૬-'૪૮ }

ઉ. મો. પટેલ
મદદ વ્યવસ્થાપક

---

મેળવવાની હોય છે આ ધોરણ સાર્વજનિક પુસ્તકાલયોમા કામ કરનાર ઉપશિક્ષકોને પણ લાગુ પડે છે કામ કરનાર ઉપશિક્ષકો માટે વર્ષોવર્ષ પરવાનગી મેળવવાની મુશ્કેલી ઓછી થાય અને કામ કરનારાઓને સરળતા થાય એ હેતુથી વેતનથી કામ કરનારા ઈસમોને પાંચ વર્ષની એ.સામટી પરવાનગી આપી આજ્ઞાપત્રિકામાં પ્રસિદ્ધ કરવા મે રા ગ વિદ્યાધિકારી સાહેબે સંમતિ દર્શાવી છે સબબ આ જાહેરાત કાઢવામાં આવી છે

**વેતનનું ધોરણ**

શ્રીમંત સરકાર હુ અ ક ડી ૧૮૩/૫૬ તા ૩૦-૫-૪૭ અન્વયે વેતનથી કામ કરનાર ઉપશિક્ષકોનો પગાર રૂપિયા પચોતેરથી વધુ હોવો જોઇએ નહિ તેમ જ વેતનની રકમ મળતા પગારના ⅓ થી વધુ હોવી જોઇએ નહિ

**વેતન મેળવનાર ઈસમોની યાદી**

ઉપર ઠરાવેલા ધોરણ પ્રમાણે રાજ્યના જુદાજુદા સાર્વજનિક પુસ્તકાલયોમા કામ કરનાર શિક્ષકો તથા તેમને મળતા વેતન સંબંધીની હકીકત આ નીચે આપી છે આ શિક્ષકોને સને ૧૯૪૭-૪૮થી પાંચ વર્ષ સુધી મંજૂરી આપવામા આવે છે વેતનની રકમમાં પુસ્તકાલય ખાતાની સંમતિથી ઉપર જણાવેલા વેતનના ધોરણોને ધ્યાન રાખી સ્થાનિક સમિતિ પોતાની સંસ્થાનુ કામકાજ અને આર્થિક પરિસ્થિતિ જોઇ રકમમા વધઘટ કરી શકશે

## મહેનતાણાથી કામ કરતા ગ્રંથપાલ શિક્ષકોની યાદી ૧૯૪૭-૪૮

| અંક | ગામનુ નામ તથા તાલુકો | શિક્ષક ગ્રંથપાલનુ નામ | મંજુર થયેલુ માસિક મહેનતાણું |
|---|---|---|---|
| ૧ | બામણી તા. પેટલાદ | મગનભાઇ ખુશાલભાઇ પટેલ | ૪-૦-૦ |
| ૨ | ડભોઉ તા પેટલાદ | કાલાભાઈ ખુશાલભાઈ પટેલ | ૪-૦-૦ |
| ૩ | ગાડા તા પેટલાદ | મથુરભાઈ બકોરભાઇ પટેલ | ૬-૦-૦ |
| ૪ | કાસર તા પેટલાદ | ચિમનલાલ સોમેશ્વર ત્રિવેદી | ૨-૦-૦ |
| ૫ | પેટલાદ તા. પેટલાદ | પ્રભુલાલ અમાલાલ જાની | ૯-૦-૦ |
| ૬ | જરોદ તા વાઘોડિયા | મણિલાલ ભોગીલાલ શાહ | ૧૫-૦-૦ |
| ૭ | કાણીસા તા ભાદરણ | મણિલાલ વિઠ્ઠલદાસ પટેલ | ૨-૦-૦ |
| ૮ | સીસ્વા તા ભાદરણ | મંગળદાસ મુળદાસ પટેલ | ૦-૦-૦ |
| ૯ | ઝારોળા તા. ભાદરણ | મણિભાઇ લલ્લુભાઇ પટેલ | ૫-૦-૦ |
| ૧૦ | કડારી તા કરજણ | શંકરભાઇ મથુરભાઇ પટેલ | ૫-૦-૦ |
| ૧૧ | મેથી તા કરજણ | રતિલાલ મુળજીભાઈ | ૨-૦-૦ |
| ૧૨ | માંકણી તા. સખેડા | છગનભાઈ કેવલભાઇ પટેલ | ૬-૦-૦ |
| ૧૩ | રસુલાબાદ તા વાઘોડિયા | છોટાલાલ ખુશાલરામ રાવલ | ૨-૦-૦ |
| ૧૪ | વેજપુર તા. સાવલી | સોમાભાઇ ગરબડભાઇ પટેલ | ૮-૦-૦ |
| ૧૫ | બરકાલ તા. સિનોર | શંભુલાલ પુરૂષોત્તમદાસ ખત્રી | ૪-૦-૦ |
| ૧૬ | કરનાળી તા તિલકવાડા | લક્ષ્મણજી જાદવજી દવે | ૪-૦-૦ |

| | | | |
|---|---|---|---|
| ૧૭ | સડેર તા પાટણ | દ્વારકાદાસ સાંકળચંદ પટેલ | ૫-૦-૦ |
| ૧૮ | કુણઘેર તા પાટણ | લલ્લુભાઈ મુગેશ્વર વ્યાસ | ૮-૦-૦ |
| ૧૯ | રણુંજ તા પાટણ | હરગોવિંદદાસ કાળીદાસ વાળંદ | ૪-૦-૦ |
| ૨૦ | ગંગેટ તા ચાણસ્મા | ચુનીલાલ કેશવલાલ શાહ | ૧-૦-૦ |
| ૨૧ | બહુચરાજી તા ચાણસ્મા | મગનલાલ ભુદરભાઈ | ૭-૦-૦ |
| ૨૨ | નારદીપુ તા કલોલ | સદુજી ગોબરજી વાઘેલા | ૮-૦-૦ |
| ૨૩ | સરઢવ તા કલોલ | સીતારામ કુબેરભાઈ નાયક | ૬-૦-૦ |
| ૨૪ | સેરથા તા કલોલ | શંકરલાલ મોહનલાલ પટેલ | ૪-૦-૦ |
| ૨૫ | વસાઈ તા વિજાપુર | મણિલાલ અમીરામ વ્યાસ | ૧૦-૦-૦ |
| ૨૬ | વિજાપુર મહિલા તા. વિજા | ડાહીબેન વિઠ્ઠલદાસ જોષી | ૬-૦-૦ |
| ૨૭ | ગેરીતા તા વિજાપુર | મોહનજી સવાજી ચૌહાણ | ૩-૦-૦ |
| ૨૮ | બીલોદરા તા વિજાપુર | પ્રતાપજી ગુલાબજી ચાવડા | ૩-૦-૦ |
| ૨૯ | લોદ્રા તા વિજાપુર | કાશીભાઈ સેંધીદાસ પટેલ | ૭-૦-૦ |
| ૩૦ | કુંડાલ તા કડી | જીવણલાલ ભોળાનાથ ભટ્ટ | ૧-૮-૦ |
| ૩૧ | કલ્યાણપુરા તા કડી | રતિલાલ અંબાશંકર રાવલ | ૫-૦-૦ |
| ૩૨ | કાંસા તા વિસનગર | કાશીભાઈ મોતીભાઈ પટેલ | ૭-૦-૦ |
| ૩૩ | ભાંડુ તા વિસનગર | વીરચંદ હરિભાઈ પટેલ | ૬-૦-૦ |
| ૩૪ | ખેરાળુ તા ખેરાળુ | હીરાલાલ ભાઈશંકર ત્રિવેદી | ૧૦-૦-૦ |
| ૩૫ | સુઢીયા તા ખેરાળુ | વાડીલાલ બેચરલાલ નાયક | ૫-૦-૦ |
| ૩૬ | ઉંઝા તા ઉંઝા | હિંમતલાલ પ્રભુદાસ ત્રિવેદી | ૧૩-૦-૦ |
| ૩૭ | ઉંઝા મહિલા તા ઉંઝા | માણેકબેન ભગવાનદાસ પટેલ | ૮-૦-૦ |
| ૩૮ | રૂપાલ તા કલોલ | કેશવલાલ લલ્લુરામ ત્રિવેદી | ૭-૦-૦ |
| ૩૯ | રાંધેજા તા કલોલ | કચરાલાલ અંબાલાલ ત્રિવેદી | ૬-૦-૦ |
| ૪૦ | હારીજ તા. હારીજ | જયંતીલાલ શંકરલાલ રાવલ | ૪-૦-૦ |
| ૪૧ | ,, ,, ,, | રવિશંકર ઉત્તમરામ ત્રિવેદી | ૫-૦-૦ |
| ૪૨ | નાદોલ તા દહેગામ | કમળાબેન ભાઈશંકર વ્યાસ | ૮-૦-૦ |
| ૪૩ | પીલુદરા તા. મહેસાણા | જીવણલાલ નગીનદાસ ભાવસાર | ૩-૦-૦ |
| ૪૪ | ધાતવા તા કામરેજ | દલપતસિંહ ગોવિંદસિંહ ઠાકોર | ૧-૮-૦ |
| ૪૫ | આરતા તા કામરેજ | જીવજી પ્રભુભાઈ પટેલ | ૨-૦-૦ |
| ૪૬ | કુચેદ તા નવસારી | છીતાભાઈ લાલભાઈ | ૧-૪-૦ |
| ૪૭ | ધમડાછા તા. ગણદેવી | ખંડુભાઈ કુંવરજી દેસાઈ | ૫-૦-૦ |
| ૪૮ | વાકિયા તા અમરેલી | છગનભાઈ નાથજી | ૨-૦-૦ |
| ૪૯ | રણોલી તા. ભાદરણ | ભીખાભાઈ શનાભાઈ પટેલ | ૫-૦-૦ |
| ૫૦ | નાની નરોલી તા. માંગરોલ | અહમદ કાસમજી બહાત | ૧૦-૦-૦ |

